श्री. प्राणलालजी महाराजश्रीनु जीवनचरित्र

# જીવન રેખા

*

લેખક
શ્રી. જયતિલાલજી મુનિ

પ્રકાશક
શ્રી. મણીલાલ સુંદરજી દોશી-મુંબઈ

# અનુક્રમણિકા



સ્વ. સુંદરજી હુસરાજ દોશી
અમરાપુર-ધાનાણી

## સ્વ પૂ પ્રાણ ગુરુ વિષે અને ઉપસંહાર

જન્મ સં. ૧૯૫૪મા વેરાવળ મુકામે

દીક્ષા સં ૧૯૭૬મા અગસરા મુકામે

કાળધર્મ સં ૨૦૧૩ માગશર વદી ૧૩ શનીવાર અગસરા મુકામે

ગુરુદેવ હસ્તક કુલ દીક્ષાઓ ઓગણીસ,

ગુરુદેવના ઉપદેશના પ્રભાવથી ખુલ્લા મુકાયેલા પુસ્તકાલયો ચાર રાજકોટ, જામનગર, ગોંડલ, રાણપુર

તેમના ઉપદેશથી અનેક જૈનશાળાઓ સજીવન થઇ અનેક નવી શરૂ થઇ

અત્યારે વડિયામા સુંદર રીતે ચાલી રહેલા તપસ્વીજી માણેકચંદજી જૈન વિદ્યાલયમા પ્રાણ પૂરનાર પૂજ્ય ગુરુદેવ ખાસ હતા

- ગુરુદેવે લોભિયાને પણ દાતાર થવાનો પાઠ ભણાવ્યો છે તેમના ઉપદેશના પ્રભાવથી સમાજના હિતમા સદ્‌વ્યય પામેલી રકમ લગભગ સત્તર લાખ રૂપિયા જેટલી થાય છે
- ગોંડલ સંપ્રદાયમા અત્યારે બાર સાધુઓ છે તેમા ઘોર બાળબ્રહ્મચારી દીર્ઘ તપસ્વીજી રતીલાલજી મહારાજ મોટા છે, અને સાધ્વીજીઓ કુલ ૧૦૯ છે

## સ્વ. ગુરુદેવના ૩૭ ચાતુર્માસ થયા તેની નોંધ

| | |
|---|---|
| ૩ બગસરા | ૧ ભાવનગર |
| ૩ વેરાવળ | ૧ વિસાવદર |
| ૨ ધારી | ૨ ભીલખા |
| ૪ સાવરકુંડલા | ૩ જામનગર |
| ૧ જુનાગઢ | ૩ રાજકોટ |
| ૧ મેંદરડા | ૧ ધોરાજી |
| ૩ ગોંડલ | ૫ જેતપુર |
| ૨ વડીયા | ૨ રાણપુર |

---

પુસ્તક

પ્રાપ્તિ સ્થાન

મણીલાલ મુલજી દોશી
આઝાદ નગર સોસાયટી
ઉત્તમ નિવાસ, નોર્થ સાઉથ રોડ નં-૧
વીલે-પાર્લે-પશ્ચિમ
મુંબઈ-૫૬

કાનજી પાનાચંદ સોમાણી
૩૩-આરમેનીયન સ્ટ્રીટ
કલકત્તા

સ્થાનકવાસી જૈન ઉપાશ્રય
સ્ટેશન રોડ
વેરાવળ બંદર સૌરાષ્ટ્ર

શેઠ નરભેરામ હંસરાજ કામાણી
C/o નરભેરામ એન્ડ કું.
બીસ્ટુપુર. જમશેદપુર

મણિબા સ્કુલ
ગોરધની ખાનપુર
અમદાવાદ-૧

# આમુખ

પૂજ્યશ્રી પ્રાણલાલજી મહારાજશ્રી અર્થાત્ મારા ગુરુદેવનુ જીવન ચરિત્ર એટલે જાણે "મધપુડો" આ આખુ ચરિત્ર લખવાનુ મને સૌભાગ્ય સાંપડ્યુ તે પણ મારા માટે અપૂર્વ લ્હાણ હતી લખતા લખતા અને જીવન સામગ્રીનુ નિરીક્ષણ કરતા સહજ મધપુડાનુ સ્મરણ થઈ આવતુ

મધપુડો એ અર્થમા છે કે મધપુડો હોય ત્યા મધમાખીઓ ચારે બાજુથી એકત્ર થઈ ગણગણતી રહે છે મધપુડો સૂનો ભાગ્યે જ હોય!

જ્યા ગુરુદેવ બિરાજતા હોય ત્યા ફર ફર શ્રીસઘના ભાઈઓ બહેનો મધમાખીની જેમ ઉભરાતા રહે ડાયરીના પાને પાને તમને શ્રાવક સમુદાયના જમાવટ જોવા મળશે

પૂજ્યવરનુ જીવન ચરિત્ર ખરેખર રસઝરણી સમુ છે તેમના જીવનમા સ્ખલન નથી ગોટાળો નથી મોટા ચઢાવ ઉતાર નથી દડી ક્રાતિને છોડી સ્થૂળ ક્રાતિનો ખળભળાટ નથી સુક્ષ્મક્રાતિ બહુ જ આસ્તેથી પોતાના વિષયને જીતતી જણાય છે સૂક્ષ્મ દૃષ્ટિના અધ્યયન પછી જ તેમના જીવનચરિત્રમા આવતુ સૂક્ષ્મ પરિવર્તન દૃષ્ટિગોચર થઈ શકે છે વિષયનો અભ્યાસી જ આ વસ્તુને જોઈ શકે તેમ છે સ્થૂળમા તો તે સરિતાના શાત પ્રવાહ-સમુ પ્રતિભાસિત થાય છે ગુરુદેવના જીવનની રસ ગગા વસ્તુત ગગા જેવી જ ગભીર ગતિવાળી છે (હરિદ્વારની ગગા નહિ પરતુ કાશીજીની ગગા જોનારને ગભીર ગગાની કલ્પના આવે)

સ્થૂળ ચઢાવ ઉતારવાળા જીવનચરિત્ર આલેખવામાં મજા છે તે જાડી કથાવાર્તાના આકારના હોય છે જેમાં પ્રસગની આંટીઓ અને અટપટી વાતો જોવા મળે છે પરતુ સમાજના તાત્ત્વિક અગોને સ્પર્શ કરનાર ગભીર ગતિવાળા સમરસ શાંત જીવન ચરિત્રના આલેખન અતિ કઠણ છે પૂજ્યશ્રીનુ જીવનચરિત્ર જોતા અને તેમની જીવન સબધી સામગ્રીનુ દર્શન કરતાં આ વસ્તુ પ્રત્યક્ષ થાય છે નિશ્ચિત ભાવોમાં રમણ કરતાં આવા શાંત મહાત્માઓ સમાજને ધીમુ ક્રાતિ-સ્પદન કરાવે છે આસ્તે આસ્તે સમાજ શરીરને એક નવો ઘાટ આપતા

હોય છે જેનાથી પરોક્ષ ભાવે રૂઢિચારી બને ઉપાય ૭ મુજબ છે પરંતુ તેમને તેવી આ બાબતની નથી એવી જગ્યા તેઓ છીછરા ક્રાંતિકારી દૃષ્ટિને ઉતારી પાડવામાં પ્રાપ્ત કરે છે

ગુરુદેવ ચોક્કસ રીતે નવા વિચારો ધરાવતા ક્રાંતિવીર મહાત્મા હતા મારા આ લેખનમાં આ વસ્તુની બે સ્પષ્ટ નોંધ લેવા અને મારા કથનને ગુરુદેવની ડાયરીની નોંધોથી પ્રમાણિત કરવાનો યથાયોગ્ય પ્રયાસ કર્યો છે

અધ્યયનશીલ વર્ગને આ વસ્તુનું સ્પષ્ટ પ્રતિબિંબ જોવા મળે તેવા ઘણાં વાક્યો અને ફકરાઓ ડાયરીમાંથી સ્થળે સ્થળે અક્ષરશઃ ઉતારવામાં આવ્યા છે

પૂજ્યશ્રીના જીવનચરિત્રને જીવન-રેખા એવું વિશિષ્ટ નામ આપવામાં આવ્યું છે નામ સંબંધમાં હું ખરી ચર્ચા કરું તે પહેલાં જીવનચરિત્ર લખવા માટે અમારી પાસે કેવી આધાર સામગ્રી હતી તેની વિશદ ચર્ચા કરવી આવશ્યક સમજું છું

ગુરુદેવની અપ્રમાદશીલતા અને નિરંતર ભગીરથ પ્રયાસ માટે આપણે નતમસ્તક થઈ જઈએ છીએ તેમના ૭ નના ઉંમરના અઢાર વરસની નિરંતર નોંધપોથીઓ ઉપલબ્ધ થાય છે તેઓશ્રીએ પોતાના ૮ હાથે પોતાના જીવનને સ્પર્શતી ડાયરીઓ તારીખવાર લખી છે અઢાર વરસમાં એક દિવસ પણ એવો નથી કે જે તારીખની તેઓએ નોંધ ન લીધી હોય. દેહવિલય પહેલાના ૭ દિવસ સુધી અનુક્રમ નોંધપોથીઓ પ્રાપ્ત થાય છે તેમની ડાયરીઓનું અંતિમ વાક્ય છે "હરિ વેદ આવ્યા" આગળના પ્રકરણમાં આ વાક્યની બે ક્રમબદ્ધ વિશદ વ્યાખ્યા કરી છે

ગુરુદેવનું ડાયરી લેખન નિરાળું જ છે કોરા કાગળની પોતાના હાથે બનાવેલી નાની નાની ઘણી પાનાવાળી નોંધપોથીઓ બનાવી છે તેની સાઈઝ ૩ x ૪ ઇંચની હશે બધી ડાયરીઓ નાનીમોટી સાઈઝની છે તે ડાયરીઓના પાનાપર આંખની ટાંક જેવા ચમકતા મોતી જેવા એકદમ ઝીણાં અક્ષરોથી બધું લખાણ છે એટલા બધા ઝીણાં અક્ષરો છે કે નરી આંખે વાંચવું મુશ્કેલ પડે. ઘણી જગ્યાએ તો કાચની મદદથી જ ડાયરીઓની નોંધો વાંચવી પડી છે લખવાની રીત એકદમ પોતાની નિરાળી રીત ૮ અંગીકાર કરી છે

એક પાનાને બે ભાગમા વહેંચી દઈ એક સાથે બનેલી બે હકીકતો ને એક સાથે જ લખવામા આવી છે વિષયાતર થતા આપણે અલગ પાને લખીએ છીએ જ્યારે ગુરુદેવે એક જ પાનાપર ત્રણ જાતના લખાણ અલગ અલગ આકારની પંક્તિઓમા લખ્યા હોય છે ઘણી વખત એ ત્રણ રંગમા જુદું જુદું લખવાની રીત અપનાવી છે એક જ પાના પર લીલા, લાલ, વાદળી અક્ષરો જોવા મળશે બધી ડાયરીઓ શુદ્ધ ગુજરાતી ભાષામા લખવામાં આવી છે

આ બધી નોંધો વાચીને તેમાથી વિષયને છૂટો પાડવો તે ઘણુ જ કઠિન કાર્ય હતુ નોંધો એટલી બધી વિશદ વિસ્તૃત અને પરિપૂર્ણ છે કે તેમા આવશ્યક અનાવશ્યક બધી વાતોનો બહોળો સગ્રહ થએલ છે

જેમ કે મહેમાનો આવ્યા તે કયા કયા ગામના હતા ? કેટલા હતા ? ક્યારે આવ્યા ? કેટલુ રોકાયા ? તેને શુ જમાડવામા આવ્યુ ? તેઓએ શાની પ્રભાવના કરી ? અને માગળીક સાભળીને ક્યારે ગયા તેની પૂરી નોંધ જોવા મળે છે ખાસ કરીને દર્શનાર્થી સમુદાયના કાર્ય કલાપની વિપુલ નોંધોથી ડાયરીઓના સેકડો પાના રોકાયેલા છે

જ્યા જ્યા ગુરુદેવના જાહેર પ્રવચનો થયા છે તેની નોંધો તથા તે દિવસના પ્રવચનનો સાર પણ ડાયરીમા આવ્યો છે આ નોંધો અમને ઘણી જ ઉપયોગી થઈ પડી છે જીવનચરિત્રમા ઘણી જગ્યાએ ગુરુદેવના ઉપદેશામૃતનુ પાન કરાવવાનુ સૌભાગ્ય સાપડ્યુ છે ગુરુદેવે પોતાના વિરોધીઓને ક્યારે પણ મચક આપી નથી તેમજ તેમને ઉત્તેજના પણ આપ્યુ નથી કે નથી છછેડ્યા, પરતુ બહુ જ સારી રીતે તેઓને માથુ ખાતા રોક્યા છે, અથવા રોકવાનો પ્રયાસ કર્યો છે તે પણ આ નોંધો ઉપરથી આપણને જાણવા મળે છે જેમ કે રાજકોટમા તેરાપથી સપ્રદાયનો પક્ષ લઈને વાતચીત કરવા આવનાર વ્યક્તિને કેટલી સ્પષ્ટતાથી દૂર રાખ્યા છે અથવા કહો અનાવશ્યક વિવાદ ટાળ્યો છે તે વાચનાર જોઈ શકશે

વસ્તુત ગુરુદેવની આ બારીક નોંધ પોથીઓ વાચવી એ પણ એક રસપ્રદ વિષય છે તેમા ઘણી ઘણી વાતો સાથે એક નીતિનિપુણ મહાત્મા સામાજિક ક્ષેત્રે કેવી તિક્ષ્ણ બુદ્ધિ ધરાવે છે અને શાસ્ત્રીય આદેશોને કેટલા મૂર્તિમત બનાવે છે તે પણ જાણવા મળે છે ગુરુદેવની નોંધપોથી તેમના એક ભગીરથ પ્રયાસની પરિચાયક છે તેઓશ્રીએ આ નોંધો પહેલા પણ

આજે એ ડાયરીઓના આધારે ઘણી જ વાસ્તવિક હકીકતો પીરસતા અને અત્યત આનદાનુભૂતિ થઈ રહી છે

હવે આ જીવનચરિત્ર કેવા સજોગોમાં ક્યા રથળે લખાયુ તેનો ઉલ્લેખ કરવો જરૂરી સમજુ છુ

પૂજ્યશ્રી કાળધર્મ પામ્યા પછી જનતામા તથા શિષ્ય સમુદાયમા એ પ્રશ્ન ઊઠયો કે તેઓશ્રીનુ જીવનચરિત્ર લખાવુ જોઈએ આ પ્રશ્ન ઘણી જ મદગતિથી ચર્ચાતો રહ્યો દરમ્યાન તપસ્વીશ્રી જગજીવનજી મહારાજે પૂજ્યશ્રીના જીવન સબધે સમસ્ત સામગ્રી એકત્ર કરવી શરૂ કરી દીધી તેઓશ્રીએ જો ભગીરથ પ્રયાસ ન કર્યો હોત તો કદાચ કામ વધારે ઢીલમાં પડી રહેત તેઓશ્રીએ તમામ માહિતી એકત્ર કરીને સૌરાષ્ટ્રમાંથી પૂજ્યશ્રીની બધી ડાયરીઓ પોતા પાસે મગાવી ધોર બા બ્ર ઘોરમહા તપસ્વી શ્રી મોટા રતીલાલજી મહારાજે ભડારમા પડેલી હસ્તલેખિત કેટલીક બુકો અને તમામ પત્રિકાઓ સાથે બધી ડાયરીઓ આ બાજુ મોકલી આપી

તપસ્વીશ્રી જગજીવનજી મહારાજે આંખોની તકલીફને ન ગણકારતા બધી ડાયરી આદ્યન્ત વાચી ને પોતાની ઢબે ત્રણ મોટી બુકોમા આખુ ચરિત્ર લખી નાખ્યુ અને તેમાં ઘણી બધી હકીકત ને સ્થાન મળ્યુ ત્યાર બાદ તેને વ્યવસ્થિત ગુજરાતીમા લખવા માટે મને પ્રેરણા આપી અમુક સયોગવશાત્ મે પૂરી તૈયારી ન બતાવી અને આ કામ આરતે કરવા માટે જણાવ્યુ તપસ્વીશ્રી ને મારી આ સુફીયાણી સલાહ પસદ ન પડી વડીયા વિદ્યાલયના અધિષ્ઠાતા શ્રી રોશનલાલજીની તપસ્વીજીએ વરણી કરી અને આખુ કાર્ય તેમને સુપ્રત કરાવ્યુ

મારા અનુભવ પ્રમાણે તે કાર્ય તેમનાથી બનવામા કેટલી અડચણો આવશે એવુ લાગેલુ ગણતરી પ્રમાણે તેઓએ લેખિની હાથ ન ધરી અને કાર્ય ખોરભે પડયુ તપસ્વીશ્રીજી નો આત્મા થોડો કચવાયો તેઓશ્રી ચાહતા હતા કે આ કાર્ય શીઘ્રાતિ શીઘ્ર સમાપ્ત થાય બે વરસની લાબી પ્રતીક્ષા પછી વડિયાથી બધી સામગ્રી સમાજના અગ્રગણ્ય નામાંકિત શ્રાવક શ્રી દુર્લભજીભાઈ વીરાણીએ તપસ્વીજી મહારાજની પ્રેરણા અનુસાર પુન મોકલી આપી દુર્લભજીભાઈ ગુરુદેવ પ્રત્યે એક નિષ્ઠ શ્રદ્ધા વાળા છે તેમના આત્માનો પણ એજ અવાજ હતો કે જીવનચરિત્ર પ્રકાશિત થવુ ઘટે

ઓના જીવનચરિત્ર આલેખનનો ઉદ્દેશ્ય ત્યાગ વૈરાગ્યની ભાવના કેળવાય એજ હોય છે તેમના ભક્ત સમુદાયને ગુરુકથા જાણવા મળે, ગુરુગુણુ ગાઈને ભક્ત પોતાના આત્માને તૃપ્ત કરી શકે તેમ છે તે ઉદ્દેશ્ય પૂર્તિ માટે ખાસ ધ્યાન આપવામા આવ્યુ છે

પૂજ્યશ્રીના જીવનની ભવ્યતાને પારખવી તે એક અધ્યયનનો વિષય છે તેવી નક્કર સામગ્રી તો અધ્યેતા જ તારવી શકે આ ચરિત્ર ચિત્રણુમા તે ભાવોને મુખ્ય સ્થાન આપવામા આવ્યુ છે સૌરાષ્ટ્રની સતપરપરા જૈન સતોની તેમાં વિશેષતા શ્રમણુ સસ્કૃતિના વારસોની કાર્યક્ષમતા, તેમના ક્ષેત્રની મર્યાદા, છતા જનજીવન સાથેનો તેઓનો સપર્ક લોકજીવનના નવૈયા તરીકેની જવાબદારી, રૂઢિગત ભાવનાઓનુ પોષણુ, તેમા નવી ક્રાંતિનુ બીજારોપણુ એ તત્ત્વોનુ પરિક્ષણુ કરીને તેને ન્યાય આપવામાં આવ્યો છે

ઐતિહાસિક દૃષ્ટિએ આગળ ચાલીને ગોડલ ગચ્છ તથા સૌરાષ્ટ્રના સતોની ભૂમિકા સ્પષ્ટ થાય એ વસ્તુ નજર સામે રાખવમા આવી છે આ પુસ્તક તે આખ્યાન કે ખાલી જીવનચરિત્ર નથી કે કેવલ ગુરુ ગુણુમાળા નથી પરતુ આતર સપ્રદાયની જનજીવનમા વણાએલી સાધુ પરપરાનુ અને તેમાં ચમકતા વ્યક્તિત્વનુ એવુ ચિત્ર છે કે સાહિત્ય ક્ષેત્રે જ કોઈ સાગોપાંગ ભારત દર્શનનો અભ્યાસી હોય તો ભારતીય સસ્કૃતિની આંતરશાખા એની વ્યવસ્થા અને તેનાથી નીપજતી અસરોને તે નિહાળી શકે આખી સાધુ સસ્થાનો ગમે તેવો અધ્યાત્મમય વૈરાગ્ય પૂર્ણ ઉપદેશ થતો હોય, જગતમિથ્યા નિર્મોહી ભાવનાઓ ટપકતી હોય, છતાં એ આખી સસ્થા સામાજિક છે અને સમાજક્ષેત્રે તેનો એક પ્રભાવ હોય છે જે રાષ્ટ્રીય ભાવોને સીધો સ્પર્શ કરે છે તેમાં એ સામાજિક વ્યવસ્થાને સમજતા આવા મહાન સતો ધર્મની રગભૂમિ પર પધારે છે ત્યારે જ્ઞાનમય ઉપદેશ સાથે કેવુ જનહિત સધાય જાય છે તે કહેવુ શબ્દોથી પર છે ધન્ય છે તે માતાઓને કે આવા સાચા નિર્મોહી નરપુગવોને તેઓ જન્મદેતી હોય છે પૂજ્ય ગુરુદેવ તેમાહેના સાચા નર કેશરી માતા કુવરબાઈની કુક્ષીનુ રત્ન હતા

પુસ્તકનુ નામ જીવનરેખા રાખવામા આવ્યું છે તેમાં દૃષ્ટિ છે સાચુ જીવન યા જીવનચરિત્ર તેજ છે કે જે જીવનથી સમાજના અતઃકરણુ પર એક નિશ્ચિત રેખા ખેચાતી હોય। પૂજ્યશ્રી ખરેખર એક જીવનની પ્રકાશ રેખા ખેચી ગયા છે એક એવી રેખા જેમાં તેમના

જીવનનું પ્રતિબિંબ પડે છે બીજી રીતે જીવનરેખા નામ પસંદ કરવાનો હેતુ ખરેખર તેમના જીવનની સકલ મહત્તાને સાહિત્યમાં આલેખ કરવી તે વિશાળ કામ હોવાથી ફક્ત તેમના જીવનની એક ઝાંખી એક જ પંક્તિ કાગળ પર પ્રગટ થઈ રહી છે પરંતુ એ રેખા એવી છે કે તેમાંથી વિચારક જીવનની મહાનતાને અંદાજી શકે

તેમનું જીવન એક જીવવા માટે માર્ગદર્શક પગદંડી છે તેનું પ્રતિબિંબ છે જીવનરેખા એ ભાવને વ્યક્ત કરી રહી છે એટલે જીવન રેખા શબ્દ યોજ્યો છે કોઈ પણ રેખા ને કોઈ બહુમૂલ્ય વસ્તુ હોય તો ગુરુવરનું જીવન એક હીરાજડીત રેખા જેવું છે માટે જીવન રેખા શબ્દ ઠીક જ પ્રયોજ્યો છે

આખર મહાપુરુષોના મંગળમય જીવન પણ આ સંસારના મહા ફલક પર એક રેખા જેવા જ છે ઘણી ઉજ્જવળ રેખાઓ માંહેની એક રેખા જ બને છે એક જિંદગીથી તે ભાવોને અનુલક્ષીને આ જીવન રેખા શબ્દની વરણી થઈ છે જે કોઈ કહે પૂજ્યવરનું જીવન એક એવી સીધી રેખા છે પંક્તિ છે જેના પર આગમ હજારો સંત ચાલ્યા છે અને હવે પછી પણ હજારો આત્માઓ ચાલશે.

આગળ મે બોલવું પૂર્ણ કરું તે પહેલા પુનઃ એક વાત સ્પષ્ટ કરું અને તે એ કે પૂજ્યશ્રીનું જીવનચરિત્ર આ હેતુસર પ્રગટ થઈ રહ્યું છે એક મહાન આ કીર્તિમાન સંત ને શબ્દ મંદિરમાં પધરાવ્યા વિના તે નરપુંગવને ન્યાય આપવાનું અશક્ય છે બીજુ તેઓઓના એક શાખશ્રીએ વધારે નિકટવર્તી બન્યો છે ગુરુદેવનુ શબ્દ ચિત્ર વાચકોમાં જનતાને મળવું પરમ આવશ્યક છે ત્રીજુ રોજનીશી પત્રોનો ગુરુદેવનો આધ્યાત્મ પ્રકાશિત થવો નિતાંત જરૂરી છે આ ચરિત્ર વાચનથી દર્શન ચરિત્ર તપમાં વૃદ્ધિ થાય અને દરેક આત્મા પુરુષાર્થે સંચરે એ અભિલાષા અસ્થાને નથી

આ ચરિત્ર આલેખનમાં અહિંસા નિકેતનને જ પૂરો યોગ છે અને પ્રકાશક તરીકે પણ સન્માન અહિંસા નિકેતનને જ મળવાનું છે તેમાં કોઈ સંશય નથી

શિહોરની આ પાવનવી ધરતી પર બેસીને પરમ પૂજ્યશ્રી ગુરુદેવનું ચરિત્ર આલેખન કરતા પળપળ મને ઘણું આનંદ થતું રહ્યું ધન્ય છે જૈનોની પુણ્યભૂમિ શિહોર અને ધન્ય છે ગુરુદેવની વિહાર સ્થળી સૌરાષ્ટ્ર!

તા. ૮-૯-૬૭ શુક્રવાર સં. ૨૦૨૩ ધનબાદ (શિહોર) જયંત મુનિ

# પ્રકાશકનું નિવેદન

સૌરાષ્ટ્રની જૈન તથા જૈનેતર જનતા પૂ શ્રી પ્રાણલાલજી મહારાજશ્રીને સૌરાષ્ટ્રના ધર્મકેસરી તરીકે પીછાને છે તેઓશ્રીએ સાધુ જીવનમા વિહાર કરી નાનામા નાના ગામડાઓને લાભ આપી ધર્મ ભાવના જાગૃત કરી છે માનવ સમાજને ઉપયોગી એવી જ્ઞાનપરબો ઊભી કરી સૌરાષ્ટ્રની જનતાને ધર્માભિમુખ કરેલ છે આવા પૂજ્યશ્રી આપણા વચ્ચે હૈયાત નથી આથી આવા મહાપુરુષનુ જીવનચરિત્ર આપણા જેવા સસારીઓ માટે અને આપણી ભાવિ પેઢી માટે આદર્શરૂપ બને અને તેમના ભવ્ય તપ અને ત્યાગનો આદર્શ થોડે ઘણે અશે પણ આપણા જીવનમાં પ્રેરણા રૂપ બને એવી ઘણા ભાઈ બહેનોની ઇચ્છા હતી આ ઇચ્છા ત્યારે જ પાર પડે કે તેમનુ જીવનચરિત્ર જનતા સમક્ષ મુકાય

પૂજ્ય મુનિવરોશ્રીની પ્રેરણાથી તથા ભાવુક જનતાના સહકારથી પૂજ્યશ્રીનુ જીવનચરિત્ર "જીવનરેખા" આપ સૌની સમક્ષ મૂકતા આનદ અનુભવુ છુ મારા ભાઈઓ, બહેનો તથા સકળ પરિવાર પૂજ્યશ્રીના અનુયાયી હોઈ આ પુસ્તક પ્રગટ થતા વધુ આનદ સાથે ધન્યતા અનુભવી રહ્યા છે આ પુસ્તક પ્રગટ થાય તેની પ્રે ણા આપનાર મારા સ્વ પૂ પિતાશ્રી તથા ગ સ્વ માતૃશ્રીની ઇચ્છાને આપ સૌના સહકારથી સતોષી શક્યો છુ તે મારે માટે વધુ સતોષની વાત છે

આ પુસ્તકના પ્રકાશન કાર્યમા સામગ્રી પૂરી પાડનાર ઘોર તપસ્વી રાજ મૌન પ્રીય ઘોર બા બ્ર મોટા રતીલાલજી, મહારાજ તથા તપસ્વી જગજીવનજી મહારાજ, પડિતશ્રી જયતીમુનિ, શ્રી ગિરીશમુનિ તથા છાપકામ કાર્યમા સહકાર આપનાર શ્રી માસ્તર અમૃતલાલ દોશી, મારા સુરબ્બી સમભાવી તપગચ્છીય શ્રી ફકીરચદભાઈ સૂતરિયા તથા 'વિશ્વવાત્સલ્ય' ના વ્યવસ્થાપક શ્રી હરિપ્રસાદ આચાર્યનો આભારી છુ

જે ભાઈ બહેનોએ આપણા "ગુરુદેવ" પ્રત્યેની ભક્તિ દર્શાવી પુસ્તકની પ્રતો અગાઉથી નોંધાવી મને વધુ પ્રોત્સાહિત કર્યો તેને હુ ભૂલી ન શકુ

આ મહાપુરુષનું જીવનચરિત્ર મોડે મોડે પણ આપણાં સૌના હાથમાં આવે છે તે આપણાં સૌને માટે આનંદની વાત છે

પૂજ્યશ્રીનું જીવનચરિત્ર આપણને સૌને પ્રેરણારૂપ બને તેવી પ્રભુ પાસે પ્રાર્થના!

મણિલાલ સુંદરજી દોશી



# ક્ષમાયાચના

પહેલા તો લખતા મનને પશ્ચાતાપ થાય છે મનને દુ ખ થાય છે કે આપણા પરમ પૂજ્ય ગુણીયલ ગુરુવર મહારાજશ્રી પ્રાણલાલજી મહારાજ મહા પ્રખર વિદ્વાનજ્ઞાની, ગ ભીર, સરલ સ્વભાવે જેઓ પરમ પૂજ્ય પ જાબ કેસરી કાશીરામ મહારાજશ્રી સૌરાષ્ટ્ર જુનાગઢ પધાર્યા ત્યારે પ્રાણલાલજી મહારાજનુ પ્રવચન સાંભળી પ્રાણલાલજી તુમતો સૌરાષ્ટ્ર સિંહ-સમાન હે એવી ઉપમા આપી હતી ખરેખર સૌરાષ્ટ્ર-સિંહ સમાન જ હતા આવા મહાપુરુષનો ઉપકાર આપણા સૌરાષ્ટ્ર-સ ઘ સમાજ ઉપર પારાવાર ગણાય કે તેઓએ સૌરાષ્ટ્ર સ ઘ સમાજના પર પરા જ્ઞાન ધ્યાનના માટે મહાન ભવ્ય સાધનો તેના ઉપદેશથી ઠેકઠેકાણે બની ગયા સફલ સ ઘના માટે ધાર્મિક સાધનો તેના ઉપદેશથી ઠામ ઠામ લાયબ્રેરી વગેરે જ્ઞ ન સાધન બની ગયા

તે મહારાજશ્રી કાળધર્મ પામ્યા બાદ તેમના જીવનચરિત્ર માટે મહાન કાર્ય જે તુરતમા થવુ જોઈએ તે આપણે લાંબા સમય સુધી ભૂલી ગયા

તેમના નિશ્ચિત તિથિઓના ઘણા ઠામ સ ઘને પ્રાપ્ત થયા તેમજ કાળધર્મ પામ્યા બાદ તે કાળે પણ સારી રકમ થઈ તેની વ્યાજની આમદાની પણ કરી

છતા આપણે પ્રથમ મુખ્ય કામ જીવનચરિત્રનુ બહાર પડવુ જોઈએ તે લક્ષ આપણે ભૂલી ગયા તેના માટે ક્ષમા યાચના

વેળાસર આ શુભ કાર્ય બન્યુ હોત તો ગુરુમહારાજશ્રીના પરમ ભક્તો જેઓ આજ આપણા સમાજમાં હાજર નથી સ્વર્ગવાસ પણ. થઈ ગયા તેને મહાન લાભ મળત આત્મ શાંતિ મળત

વળી પ્રથમ તો મારો પોતાનો દોશ જણાય છે કે દેવનુ દેવત્વ પુજારીના હાથમા પૂજ્ય ગુરુવરના મહા ઉપકાર નીચે દબાયેલા સદાના માટે તેના આપણે ઋણી છીયે પ્રથમ અમારી ફરજ હતી કે અ તરની લાગણીથી તેમના ઉતારા પરથી લખાણ તૈયાર કર્યુ હોત અને સમાજના હાથમાં મૂક્યુ હોત તો તુરત અમલ થઈ જત લખાણ થાત નહિ.

જગજીવનજી મુનિ

# ગોંડલ ગચ્છના પૂજ્ય મુનિરાજો અને મહાસતીજીઓની નામાવલિ

## મુનિરાજો

૧ પરમ પૂ. તપોધની બા. બ્ર. સ. મહાવશિરોમણી શ્રી રતિલાલજી મહા.
૨ વયોવૃદ્ધ તપસ્વી શ્રી જગજીવનજી મહારાજ
૩ પ્રખરવક્તા પંડિત રત્ન બા. બ્ર. શ્રી જયંતિલાલજી મહારાજ
૪ મધુર વ્યાખ્યાની બા. બ્ર. શ્રી ગિરીશચંદ્રજી મહારાજ
૫ વિદ્યાભ્યાસી બા. બ્ર. શ્રી જયરાજજી મહારાજ
૬ સ્વાધ્યાયી તપસ્વી શ્રી અમૃતલાલજી મહારાજ
૭ શાસ્ત્રજ્ઞ બા. બ્ર. શ્રી જનકરાયજી મહારાજ
૮ વિદ્યા વિનોદી બા. બ્ર. શ્રી જગદીશચંદ્રજી મહારાજ
૯ વિદ્યા વ્યાસંગી બા. બ્ર. શ્રી હરીશચંદ્રજી મહારાજ
૧૦ વિદ્યાભિલાષી બા. બ્ર. શ્રી હસમુખરાયજી મહારાજ
૧૧ નવદીક્ષિત બા. બ્ર. શ્રી જ્યેશચંદ્રજી મહારાજ
૧૨ નવદીક્ષિત બા. બ્ર. શ્રી વસંતરાયજી મહારાજ

## મહાસતીજીઓ

૧ વયોવૃદ્ધ પરમ પૂજ્ય શ્રી રામકુંવરબાઈ મહાસતીજી
૨ વયોવૃદ્ધ શ્રી હેમકુંવરબાઈ મહાસતીજી
૩ સેવાનિષ્ઠ શ્રી મણીબાઈ મહાસતીજી

૧ શાસ્ત્રજ્ઞ બા. બ્ર. શ્રી જયાબાઈ મહાસતીજી
૨ મધુરકંઠીય શ્રી શાંતા મહાસતીજી
૩ સેવાભાવી શ્રી કંચનબાઈ મહાસતીજી

૧ વયોવૃધ્ધ પૂજ્ય શ્રી પુરીબાઈ મહાસતીજી
૨ વયોવૃદ્ધ શ્રી સંતોકબાઈ મહાસતીજી
૩ સેવાશીલ શ્રી ચંચળબાઈ મહાસતીજી
૪ બા. બ્ર શ્રી કાંતાબાઈ મહાસતીજી
૫ સરલાત્મા શ્રી વિજયાબાઈ મહાસતીજી
૬ બા બ્ર. શ્રી ભાનુબાઈ મહાસતીજી

૧ વયોવૃધ્ધ પૂજ્યશ્રી પાર્વતીબાઇ મહાસતીજી
૨ વિદુષી બા. બ્ર. શ્રી સવિતાબાઈ મહાસતીજી
૩ ,, બા બ્ર શ્રી વિજયાબાઇ મહાસતીજી
૪ ,, બા બ્ર ભાનુબાઈ મહાસતીજી
૫ , બા બ્ર. શાતાબાઈ મહાસતીજી
૬ બા. બ્ર શ્રી નાના વિજયાબાઇ મહાસતીજી
૭ બા બ્ર શ્રી મંજુલાબાઈ મહાસતીજી
૮ નવદીક્ષિત બા બ્ર લતાબાઈ સ્વામી
૯ ,, બા બ્ર ઈંદુમતીબાઇ સ્વામી
૧૦ ,, બા બ્ર. અનિલાબાઈ મહાસતીજી

૧ વિદુષી શ્રી અમૃતબાઈ મહાસતીજી
૨ સેવાભાવી શ્રી સમજુબાઇ મહાસતીજી
૩ નવદીક્ષિત શ્રી સરલાબાઇ મહાસતીજી

૧ વયોવૃધ્ધ શ્રી માનકુંવરબાઇ મહાસતીજી
૨ વિદુષી શ્રી રંભાબાઈ મહાસતીજી
૩ શ્રી જે કુંવરબાઇ મહાસતીજી
૪ આત્મનિષ્ઠ શ્રી લલિતાબાઈ મહાસતીજી
૫ સેવાશીલ શ્રી જયાબાઈ મહાસતીજી
૬ બા બ્ર શ્રી નિર્મળાબાઈ મહાસતીજી
૭ વ્યાખ્યાની શ્રી નર્મદાબાઈ મહાસતીજી

૮ બા. બ્ર. શ્રી ઈંદુબાઈ મહાસતીજી
૯ બા. બ્ર. શ્રી શ્રુતાબાઈ મહાસતીજી
૧૦ સરલસ્વભાવી શ્રી અનસુયાબાઈ મહાસતીજી
૧૧ બા. બ્ર. શ્રી જ્યોત્સનાબાઈ મહાસતીજી
૧૨ બા. બ્ર. શ્રી લાલકુંવરબાઈ મહાસતીજી
૧૩ બા. બ્ર. શ્રી વનિતાબાઈ મહાસતીજી
૧૪ બા. બ્ર. શ્રી હંસરાબાઈ મહાસતીજી
૧૫ બા. બ્ર. શ્રી તારાબાઈ મહાસતીજી
૧૬ બા. બ્ર. શ્રી પ્રિયબાળાબાઈ મહાસતીજી
૧૭ બા. બ્ર. શ્રી મનોરમાબાઈ મહાસતીજી
૧૮ બા. બ્ર. શ્રી પ્રફુલાબાઈ મહાસતીજી

૧ વિદુષી બા. બ્ર. શ્રી અમરતબાઈ મહાસતીજી
૨ વયોવૃધ્ધ શ્રી લક્ષ્મીબાઈ મહાસતીજી
૩ શાંત સ્વભાવી શ્રી નવલબાઈ મહાસતીજી
૪ બા. બ્ર. કુંદનબાઈ મહાસતીજી
૫ બા. બ્ર. શ્રી પુષ્પાબાઈ મહાસતીજી
૬ સેવાભાવી શ્રી શાંતાબાઈ મહાસતીજી
૭ બા. બ્ર. શ્રી કંચનબાઈ મહાસતીજી

૧ વિદુષી બા. બ્ર. શ્રી વખતબાઈ મહાસતીજી
૨ બા " , પ્રભાબાઈ મહાસતીજી
૩ બા હીરાબાઈ મહાસતીજી
૪ બા , ઇંદુબાઈ મહાસતીજી
૫ બા , હંસાબાઈ મહાસતીજી
૬ બા દયાબાઈ મહાસતીજી
૭ બા રમાબાઈ મહાસતીજી
૮ બા " , નાના ઇંદુબાઈ મહાસતીજી
૯ , બા. " નંદનબાઈ મહાસતીજી
૧ બા. " જ્યોતિબાઈ મહાસતીજી

૧૧ ,, બા ,, ,, નાના હંસાબાઈ મહાસતીજી
૧૨ ,, બા ,, ,, મધુબાઈ મહાસતીજી
૧૩ ,, બા ,, ,, કૃષ્ણાબાઈ મહાસતીજી
૧૪ ,, બા ,, ,, સાવિત્રીબાઈ મહાસતીજી
૧૫ ,, બા ,, ,, શારદાબાઈ મહાસતીજી
૧૬ ,, નવદીક્ષિત બા બ્ર. શ્રી રંજનબાઈ મહાસતીજી
૧૭ ,, બા બ્ર શ્રી જશવંતીબાઈ મહાસતીજી
૧૮ ,, બા બ્ર. શ્રી નાના રંજનબાઈ મહાસતીજી
૧૯ ,, બા બ્ર શ્રી પદ્માબાઈ મહાસતીજી

૧ આત્મધ્યાની બા બ્ર શ્રી. પ્રભાબાઈ મહાસતીજી
૨ વયોવૃદ્ધ શ્રી છબલબાઈ મહાસતીજી
૩ સેવાભાવી બા બ્ર શ્રી ચંપાબાઈ મહાસતીજી
૪ બા બ્ર શ્રી વિમળાબાઈ મહાસતીજી

૧ વિદુષી બા બ્ર શ્રી ચંપાબાઈ મહાસતીજી
૨ ,, બા બ્ર શ્રી પ્રાણકુંવરબાઈ મહાસતીજી
૩ મધુર કંઠી શ્રી કંચનબાઈ મહાસતીજી

૧ સરલશીલા શ્રી હીરાબાઈ મહાસતીજી
૨ સેવાભાવી શ્રી ધીરજબાઈ મહાસતીજી
૩ બા બ્ર શ્રી પુષ્પાબાઈ મહાસતીજી
૪ બા બ્ર શ્રી ઇંદુબાઈ મહાસતીજી
૫ બા બ્ર શ્રી નાના પુષ્પાબાઈ મહાસતીજી

૧ વિદુષી બા બ્ર શ્રી જયાબાઈ મહાસતીજી
૨ ,, બા ,, ,, વિમળાબાઈ મહાસતીજી
૩ ,, બા ,, ,, હંસાબાઈ મહાસતીજી

૧ વિદુષી બા.　　　ગુલાબબાઈ મહાસતીજી
૨ ,　બા　　　વિનોબાઈ મહાસતીજી
૩ પ્રવચનકાર બા બ્ર શ્રી પદ્મબાઈ મહાસતીજી
૪ નિવાસ્થાસી બા.　　શ્રી સાધનાબાઈ મહાસતીજી

૧ વિદુષી બા પ્ર શ્રી લલિતાબાઈ મહાસતીજી
૨　　બા　　　તરુલતાબાઈ મહાસતીજી
૩　　બા. ,　જશવંતીબાઈ મહાસતીજી
૪　　બા　　　વસુમતીબાઈ મહાસતીજી
૫　　બા.　　　સુમિત્રાબાઈ મહાસતીજી
૬　　બા　　　અરૂણાબાઈ મહાસતીજી

૧　　તપસ્વીની શ્રી મુક્તાબાઈ મહાસતીજી
૨ વિદુષી બા પ્ર શ્રી લીલમબાઈ મહાસતીજી
૩　　બા　　　પુષ્પાબાઈ મહાસતીજી
૪　　બા.　　　પ્રભાબાઈ મહાસતીજી
૫　　બા.　　　ઉષાબાઈ મહાસતીજી
૬　　બા　　　લતાબાઈ મહાસતીજી
૭　　બા.　　　મૃદુલાબાઈ મહાસતીજી
૮　　બા　　　ભદ્રાબાઈ મહાસતીજી
૯　　બા　　　શારદાબાઈ મહાસતીજી
૧૦　 બા.　　　સુમનબાઈ મહાસતીજી
૧૧ નવદીક્ષિત બા પ્ર. શ્રી વનિતાબાઈ મહાસતીજી
૧૨ મધુરકંઠીય શ્રી ધનકુંવરબાઈ મહાસતીજી
મહાસતીજી કુલ ૧૦૬ ઠાણા



# શાતિગર્જના

## ૧

"ॐ શાતિ" ના મધુર રણકાર કરતી વિભૂતિના ઘર આગણે પગલા થતા, ત્યારે ભક્ત–જનોના હૈયા છલકાઈ જતા. પધારો ગુરુદેવ! પ્રતિધ્વનિના શબ્દો હવામા લહેરાયે જતાં, અનેરી છટા, હસતો ચહેરો, વિમળ નેત્રપકિત, ભદ્રકરૂપ, સિંહ ગર્જના, આ હતી પૂ ગુરૂદેવ પ્રાણલાલજી મહારાજની વિલક્ષણાઓ

સૌરાષ્ટ્રના આ નરકેસરીને જેણે સ્વ આખે નિહાળ્યા છે, તેઓ તેમની હૃદય–આકર્ષણ માયાને જાણે છે અતકરણ પર લીસોટા પાડી જતી તેમની અદ્ભુત હાસ્ય છટા, કયારેય પણ ચિત્ત પરથી વિસ્મૃત કરી શકાતી નથી તેમનુ માયા–ઝરતુ મોહન–વદન દુશ્મનોને પણ રસમય બનાવતુ

સૌરાષ્ટ્રની પડથારે–પોતાના સમયમા જેને એક પ્રાણ–યુગ કહી શકાય શાતિના પડઘા પાડયા હોય તો ગુરુદેવ પ્રાણલાલજી મહારાજે, તેમની શાતિ એ નકોર શાતિ હતી શાતિનુ આહ્વાન હતુ, તે કબરની શાતિ ન હતી, શાતિનો રણકાર હતો, શાતિની ગર્જના હતી, અશાતિના વાયુમડળને વેર વિખેર કરી નાખવાનુ જોમ હતુ શાતિના પોલા નાદે છુપાયેલી કાયરતા ન હતી

શ્યામ–સુદરની મીઠી તાનો પર વૃન્દાવન નાચી ઊઠતુ. ગુરૂદેવની મીઠી–ઉપદેશ બસરી પર સૌરાષ્ટ્રનો જન સમૂહ હિલોળે ચડતો અશાતિના મૂળ હૃદયના વિષમય ભાવોમા પથરાએલા હોય છે ભેદ–બુદ્ધિનો સર્પ ડખ દેતા ચારે તરફ અશાતિના ચિત્કારો, સભળાય છે ગુરુદેવની મનોહર મુરલી

બજતા ક્યાય સર્પો સેહી ઊઠતા. જાણે અર્જુન પોતાનું વિષ વમી નાખતા. વેર-અવેરના ભેદો દૂર થઈ જઈ માનવહૃદય પ્રકાશી ઊઠતું

તે શાંતિમૂર્તિના પ્રવચન પછી કલાકો સુધી તે શાંતિની પ્રતિમા સિવાય બીજું કઈ કોઈને દેખાતું જ નહિ. દિવસો સુધી હવામા તે શાંતિદેવના પડઘા પડતા. વરસો સુધી જન-હૃદય તે શાંતિદૂતની સ્મૃતિને હૃદયમા સંઘરી રાખતા. તે મહાપુરુષે ધર્મને નામે સ્વાર્થ માટે લડી પડતા સમુદાયને ન લડવા માટે લોકોને અપીલ કરી હતી તેઓશ્રીએ પોતાનો શાંતિમાર્ગ સ્થિર કર્યો હતો.

શાંતિ, સમાધિ અને તપની ભૂમિકા ઉપર જ ધર્મની ઉપાસના માટે પોતાનું મિશન બનાવ્યું હતું ભગવાન મહાવીરની અહિંસાને શાંતિના બીબામા તેઓ ઢાળી રહ્યા હતા. જ્યા અશાંતિ, એ ઘતાણુ વાદ-વિવાદ, ત્યા તેમને પ્રભુ વીરની અહિંસાનું ખૂન થતું દેખાતું ત્યા તેમને ધર્મ નહિ પણ ધર્મની પેલછાના જ દર્શન થતા

એટલે તેઓશ્રીએ પોતાની રીતે શાંતિની ગર્જના કરી હતી. મન-મોહક બંસરી બજાવી હતી. લોકોના ચિત્ત તેમના ઉપદેશામૃતનું પાન કરીને ધર્મ જનિત ક્લેશથી ઉપરમ થતા, સાચા આનંદ રસમા ડૂબી જતા વાહ પ્રભુ! વાહ પ્રભુ! ધર્મ પ્રભુ! જેવા શબ્દો હૃદયમાથી સરી પડતા.

અનાયાસે શાંતિની-ગર્જનામા ભક્તિયોગ સમાઈ જતો અમૃત રસના પ્રવાહે ગુરુદેવ લોકોના ચિત્ત પટ પર પડેલા ક્લેશ અને અહંકારના કલંકને ધોઈ નાખતા. પરમ ઉપશમ રસ પથરાઈ જતો. તેમનું પ્રવચન એ શાંતિનું અનુપમ મિશન હતું તે પ્રવચન બુદ્ધિવાદી તર્કપ્રધાન કર્કશ શબ્દ સમૂહ ન હતો. તેમની વાણી હૃદય વિજયી ભાવ-પ્રધાન કવિતા હતી.

એજ ભાવ, એજ શિક્ષા, તેઓશ્રીની પ્રત્યેક ક્રિયામાં પ્રગટ

થતા તેમનું સકલ હલન-ચલન પોતાની ભાવનાને અનુરૂપ જ હતુ ભક્તોના હૃદયના તાણાવાણાને વણી નાખવા, તેમની હૃદયવીણા બજાવી, એક કલાકારની અદાથી તેમને દિવ્ય કલામા વશીભૂત કરી લેવા, એજ ગુરુદેવની મહત્તા હતી

ભક્તના ઘર આગણે પગ ધરતા જ, "ॐ શાતિ" શબ્દ ગૂજી ઊઠતો પોતાના સમસ્ત ઉપદેશનો સાર આ રીતે પ્રગટ થતા તે ભક્તોના હૃદયની આરપાર ઊતરી જતો ખરેખર તે ગોચરી સમયનો એક માત્ર વ્યાવહારિક શબ્દ ન હતો પરન્તુ તેમની શાતિ ગર્જનાનો તે સિહનાદ હતો

તેજ સિંહનાદ ગુરુદેવનો મહામત્ર હતો તે જ શાતિનાદ ગુરુદેવનુ મૌલિક-બળ હતુ તે જ તેમના મિશનનો પાયો હતો આજ સૌરાષ્ટ્રની જનતા એવી જ શાતિ ગર્જનાને ઝખની ગુરુદેવની વિલીન પ્રતિમા પર પ્રતિપલ પ્રેમાશ્રુની પુષ્પમાળો અર્પણ કરતી રહે છે ધન્ય છે તે શાતિ ગર્જનાને અને ગર્જતા શાતિસિહને.. . "ॐ શાતિ"

*

# શાંતિદૂતની એક ઝાંખી

૭

પ્રભાતનો સમય છે ચારે બાજુ આનંદનું મોજું છવાયું છે ઉપાશ્રયમાં પ્રવચનની રેલી થઈ રહી છે મંગળ મંગળ ભાવનાઓ–ઊભરાવા લાગી છે ઝટ–ઝટ કામ પરવારીને ગૃહિણીઓ તૈયાર થઈ રહી છે ગૃહસ્થ લોકો એક નવાજ વ્યાપારના પાઠ ભણી રહ્યા છે મૂકને–પશ્ચાત ! વ્યાખ્યાનનો સમય થઈ ગયો પ્રાણલાલજી મહારાજનું વ્યાખ્યાન એટલે બસ બાળકો વૃદ્ધો યુવાનો યુવતિઓ પ્રૌઢાઓ ધર્મરસિકો બધા જ ખુશ ખુશ. ગુરુદેવ પધાર્યા પહેલા જ ઉપાશ્રય ચીકાર ભરાઈ જતો

સૌ કોઈ મંદિરની આરતી સમે વાગતા ઘંટારવ જેવું–મીઠું મધરસ ટપકતું પ્રવચન સાંભળવા માટે આતુર થઈ બેઠા હતા જેમ પાકી કેરીના આંબા મીઠા સાકર જેવા લાગે તેમ ગુરુદેવના વચનો સાંભળતા જાણે અમૃતરસના ઘૂંટડા પીવાતા હતા ડાયરામાં કસુંબો આપો કોઈ અને ગરાસિયા ખીલી ઊઠે તેમ ગુરુદેવનું પ્રવચન એટલે ધર્મરસનો કસુંબો !

વ્યાખ્યાનની શરૂઆતમાં જ આજ આવા કાથડવાળા પહેલેથી જ હાજર હતા શરૂઆતમાં એક–બે ખોખારા ખાઈને પછી જાણે ખોખારા ખાવાનું જ ભૂલી ગયા તેમનું ચિત્ત પ્રવચન રસમાં તરબોળ થઈ રહ્યું આપાનું કેફનું બંધાણ અને વ્યસનની પરાધીનતા તેમના જીવનની મોટામાં મોટી આડખીલ હતી જીવન–વિકાસ માટે છોડવાના વિચારે આપાનું આત્મ–બળ પીગુ પડી જતું આજે ગુરુદેવે શૂરવીરતાને લલકારી હતી.

પ્રવચનના એક એક શબ્દ આપાને તીરની જેમ લાગતા

ન્હેતા જખમ કર્યા વિના જ તે શબ્દો પ્રબળ વેગથી આપાની કાયરતાને ધોઈ રહ્યા હતા. પ્રવચનનો ઝોક આપા ઉપર આવી રહ્યો હતો ગુરુદેવનુ પદ-લાલિત્ય તેમના શ્રોતાગણમા સુપ્રસિદ્ધ છે ન્યાય આપવાની તેમની કળા અને રસ-ભરી ગેય-પદોની શરણાઈ જ્યારે વાગી ઊઠતી ત્યારે ભલભલા કઠણ કાળજા પીગળી જતા

જાણે ગુરુદેવનો રોજનો એક સ કલ્પ હતો જે કઠણ અને દુર્ગમ વૃત્તિ તેમના શૂર સપાટે ચડતી તેને જાણે પીગળાવી દેવાની ગુરૂદેવની વાણીમા એક હોડ ઉત્પન્ન થતી ઝેરીલી વૃત્તિના દાત પાડયે જ છૂટકો શ્રોતાને પાછળથી વિચાર થતો કે આવુ અશકય કામ કેમ શકય બન્યુ વૃત્તિના મરોડને (વળને) સુકાવવા માટે ગુરુદેવની કળા બેજોડ હતી

આપા કાથડમા શકિતનો સળવળાટ જાગી ઊઠયો, શુ હુ ! આપા જેવો આપો આવો નિર્બળ ! આ મહાત્માજી શુ કહી રહ્યા છે ? એજ વખતે અ દરથી ત્યાગ ભાવનાનો થનગનાટ થવા લાગ્યો આપા કાથડ ભરી સભામા ઊભા થઈ ગયા

" લે મારી સાળી આ હોકલી ! આ મહાત્માજી સામે મારી ઈજ્જતને માટીમા મેળવનાર ! આ રાડને આજે છોડુ છુ " આટલા શબ્દો આપાના મુખમાથી સ ભળાયા નહી ત્યા તો આપાએ ઉપાડીને હોકાનો ઘા કર્યો પાણી સૂકયુ હોકો તો શુ કોઈ પ્રકારનુ વ્યસન ન જોઈએ ગુરુદેવ ધન્યવાદ આપવામા કજુસ ન હતા "શાબાશ દરબાર-શાબાશ" નો પુષ્પગુચ્છ દરબારના શિરપર ગુરુદેવે વરસાવ્યો

આ લોકસ તોએ અને શાતિદૂતોએ ફકત ઝીણુ કાતિને ખાલી બુદ્ધિવાદીઓને જ નથી સ તોષ્યા પર તુ લોકહિતના સાક્ષાત કાર્યો કરી હજારોના જીવન પલટાવી દીધા છે એટલા માટે જ હુ તેમને લોકસ ત યા શાતિદૂત તરીકે ઓળખાવુ છુ

ગુરુદેવ લોકકલ્યાણનુ એક જીવતુ જાગતુ ચિતાનશીલ ચિત્ર હતુ તેમની વ્યુતરી સ્વચ્છ અને સમભાવ તવી હતી. તેઓ પ્રતિક્રિયાત્મક બળને ભાગ્યે જ સ્પર્શ કરતા તેઓ કહેતા પણ ખરા કે દુર્ગુણો અને દુષ્ટવૃત્તિ આખા નમાજને માટે શાપ રૂપ છે માનવધર્મનુ કલક છે જેમા બે મત નથી—ને જ વૃત્તિઓ સામે સર્વપ્રથમ મોરચો રચવાની જરૂર છે મત-ભેદવાળી વાતોને ભાર આપી વાદવિવાદ ઊભો કરી જનહિતને ઠોકર મારી અશાતિનુ તાડવ ખેલવાના ગુરુદેવ ક્યારે પણ પક્ષપાતી ન હતા

ઉપર્યુક્ત વાતને આચરણમા ઉતારતા સહજમા સમભાવ અને સમન્વયવાદ આવી જતો. સહજ માનવજીવનના દૂષણ રૂપ પાપ તત્ત્વને દૂર કરવા સિવાય ખડન પ્રધાન સામ્પ્રદાયિક નીતિને ક્યારે પણ તેઓએ અપનાવી ન હતી.

આખર તો મનુષ્ય, કહેવાતા તાત્ત્વિક પક્ષપાતોને મહત્ત્વ આપીને પોતાનો પક્ષ ઊભો કરી સ્વાર્થના ટૂકા કુડાળામા જ રમતો રહે છે તે દૃષ્ટિએ ગુરુદેવ સાચા લોકસત હતા. એ જ તેમની ઉદારતા અથવા મહાનતા હતી. તેમની અદર ઝગમગતી શક્તિઓનો તેમણે ફક્ત એક પથ બાધવામા જ ઉપયોગ કર્યો હોત તો આજના પથ વાદીથી તેઓ ઘણા જ આગળ હોત પરન્તુ લોકસતો ખરેખર જેઓ સતહૃદય છે તેઓ આ કૂટનીતિનો દીપ ન ઉછાળતા જીવનમા મોતી જ પાથરતા હોય છે

તેમની પ્રવચનની રસ-શૈલીમા જનહૃદય એવા તો નાચવા લાગતા કે ભક્તિ અને પ્રેમ ત્યાગ અને તપના મોજા ઉછળવા લાગતાં. ગુરુદેવ લોકલાગણીને એવી સરસ રીતે સ્પર્શ કરી શકતા હતા, કે જાણે સોની સમાણી વડે રત્ન કણિકાઓને પકડતા હોતો હોય. ગુરુદેવનુ ચારિત્ર ભાવપ્રધાન હતુ

તર્કમય નહિ કાવ્યમય હતુ, ગણિતમય નહિ તેમની વાણીમા પૌરુષ હતુ વહેતો એક પ્રવાહ હતો, શાતિ અને સમાધિનો જન્મદાતા સૌન્દર્યભર્યો ધર્મભાવ હતો

ખરેખર તેમને સભાળવા નહિ, પણ નિહાળવા જન સમુદાય તેમની આસપાસ વીટળાઈ વળતો શ્રવણ ફકત સ્વાર્થમય બુદ્ધિભાવ છે જ્યારે દર્શન કલાકાર પ્રત્યેની આસક્તિ છે પ્રેમ-મયી ભક્તિ છે, ગુરુદેવ ખરા અર્થમા જનભક્તિના સાચા ભાજન હતા તેમના પ્રત્યેની અર્પણતાના ઉમગો હૃદય પર છવાઈ જતા

તે પુષ્પ પાખડીને જરા પણ ઠેસ પહોચાડયા વિના-મધુરસ લેનારા સાચા મધુકર હતા દશ વૈકાલિકના પ્રથમ અધ્યનમા જે મધુકરનુ રૂપક છે તેમાના ગુરુદેવ ભાવ મધુકર હતા ત્યા મધુકરને શાતિદૂત જ કહ્યો છે સાચો શાંતિદૂત જ એ છે જે અશાતિના તરગો કે હિસાના ભાવોને વમ્યા વિના જ પ્રેમ રસને પાઈ શકે છે જનસમાજમા રહેલા કષાયોનુ જ દમન કરી શકે છે

ગુરુદેવ કર્કશ દાર્શનિક ન હતા તેઓના જીવનમા શાતિ દૂત રૂપે જનવલ્લભ સતરૂપે અનેક ઝાખીઓ જોવા મળે છે.

પાઠક આગળના પ્રકરણોમા તેમની જીવનઝાખીના દર્શન કરતો આગળ વધી શકશે

*

# જન્મભૂમિ વેરાવળ

૩

ભારતવર્ષમા સૌરાષ્ટ્ર પોતાનુ આગવું સ્થાન ધરાવે છે સૌરાષ્ટ્ર એક પ્રકારે સતી અને વીરોની ભૂમિ રહી છે સૌરાષ્ટ્રમા બહારવટિયા પણ પ્રસિદ્ધ જ છે જો કે આ બહારવટિયા ખરા અર્થમા ડાકુ નહતા રાજ્ય તરફથી થતા અન્યાયના પ્રતિકાર માટે મેદાને આવ્યા હતા ટૂકમા સૌરાષ્ટ્રનુ પાણી તેજ છે

ભગવાન શ્રીકૃષ્ણે મથુરા મૂકયા પછી રાજધાની માટે સૌરાષ્ટ્રની જ પસંદગી કરી હતી. દ્વારકાનગરીને કોણ નથી જાણતું શ્રીકૃષ્ણજીનો દેહવિલય પણ સૌરાષ્ટ્રના જ સમુદ્ર તટે થયો હતા તે વેરાવળથી નજીકમા પ્રભાસપાટણ તરીકે પ્રસિદ્ધ છે નરસિંહ-મહેતા, સ્વામી દયાનંદ, મહાત્મા ગાંધી શ્રીમદ રાજચંદ્ર એ બધા લોકસંતો અને લોકનાયકો સૌરાષ્ટ્રની જ વિભૂતિ છે

જૈનક્ષેત્રે પણ સૌરાષ્ટ્ર નામાંકિત સંતોની લીલાભૂમિ બન્યો છે પૂજ્ય અજરામરજી મહારાજ (લીંબડીગચ્છસ્થાપક) પૂજ્ય ડુંગરસી-મહારાજ (ગોંડલગચ્છ સ્થાપક) પૂજ્ય વશરામજી મહારાજ પૂજ્ય જશાજી મહારાજ (બોટાદગચ્છ સ્થાપક) પૂજ્ય લાધાજી મહારાજ પૂ. દેવજી મહારાજ તપસ્વી શ્રી. માણેકચંદજી મહારાજ શ્રી જયચંદજી મહારાજ આગમ જ્ઞાતા પૂ. જસાજી મહારાજ શ્રી. સુંદરજી મહારાજ શ્રી. નાનચંદજી મહારાજ શ્રી રત્નચંદજી મહારાજ આદિ ગચ્છ નાયક નામ ધારી સંતોએ જૈન ક્ષેત્રને લીલું બનાવ્યુ છે

સૌરાષ્ટ્રમા જૈનધર્મની શ્વેતાબર શાખાનો જ મુખ્ય વિકાસ જોવામા આવે છે કાળાન્તરથી ત્યા દિગમ્બર શાખા હમણાજ

લુપ્ત પાયા રહી ભારતભરના વ્યાપક દિગમ્બર સમાજથી હજારો તીર્થયાત્રી શત્રુજય, જુનાગઢની તીર્થયાત્રાએ આવતા, ત્યારે શ્વેતામ્બર પરપરાની પ્રભુતા હતી શ્વેતાબર-પરપરાની બન્ને શાખાઓ દેરાવાસી તથા સ્થાનકવાસી સમન્વય ભાવે વિકસિત થઈ હોય તેમ દૃષ્ટિગોચર થાય છે

સૌરાષ્ટ્રમા સ્થાનકવાસી શાખાનો વિકાસ થયા પછી દેરાવાસી શાખા સાથે ક્યાય ઉત્કટ વિરોધ, વિદ્રોહ કે સઘર્ષ જોવામા આવતો નથી જ્યારે બીજે પક્ષે પરસ્પર સમાદર, પ્રેમ અને સહયોગ જોવા મળે છે લગભગ બધા ક્ષેત્રોમા વધતે ઓછે અશે બન્ને સમાજના ઘર હોય છે પરતુ સમન્વયથી તેઓ ક્રિયા નિપજાવે છે ગુરુઓના સ્વાગત કરે છે પ્રવચન ઇત્યાદિથી લાભ મેળવે છે જનતામા દયાધર્મનુ પાલન અને પ્રચાર લગભગ મળીને કરે છે સામાજિક સસ્થાઓમા સહયોગથી દાન આપે છે

સૌરાષ્ટ્રમા પ્રમુખ આચાર્યોની પ્રભુતા અને ભક્તિ વિશેષને લઈને અલગ અલગ સપ્રદાય (સઘાડા યા ગચ્છ)ની સ્થાપના થઈ છે, જે ક્ષેત્ર આશ્રિત છે જેમ લીબડી ગચ્છ, ગોડલ ગચ્છ, બોટાદ ગચ્છ, ખભાત ગચ્છ, ધ્રાગધ્રા ગચ્છ, દરિયાપુરી ગચ્છ ઇત્યાદી સઘાડા અસ્તિત્વમા આવ્યા બધા સપ્રદાયના ક્ષેત્રો લગભગ નિશ્ચિત બની ગયા તે તે ક્ષેત્રોમા પ્રધાન પણે તે તે સઘાડાના સતો વિહાર કરતા, ઉપદેશ દેતા, ધર્મકરણી કરાવતા અને ત્યાના શ્રાવકો મુખ્ય પણે ભક્તિ કરતા

સૌથી ખૂબીની વાત એ હતી કે આ સઘાડાઓમા પરસ્પર કોઈ જાતનો વિરોધ જોવા નથી મળતો દરેક ક્ષેત્રોમા પણ અલગ અલગ સપ્રદાયના સતો, આચાર્યો પધારતા તેમને પણ એટલુ જ સન્માન મળતુ ગુરુ પરપરાને લઈને બધા ગચ્છ

ભિન્ન ભિન્ન સંગઠિત થયા છે પરંતુ સૌ કોઈની માન્યતા, આચરણ એક જ પ્રકારનું સ્થાનકવાસી સમાજને અનુરૂપ હોય છે

સૌરાષ્ટ્રના ચાર વિભાગ જાણીતા છે સોરઠ ગોહિલવાડ હાલાર અને ઝાલાવાડ કાઠી રજપૂતના પ્રભાવ અને ભૂમિની વિશેષતાને લઈને ભિન્ન ભિન્ન જોવામાં આવે છે ચારે વિભાગનાં ભાષામાં તથા રહેન-સહેનમાં સૂક્ષ્મ ભિન્નતાનાં દર્શન થાય છે કાઠિયાવાડી ઝલક ચારે વિભાગોમાં મળશે જ પરંતુ સૌની વિશેષતાઓ પણ નજરે ચડશે જ

ગોંડલ ગચ્છનો મુખ્ય પ્રભાવ સોરઠ ગોહિલવાડ અને હાલારમાં છે ગોંડલ ગચ્છના લગભગ બધા ક્ષેત્રો આ ત્રણે વિભાગમાં જ આવેલા છે આપણા ચરિત્ર નાયકની જન્મભૂમિ વેરાવળ ગોંડલ ગચ્છનું જ ક્ષેત્ર છે તે સોરઠમાં સમુદ્ર તટ પર આવેલું ભારત-વિખ્યાત બંદર છે

અહીં વેરાવળનો થોડો પરિચય આપવો અસ્થાને નહિ ગણાય. સોરઠના પણ ત્રણ વિભાગ પડી જાય છે ખાસ સોરઠ નાઘેર અને બંદર કાંઠો બંદરી વિભાગના લોકો સ્વભાવે રસિક વ્યાપારમાં સાહસિક ભોજનપ્રિય હોય છે વેરાવળ પણ બંદરના ગુણોથી અલંકૃત છે વાણિજ્ય પ્રધાન હોવાથી ઘણા ધનાઢ્યો ત્યાં નિવાસ કરતા હતા

વેરાવળનો પ્રાચીન ઇતિહાસ એક રીતે પ્રભાસ સાથે જોડાઈ જાય છે પ્રભાસ પાટણ વિશ્વ ઇતિહાસમાં સ્થાન પામ્યું છે સોમનાથ મહાદેવનો વૈભવ અને તેના પતન ઉત્થાનની એક લાંબી પરંપરા છે ઇતિહાસ શોધ પ્રમાણે પ્રભાસપાટણ પ્રાચીન કાળમાં આંતરરાષ્ટ્રીય વ્યાપારનું મુખ્ય કેન્દ્ર હતું જૈન ભૂગોળમાં પ્રભાસતીર્થનો મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ છે ઈ. સ. પહેલા સૈકામાં પાશુપત સંપ્રદાયનું પ્રધાન સ્થળ હતું આઠમી શતાબ્દીમાં

કનોજના ગુર્જર પ્રતિહારોએ ત્યા મોટા મંદિરો બાધી વિશાળ પ્રમાણમા સોમનાથને પ્રસિદ્ધ કર્યું પરંતુ ૧૦૨૫મા મહમદ ગીઝનીના હાથે લૂંટાયા પછી સોમનાથ ઐતિહાસિક ઘટનાઓનું એક મહાન સ્થાન બની ગયુ, રણક્ષેત્રના રૂપમા ફેરવાઈ ગયુ. ઈ સ ૧૨૯૭મા અલાઉદ્દીન, ૧૩૦૫મા ગુજરાતના સુલતાન, ૧૪૧૩મા અહમદશાહ, ૧૪૫૯મા મહમદ બેગડો અને છેલ્લે ૧૭૦૬મા ઔરંગઝેબના આક્રમણો નીચે પ્રભાસ આવ્યુ દરેક આક્રમણ પછી તેનો બરાબર જીર્ણોદ્ધાર થતો રહ્યો છેલ્લે છેલ્લે સ્વતંત્ર ભારતમા શ્રી વલ્લભભાઈ સરદારના હાથે તેનો પુનરુદ્ધાર થયો

અગ્યારમા સૈકામા અલબરૂનીએ અને તેરમા સૈકામા માર્કો પોલોએ પોતાના યાત્રા વર્ણનોમા સોમનાથ અને પ્રભાસનો ચર્ચા પૂર્ણ ઉલ્લેખ કર્યો છે મહાન વ્યાપાર કેન્દ્ર તરીકે વર્ણવ્યુ છે પ્રભાસ તીર્થની સંપત્તિનો અદાજ ત્યા લટકતી ૨૦૦ મણ સોનાની સાકળથી મળી રહેતો

વેરાવળ આ બધાનુ સાક્ષી બન્યુ છે. વેરાવળની સ્થાપના કયા સંયોગોમા અને કોના હાથે થઈ છે તે બારીક વિગતમા ન જતા આપણા માટે એટલુ જ બસ થઈ શકશે કે વાણિજ્ય ક્ષેત્રમાં વેરાવળ જૂનુ, જાણીતુ મધ્યકાળથી પ્રસિદ્ધ બદર છે

અરબી સમુદ્રના ઉછળતા તરંગો સીધા વેરાવળના કિનારે અથડાય છે જેઓએ જગન્નાથપુરીનો કિનારો જોયો હોય તેઓ વેરાવળ બદરનાં કિનારાની તુલના કરી શકે છે અરબી સમુદ્ર સુદૂર પશ્ચિમ સુધી ફેલાએલ છે પશ્ચિમમા આગળ વધતા વેરાવળ તે ભારત ભૂમિનો પશ્ચિમી અંત છે ત્યા આપણા દેશનો છેડો આવી જાય છે આ રીતે વેરાવળ ઘણુ જ મહત્ત્વ પૂર્ણ બની રહે છે

અતિ આદિ યુગની કલ્પના છે કે સૌરાષ્ટ્રનો આ કિનારો ઈસ્ટ ઇંડીઝ ટાપુઓ, ઓસ્ટ્રેલિયા તથા આફ્રિકા ખંડ એ બધા એક સાથે જોડાયેલા હતા અને તેનો આકાર મનુષ્ય આકાર બની રહેતો. જો આ ઐતિહાસિક કલ્પના સત્ય હોય તો જૈન ભૂગોળમાં તેનું પ્રમાણ મળી રહે છે. જૈન ભૂગોળના હિસાબે ભારતના બે વિભાગ છે. દક્ષિણ ભારત ને ઉત્તર ભારત. દક્ષિણ ભારતનો પશ્ચિમી કિનારો મનુષ્ય આકારે બતાવેલો છે.

જૈન ભૂગોળમાં તટની આસપાસ પ્રભાસ નામનું શાશ્વત તીર્થ દર્શાવ્યું છે. જૈન શાસ્ત્રોમાં પ્રભાસ તીર્થ દક્ષિણ ભારતની મધ્યમાં બતાવ્યું છે. વર્તમાન પ્રભાસ પણ ઉપર્યુક્ત હિસાબે લગભગ તેજ ક્ષેત્રમાં આવેલું છે. વેરાવળ પણ પ્રભાસ ક્ષેત્રનો પવિત્ર વિભાગ જ ગણાય. પ્રભાસની છાયામાં આવેલું તે પુણ્યમય ક્ષેત્ર છે.

સ્ટીમરના યુગ પહેલા વેરાવળ બંદરે ઘણાં વહાણો લાંગરતા. મુંબઈથી કરાંચી તરફ જનારા જહાજો વેરાવળના કિનારાને સ્પર્શીને જતા. વેરાવળ વેપાર રોજગારથી ધમધમતું કેન્દ્ર હતું. ત્યાં વણિક કોમની સારામાં સારી આબાદીવાળી વસ્તી હતી. ઘણી જાતના વણિકો વેરાવળમાં પેઢી દર પેઢીથી વસેલા છે. દશા શ્રીમાળી, વીશા ઓસવાળ, સોરઠિયા, પોરવાડ આદિ ઘણા છે. તે મુખ્ય ભાગે જૈનો હતા.

આખા સૌરાષ્ટ્રમાં સર્વત્ર શ્રીમાળી વણિક જ્ઞાતિ વસેલી છે. જ્યારે વેરાવળમાં જ વીશા ઓસવાળ વણિકો વસ્યા છે. તે એક પ્રશ્ન ઉપજાવે છે. રાજસ્થાનના વીશા ઓસવાળો સાથે આ બંદર કાંઠાના વીશા ઓસવાળોનો વંશપરંપરાએ ક્યાંયે સંબંધ છે કે કેમ તે વિચારણીય છે. બન્ને પ્રદેશની આ જ્ઞાતી જૈન છે તેથી સંભવિત છે કે કોઈ ટોળો સમૂહ યાત્રાએ આવ્યા પછી વ્યાપાર નિમિત્તે આ બાજુ વસી ગયો હોય.

આજ ઓસવાળ જ્ઞાતિમા અને વેરાવળ નગરીમા જ આપણા ચરિત્ર નાયક ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજનો જન્મ થયો છે વેરાવળ ગુરુદેવની જન્મભૂમિ બનીને કૃતકૃત્ય બન્યુ છે સમગ્ર વીશા ઓસવાળ જ્ઞાતિ આવા પુત્રરત્નને પ્રગટ કરી ગૌરવ લઈ શકે તેમ છે વેરાવળવાસી જૈન બન્ધુઓ શ્રી પ્રાણલાલજી મહારાજ માટે હૃદયમા ગૌરવ ધરાવે છે

ધન્ય વેરાવળ અને ધન્ય ત્યાનો સમાજ આગળના પ્રકરણોમા પાઠક સ્વય ચારિત્ર-નાયકની જીવનકથાને વાચીને નગર અને ત્યા જન્મ લેનાર સયમી આત્માની મહત્તાને સમજશે

*

અતિ આદિ યુગની કલ્પના છે કે સૌરાષ્ટ્રનો આ કિનારો ઇસ્ટ ઇ ડીઝ ટાપુઓ, ઓસ્ટ્રેલિયા તથા આફ્રિકા ખંડ એ બધા એક સાથે જોડાએલા હતા અને તેનો આકાર ધનુષ્ય આકાર બનો રહેતો. જો આ ઐતિહાસિક કલ્પના સત્ય હોય તો જૈન ભૂગોળમા તેનુ પ્રમાણ મળી રહે છે જૈન ભૂગોળના હિસાબે ભારતના બે વિભાગ છે દક્ષિણ ભારત ને ઉત્તર ભારત દક્ષિણ ભારતનો પશ્ચિમી કિનારો ધનુષ્ય આકારે બતાવેલો છે

જૈન ભૂગોળમા તે તટની આસપાસ પ્રભાસ નામનુ શાશ્વત તીર્થ દર્શાવ્યુ છે જૈન શાસ્ત્રોમા પ્રભાસ તીર્થ દક્ષિણ ભારતની મધ્યમા બતાવ્યુ છે વર્તમાન પ્રભાસ પણ ઉપર્યુક્ત હિસાબે લગભગ તેજ ક્ષેત્રમા આવેલુ છે વેરાવળ પણ પ્રભાસ ક્ષેત્રનો પવિત્ર વિભાગ જ ગણાય પ્રભાસની છાયામા આવેલું તે પુણ્યમય ક્ષેત્ર છે

સ્ટીમરના યુગ પહેલા વેરાવળ બંદરે ઘણા વહાણો લાગરતા. મુંબઈથી કરાચી તરફ જનારા જહાજો વેરાવળના કિનારાને સ્પર્શીને જતા. વેરાવળ વેપાર રોજગારથી ધમધમતું કેન્દ્ર હતું ત્યા વણિક કોમની સારામા સારી આબાદી હતી ઘણી જાતના વણિકો વેરાવળમા પેઢી દર પેઢીથી વસેલા છે દશા શ્રીમાળી વીશા ઓસવાળ સોરઠિયા પોરવાર આદિ ઘરો છે તે મુખ્ય ભાગે જૈનો હતા.

આખા સૌરાષ્ટ્રમા સર્વત્ર શ્રીમાળી વણિક જ્ઞાતિ વસેલી છે ત્યારે વેરાવળમા જ વીશા ઓસવાળ વણિકો વસ્યા છે તે એક પ્રશ્ન ઉપજાવે છે રાજસ્થાનના વીશા ઓસવાળો સાથે આ બંદર કાઠાના વીશા ઓસવાળોનો વંશપરંપરાએ કયાયે સંબંધ છે કે કેમ તે વિચારણીય છે બન્ને પ્રદેશની આ જ્ઞાતી જૈન છે તેથી સંભવિત છે કે કોઈ દૂરો સમુદ્ર યાત્રાએ આવ્યા પછી વ્યાપાર નિમિત્તે આ બાજુ વસી ગયો હોય.

આજ ઓસવાળ જ્ઞાતિમા અને વેરાવળ નગરીમા જ આપણા ચરિત્ર નાયક ગુરુદેવ શ્રી પ્રાણુલાલજી મહારાજનો જન્મ થયો છે વેરાવળ ગુરુદેવની જન્મભૂમિ બનીને કૃતકૃત્ય બન્યુ છે સમગ્ર વીશા ઓસવાળ જ્ઞાતિ આવા પુત્રરત્નને પ્રગટ કરી ગૌરવ લઈ શકે તેમ છે વેરાવળવાસી જૈન બન્ધુઓ શ્રી પ્રાણુલાલજી મહારાજ માટે હૃદયમા ગૌરવ ધરાવે છે

ધન્ય વેરાવળ અને ધન્ય ત્યાનો સમાજ આગળના પ્રકરણોમા પાઠક સ્વય ચારિત્ર–નાયકની જીવનકથાને વાચીને નગર અને ત્યા જન્મ લેનાર સયમી આત્માની મહત્તાને સમજશે

*

તરફથી ખૂબ જ ઉત્સાહ મળતો. આ ભાગ્યવાન શ્રાવકે વેરાવળ શ્રીસંઘના મૂળ ખૂબ જ મજબૂત કર્યા હતા. વેરાવળને ધર્મનું પ્રધાનકેન્દ્ર બનાવ્યું હતું સુશોભિત સ્થાનકો તેની સાક્ષી આપતા

શેઠશ્રીના પરિવારને ગુરુદેવ શ્રી કુંવરસિંહજી મહારાજના ચરણોમા વિશેષ શ્રદ્ધા બંધાઈ હતી ગુરુદેવના વેરાવળ આગમન માટે પોતે ઊંડો રસ ધરાવતા ગુરુદેવના ચાતુર્માસ માટે ખાસ પ્રયત્નશીલ રહેતા. વેરાવળ ધર્મકેન્દ્રમા જતા સંતોને પણ અમીના ઓડકાર આવતા

શેઠશ્રીના છત્રછાયામા જૈન પરિવારોને આગળ વધવામા ઘણો જ સહારો મળતા હતા. ખરેખર શેઠ સંપત્તિ પામ્યા તે પ્રમાણ હતી. કોઈ ચારણ કવિએ જન ભાષામા ગાયું છે તે યોગ્ય છે

સંઘમા મોટો થયો, થયો પૈસાદાર
બહુ કીધુ શ્રીસંઘનુ ધન્ય તેનો અવતાર

શ્રી સંઘને શેઠનુ નેતૃત્વ મળ્યુ તે જાણે કુમુદ (રાત્રિ-વિકાસી કમળ)ના સમૂહને ચંદ્રની પ્રાપ્તિ સમ મહા પ્રેરણાદાયી હતું

સૌભાગ્યચંદ શેઠ પોતાનુ શ્વેત અંગરખુ હીરદોરી પોતિયુ અને બંદરની વિલક્ષણ પાઘડી ધારણ કરીને પૂર્ણ શ્વેત પોશાકમા મ્યાનકે આવતા ત્યારે રાજયોગી જેવી પ્રતિભાથી સૌના નેત્રોમા સમાઈ જતા

સૌરાષ્ટ્રમા ગ્રામ નગરોમા તે સમયે જૈન વણિક સમાજની ઘણી જ ધાક હતી વેરાવળ સમાજ પણ એવું જ વર્ચસ્વ ભોગવતો હતો. આ જૈન શ્રીમંતોમાના ઘણાખરા વીસા ઓસવાળ હતા. જૈનોમા તે સમયે દશા-વિસાના ભેદ દઢતાપૂર્વક પાળવામા આવતા હતા.

આ વીસા ઓસવાળો ગર્ભશ્રીમતો હોવાથી વૈભવશીલ તથા વિલાસ પ્રિય બન્યા હતા સુખપૂર્વક રહેવું, આનંદપ્રમોદથી જીવન ગાળવું તેમને અધિક પ્યારુ લાગતુ ઓસવાળો ખાવા પીવામા પોતાની ખાસ રીતરસમો ધરાવે છે એકજ થાળીમા સાથે બેસીને જમવું, જમણવારીઓ કરવી, દીકરીની લેવડદેવડ પોતાના જ ઘોળમા કરવી આ તેમની ખાસિયતો હતી

વેરાવળનો સમગ્ર જૈનસમાજ એક જ સૂત્રમા જકડાએલ હતો ઓસવાળ બધુઓ જેવા વ્યવહારદક્ષ અને વૈભવશીલ હતા તેવા જ ધર્મક્ષેત્રમા શૂર અને ભક્તિપ્રધાન પણ હતા નાના મોટા સહુ એકબીજાના આધારે સમન્વિત થયા હતા સગઠન અને ધર્મભાવનાનુ પરિણામ એ આવ્યુ કે વેરાવળ વીસા ઓસવાળ જાતીમા તિલકરૂપ એક મહાપુરુષે જન્મ લીધો

*

# વેરાવળમાં જૈન સંતોના આગમન

## ૫

વેરાવળ જૈન સમાજનું કેન્દ્ર છે પરદેશ તથા મુંબઈ સાથે સંબંધ હોવાથી જૈનો સમૃદ્ધ અને સુખી હતા. સૌરાષ્ટ્રમાં તે યુગમાં સમૃદ્ધિના દૃષ્ટિએ વેરાવળનો જૈન સમાજ સર્વશ્રેષ્ઠ હતા. ત્યાં સમૃદ્ધ સમાજ હોય ત્યાં ધર્મની વિશેષ પ્રભાવનાઓ થતી. સૌરાષ્ટ્રમાં વેરાવળ પ્રત્યે સમાજનું અને સંતોનું આકર્ષણ હતું.

સમૃદ્ધિની સાથે ભક્તિ ઉદારતા, ધર્મનિષ્ઠાના સારા ગુણો વેરાવળ જૈન સમાજમાં ખૂબ જ વણાયા હતા. ધર્મના પ્રતાપે જ આપણે સુખી છીએ અને સુખમય જીવન ધર્મ કરણી માટે જ છે આવી ઊંડી સમજ ત્યાંના ભાઈ બહેનો ધરાવતા હતા.

સંતોના ચાતુર્માસ કરાવવા, ધાર્મિક ઉત્સવો ઉજવવા વિશેષ પ્રકારની તપશ્ચર્યાઓ તથા ધર્મ કરણી કરી સાત્ત્વિક આનંદ લેવો એવી પ્રબળ ભાવના જૈનસમાજની રહેતી. સૌરાષ્ટ્રમાં પૂજ્ય દેવજી સ્વામી તથા તેમના શિષ્ય સમુદાય પૂજ્ય જયચંદ્ર મહારાજ તથા તપસ્વી માણેકચંદજી મહારાજ સુવિખ્યાત સંતો હતા. દરિયા કિનારાના ક્ષેત્રોમાં તેમની પ્રભુતા હતી.

વેરાવળ ક્ષેત્ર અસ્તિત્વમાં આવ્યા પછી કેનું ચાતુર્માસ સર્વ પ્રથમ થયું તે કહેવું કઠણ છે તાજેતરનો ઇતિહાસ જોતા સં. ૧૯૧૭માં પૂજ્યશ્રી દેવજી મહારાજનું વેરાવળ સ્થાને ચાતુર્માસ હતું. પૂજ્યશ્રી યશસ્વી અને મહા પ્રભાવક હતા. વેરાવળ શ્રીસંઘે તેમના ચાતુર્માસથી એક ઊંડી તૃપ્તિ અનુભવી. પૂજ્યશ્રી વિહાર કરી ગયા પછી વેરાવળ શ્રીસંઘ તેમનું નામ જપતો જ રહ્યો સૌના હૃદયમાં ચીંટાઈ રહી ગઈ

સ ૧૯૨૩મા પુન શ્રીસઘે પ્રયાસ કર્યો અને તેમને સફળતા મળી પૂજ્યશ્રી દેવજી મહારાજનુ ચાતુર્માસ થયુ જેમ જેમ પૂજ્યશ્રીના ત્યા ચોમાસા થતા ગયા તેમ તેમ શ્રીસઘના ભાવો ઉત્તરોત્તર વધતા જ ગયા ગુરુદેવ અને તેમના પરિવાર પ્રત્યે વેરાવળ શ્રીસઘમા નવી જ ભક્તિની લહેર આવી

આ ચાતુર્માસથી વેરાવળ શ્રીસઘની ભૂમિ ભીજાતી રહી ભાવિમા શુ પરિણામ આવવાનુ હતુ અને પૂજ્યશ્રીની ઉપદેશ અમૃત વૃષ્ટિથી કેવા અકુરો આ ભૂમિમા ફૂટી નિકળવાના હતા તે અનુભવી સતોની દૃષ્ટિથી બહાર ન હતુ સતો પણ વેરાવળની ભક્તિથી સતોષ અનુભવતા હતા ચાતુર્માસ પૂર્ણ થતા શ્રીસઘે વિરહનો સતાપ અનુભવ્યો પ્રેમ અને ભક્તિ એવા તત્ત્વો છે કે તે અધિક સમાગમથી અધિક વિરહદાયી બને છે અમૃતની તૃપ્તિ નથી હોતી શ્રીસઘે પૂજ્યશ્રીની વિદાય વખતે જ પુન ચાતુર્માસ માટેની વિનતિ કરી

બીજા ચાતુર્માસમા ૬ વર્ષનુ અતર પડયુ તો આ વખતે પૂજ્યશ્રીને ૪ વર્ષમા જ પુન વેરાવળની વિનતિ માન્ય કરવી પડી સ ૧૯૨૭મા પૂજ્યશ્રી વેરાવળ સઘના પ્રયાસને માન આપી ચાતુર્માસ માટે પધાર્યા કુશળ ખેડૂત સારી જમીન વધારે ને વધારે ખેડી તેનુ હીર પ્રગટાવે છે પૂજ્યશ્રી સાચા અર્થમા એક ધર્મખેડૂ હતા ફરીથી વેરાવળની ધરતી પર હળ ચલાવ્યા કારણ કે ભૂમિ ઘણી કસવાળી હતી

આ ચાતુર્માસમા આખો સમાજ ધર્મના ઊડા રગે રગાઈ ગયો વાવેલા બીજ સરસ અકુરિત થતા દેખાયા પૂજ્યશ્રી પ્રત્યે સઘ ઉત્કટ અર્પણતાના ભાવ દાખવવા લાગ્યો ચાતુર્માસનો કાળ પૂરો થવા આવ્યો શ્રીસઘે પોતાના આગણે સઘ ધન્ય બને તેવો લાભ આપવા માટે હાર્દિક વિનતિ કરી

આ વખતે પૂજ્યશ્રી દેવજી મહારાજની સાનિધ્યમા જેતપુર

નગરના આપી કુટુંબના નબીરા થી. માણેકચંદભાઈ ધાર્મિક અભ્યાસ કરતા હતા તેમના વડીલ બંધુ જયચંદ્ર પણ અવાર નવાર પૂજ્યશ્રી પાસે આવતા શ્રી માણેકચંદભાઈનો વૈરાગ્ય પ્રગટ હતો જ્યારે શ્રી જયચંદભાઈ વૃદ્ધ વ્યક્તિ હોવાથી ગુપ્ત રીતે અંતઃકરણમાં વૈરાગ્ય અંકુરોનું સિંચન કરતા હતા.

આ બન્ને વિરક્ત ભાઈઓ શ્રીસંઘની નજરથી બહાર નહતા વેરાવળ શ્રીસંઘની શ્રાવિકા બહેનોમાં તો છોડે સ્વપ્ન જેવા નીંદા ભાવો જાગતા હતા કે આપણું આગણે આ મહા પુરુષોની દીક્ષા થાય તો દીક્ષા પ્રસંગના અનુપમ લાભ આપણને મળે સંસારના ગીતો ખૂબ જ ગાયા હવે વૈરાગ્યના ગીતો ગાઈને અંતરનાદ ભાવીએ.

શ્રીસંઘના ભાઈઓને જ્યારે આ વાતની કલ્પના આવી ત્યારે તેમના હૃદય પણ થનગની રહ્યા. આ દીક્ષાના વિનંતિ પાછળ ગૂઢ હેતુ તો સંતોના અધિક સમાગમનો જ હતો એ વાત સ્વીકારાય તો પુનઃ બે માસ જેટલા લાબા ગાળાનો સત્સંગ વધે એટલું જ નહિ પરન્તુ આવા પ્રસંગે પોતાના ધનનો સદુપયોગ કરી ગુરુદેવો પ્રત્યે અપણુતાની લાગણી પ્રગટ કરી શકાય આવા મહામૂલા પ્રસંગ ઉજવવાથી શ્રી જૈન શાસનના પ્રભાવના કરી શકાય. આવી તો કેટલીએ સહકલ્પનાઓ આગેવાન ભાઈઓના મસ્તકમાથી પસાર થવા લાગી પરસ્પર તેઓ આ વસ્તુની છૂટી ચર્ચા કરવા લાગ્યા

પૂજ્યશ્રીએ જે ખેતી કરી હતી તે ખેતરોમા ચોમાસાને અંતે જેમ પાક ભર્યો હોય તેમ સમાજક્ષેત્રમા ધર્મ ધાન્યના છોડ લળી પડ્યા હતા તપસ્વી આત્માઓને પોતાનો બગીચો હર્યો ભર્યો જોઈને લાગણી ઊઠેલી અતોષાતી હતી. ખરેખર સંતો તો ભાવના જ ભૂખ્યા હોય છે

વેરાવળ શ્રીસંઘમાં સંતોના આગમનથી અમૃતરસની

રેલી ચાલતી હતી ખરેખર આ ધનાઢય સઘ સતોની સેવાથી સુપ્રસન્ન હતો ભોગમા ત્યાગ આવે ત્યારે તે યોગનુ રૂપ ધારણ કરે છે આ મહામુનિઓ સિવાય તે સમયના વિચરણ કરતા સાધ્વી વૃન્દોનુ પણ બરાબર વેરાવળ મુકામે આગમન થતું જ રહેતુ

ચાતુર્માસ સિવાયના સમયે પણ ભાગ્યે જ ધર્મ સ્થાનક ખાલી જોવામા આવતા ધર્મની લાણો થતી જ રહેતી શેષ કાળ પધારતા મુનિઓના આગમન ત્યાના જનજીવનમા ગૂથાઈ ગયા હતા મુનિઓના સ્વાગત માટે તૈયારીઓ થતી જ રહે સામે લેવા જવાનુ, વિહાર વખતે વિદાય આપવા જવાનુ, સમાજના આબાલ-વૃદ્ધજનો માટે મગળ કાર્ય બની ગયુ હતુ

આવા પૂજ્ય ત્યાગી ગુરુ-ગુરુણી રૂપ સતસાધ્વીઓના સઘાડાઓને જોઈને ભકતોના હૃદય પ્રેમરસથી છલકાઈ જતા, મનમા શુ નુ શું થઈ આવતુ પોતાના ગુરુવર્યોને નિહાળી આનદના ઊભરાઓ ચડી આવતા ધન્ય છે સમાજના નરનારીઓની તે નિર્દોષ ભક્તિને !

વેરાવળ શ્રીસઘ પોતાની ભકિતથી મહાસઘના બિરુદને પ્રાપ્ત થવા લાગ્યો હતો પોતાના કુટુબ પરિવારોમા પણ સત-સાધ્વીઓની ચર્ચાને પ્રધાનતા મળતી ઘરમા પણ ગુરુદેવોના આવાગમન વિષેની વાતો વધારે ચાલતી ખરા અર્થમા સતો તેમના સાચા કુટુબીજન બની ગયા હતા પેલી પક્તિ સાર્થક થતી હતી ...સતો છે સાચા સગારે

બટુક યોગીશ્વર શ્રી પૂજ્ય દેવજી સ્વામીની કૃપાદૃષ્ટિથી શ્રીસઘના ભાવ ચડતા પરિણામવાળા થતા ગયા ધર્મનો પ્રસ્કુરિત રગ ચમકવા લાગ્યો શ્રી સઘની ભકિતકુમારીનુ યૌવન જાણે ઝુલવા લાગ્યુ આ સતોના આગમનોનો પ્રભાવ અવર્ણનીય હતો. સૌ કોઈ એમજ માનતા હતા કે શ્રી સતોના

આવા નિરંતર આગમનોથી જરૂર તેના કોઈ ઊંચામાં ઊંચા ફળ મળશે. શ્રીસંઘ એક દિવસ વધારે ધન્યભાગી બનશે.

શ્રી માણેકચંદભાઈ તથા તેમના વડીલ બંધુ શ્રી. જય ચંદભાઈ દીક્ષિત થયા પહેલા જ વેરાવળ સંઘના સંપર્કમાં આવ્યા મુનિ દીક્ષા લીધા પછી આ સુક્ષેત્રને વધારે પરિપકવ અને ફળદાયી કરવા આજથી તેઓની નીંદ મળાઈ ગઈ હતી સારી જમીન પર જેમ ખેડૂતનું ધ્યાન જાય અને ચતુર નર તેના ભાવિ ફળનો વિચાર કરે તેમ શ્રી. જયચંદ્રજી વેરાવળની ભૂમિમાં કોઈ મહાફળ પાકવા નવી કલ્પના કરી રહ્યા હતા

વેરાવળ શ્રીસંઘે ચાતુર્માસની વિદાય દેતા પહેલા પૂજ્યશ્રી સામે તુરતમાં જ વેરાવળ ક્ષેત્રને શેષ કાળથી પાવન કરવા માટે પ્રાર્થના કરી. આ પ્રાર્થનામાં ગંભીરતા જુદી જ હતી વિનંતિનો મર્મ અને ઊંડો અર્થ ગંભીર હતો શ્રી વેરાવળ સંઘને ઉત્તમમાં ઉત્તમ લાભ આપવા માટે ભાવનો ઉછાળ હતો તન મન અને ધનનું પૂર્ણ દાન કરી પ્રસંગને દીપાવવાની અનેરી હોંશ હતી.

પૂજ્યશ્રી ચાતુર્માસની સફળતા ઉપર ઊંડો આનંદ અનુભવતા "અવસરે વાણી" શાસ્ત્રોક્ત શબ્દ વાપરી વેરાવળથી વિહાર કરી ગયા. શ્રી સંતોના આગમનની કાગડોળે રાહ જોતો શ્રીસંઘ ધન્યતા અનુભવી રહ્યો

*

## પિતૃવંશ અને પિતા કેશવજીભાઈ

૬

વેરાવળમા વસતી વીસા ઓસવાળ જ્ઞાતિનો પરિચય પાઠકોને મળી ચૂકયો છે તેમનો મુખ્ય વ્યવસાય વાણિજ્ય હતો ધર્મે બધા જૈન હતા કેટલાક દેરાવાસી, જ્યારે કેટલાક સ્થાનકવાસી સૌ શ્વેતાબર પરપરાના હતા

પૂજ્ય ડુગરસિંહજી મહારાજથી આ ઓસવાળ ભાઈઓ ગોડલ ગચ્છના સતોના ચરણે ગાઢ શ્રદ્ધા ધરાવતા હતા સૌભાગ્યચદ કરસનજીના ભાગ્યોદયે જૈન સમાજ દીપતો થયો હતો તેવા જ બીજા માતબાર વ્યક્તિ હતા શ્રી મીઠાભાઈ મીઠાભાઈ વસ્તુના મીઠા હતા સમૃદ્ધ વશના પૂર્વજ હતા, મીઠાભાઈએ સારી એવી જમાવટ કરી હતી તેઓ પણ ધર્મમા ચુસ્ત અને વ્યવહાર કુશળ હતા

મીઠાભાઈ ચાર પુત્રોના પિતા હતા પુત્રો પણ નામાકિત અને વ્યાપાર સાહસિક હતા ક્રમશ તેમના નામ આ પ્રમાણે છે (૧) સોમચદ મીઠાભાઈ (૨) સૌભાગ્યચદ મીઠાભાઈ (૩) નારણજી મીઠાભાઇ (૪) પુરુષોતમ મીઠાભાઈ

શ્રી સોમચદભાઈનો વિસ્તૃત વશ ચાલ્યો એ વખતે વેરાવળના આ માતબાર ઓસવાળ શ્રાવકો પોતાના નામ આગળ શેઠ શબ્દ જોડતા હતા જે અત્યાર સુધી ચાલુ છે તેમના પરિવાર માહેના ઘણાનો મુબઈમા પણ વસવાટ થયો હાલ આ પરિવારોની જાણીતી પેઢીઓ મુબઈમા છે, જેમ કે (૧) શેઠ જમનાદાસ હરખચદ (૨) શેઠ પાનાચદ ગોવિદજી (૩) શેઠ કલ્યાણજી ટોકરશી (૪) શેઠ પ્રેમચદ વમનજી (૫) શેઠ ફુલચદ ગોવિદજી (૬) શેઠ ગુલાબચદ સોમચદ (૭) શેઠ ગીરધરલાલ ચત્રભૂજ (૮)

શેઠ લાલવજી ઝવેરચંદ આ પરિવારો અને પેઢીઓ સોમચંદ મીઠાભાઈના નામથી જ ઓળખાય છે. આ સમૃદ્ધ શ્રાવકો પ્રસંગે પ્રસંગે વરાવળના ધાર્મિક તથા સામાજિક કાર્યોમાં સારો ભાગ લેતા રહે છે.

મીઠાભાઈના બીજા પુત્ર શ્રી. નારણજીભાઈ તે સરળ, આચારી ને ધર્મરુચિવાળા હતા. તેમના પરિવારમાં એક પુત્ર શ્રી વાલજીભાઈ હતા. માતાપિતાને કુટુંબીઓને ખૂબ જ વહાલા હોઈ તેથી વાલજીભાઈ નામ રાખવામાં આવ્યું હતું. આ હસમુખા સ્વભાવી ને ખંતીલા વાલજીભાઈને મીઠાશથી કામ લેવાની આવડત હતી. મીઠાશથી મીઠાશાના પરિવારને શોભાવતા હતા. તેમને કેશવજીભાઈ ઉર્ફે છગનભાઈ નામે એક પુત્રરત્ન સાંપડ્યા તે જ આપણા ચારિત્ર નાયક પૂ. પ્રાણલાલજી મહારાજના સાંસારિક પિતા હતા. ખરેખર તે પિતા તરીકેનું બિરુદ હાંસલ કરી ગયા.

શ્રી. કેશવજીભાઈ પણ મુંબઈ સાથે વ્યાપાર કરતા હતા. તેઓ પણ વ્યવહાર કુશળ અને દયાળુ ગુણયુક્ત હતા. કોઈની સાથે ઝઘડો કે વિવાદ તેમને મુદ્દલે પસંદ ન હતો. કોઈને કઠોર શબ્દ કહેવાનો સ્વભાવ ન હતો. પૂ. ગુરુદેવે પોતાની નોંધમાં શ્રી કેશવજીભાઈ માટે જે શબ્દો લખ્યા છે તે મૂળ શબ્દો નીચે આપવામાં આવે છે જેથી પાઠકને વાસ્તવિક જાણકારી મળી શકશે.

"પિતાશ્રી વ્યવહાર કુશળ બુદ્ધિશાળી, કુટુંબની સુંદર વ્યવસ્થાપૂર્વક જીવનદશા ચલાવવામાં બાહોશ નાવિક નીતિ પૂર્વકની લેવડદેવડવાળા, અનેક પુરુષો તેમને ચાહે તેવા, શાંત સુશીલ વિનમ્ર, સરલ સ્વભાવના હતા. ઉપરાંત દયાપ્રધાન લાગણીવાળા, સત્યવચન ઉપર પ્રેમવાળા પોતે પણ સત્ય વદનારા હતા. એક પત્નિવ્રત અને તેમાં પણ પર્વતિથિએ, અને તે

સિવાય પણ મર્યાદા પાલક હતા કલેશ, કુસપ તેમને ગમતા જ નહિ દરેક સાથે હળીમળીને ઝેરવેર વગર જીવન ગાળવુ તેઓને અતિ પ્રિય હતુ તેમજ સ્થાનકવાસી ધર્મમા વડીલોના વારસાથી અનન્ય શ્રદ્ધાવાળા, વીતરાગ એજ દેવ, સત સાધ્વીઓ એજ ગુરુ, અને વીતરાગ દેવનો કથેલ રત્નત્રયાત્મક ધર્મ તેજ ધર્મ–આ તેઓની માન્યતા હતી તેઓને ધાર્મિક જ્ઞાન–સામાયિક, સ્તવનો, છદો વગેરેનુ સામાન્ય રૂપે હતુ પણ તેમની શ્રદ્ધા પાકી હતી ચારિત્ર રૂપે તેઓએ કેટલા નિયમ, ઉપનિયમો ધાર્યા હતા અને તેનુ સુદર, નિર્દોષ કાળજી રાખી પાલન કરતા હતા હમેશા પ્રભુ સ્તવન, છદો વગેરેથી થોડો ટાઈમ પણ નિત્ય–નિયમ રૂપે સાચવતા કોઈવાર એકટાણુ, આબેલ, ઉપવાસ, અને પૌષધ વ્રત રૂપે તપશ્ચર્યા પણ કરતા સત સાધ્વીઓને જોતા જ તેઓ ઘણા હર્ષવાન બની જતા દાન પુણ્યમા પણ સાધારણ લાભ લેતા ”

ચારિત્રનાયક ગુરુદેવ આણુલાલજી મહારાજે જાતે ઉપર્યુક્ત વર્ણન કરી મહાન પિતાને શ્રદ્ધાજલિ આપી છે

કેશવજીભાઈના સરળ અને નીતિમય જીવનનુ કેવુ સુવર્ણમય પરિણામ આવવાનુ હતુ તે સમજી શકાય તેમ ન હતુ પરતુ પ્રત્યેક વસ્તુનો જીવનમા પૂર્વાભાસ મળે છે તેમ કેશવજીભાઈના જીવનમા અજવાળુ પથરાતુ હતુ

તેઓ અવારનવાર મુનિઓના ચાતુર્માસ થાય એ માટે ઉત્સુક રહેતા સઘ આગળ પ્રસ્તાવ મૂકતા પરિણામે ચાતુર્માસનો લાભ મળતો મુનિઓની જ્ઞાનમય ઉપદેશ ધારા સાભળતા કેશવજીભાઈના હૃદયમા ઊર્મિઓ જાગી ઊઠતી મહામુનિના પિતા બનવાની અભિલાષા અતરગમા ખેલ કરી જતી

કોઈને એવી કલ્પના નહતી કે ‘શ્રી કેશવજીભાઈના નામનો ડંકો વાગે તેવા કીર્તિવત પુત્ર તેમને સાપડશે જેમના નામનો

ગામે ગામ જયજયકાર ગવાશે. મહાવ્રતના પિતા તરીકે પનિદ્ધિ મળવશે વાહ ! વિધાતા ! તારે શોપડે તા આવા હજારો અકલ્પ્ય લેખ લખાયા હોય છે ના ! આગણામા કાણુ કોણુ કયા ખેલ ખેલશે તેની દ્યાઙન ગંધ પણ નથી હોતી. જગતના રહસ્યને કળવા મોર્ડ વિજ્ઞાન હજુ સુધી સફળ થયુ નથી

કેશવજીભાઈ ઉર્ફે છગનભાઈની સતાન રેખામા એક મહા યશસ્વી પુત્ર થવાનુ નિશાન હતુ પરમાત્માનુ વણુમા સુ અણુ માત્ર વર્ધ્માન હતુ કેશવજીભાઈ સાત સતાનોના પિતા હતા. ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ હતી. ત્રણ ભાઈઓ ચારિત્ર નાયક શ્રી. પ્રાણલાલજી મહારાજથી મોટા હતા અને ત્રણ બહેનો તેમનાથી નાની હતી ત્રણ મોટા ભાઈઓના નામ (૧) શ્રી ભીમજીભાઈ (૨) શ્રી. સુદ જીભાઈ (૩) શ્રી કરસનજીભાઈ હતા ત્રણ નાની બહેનો (૧) શ્રી કેસરબેન (૨) શ્રી ગુલાબબેન તથા (૩) શ્રી વલ્લુકુવર બેન હતા

શ્રી. કેશવજીભાઈને ત્યા ભીમજીભાઈનો પ્રથમ જન્મ થતા ઘરો જ આનંદ મગળ વર્તાયો સૌથી પ્રથમ પુત્રની પ્રાપ્તિ થતા હર્ષ થાય જ સસારી લોકો પ્રથમવાર પુત્રનો જન્મ થતા એક જાતનુ ગૌરવ અનુભવે છે મીઠાઈની લહાણી કરી ઉત્સવ ઉજવે છે ભીમજીભાઈના જન્મ પછી ક્રમશ બે પુત્રો જન્મ્યા પરતુ આયુષ્યના ઉપાય નથી. તેઓ બન્ને થોડા સમયમા પરલોકવાસી થયા. સસારિક જીવન જ સયોગનુ બનેલુ છે સયોગ–વિયોગનુ બીજુ નામ જ સસાર છે આ સસાર ચિત્રમા ઘણી છાયાઓ આવે છે અને ઘણી ચાલી જાય છે કોઈ પીરથી તો કોઈ જલદી થી. એક પણ છાયા સ્થાયી નથી હોતી

સ્થિર રહે તે છાયા જ કેમ કહેવાય ! સસારના બધા પ્રતિ બિબ અને છાયા તરગ જેવા ચપળ હોય છે ઘણા પ્રતિબિબો જોવામા આવે છે પરતુ વસ્તુત તેમાનુ કશુ હાથ લાગતુ નથી.

જેનુ કોઈ બિબ નથી તે પ્રતિબિબો પરમાણુના સગમથી નિપજતા અસ્થિર દશ્યો છે જીવ અને પરમાણુના સયોગમા સૃષ્ટિ અને વિલય, જન્મ અને મરણના દશ્યો સર્જાય છે આ આખુ જગત પરમાણુઓના મિલન અને વિસર્જન સિવાય બીજુ કાઈ નથી જીવ તો માત્ર સાક્ષી રહે છે જે પુદગલ પરમાણુઓના આકારવિકારને જોઈ શકે છે ને જાણી શકે છે, તેમા ભળી જવુ તે તેનો મળ સ્વભાવ નથી આમ પુદગલ–પરમાણુઓના સમગ્ર ખેલ અજ્ઞાનતાને લીધે સારરૂપ મનાય છે વસ્તુતાએ તે તો સસારની અસારતાનો સદ્‌બોધ આપતા હોય છે શ્રી પ્રાણલાલજી-ના જન્મ પહેલા કેમ જાણે આ બધુયુગલ તેમને સસારની અસારતાનો બોધ આપવા જ આવ્યા હોય, તેમ જીવનની ક્ષણભ ગુરતાનો સદેશ આપી રવાના થયા

ઘરમા વિયોગરૂપ અધકાર સમાપ્ત થતા જાણે પૂર્વમા પ્રકાશ થવા માડ્યો હવે પછી જન્મ લેનાર કોઈ ભાગ્યશાળી જ્ઞાની આત્મા આવવાના હોય તેમ માતાપિતાને લાગવા માડયુ વસ્તુત પિતાની ઇચ્છાને અનુરૂપ કુમકુમ પગલા પડવાની કુદ રતને ઘેર તૈયારી થઈ રહી હતી ચારિત્ર નાયકના જનની કુવર-બાઈની કુખને દીપાવનાર પુત્રરત્ન પ્રાપ્ત થવાનો સમય આવવા લાગ્યો શ્રી કુવરબાઈની જીવનગાથાનુ અવલોકન કરતા માતૃ-ત્વની મહાનતાનુ દર્શન થશે

લઈ જવા માગતુ હોય તેવા ડરથી બાળકને ખોળામા દબાવી દીધો તેનુ માથુ પાલવમા છુપાવી દીધુ માતાજી શિશુ પ્રાણના વેધક દષ્ટિને સહી શકયા નહિ મનમા થયુ કે જરૂર આ બાળક ભોગી નહિ બને! મદાલસાનુ ઉદાહરણ સાભળવાથી જે ભાવ થયો હતો તે બાળકની કોમળ કાયાને સ્પર્શ કરતા ઊડી ગયો મમતા ઉભરાઈ આવી

અવારનવાર ગુરુદેવ ગોચરી માટે કેશવજીભાઈને ત્યા.

પધારતા પૂજ્યશ્રીની માતાજી નજર શ્રી પ્રાસુને સ્પર્શી જતી ગુરુદેવનો ત્યાગાત્મક સૂક્ષ્મ અનુરાગ જાણે બાળક આત્માને અંતરમાં સ્પર્શતા માતા કુંવરબાઈની નજરથી આ છાનું નહતું ગુરુદેવ પ્રત્યેની અનન્ય શ્રદ્ધા હતી પોતાનું સંતાન આવા મહાન પુરુષનું કૃપાપાત્ર બને તે ભાવ તેને અધિક આનંદ ઉપજાવતા

કુંવ બાઈની ભક્તિમાં અપક્ષતા તા હતી જ પરંતુ સાથે સાથે તનામાં રહેલ માતૃત્વ અતિ અથ ગંભીર હતું જેને વાચા આપવી મુશ્કેલ છે આ રીતે પ્રેમના ભક્તિના અને મહાનતાની ત્રિપુટીનો અજોડ સંગમ રચાયો હતો.

(૧) ભવ્ય નાના (૨) મહાન ગુરુદેવ (૩) સમથ બાળ યોગીની ત્રિવેણીમાં ઉજ્જવલ ભાવિ સ્નાન કરી રહ્યું હતું જ્યારે આ બાળસાધુ માતા પ્રેમને ગુરુદેવની કૃપા વચ્ચે આનંદમા ઝુલી રહ્યો હતો.

*

# માતા કુવરબાઈ

૭

કેવુ સુકુમાર નામ! કુવર, કુવર શબ્દનો મૂળ અર્થ કુમાર થાય એટલે કુવર અવસ્થાવાસી શબ્દ છે આનો અર્થ છે–નાની ઉમર સુન્દરતા બોધક ભાવ રહેલો છે જો આ શબ્દના ભાવ અર્થમા જઈએ તો 'જેના વિચારોમા આળસ કે નબળાઈ નથી, જેનામા ખડતલપણુ છે, નરમાશ છે' એવો સ્વર નીકળે છે આવુ સગસ ભાવવાચક નામ ધારણુ કરનાર હતા આપણા ચારિત્ર નાયકના ભાગ્યવત માતુશ્રી કુવરબાઈ!

કુવરબાઈ ખરેખર કુમારી હતા, ત્યારથી જ પિતાનુ આગણુ પણ સુશોભિત કર્યું હતુ તેમના ગૌરવર્ણ મુખપરની લજ્જા અને પ્રતિભામા એક સુકન્યાની સસ્કાર સપત્તિના દર્શન થતા હતા તેઓ ખરા અર્થમા ગૃહલક્ષ્મી હતા

આજે આપણી પાસે તેમના નામ સિવાયનો વધારે ઇતિહાસ નથી ફક્ત ગુરુદેવની નોધ પરથી એટલુ જાણવા મળે છે કે તેમનુ મોસાળ વેરાવળમા જ હતુ ખુશાલચદ કરમચદ તેમના નાના થાય તેઓ વ્યકિતગત સ્થાનકવાસી હતા તેમના ચાર પુત્રો જે કુવરબાઈના મામા થાય તે ક્રમશ કલ્યાણજી શેઠ, ગોવિંદજી શેઠ, હીરાચદ શેઠ અને દેવકરણુ શેઠ હતા તે તથા કુટુબી માણસો તપગચ્છી દેરાવાસી હતા મોસાળ પક્ષમા સારો એવો ધર્મનો રગ લાગ્યો હોવાથી શ્રી કુવરબાઈને ત્યાથી પણ ધાર્મિક સસ્કાર મળેલા તેમની કુક્ષીથી જે મહા ભાગ્યવાન પુત્ર રત્ન ઉત્પન્ન થયા, તેમણે બાળપણથી યોગ લીધો અને શ્રી કુવરબાઈના નામના કીર્તિ ગીતો ગવાયા તેમાથી જ તેમની જીવનગાથા મળી રહે છે

નામ ઝવા પ્રમાણે શ્રી કુંવરબાઈ ઓશવાળ સમાજના અમૃતવલ્લ હતા તેમની નમ્રતા અને ઉદારતા અણમોલ હતા તેમને બાળપણથી જ ધર્મસ્થાનકમાં જવાની ટેવ અને ધર્મ ક્રિયામાં રુચિ હતી. તેમના માતાપિતા આ બાલિકાના સુલક્ષણો થી આશ્ચર્ય અનુભવતા આવા નાના બાળકનો ખાસ કરીને પુત્રીનો ધર્મભાવ હોવો તે કુટુંબીની મર્યાદાના શોભારૂપ અણાતું

કુંવરબાઈ જ્યારે પૂજ્ય ગુરુદેવોના વ્યાખ્યાન સાભળતા ત્યારે તેમનું શિમિતત્ર ઉભરાતું શાસ્ત્રોક્ત મહાસતીની કેવાનંદા આદિ મહામાતાના અધિકાર વચાતો ત્યારે આ ભગવતીના હૃદયમાં માતૃત્વના વાત્સલ્ય પ્રકટતા જાણે તેમના મનમંદિરમાં પ્રવચનના સુશબ્દો અંકિત થઈ રહ્યા હોય ! એ તરફી શ્રવણ કરીને ઘેર આવતી, ત્યારે થોડીવાર માટે પ્રવચનની ભાવસરિતામાં ખોવાઈ જતા. તેમનુ સસ્કારી મન અંતરમાં નવીજ પ્રમોદ ભાવનાન અનુભવતુ

દાંપત્યના વિચારો જે મનમાં સહજ ઉઠતા તેને એક નવી દિશાનો વેગ મળતો. શ્રી કેશવજીભાઈ સાથે લગ્ન ગ્રંથિથી જોડાયા ત્યારે જાણે કેશવજીભાઈ કુંવરબાઈનું પાણિગ્રહણ કરી ભાગ્યશાળી બન્યા જાણે ! ચંદનના વૃક્ષપર સર્પ વીંટાયો. આ પુણ્ય યોગથી સૌ કોઈને સંતોષ થયો મહાપુત્રની માતા થવાના આશીર્વાદ કોઈએ જ્યારે કુંવરબાઈને આપ્યા ત્યારે મુખપર લાલ રક્ત દોડી આવ્યુ જાણે તેના મનની વાત જ મોટેથી ઉચ્ચરાઈ હતી ! જાણે તેઓ પ્રત્યુત્તર દઈ રહ્યા 'દાંપત્યનો સાર જ એ છે નહિ ભોગ કે વાસના

એ વખતે જાણે હૃદયની બધી સુષુપ્ત ઊર્મિઓ જાગૃત થઈ હૃદયની વીણા વાગી રહી. મધુર પક્ષમા નવ વધૂરૂપે શ્રીમતી કુંવરબાઈએ ઘરમા પગ મૂક્યો સૌને લાગ્યુ કે આ પુત્રવધૂ નહિ, જગદમ્બા છે તેમના વધાવવા થયા. પુન તેજ

આશીર્વાદની વૃષ્ટિ, 'શ્રી કુવરબાઈને અપાતા આશીર્વાદ વખતે સુમુહૂર્તનો જાણે મહાયોગ હતો ! જાણે પ્રાણે અલ્પ સમય માટે સુષુમ્ણામા પ્રવેશ કર્યો હતો ! આશીર્વાદના વચન અને સમય યોગ કોઈ યોગીના જન્મની આગાહી હતી

નવવધૂ શ્રી કુવરબાઈની ધાર્મિક ઉપાસના તેવી ને તેવી જ ચાલુ રહી ઘરના કાર્યો કર્યા પછી તેમનુ ચિત્ત ધર્મભાવનાથી વાસિત રહેતુ પ્રવચનો પ્રત્યેનુ આકર્ષણ સહજ રહેતુ તેમની ભાવના એક પ્રકારનુ રસાયણ બનતી જતી હતી નિરતર અત ચિતનથી સુઘટ્ટ બનેલા વિચારો એક પ્રતિભાશાળી આકારને જન્મ આપતા હતા "સતાન મનુષ્યના અતર્ગત વિચારોનુ પરિણામ છે" માતા કુવરબાઈ માતૃત્વના માર્ગે સચર્યા હતા

શ્રી કુવરબાઈની હસ્તરેખા વિવિધ યોગોને દર્શાવતી હતી ગુરૂ ઉપરની પ્રભાવિક રેખા, ગુરુની ગભીરતા, તેમના હાથમા એક મહાયોગીને સુચિત કરતી હતી જ્યારે બીજી બાજુ જીવનરેખા અને હૃદયરેખા વિયોગાત્મક ભાવો ચિતરતી હતી નાની ઉમરમા જ પુત્રને જાણે માતાનો વિયોગ લખાયો હતો

શ્રી કુવરબાઈએ પોતાના પતિદેવ શ્રી કેશવજીભાઈને ખૂબ જ સતોષ આપ્યો, ગૃહિણી તરીકે તે સફળ થયા તેમનો સુયશ ફેલાયો ઘર સબધમા તેઓ ખૂબ જ નિશ્ચિત રહી શકતા બન્ને સાચા અર્થમા દાપત્ય ધર્મનુ પાલન કરતા હતા શેઠ શ્રી સૌભાગ્યચદભાઈ જેવા નિષ્ઠાવાન શ્રાવકના પુણ્ય સસ્કારો પ્રત્યેક ઓશવાળ બન્ધુને ધર્મમય જીવનની પ્રેરણા દેતા હતા કેશવજીભાઈ આ સસ્કારોથી ઓતપ્રોત હતા આથી શ્રી કુવરબાઈનુ ધર્મસ્વાતન્ત્ર્ય સુરક્ષિત હતુ તેમના બધા કોડ પૂરા કરવાની કેશવજીભાઈ તમન્ના રાખતા હતા

સાંભળવા પ્રમાણે શ્રી કુંવરબાઈ ઓશવાળ સમાજના અમૃતવલ્લ હતા. તેમની નમ્રતા અને ઉદારતા અનુમોદ હતા તેમને બાળપણથી જ ધર્મસ્થાનકમાં જવાની ટેવ અને ધર્મ ક્રિયામાં રુચિ હતી. તેમના માતાપિતા આ બાલિકાના સુલક્ષણોથી આશ્ચર્ય અનુભવતા આવા નાના બાળકનો ખાસ કરીને પુત્રીનો ધર્મભાવ હોવો તે કુટુંબીઓના સમારોહમાં શોભારૂપ મણાતું

કુંવરબાઈ જ્યારે પૂજ્ય ગુરુદેવોના વ્યાખ્યાન સાંભળતા ત્યારે તેમનું સ્મિત તત્ર ઉભરાતુ શાસ્ત્રોક્ત મહાન સતીની દેવાનંદા આદિ મહામાતાના અધિકાર વચાતો ત્યારે આ ભગવતીના હૃદયમાં માતૃત્વના વાત્સલ્ય પ્રકટતા. જાણે તેમના મનમંદિરમા પ્રવચનના સુશબ્દો અંકિત થઈ રહ્યા હોય! એ તરૂણી શ્રવણ કરીને ઘેર આવતી ત્યારે મોડીવાર માટે પ્રવચનની ભાવસરિતામા ખોવાઈ જતી. તેમનુ સસ્કારી મન અંતરમા નવીજ પ્રમોદ ભાવનાને અનુભવતુ

દાપત્યના વિચારો જે મનમા સહજ ઉડતા તેને એક નવી દિશાનો વેગ મળતા શ્રી કેશવજીભાઈ સાથે લગ્ન ગ્રથિમાં જોડાયા ત્યારે જાણે કેશવજીભાઈ કુંવરબાઈનુ પાણિગ્રહણ કરી ભાગ્યશાળી બન્યા. જાણે! ચંદનના વૃક્ષપર ચંપા વેલાથી. આ પુણ્ય યોગથી સૌ કોઈને સતોષ થયો. મહાપુત્રની માતા થવાના આશીર્વાદ કોઈએ જ્યારે કુંવરબાઈને આપ્યા ત્યારે સુમધુર લાલ રક્ત દોડી આવ્યુ જાણે તેના મનની વાત જ કોઈએ ઉચ્ચરાઈ હતી! જાણે તેઓ પ્રત્યુત્તર દઈ રહ્યા 'દાપત્યનો સાર જ એ છે નહિ ભોગ કે વાસના"

એ વખતે જાણે હૃદયની બધી સુષુપ્ત ગ્રંથિઓ ઝકૃત થઈ હૃદયની વીણા વાગી રહી. શ્વશુર પક્ષમા નવવધૂરૂપે શ્રીમતી કુંવરબાઈએ ઘરમા પગ મૂક્યો. સૌને લાગ્યુ કે આ પુત્રવધૂ નહિ, જગદમ્બા છે તેમના વધાવા થયા પુન તેજ

આશીર્વાદની વૃષ્ટિ, 'શ્રી કુવરબાઈને અપાતા આશીર્વાદ વખતે સુમુહૂર્તનો જાણે મહાયોગ હતો ! જાણે પ્રાણે અલ્પ સમય માટે સુષુમ્ણામા પ્રવેશ કર્યો હતો ! આશીર્વાદના વચન અને સમય યોગ કોઈ યોગીના જન્મની આગાહી હતી

નવવધૂ શ્રી કુવરબાઈની ધાર્મિક ઉપાસના તેવી ને તેવી જ ચાલુ રહી ઘરના કાર્યો કર્યા પછી તેમનુ ચિત્ત ધર્મભાવનાથી વાસિત રહેતુ પ્રવચનો પ્રત્યેનુ આકર્ષણ સહજ રહેતુ તેમની ભાવના એક પ્રકારનુ રસાયણ બનતી જતી હતી નિરતર અત ચિતનથી સુઘટ્ટ બનેલા વિચારો એક પ્રતિભાશાળી આકારને જન્મ આપતા હતા "સતાન મનુષ્યના અતર્ગત વિચારોનુ પરિણામ છે" માતા કુવરબાઈ માતૃત્વના માર્ગે સચર્યા હતા

શ્રી કુવરબાઈની હસ્તરેખા વિવિધ યોગોને દર્શાવતી હતી શુક્ર ઉપરની પ્રભાવિક રેખા, ગુરુની ગભીરતા, તેમના હાથમા એક મહાયોગીને સુચિત કરતી હતી જ્યારે બીજી બાજુ જીવનરેખા અને હૃદયરેખા વિયોગાત્મક ભાવો ચિતરતી હતી નાની ઉમરમા જ પુત્રને જાણે માતાનો વિયોગ લખાયો હતો

શ્રી કુવરબાઈએ પોતાના પતિદેવ શ્રી કેશવજીભાઈને ખૂબ જ સતોષ આપ્યો, ગૃહિણી તરીકે તે સફળ થયા તેમનો સુયશ ફેલાયો ઘર સબધમા 'તેઓ ખૂબ જ નિશ્ચિત રહી શકતા બન્ને સાચા અર્થમા દાપત્ય ધર્મનુ પાલન કરતા હતા શેઠ શ્રી સૌભાગ્યચદભાઈ જેવા નિષ્ઠાવાન શ્રાવકના પુણ્ય સસ્કારો પ્રત્યેક ઓસવાળ બન્ધુને ધર્મમય જીવનની પ્રેરણા દેતા હતા કેશવજીભાઈ આ સસ્કારોથી ઓતપ્રોત હતા આથી શ્રી કુવરબાઈનુ ધર્મસ્વાતત્ર્ય સુરક્ષિત હતુ તેમના બધા કોડ પૂરા કરવાની કેશવજીભાઈ તમન્ના રાખતા હતા

આ બધુ છતા જાણે આ સૃષ્ટદેવી બહુ જ અલ્પ સમયની અતિથિ હોય તેમ સવ સ્વજનો શ્રી કુવરબાઈ પ્રત્યે અદ્ભુત સ્નેહ પ્રગટ કરતા વિધિના લેખ શુ હતા ! શુ જાણી શકાતુ હતુ ! તમના પ્રત્યની સ્નેહના માત્રા જાણે તેમના શીઘ્ર વિદાયની સુચક હતી. મધુર વસત પછી તૃપ્તમાન ગ્રીષ્મ આવતી હતી જલદી જનારી વસ્તુ પ્રત્યે ગાઢ સ્નેહ થાય છે શીઘ્ર જાની વસ્તુને મનુષ્ય અધિક ચાહી લે છે

કુવરબાઈ પોતાના ટૂકા જીવનમાં પણ માનવસમાજને અણુમોલ રત્ન આપી જવાના હતા. સ્વાતિની વૃષ્ટિ જાણે મુક્તા ફળ વરસવાની હતી તમના આખો પ્રભુની પ્રતિમા પર ઠરતી ત્યારે મહાવિભૂતિ મૂર્તિ હૃદયમા કોતરાતી. કુવરબાઈનુ પ્રભુ પ્રત્યે પણ વાત્સલ્ય જાગતુ હતુ ધ્યાનસ્થ વીતરાગ પ્રભુની રૂપમયી કાંતિ જોઈને પોતે ઉજ્જવળ ભવિષ્યમા તેવા માગી પુત્રની જાણે કામના કરી લેતા

કુવરબાઈના જીવનનો સફળતા એ હતી કે તમની સચિત ભાવનાઓ આખરે સાકાર બની ઊઠી. કુવરબાઈના કુક્ષી બીજા પણ પુત્રપુત્રીઓથી શોભી હતી. છતા કુક્ષી સાથક બને અને રત્નની જણ તો ભક્ત જણુ એ બિરુદ તેને ધારણ કરવાનુ હતુ શ્રી કુવરબાઈનુ સ્વપ્ન સિદ્ધ થાય તેવી ગોઠવણ પરમા ત્માને ઘેર થઈ રહી હતી.

પ્રકૃતિ જાણે સ્વય વરદાન આપવા માગતી હતી જાણે વિશ્વચેતના પોતાના ખજાનામાથી એક બહુમૂલ્ય રત્ન શ્રીમતી કુવરબાઈને આપી રહી હતી. કુદરતની ગણના અને વિધાન અનુસાર પરમ સૌભાગ્યનુ તિલક શ્રી કુવરબાઈની કુખ પર મવાતુ હતુ

ખરેખર પ્રકૃતિના મહાવરદાનને પામી શકે તે માતા ભાગ્ય મયી હોય છે આ ભગવતી તે માતૃત્વમાં સ્થાન પામવાના

હતા, કે જેઓએ જન્મસિદ્ધ સંતહૃદયને જન્મ આપી જન-જીવનનું કલ્યાણ કરનાર પોતાના પુત્રોને અર્પણ કર્યા હોય!

એ ભાગ્યમય દિવસ આવ્યો કે અંતરિક્ષમાંથી એક મહા જ્યોત પૃથ્વીપટ પર ઊતરી અને કુંવરબાઈની કંચનમય કાયામાં મહામાયા રૂપે સમાઈ ગઈ

પૂ. શ્રી પ્રાણલાલજી મહારાજ દ્વારા તેમના માતુશ્રી વિષે સ્વહસ્તે નીચે ટાંકેલી નોંધ વધારે રસમય થઈ પડશે

માતુશ્રી કુંવરબાઈ

"તેઓ પણ વ્યવહારકુશળ હતા, પતિવ્રત ધર્મપરાયણ-સરળ હૃદયી, ભદ્રિકપરિણામી, કુટુંબ પ્રત્યે, સગાસંબંધી પ્રત્યે પ્રેમાળ, નીતિન્યાય જેમને ખૂબ જ પ્રિય હતા કોમળ મનવાળા, દુઃખીને દેખી જેનું હૃદય દ્રવી જતા જરાપણ વાર લાગતી નહિ તેમને ખોટા કર્તવ્ય અને ખોટી ભાષા ઉપર તિરસ્કાર હતો દુઃખી માનવ ખાવાપીવાનું કે કપડા માગે તો તેઓ આપી દેવામાં જરાપણ અચકાતા નહિ"

"સાધુ સાધ્વીજીઓ ઉપર અનન્ય ભાવભક્તિ, તેમના દર્શન કરવા, તેમની વાણી સાંભળવી, સમય આવ્યે અન્નપાણી આદિ ૧૪ પ્રકારના દાન પૈકી વસ્તુ દિલમાં ઉભરા સહિત વેરાવવી પ્રથમ વેરાવતી વખતે અને વેરાવ્યા બાદ આત્માને કૃતકૃત્ય માનતા અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, સંતોષ આદિ ગુણો કેળવવા અને મેળવવા માટે તેઓ દિનપ્રતિદિન પુરુષાર્થ કરનાર હતા"

"ધાર્મિક જ્ઞાન તેઓને સાધારણ હતું, છતાં ધર્મ પ્રત્યેની શ્રદ્ધા ખૂબ હતી સંત સાધ્વીજીના વચનો પર અને વીતરાગ તીર્થંકર પ્રભુઓ, કેવળીઓ, સિદ્ધ પરમાત્માઓ અને પંચ પરમેષ્ઠી પ્રત્યે તેઓને પૂરતો વિશ્વાસ હતો, તેઓ એકટાણા, આંબેલ, ઉપવાસ, છઠ, અઠમ આદિ તપના કરનાર પણ હતા"

## ૮

કુવરબાઈને ચઢતા દિવસો છે તેમનો કાળ આનંદભાવે વહી રહ્યો છે મીઠીમીઠી કલ્પનાઓ સતાવી જાય છે કુવર બાઈ બિછાનામા સુતા છે રાતી રાતી મખમલ જેવી રજાઈમા દેહ વીંટાળતા વિચારે ચડયા ઠંડીના દિવસો છે ગુલાબી ઠંડી વહી રહી છે ઘરના દરવાજા બંધ છે કુવરબાઈની વાડીમા જાણે કેસર ઊગ્યુ છે મનમોહક સુગંધ ઘરમા પ્રસરી છે કુવરબાઈના વિચારને વધારે વેગ મળ્યો

કેવી કેવી કલ્પના લઈને આ ઘરમા આવી છુ ! શુ વામનમાથી વિરાટ પ્રગટે ! કુદરત સૌની ઇચ્છા પૂરી કરે છે વીતરાગ પ્રભુના પૂજન અનુમોદ છે ! અહાહા ! આ શું ! આવો સુંદર બાળક ! કેવા નાજુક હાથપગ ! કેવી મૃદુ કેશની લટ ! ચંદ્રજેવી મુખાકૃતિ ! ભારે લક્ષણ જેવો જાણે કોઈ યોગીનો ચહેરો ! તું શુ હસી રહ્યો છે ? શુ આમ હસતો જ રહેવાનો ? બસ! બસ ! આટલી વારમાં જ રોઈ પડયો ! વાહ ! તને રોતા પણ સરસ આવડે છે ! તારા ગળામા કેવી મીઠાશ છે ! વિચાર તદ્રામા કુવરબાઈએ હાથ લબાવ્યા. જાણે બાળકને ખોળામા લેવો ન હોય ! 'અરે ! આ શુ ? હુ પણ કેવી ઘેલી છુ ! ના, ના પરમાત્મા મને આવા જ રૂડા દિવસો દેખાડશે કેવો યોગી જેવો હતો !

આમ વિચાર વમળમા માતા કુવરબાઈને પુત્રદર્શન થઈ ચયું હતુ તેનો સંકલ્પ વધારે મજબૂત બની જતો હતો. તેઓ બીછાનામાથી ઊઠયા, શરીરમા સ્ફૂર્તિ હતી 'હમણા તેઓ

આવશે કદાચ પૂછે પણ, શુ વિચારતા હતા? નહિ, નહિ. એવી ઘેલી ઘેલી વાત નહિ બોલુ" રસોડામા પહોચી ગયા પોતાના કામમા પરોવાયા

મીઠાશા કેશવજીભાઈ ને શુભ શુકન થઈ રહ્યા હતા જમણુ અ ગો ફરકી રહ્યા હતા આ મ ગળ શુકનનુ પરિણામ શુ આવશે? આમ વિચાર ઘુ ટાતો હતો કઈ શુભ ફળ હજુ સુધી જોવામા આવ્યુ ન હતુ

"કેમ શુ કરી રહયા છો?" કેશવજીભાઈએ ઉધરસ ખાતા ઘરમા પગ મૂકયો, કુ વરબાઈએ સાડી સરખી કરી, માથા પર ઓઢી જરા ગ ભીર થયા "અહી રસોડામા છુ કયા બજારે ગયા હતા?" કુ વરબાઈએ મુખ પર હાસ્ય લાવતા સામો સવાલ કર્યો કુ વરબાઈના વિનય,શીલ અને બોલવાની પદ્ધતિથી મીઠાશા સ તુષ્ટ હતા "હમણા હમણા ઘણા દિવસોથી મારા જમણા અને ડાબા બન્ને અ ગો ફરકતા રહે છે જમણુ વધારે ફરકે છે ઉપાશ્રયમા બેઠા બેઠા મને એજ વિચારો આવતા હતા હુ ઉપાશ્રયેથી જ ચાલ્યો આવુ છુ" કેશવજીભાઈએ કુ વરબાઈનુ સમાધાન કરતા એક શ કા જગાડી

નજીકમા ખાટલી ઉપર કેશવજીભાઈ બેસી ગયા કુ વર-બાઈ પણ ઘરકામ પતાવી એક પથરણા ઉપર બેઠા ઘરમા અપૂર્વ શાતિ હતી બાળકો સ્કૂલ અને ગમ્મતમા પડયા હતા" "તમારા જમણા અ ગ ફરકે છે તે બરાબર છે મને પણ પથારીમા આખ બ ધ થતા એક બાળ યોગી દેખાયો આપણા પરિવારમા શુ કોઈ સાધુ જન્મશે?" કુ વરબાઈએ મ ગળ શુકનની ભવિષ્ય વાણી કરી વાત ન કરવાનો સ કલ્પ પીગળી ગયો હતો સહજ ભાવે તે બોલતા ગયા ડાબા અ ગ ફરકવા વિષે ચર્ચા ન કરી, તે બાબત શ કા મનમા ઊડે ઊતરી ગઈ, કારણ કે કુ વરબાઈ આટલુ બોલ્યા પછી વધારે ગ ભીર બની ગયા

કેશવજીભાઈ મોડી વાતો કરી ઊઠયા. બોલતા ગયા "ગુરુ તમને કહે છે કે તમારા એક દીકરાને દીક્ષા દેવી છે તો હવે વહોરાવી દેજો તમારા આ યોગીને !"

કુંવરબાઈની આ કલ્પના ખરી ઊતરી દિવસો પર દિવસ વ્યતીત થઈ ગયા. શ્રાવણ માસ જેવો પવિત્ર ધાર્મિક માસ આવ્યો પુરુષોત્તમ માસ જેવો પવિત્ર માસ હતો પાચમની પુનિત તિથિ હતી. આનંદ મંગળ વર્તાઈ રહ્યા હતા વર્ષાઋતુના આપગાઓ પૃથ્વીને રસમય કરી રહ્યા હતા. હરિયાળી ખીલી હતી ઉદયમાન ધાન્યના રોપ ખેતરમા લીલી કંચન કાયા ધરીને ઝૂલતા હતા.

નગર અને ગ્રામોમા હરિકથાઓ વચાતી હતી રામાયણ અને મહાભારતના પારાયણો બેઠા હતા પર્યુષણપર્વને ફક્ત આઠ દિવસની વાર હતી. ધર્મની તૈયારી ચાલતી હતી સાધુસતો ઠરીને ઠામ બેઠા હતા. વ્યાખ્યાનની રંજરેલીઓ વરસતી હતી છઠ અઠ્ઠમની પથરંગી અને બીજી નાની મોટી તપશ્ચર્યાઓ કર વાની હોંશ જાગતી હતી સર્વત્ર સભર વાતાવરણ હતુ

વેરાવળનો સમુદ્ર કાંઠો ચોમાસાના નવા પાણીથી વૃદ્ધિ ગત થયો હતો, સમુદ્ર કિનારાના ચોમાસા બારે હોય સમસ્ત પ્રાતના પાણી અંદર તરફ વહીને જતા હોય છે પાણીની ત્યા પ્રભુતા દેખાય છે જાણે આ નવા આગન્તુક જલ પ્રવાહો વેરાવળ બંદરને સંદેશો આપી જતા હતા. તારે ત્યા પણ પુણ્યમય મહાત્માના જીવનપ્રવાહ વહેશે આખુ વેરાવળ ગૌરવ લઈ શકે તેવા મહાસત અવતરશે. શ્રાવણ માસ ધારી રીતે વરસી રહ્યો હતો. કેમ જાણે બે વરસ પછી આવનાર મહા સકટભર્યા દુષ્કાળની પૂર્તિ કરતો હોય !

મહમહ વર્ષા વરસી રહી છે શ્રી કુંવરબાઈ એક શુભ સ્વપ્નમાંથી જાગ્યા અને પછી અર્ધ જાગૃત અવસ્થામા તે બિછા-

નામા જ પડી રહ્યા તેમના બધા અ ગોમા શાતિ છવાઈ હતી આજ પાચમનો રૂડો દિવસ હતો શ્રાવણ વદ પાચમ, મહા પાચમ, સ વત્સરી પક્ષમા જ ઊભી હતી વદ પાચમ મહા પાચમને હસી રહી હતી "ભગવતી ! તારી ઉપાસના કરી સકળ જીવરાશિ સાથે ક્ષમાવતને ધારણ કરનાર મહા વ્યક્તિને જન્મ આપી આજે હુ સાર્થક થઈ રહી છુ "

કુ વરબાઈની કુ ક્ષિથી એક પુણ્યપુ જનો ઉદય થયો એક પુત્રરત્ને જન્મ લીધો તેજ બાળક આપણા ચારિત્ર નાયક શ્રી પ્રાણુ સ વત ૧૯૫૪નો શ્રાવણ વદિ પાચમનો દિવસ ધન્ય થયો પુત્રરત્નનુ મુખારવિંદ જોતા માતા કુ વરબાઈના સકલ અ ગ હસી ઊઠયા પ્રસવની કોઈ વેદનાનો તેના પર પ્રભાવ ન પડયો ખરેખર મહાપુરુષના જન્મ સુખરૂપ હોય છે

ભૂતકાળમા પતિદેવ સાથે થયેલ વાર્તાલાપ કુ વરબાઈના મનમા રમી રહ્યો નવો આગન્તુક અતિથિ માતાના મનને આન દ પમાડી રહ્યો હતો માતૃત્વ સોળે કળાએ ખીલવા માડયુ હતુ કુ વરબાઈને મનમા ખૂબ જ એક શ કા સતાવી રહી હતી ભવિષ્ય સ બ ધે કોઈને કહેલા શબ્દો ભૂલવાનો પ્રયત્ન કરતા વધારે તાજા થઈ જતા. બાળકની સામે જોઈને માતા કયારેક ગ ભીર અને ખિન્નવદન થઈ જતા પર તુ બધુ ભૂલીને પાછા બાળક પ્રેમમા મસ્ત બની આ અર્ભક સાથે ગેલ કરવા માડતા ધન્ય છે માતૃપ્રેમ અને જનની હૃદય!

અઠવાડ, મહીના અને વરસ વીતવા લાગ્યા માતાપિતાને આ સ તાન પ્રાણુથી પણ પ્યારુ હતું તેમની રાશિ પણ કન્યા હતી લઘુપુત્ર સૌને મોહિની ફેલાવતો હતો કઈક જાદુ કરી મૂકતો હતો જોનાર સૌ તેમની પુણ્યગરિમા જોતા ત્યારે હૃદય પુલકિત થતા હતા માતા કુ વરબાઈનો આ લાડલો પાડોશમા સૌને અતિ પ્યારો વલ્લભ થઈ પડયો હતો

શ્રી માણુના જન્મ પછી માતાપિતાની ભાવનામા કઈક અશે વૈરાગ્યનો સચાર થયો કેશવજી ભાઈનુ એ લાણ દુકાન કરતા ઉપાશ્રય તરફ વધ્યુ માતા કુવરબાઈ પણ ધર્મમા ઉદ્યમવત બન્યા હતા ખાવા-પીવા પહેરવા-ઓઢવાની વાસ નાઓ શાત થવા લાગી હતી મનપર વિરક્તિની ઊડી અસર પ વા લા ા હતી ધન્ય છે સત પુરુષોના જન્મને પણ! તેઓ વૈરાગ્ય પાથરતાજ હોય છે તેઓ જેને ત્યા જ મ ધારે છે; તેમને પણ તારે છે

મીઠાશા કેશવજીભાઈ અધિક ધમધ્યાનમા લીન થતા જતા હતા. શ્રી. પ્રાણુનો જન્મ આખા પરિવારમા એક નવી જ પરિસ્થિતિ સર્જનારો હતો સૌના મ ાજમા નવા જ વિચારો કામ કરવા મા ધા હતા

આ જ મ પછી માતપિતા ઉપર ખૂબ જ પ્રભાવ પડ્યા હતા માતા કુવરબાઈને શ્રી. માણુનુ મુખ જોયા પછી આશાના બધા ઉભાર શમી ગયા હતા હૃદય શાત સરોવર બની ગયુ હતું તૃષ્ણાના બધા તાર તૂટવા લાગ્યા હતા. પ્રાણુસમ પ્યારો હોવાથી નામકરણ કરતી વખતે સાથક નામ પ્રાણલાલ પાડવામા આવ્યુ

મીઠાશાના પરિવારનુ આ કેરજલ મોટુ હતુ આ બાળકના જન્મમા પરિવારમા સપ-સુલેહ વધી રહ્યા હતા પરિવારના સૌ જનો ગૌરવ અનુભવવા લાગ્યા ધમની ચર્ચા વખતે આ બાળક જાણે ધ્યાન દેતો હોય તેમ લાગતુ કારણ ઘરમા ધમની, સાધુઓની કે ભગવાનની ચર્ચા થતી ત્યારે ર તો આ શિશુ ચૂપ થઈ જતો. કેમ જાણે તેનો જન્મ પ્રભુભક્તિ અને જ્ઞાન ઉપાસના માટે ન જ હોય!

શ્રી. માણુના જ નથી પર કુટુબ, પરિવાર જ્ઞાતિ અને માતાપિતા સૌ પરમ ધન્ય ભાગી બન્યા હતા. કોઈ પણ સા

કુંવરબાઈને મળવા આવે ત્યારે ઈર્ષા ઉપજાવે તેવા બાળકને નિહાળી તેના અંગે અંગમાં રોમાંસ થઈ જતો. હાથમાં લઈ તેડતાં ચંદન-સ્પર્શ જેવો મધુરો આનંદ થતો. બાળપ્રાણ જન્મથી જ પ્રાણીની પીડાહર સુખદાયી હતા. તેના ઉપર સૌની નજર ફરતી હતી. જન્મ લીધો સાર્થક હતો.

જન્મ થતાં જ તેમનામાં મહાનતાના અંકુર ફૂટયા હતા. જીવનગંગા જાણે એ મહાનતાની સીંચાઈ કરવા વહી રહી હતી!

*

ચારિત્રનાયકના ગુરૂદેવ શ્રી જયચંદ્રજી મહારાજ વિષે જાણવું જરૂરી રહે છે પૂજ્ય શ્રી પ્રાણલાલજી મહારાજનું જીવન-કથન તેમની છત્રછાયામાં નિર્માણ થયું છે અને પૂજ્ય જય ચંદ્રજી મહારાજ વિષે જાણકારી મેળવ્યા વિના ગુરુદેવના વ્યક્તિત્વને સાચી રીતે ઓળખી શકાય નહિ

પૂજ્ય શ્રી જયચંદ્રજી મહારાજ જેતપુરના નિવાસી ગાંધી કુટુંબના હતા મીસાળી જૈન વણિક હતા તેમના નાના ભાઈ શ્રી માણેકચંદ્રજી પણ એક મહાન તપસ્વી સંત બન્યા. બન્ને ભાઈઓએ ગાંધી કુટુંબને ઉજ્જવળ બનાવ્યું છે બન્ને મહા પુરુષના હાથ નીચે જ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબનું ઘડતર થયું આગળ સ્વતંત્ર પ્રકરણમાં શ્રી. તપસ્વીજી માણેકચંદ્ર મહારાજનો પરિચય આપવામાં આવશે.

વૈરાગ્યના ભાવ પ્રથમ નાનાભાઈ શ્રી માણેકચંદભાઈને પ્રાપ્ત થયા. હૃદય વૈરાગ્ય વાસિત થતાં તેઓ ત્યાગના રસ્તે સંચર્યા. એ વખતે વડીલ બંધુ શ્રી જયચંદ્રજી પોલીસ ક્ષેત્રમાં સિપાહી તરીકે જોડાયા હતા. તેમનામાં સાહસ ગુણ હતો અને આર્થિક સ્થિતિ નબળી થઈ હતી, એટલે આ પગલું લીધું હતું તે વખતે સૌરાષ્ટ્રમાં કાદુ નામનો સુપ્રસિદ્ધ બહારવટિયો અસ્તિત્વમાં હતો. તેને પકડવાના કામમાં શ્રી જયચંદ્રજી પણ સંલગ્ન હતા.

કોને ખબર હતી કે આવતી કાલે તેઓ ધર્મના સાચા સિપાહી બની કાદુથી પણ વધારે બળવાન મોહ બહારવટિયાને

જીતવા માટે કટિબદ્ધ થશે ! આતો દ્રવ્ય સિપાહીગીરીમાથી ભાવ સીપાહીગીરીમા જવાની કેળવણી હતી

આત્મશાતિમા સ્થિર નાના ભાઈને આશ્ચર્યતર ઠાકુઓ કબજે કરતા નિહાળ્યા ત્યારે મોટાભાઈને પોતાના જીવનની ક્ષુદ્રતા લાગી ખરુ કાર્ય વૈરાગ્ય દશામા જ સિદ્ધ કરી શકાય તેમ લાગ્યુ શ્રી જયચદ્રજીના વિચાર ફેરવાયા તેઓ પણ વધારે વધારે ગુરુદેવના પરિચયમા રહેવા લાગ્યા

એક દિવસ તેઓ પણ સકલ્પ કરી ચૂકયા કે ગુરુદેવ શ્રી દેવજી મહારાજના ચરણોમા સદાને માટે શ્રમણ બની જીવન અર્પણ કરશે તેમનો ધાર્મિક અભ્યાસ વધવા લાગ્યો વેરાવળ શ્રીસઘના ભાઈઓ આ યુવક બન્ધુના વૈરાગ્ય ભાવથી ખૂબ જ પ્રભાવિત થયા

પૂજ્યશ્રી વેરાવળમા દીક્ષા આપવા માટે ઉત્સુક હતા પરતુ ધર્મમા તુગીયા ગણાતી મેદરડા પુરીના શ્રાવકો આ લાભ જતો કરવા ઇચ્છતા ન હતા વેરાવળ શ્રીસઘની અગાધ વિનતિ છતા મેદરડા સઘ પાસે નમતુ આપવુ પડયુ મેદરડા સઘનો વિજય થયો

સવત ૧૯૨૮ના મહા વદ ૫ ના દેવજી મહારાજના શ્રી ચરણોમા જયચદ્રભાઈએ મુનિપદ ધારણ કરી ભગવતી જૈન દીક્ષા સ્વીકારી મેદરડાના આગણે અદ્ભુત આનદઉત્સવ ગુજી ઊઠયા શ્રી માણેકચદ્રભાઈ પ્રથમથી તૈયાર હતા બન્ને ભાઈઓનુ મુનિ યુગલ જય વિજયની સ્મૃતિ કરાવતુ હતુ

થોડા જ વર્ષોમા શ્રી જયચદ્રજી મુનિનુ તપ તેજ પ્રકાશી ઊઠયુ તેમની યોગ્યતાના ચારે બાજુ પડઘા પડવા લાગ્યા તેઓ ચમકી ઊઠયા જન્મજાત મુનિ હોય તેમ દીપી ઊઠયા વ્યાખ્યાનનો મધુર રણકાર શ્રોતાજનોને મુગ્ધ કરી રહ્યો વ્યવહાર-કૌશલ્ય અનુપમ હતુ દીર્ઘદૃષ્ટિ અને હૃદયનુ ઊડાણ અનોખા

હતા જોનાર પર વ્યક્તિત્વની છાપ પ તી એક ખ તદ મુનિ તરીકે બહાર આવ્યા ગુરુદેવને એક પ્રકારનો સંતોષ થયો

સાચા સિપાહી બની ગયા શ્રી જયચંદ્રજી મહારાજના જય મવાવા લાગ્યા તેમના ચરણોમા બેસવાની અદમ્ય ઉત્કટ ભાવ નાઓ ભક્તોના મનમંદિરમા ુ ત્વા લાગી જ્યા જાય ત્યા અમીટ છાપ છોડતા ત્યાવા મ ત મહા મા પ્રાપ્ત કરી સૌરાષ્ટ્ર ગવ અનુભવવા લાગ્યુ આ મહાસતને પગલે નવનિધાન વસ્યા. તેમની તીવ્ર દૃષ્ટિ લોકોના હૃદયને વેધવામા તીરથી પણ તીક્ષ્ણ હતી પૂજ્યશ્રીનો પ્રતાપસૂર્ય ચમકવા લાગ્યો

તેમના વિશાળ ખભા અને વિસ્તૃત વૃક્ષસ્થળ આખા સંપ્રદાયનો ભાર ઉપાડવા સબંધી યોગ્યતાની સાક્ષી આપતા હતા. સુદીર્ઘ બાહુ પુરુષશક્તિને પ્રદર્શિત કરતા હતા મહાન તપસ્વી બ ધુ મુનિ શ્રી માણેકચ , મહારા જનો સહયોગ પૂજ્ય શ્રીના બળમા અને પ્રભાવમા અનેક ગણો વધારો કરતો હતો જય–માણેકની જોડી તરીકે તેઓ કચ્છ કાઠિયાવાડ મારવા અને મુબઈ સુધી અતિ ખ્યાતિ પામ્યા તેમનુ નામ તે સમ યમા પણ જ ફેલાયુ હતું સૌરાષ્ટ્રમા લોકો તેમની માનતા કરવા લાગ્યા હતા.

શ્રી જયચંદ્રજી મહારાજ પણ સ્વય દીર્ઘ તપસ્વી હતા લાબા ગાળાની તપશ્ચ્યા કરવામા તેમના શક્તિ અને ધય જોઈ શકાતા હતા. ઘણી વખત માસ ખમણ અને ૩૫ થી ૪૦ દિવસ સુધીની લાબી તપશ્ચર્યાઓ કરી ચૂક્યા હતા તેમની પણ તપ પ્રભાવના ઘણી વિશાળ હતી. શ્રી સઘના નરનારીઓ તે તપશ્ચ્યાના પારણાઉત્સવો મનાવી ધન્ય થયા હતા

શ્રી પૂજ્યનુ શરીર ગઠન પણ વિલક્ષણ અને મજબૂત હતુ ઉગ્ર વિહાર કરવો લાબા વખતના ઉજાગરા સાથે રૂગ્ણ મુનિઓની સેવા કરવી ! ૨૦ થી ૨૧ ઉપવાસ સુધીની તપશ્ચ્યામા

પણ બન્ને વખત વ્યાખ્યાન આપવા, છતા તે બ્રહ્મચારી મુનિ જરાપણ શ્રમનો અનુભવ ન કરતા

સૌરાષ્ટ્રના ખૂણે ખૂણે તેમની વિહારયાત્રાઓ થતી હતી. પૂ દેવજી મહારાજની કીર્તિમા ઘણો જ વધારો કર્યો પોતાના ભક્તગણનો એક મજબૂત પક્ષ સગઠિત કર્યો જીવદયાના નગારા બજાવ્યા ખુખાર કાઠી દરબારો અને બીજા ઘણા નરેશોને ધર્મઉપદેશ આપી શિકાર અને શરાબ જેવા દૂષણથી મુક્ત કર્યા

પ્રબળ લોકમત તરીકે લોકોના હૃદયમા પૂ શ્રી જયચદ્રજી મહારાજનુ નામ અકાવા લાગ્યુ જનતાએ તેમને વધાવી લીધા મધુર રસથી ઉપદેશ અમૃતનુ પાન કરાવી સાધારણમા સાધારણ મનુષ્યને સતુષ્ટ કરવાની કળા કેળવી ઉપદેશની પોતાના યુગમા એક નવી જ પરપરા ઊભી કરી આ આખી સમન્વયવાદી પરપરાના દર્શન ચારિત્ર નાયક પૂ શ્રી પ્રાણલાલજી મહારાજના જીવનમા પણ કરી શકાય છે

પૂ જયચદ્રજી મહારાજના પ્રભાવથી ભવ્ય આત્માઓ તેમના ચરણમા મુનિ દીક્ષા લેવા લાગ્યા પૂ શ્રીના નેમને ધારણ કરવુ તે સાધારણ વાત ન હતી તેમનો જે ભગીરથ નવો પ્રયાસ ચાલતો હતો તે પ્રવાહને ઝીલવા ભારે વ્યક્તિત્વની આવશ્યકતા હતી

પૂ જયચદ્રજી મહારાજની શિષ્ય-મડળીમા વધારો થતો હતો ઉત્તરોત્તર દીક્ષાઓ થવા છતા હજુ પટ્ટધર શાસનપ્રાણ મહાત્માની આવશ્યકતા હતી ગુરુવર્ય પૂજ્ય શ્રીનો અતરઆત્મા એક પ્રબળ મનોવેગી શિષ્યને ઇચ્છી રહ્યો હતો ગુરુવર્યની બધી જવાબદારી સભાળી શકે તેવા આત્માની જરૂર હતી

પૂ જયચદ્ર મહારાજના હાથથી ૧૭ સાધુદીક્ષાઓ દેવાઈ તેમાના ઘણા વિવેકી, વૈયાવૃત્ય, નિપૂણ અને તપસ્વી

આત્માઓ હતા કે જેઓ ઉગ્રવાદી અને દૃઢ સંકલ્પી હતા એ ચાર આત્માઓ કર્માધીન થવાથી ત્યાગ માર્ગ સંભાળવા અશક્ત પણ બન્યા હતા

શ્રી માણેકચંદ્રજી મહારાજ જે શિષ્ય રત્ન હાથ લાગે તેને પૂજ્યશ્રીના ચરણે અર્પણ કરતા હતા આમ દીક્ષિત આત્માઓ અને વિસ્તૃત શિષ્ય સમુદાય હોવા છતા પૂજ્યશ્રીની તીવ્ર દૃષ્ટિ કોઈ બાળયોગી પ્રતાપી વ્યક્તિત્વની શોધમા હતી. શાસનની રાત્રિમા પૂર્ણચંદ્ર રૂપ શોભી ઉઠે તેવા નિશાકરની આવશ્યકતા હતી સંઘાડાના ગગનમા સૂર્યસમ ઝળહળી ઉઠે તેવા ભાનુની દરકાર હતી શાસનના બગીચામા શત-પત્ર મહા ગુલાબ ખીલવાની ભાવના ઊગતી હતી. શાસન સરોવરમાં સહસ્રદળ કમળ વિકસે તેમ ગુરુદેવ ઇચ્છતા હતા.

શિષ્યગણ વિશાળ હોવા છતા આ પૂર્તિ થવી બાકી હતી. ભક્તોને લાગતુ હતું કે ગુરુદેવની પુનાઈમા આટલી ત્રુટિ કેમ રહે છે! ભાવિના ગર્ભમા ઉદયમાન થતા પુણ્યપુંજને નિહાળવાની તક હજુ મળી ન હતી ગુરુદેવના ચરમ પુરુષાર્થનુ પરમ પરિણામ પ્રગટવાનુ હતું

બધા ક્ષેત્રોની વિહારયાત્રા ચાલુ હતી; પરંતુ પૂ. જયચંદ્રજી મહારાજના ચિત્ત સ્મરણમા વેરાવળની કસવાળી ભૂમિની ખેડ કરવાની ધગશ રહ્યા કરતી જે વૈરાગ્ય અવસ્થામા જ ગુરુદેવના મનમા જન્મી હતી.

પૂજ્યશ્રી પ્રત્યે વેરાવળ સંઘનો ઉત્કૃષ્ટ ભાવ હતો પૂજ્યશ્રીને ચાતુર્માસ માટે વારંવાર વિનંતિ થતી હતી તે પૂજ્યશ્રીએ માન્ય કરી. પ્રબળ શક્તિ નવજાત બાળ શિષ્યને જાણે લેવા માટે જ ગુરુદેવ વેરાવળ તરફ વિહાર કરી રહ્યા હતા! મહાન ગુરુના મહાન શિષ્યનો જન્મ થઈ ચૂક્યો હતો.

# શિશુ-પ્રાણાન્તે સત સમાગમ

## ૧૦

પૂજ્ય ગુરુદેવ શ્રી જયચંદ્રજી મહારાજ ચાતુર્માસ માટે વેરાવળ પધાર્યા છે શ્રાવકોના મનમા ઉમગની લહેરો છે આરંભમા માણસોને ખૂબ જ ઉત્સાહ હતો ભક્તિ અને પ્રેમના વાદળ ગર્જતા હતા ગુરુદેવને ઘણા જ આગ્રહથી ચાતુર્માસ માટે લાવવામા આવ્યા હતા પૂ દેવજી મહારાજના ચોમાસા પછી શ્રી જયચંદ્રજી મહારાજનુ આ પ્રથમ ચાતુર્માસ હતું. વૈરાગી અવસ્થામા માણસો ગુરુદેવના સ્વભાવથી સુપરિચિત હતા. દીક્ષા તો મેંદરડાના ભાગ્યે ત્યા દેવાઈ હતી આજે ગુરુદેવ સ્થાનકે પધારતા સૌના હૈયા ઉમગથી નાચ્યા હતા

સવત ૧૯૫૬ની સાલ હતી આ વર્ષ સૌરાષ્ટ્ર અને આખાએ ભારત માટે કારમુ વિકટ વર્ષ હતુ સૌરાષ્ટ્ર માથે ભયકર ભય તોળાઈ રહ્યો હતો ૧૯૫૬ છપનિયા દુકાળ તરીકે એક રાક્ષસી વર્ષ નીવડ્યુ હતુ કાળની ગતિને કોણ જાણી શક્યુ છે વાદળાઓની ખાલી ગર્જના થતી પછી ધીરે ધીરે વીખરાઈ જતા વરસવાનુ નામ ન હતુ જેમ વાદળાઓ વીખરાઇ જતા તેમ માણસોનો ભાવ-ઉભાર પણ શમી જતો દુષ્કાળની ઘેરી છાયા ચિત્ત પર છવાઈ ગઈ

પૂજ્ય ગુરુદેવો લોકોને શાતિ સમાધિનો ઉપદેશ આપતા હતા કર્મના સિદ્ધાંતો સમજાવતા હતા વેરાવળના ગર્ભશ્રીમતોને ઉદાર બનાવી ગરીબ માણસોને સહાયક થવાના દયામય કર્તવ્યનો ઉપદેશ આપતા વેરાવળના સમાજમા પૂ. ગુરુદેવની હાજરીથી માણસોને મોટો આધાર મળ્યો હતો.

તેમના આજ્ઞા અને ઉપદેશ સૌ શિરોધાર્ય કરતા ગુરુદેવ પોતાના સયમ માર્ગમા વિચરી રહ્યા હતા આડબર અને ઉત્સવની જગ્યાએ સદાચાર અને ત્યાગનો ઉપદેશ દેવાઈ રહ્યો હતો

માતા કુવરબાઈ ગુરુદેવના દર્શન માટે પ્રતિદિન આવતા ત્યારે સાથે નાના બાળકને તેડી લાવતા બાળક તોતડી ભાષામા માતા સાથે બોલતો માતા તેને નમ્ર પ્રણામ કરાવતા પ્રણામ કરતી વખતે આ બાળક ટગર ટગર ગુરુદેવ તરફ તાકી રહેતો હતો આ બાળક જ શિશુ અવસ્થાના આપણા ચારિત્ર નાયક શ્રી. પ્રાણ હતા તદ્દન શૈશવ કાળ, ફક્ત બે જ વર્ષની ઉમર

ગુરુદેવની નજર આ શિશુ પર પડતી તેઓ તેના પ્રણામ પણ ઝીલતા હતા વિશેષ ધ્યાન દેતા ગુરુદેવની દૃષ્ટિ બાળકના મુખ પર ઠરી જતી. જાણે લલાટની રેખાઓ વાચી રહ્યા હોય નહિ! હૃદયમા વાત્સલ્ય ઉભરાતુ ભાવિ શ્રાવક તરીકે ગુરુદેવ પ્યારથી તેને સબોધતા

માતા કુવરબાઈને ઘણા જ મધુર ભાવથી પૂજ્યશ્રી બોલાવતા અને આ શિશુને વૈરાગ્યના પાઠ ભણાવજો તેમ ભલામણ કરતા ગુરુદેવ જાણે આ બાળકમા ઊડો રસ ધરાવે છે તેમ પ્રતિભાસિત થતુ વૈરાગ્યની ધર્મ ભૂમિની એક પાળીનો જાણે આ એક ચદનનો અકુર ન હોય! ગુરુદેવની બાળક પ્રત્યેની મમતા કુવરબાઈથી અણ છીપી હતી તેઓ આનદથી ફુલાતા આ શિશુ પ્રત્યેના ભાવથી માતાને દૂધમા સાકર નાખવા જેવુ લાગતુ

કુમારી અવસ્થામા વીતરાગ પૂજન વખતે આવેલી કલ્પનાઓ સાકાર થઈ રહી હતી. ભાવમે અભાવપે ચિતવેલી ભાવનાઓ સમયના ચોપડામા લખાઈ ગઈ હતી વાવેલા બીજ અકુરિત થયા હતા માતાને પરમ આનદ થતો આ બધા આનદની

વચ્ચે એક કાળી લીટી ખેંચાતી તે જોતા અસ્પષ્ટ શંકા હૃદયને ઉદાસ બનાવી પણ દેતી પુન બાળકની લીલાઓમા અને ગુરુદેવની અમૃતવાણીમા બધુ ભુલાઈ જતુ

ક્યારેક તે શંકા પ્રબળ બનતી હતી મનમા થતુ લાવ, ગુરુ મહારાજને પૂછીને જ સમાધાન કરી લઉં,' તેવો નિશ્ચય કરીને ઉપાશ્રયે આવતા પરંતુ સાહસ થતુ ન હતુ મનની વાત મનમા સમાઈ જતી ભાગ્યવિધાતા કેમ જાણે શ્રી પ્રાણના વિયોગને માતાનુ કોમળ હૃદય સહી ન શકવાનુ હોય એટલે આગળથી જ મૃત્યુનો સંદેશ આપતા હતા ગુરુદેવના કર્મ સિદ્ધાત સમજાવતા જ્ઞાનમય વચનોથી માતાની શંકા પીગળી જતી

નિરંતર વ્યાખ્યાન વાણીના સહચારથી હૃદય પર વૈરાગ્ય અંકિત થઈ રહ્યો હતો શૈશવમા જાણે ઉપદેશથી રંગાયો હતો અમોઘ ભાવે આ કોમળ ચિત્ત પર ગુરુદેવની મીઠી બંસીના સૂર કોતરાઈ જતા હતા ખરેખર બાળ શ્રોતાઓને સત્સંગ-સભાઓમા શુ લાભ થાય છે તેની આકણી આપણે કરીશકતા નથી આગળ ચાલીને સમય જ આ રહસ્યનુ ઉદ્ઘાટન કરે છે

બે વરસના શિશુએ ગુરુદેવના હૃદયને લૂટવા માડયુ હતુ ગુરુદેવના મનમંદિરમા માનસ પુત્રરૂપે પ્રાણની સ્થાપના થઈ ગઈ હતી ગુરુદેવને સુખરૂપ થવાનો હોવાથી માતાપિતાએ જાણે ખસીને જગ્યા આપવાની તૈયારી રાખી હતી પોતાનો અધિકાર ઓછો કરી નાખ્યો હતો

આ અબોધ બાળકને કાઈ વૈરાગ્યનો ઉપદેશ આપી શકાય તેમ ન હતુ ન તેની સાથે વાર્તાલાપ થઈ શકે તેમ હતુ ગુરુદેવને મનમા થતુ કેમ કહેવુ આ પ્યારા-બાળકને, કે' તુ મોટો થઈને અમને ભૂલીશ ના હો ? આવી ભલામણને અવકાશ ન હતો જ્યારે વસ્તુસ્થિતિ બીજી જ હતી પૂજ્યશ્રીના પ્રવચનના અતિમિષ્ટ શબ્દો માતા કુંવરબાઈના રક્તમા ઘોળાઈ

જતા. તેમની નસેનસમા ઊતરી જતા. તે શબ્દો પર ભક્તિનો રગ ચઢી જતો. જ્યારે પ્રાણુ માતાનુ સ્તનપાન કરતા ત્યારે વાગોળાએલા શબ્દો બાળકના અગેઅગમા વિસ્તાર પામી તેમના સસ્કાર મસ્તિષ્કને સ્પર્શી જતા માતા વચમા માધ્યમ બની રહેતા

ગુરુદેવનુ આજનુ પ્રવચન વૈરાગ્યની સીમા પાર કરતુ હતુ માતા અને શિશુનો સબધ ફક્ત સ્વાર્થનો નથી તે અતિ પવિત્ર સબધ છે સાચી માતાએ આ સબધ શક્તિનો કેવો ઉપયોગ કરવો જોઈએ જે માતા પોતાના બાળકમા વૈરાગ્યનુ ત્યાગનુ અને ધર્મ નુ સિચન કરતી નથી, ફક્ત તેને માયાથી, જગતના વિચારોથી જ રગે છે તે માતાઓ સાચી માતાઓ બનવાને યોગ્ય નથી. તે મોહાધીન થઈ માતૃત્વને રાગદ્વેષના કાદવથી ગદુ બનાવે છે માતા તે શા માટે માતા છે? તીર્થંકરોની માતા પણ માતા જ હતા ને! એ બધી માતાઓ એકાવતારી માતાઓ હતી. કારણ કે તેમણે મહાવિરક્ત પુત્રોને જન્મ આપ્યો હતો.

સતી મદાલસાનુ ઉદાહરણ આપીને ગુરૂદેવે માતાઓને ખરુ માર્ગદર્શન કરાવ્યું હતુ મદાલસા જેવી માતાઓ ક્યા! શુ તમે તમારા સતાનોને પણ તેજ માર્ગે નથી દોરી શકતા! તમારામા કહેવાની હિંમત છે કે

> शुद्धोऽसि बुद्धोऽसि निरञ्जनोऽसि संसारमायापरिवर्जितोऽसि
> संसार स्वप्नं त्यज मोह निद्रां मदालसेत्युवाच पुत्रम् ॥

'હે બેટા! તુ શુદ્ધ છો બુદ્ધ છો નિરજન નિરાકાર છો સસારની માયાથી પર છો સસાર સ્વપ્ન જેવો છે મોહરૂપી નિદ્રાનો ત્યાગ કર

આવા શબ્દો સાભળતા બાળકને વૈરાગ્ય થઈ જતો અને સાંભળનાર પુત્રને સાક્ષાત જ્ઞાન બોધ થઈ જતો. ઉપરના શબ્દો

એક વખત તમારા બાળકના કાનમા રેડો ત્યારબાદ તેમને ગૃહધર્મનો બોધ આપો ખરેખર જ્ઞાનવાળી શ્રદ્ધાળુ માતા હોય તેજ પુત્રને આવો ઉપદેશ આપી શકે છે આખા પ્રવચનનો સાર અદ્ભુત હતો આ શબ્દો સાભળતા કુવરબાઈના કોડ ઉછળતા હતા

ધેર આવી શિશુ-પ્રાણને ખૂબ જ પ્યાર કરવા લાગ્યા. ગુરુદેવની વાણી ગુજતી જ હતી 'શુ તુ દીક્ષા લઈશ? બોલ?' નજીક આવી બાળકની દાઢીને આગળી વડે જરા ઊચે કરતા માતાજી પૂછવા લાગ્યા બાળ રામને જાણે કૌશલ્યા જ્ઞાનનો ઉપદેશ આપતા હતા પ્રાણ માતાની આખોમા આખો મેળવી એક લાચાર દષ્ટિથી જોઈ રહ્યો આ વેધક દષ્ટિથી જાણે માતાનું હૃદય ઘવાયુ "ના, ના, આવડા છોકરાને તે દીક્ષાની વાત કરાય? શુ આ ત્યાગી બની શકે?"

"સામુ જોઈ રહ્યો છે કે? તારાથી શુ ત્યાગ પળે? શુ 'હા' પાડી રહ્યો છે એમ?" બાળ યોગીની નજર માતાજી પર જ હતી મુખ હસુ હસુ થઈ રહ્યુ હતુ જાણે આ પ્રબળ શિશુ માતાને નિશ્ચય સાથે 'હા' કહેવા માગતો હોય! હજુ વાચા ખૂલી ન હતી, ખૂલી હોત તો જરૂર કહેત 'ચોક્કસ હુ તો સાધુ જ થઈશ'

'ના, ના ગુરુમહારાજે કહ્યુ એટલે શુ થયુ! હુ મારા પુત્રને દીક્ષા નહિ જ દઉ' જાણે કોઈ અબઘડી જ બાળકને લઈ જવા માગતુ હોય તેવા ડરથી બાળકને ખોળામા દબાવી દીધો તેનુ માથુ પાલવમા છુપાવી લીધુ માતાજી શિશુ પ્રાણની વેધક દષ્ટિને સહી શક્યા નહિ મનમા થયુ કે જરૂર આ બાળક ભોગી નહિ બને! મદાલસાનુ ઉદાહરણ સાભળવાથી જે ભાવ થયો હતો તે બાળકની કોમળ કાયાને સ્પર્શ કરતા ઊડી ગયો મમતા ઉભરાઈ આવી

જતા. તેમની નસેનસમા ઊતરી જતા તે શબ્દો પર ભક્તિનો રગ ચડી જતો જ્યારે પ્રાણ માતાનુ સ્તનપાન કરતા ત્યારે વાગોળાએલા શબ્દો બાળકના અગેઅગમા વિસ્તાર પામી તેમના સસ્કાર મસ્તિષ્કને સ્પર્શી જતા માતા વચમા માધ્યમ બની રહેતા.

ગુરુદેવનુ આજનુ પ્રવચન વૈરાગ્યની સીમા પાર કરતુ હતુ માતા અને શિશુનો સબધ ફક્ત સ્વાર્થનો નથી તે અતિ પવિત્ર સબધ છે સાચી માતાએ આ સબધ શક્તિનો કેવો ઉપયોગ કરવો જોઈએ જે માતા પોતાના બાળકમા વૈરાગ્યનુ ત્યાગનુ અને ધર્મનુ સિંચન કરતી નથી, ફક્ત તેને માયાથી, જગતના વિચારોથી જ રગે છે તે માતાઓ સાચી માતાઓ બનવાને યોગ્ય નથી. તે મોહાધીન થઈ માતૃત્વને રાગદ્વેષના કાદવથી ગદુ બનાવે છે માતા તે શા માટે માતા છે? તીર્થકરોની માતા પણ માતા જ હતા ને! એ બધી માતાઓ એકાવતારી માતાઓ હતી. કારણ કે તેમણે મહાવિરક્ત પુત્રોને જન્મ આપ્યો હતો.

સતી મદાલસાનુ ઉદાહરણ આપીને ગુરુદેવે માતાઓને ખરુ માર્ગદર્શન કરાવ્યું હતુ મદાલસા જેવી માતાઓ ક્યા! શુ તમે તમારા સતાનોને પણ તેજ માર્ગે નથી દોરી શકતા? તમારામા કહેવાની હિંમત છે કે

शुद्धोऽसि बुद्धोऽसि निरञ्जनोऽसि संसारमायापरिवर्जितोऽसि
संसार स्वप्न त्यज मोह निद्रा मदालसोल्लपमुवाच पुत्र ॥

હે બેટા! તું શુદ્ધ છે, બુદ્ધ છે નિરજન નિરાકાર છે. સસારની માયાથી પર છે, સસાર સ્વપ્ન જેવો છે મોહરૂપી નિદ્રાનો ત્યાગ કર

આવા શબ્દો સાભળતા બાળકને વૈરાગ્ય થઈ જતો અને સાભળનાર પુત્રને સાક્ષાત જ્ઞાન બોધ થઈ જતો. ઉપરના શબ્દો

એક વખત તમારા બાળકના કાનમા રેડો ત્યારબાદ તેમને ગૃહધર્મનો બોધ આપો ખરેખર જ્ઞાનવાળી શ્રદ્ધાળુ માતા હોય તેજ પુત્રને આવો ઉપદેશ આપી શકે છે આખા પ્રવચનનો સાર અદ્ભુત હતો આ શબ્દો સાભળતા કુવરબાઈના કોડ ઉછળતા હતા

ઘેર આવી શિશુ–પ્રાણને ખૂબ જ પ્યાર કરવા લાગ્યા. ગુરુદેવની વાણી ગુ જતી જ હતી 'શુ તુ દીક્ષા લઈશ? બોલ?' નજીક આવી બાળકની દાઢીને આગળી વડે જરા ઊચે કરતા માતાજી પૂછવા લાગ્યા બાળ રામને જાણે કૌશલ્યા જ્ઞાનનો ઉપદેશ આપતા હતા પ્રાણ માતાની આખોમા આખો મેળવી એક લાચાર દૃષ્ટિથી જોઈ રહ્યો આ વેધક દૃષ્ટિથી જાણે માતાનુ હૃદય ઘવાયુ "ના, ના, આવડા છોકરાને તે દીક્ષાની વાત કરાય? શુ આ ત્યાગી બની શકે?"

"સામુ જોઈ રહ્યો છે કે? તારાથી શુ ત્યાગ પળે? શુ 'હા' પાડી રહ્યો છે એમ?" બાળ યોગીની નજર માતાજી પર જ હતી મુખ હસુ હસુ થઈ રહ્યુ હતુ જાણે આ પ્રબળ શિશુ માતાને નિશ્ચય સાથે 'હા' કહેવા માગતો હોય! હજુ વાચા ખૂલી ન હતી, ખૂલી હોત તો જરૂર કહેત 'ચોક્કસ હુ તો સાધુ જ થઈશ'

'ના, ના ગુરુમહારાજે કહ્યુ એટલે શુ થયુ! હુ મારા પુત્રને દીક્ષા નહિ જ દઉ' જાણે કોઈ અબઘડી જ બાળકને લઈ જવા માગતુ હોય તેવા ડરથી બાળકને ખોળામા દબાવી દીધો તેનુ માથુ પાલવમા છુપાવી લીધુ માતાજી શિશુ પ્રાણની વેધક દૃષ્ટિને સહી શક્યા નહિ મનમા થયુ કે જરૂર આ બાળક ભોગી નહિ બને! મદાલસાનુ ઉદાહરણ સાભળવાથી જે ભાવ થયો હતો તે બાળકની કોમળ કાયાને સ્પર્શ કરતા ઊડી ગયો મમતા ઉભરાઈ આવી

અવારનવાર ગુરુદેવ બોચરી માટે કેશવજીભાઈને ત્યા પધારતા. પૂજ્યશ્રીની માયાળુ નજર શ્રી. પ્રાણને સ્પર્શી જતી. ગુરુદેવનો ત્યાગાત્મક સૂક્ષ્મ અનુરાગ જાણે બાળક આત્માને અત રમા સ્પર્શતો માતા કુવરબાઈની નજરથી આ છાનુ નહતુ ગુરુદેવ પ્રત્યેની અનન્ય શ્રદ્ધા હતી. પોતાનુ સતાન આવા મહાન પુરુષનુ કૃપાપાત્ર બને તે ભાવ તેને અધિક આનદ ઉપજાવતા.

કુવરબાઈની ભક્તિમા ઓપ ચુતા તો હતી જ પરતુ સાથે સાથે તેનામા રહેલુ માતૃત્વ અતિ ગભ ગભીર હતુ જેને વાચા આપવી મુશ્કેલ છે આ રીતે પ્રેમની ભક્તિની અને મહાનતાની ત્રિપુટીનો અજોડ સગમ રચાયો હતો.

(૧) ભવ્ય માતા (૨) મહાન ગુરુદેવ (૩) સમર્થ બાળ યોગીની ત્રિવેણીમા ઉજ્જવલ ભાવિ સ્નાન કરી રહ્યુ હતુ અત્યારે આ બાળસાધુ માના પ્રેમને ગુરુદેવની કૃપા વચ્ચે આનદમા ઝુલી રહ્યો હતો.

## ૧૧

શ્રી પ્રાણ પાચ વરસના થયા માતાપિતાનો પ્યાર ખૂબ જ પામ્યા બાળપણ આનદથી વ્યતીત થઈ રહ્યુ હતુ પાચ વરસની વયે બાળક શિક્ષા ક્ષેત્રમા પગ મૂકે છે વિદ્યાલયના જીવનના શ્રી ગણેશ થાય છે આ પહેલા બાળક માતાની સ્કૂલમા ઘણુ જ ભણી લે છે માણુસ ભાગ્યે જ આ વસ્તુને જાણતો હોય છે ત્રણ વરસથી સાત વરસ સુધી બાળક સર્વાધિક શીખે છે ત્યાર પછી તો શીખેલુ જ વાગોળાય છે લોકો ધારે છે કે આવા નાના ભુલકાઓ શુ સમજે ? પરતુ અનુભવીઓ જાણે છે કે ખરો અધ્યયન કાળ ત્રણથી પાચ વરસની ઉમરમા જ હોય છે

માતા કુવરબાઈએ જાણતા અજાણતા પોતાના આ પુત્રને ઘણુએ જ્ઞાન આપી દીધુ સસ્કૃતિનો વારસો સોપી દીધો મા દૂધની સાથે બૂધ પણ પાતી હોય છે કુવરબાઈએ સ્વ શિશુને વૈરાગ્યના સસ્કારો એટલા અર્પણ કર્યા કે તેના જીવનનુ થડ બધાઇ ગયુ મા શ્રદ્ધાની મૂર્તિ છે, જ્યારે બાપ તર્કનુ સ્વરૂપ છે મનુષ્યને મા તરફથી શ્રદ્ધા અને બાપ તરફથી વિચાર મળે છે, મા શ્રદ્ધાનો પાયો મજબૂત બનાવે છે પચ પરમેષ્ઠિ પ્રત્યેની શ્રદ્ધાને શ્રી પ્રાણના હૃદયમા રેડી દીધી, શ્રદ્ધાનો પાયો મજબૂત બનાવ્યો.

પાચ વરસના પ્રાણને સ્કૂલે મૂકવામા આવ્યો માતાપિતા ધાર્મિક અભ્યાસના પણ પક્ષપાતી હતા ચાલુ જૈનશાળામા ધર્મજ્ઞાન લેવાની વ્યવસ્થા હતી ત્યા સામાયિક, પ્રતિક્રમણ,

છઠાય, નવતત્ત્વ ગતાગતિ, લઘુ દંડક સુધી અભ્યાસ ક્રમશ મળતો રહ્યો ધાર્મિક અધ્યયન મનુષ્યજીવનનું મૌંઘુ ખાતર છે બાળમનનુ આતરિક પોષણ છે શક્તિ અને સસ્કારનુ દિશાયત્ર છે જેને જ ઞણ ધાર્મિક અભ્યાસ આપવામા આવતો નથી. તેનુ મન, વચન અને ઇન્દ્રિયો બહિર્મુખી થઈ ભૌતિક વાદી બની જાય છે પરમ તત્ત્વ પ્રત્યે નજર કરવાના ભાવ ઓછા જ રહે છે ધાર્મિક અધ્યયનથી પ્રાણના જીવનમા વૈરા ગ્યનો આરશ નિર્માણ થવા લાગ્યો

બીજી બાજુ સ્કૂલનુ ભણતર પણ ચાલુ હતુ યથાશકિત સારા માર્ક મેળવવાથી માબાપને સંતોષ હતો જોકે શ્રી પ્રાણ લાલજી મહારાજને સસાર અવસ્થામા વ્યાવહારિક જ્ઞાન લેવાનો એટલો અવકાશ ન રહ્યો વળી જ નાની ઉમરે ભણતર છોડવુ પડ્યુ તથાપિ પ્રારભમા છ ગુજરાતી અને બે અગ્રેજી સુધીના વર્ગો પાર કર્યા આશ્ચર્ય તો એ છે કે સ્કૂલ સબધિ આટલુ જ સાધારણ જ્ઞાન હોવા છતા આ મહાપુરુષના જીવનમા ઉચ્ચ કોટિનો વ્યવહારજ્ઞાનનો પણ અનુભવ જોવામા આવ છે ભલ-ભલા ભણેલાઓને પણ ગુરુદેવ વ્યવહારિક વિષયોમા સચોટ રીતે જવાબ આપતા તેમની નોધપોથી એક મહાન યાત્રીના ડાયરી જેવી છે ખરેખર મહાત્માઓને કોઠા જ્ઞાનનો ઉદય થાય છે જ્ઞાનના ઝરણા અ દરમાથી ફૂટી આવે છે

ધાર્મિક અને સ્કૂલનુ ભણતર સપાદન કરતા તેર વરસની વય થઈ આ કાળ તેમના જીવનનો આનદમય શાતિકાળ હતો. ઊગતા રાપ પોતાના ક્ષેત્રમા સ્થિર થવા માટે મૂળિયા ફેલાવે તેમ આ ઉમરે જીવન સ સ્કારોનો સગ્રહ થાય છે શ્રી પ્રાણલાલજી મહારાજનુ બાળપણ યોગ્ય રીતે પસાર થઈ રહ્યુ અ દરમા ધર્મજ્ઞાન પ્રત્યે આકર્ષણ ખૂબ જ જ મ્યુ શારીરિક ગઠન પણ સરસ થયુ હૃદયની ભાવનાને સારુ એવુ પોષણ મળ્યુ અને

ચાળતુ પણ રહેતું. પિતાની દૃષ્ટિ એક શિક્ષકની દષ્ટિ હતી બાળકોના સસ્કાર પ્રત્યે તેઓ જાગ્રત હતા

શ્રી પ્રાણના બાળજીવનનો રમૂજી કિસ્સો જ્ઞાનપ્રદ થઈ પડશે, જે તેમણે પોતે જ નોધ્યો છે આત્માને કુસગમાથી પણ જ્ઞાન મળે છે.

સ્કૂલમા અભ્યાસ કરતી વખતે સમાન વયના બે ચાર બાળકો સાથે દોસ્તી થઈ પેલા છોકરાઓ રખડુ કલાસના હતા જે છોકરાઓ કોઈ કલાસમા ફીટ ન થાય તેનો રખડુકલાસ હોય છે બાળપણથી રખડુને આ વર્ગમા જ રસ પડે છે આ કલાસમા ફરી અને ચરીને જ્ઞાન તથા કુટેવો કેળવાય છે તેમા માસ્ટર કે ચોપડીની જરૂર નથી પડતી આપણા ચારિત્રનાયકને આવા બે ચાર રખડુ કલાસના એકડિયા મળી ગયા ભાઈસાબ પણ થોડા દિવસો માટે તેમા જોડાયા કેમ જાણે કુસગની પરીક્ષા કરવાના હોય!

ચાની હોટલ, સોડા–લેમનની દુકાન, પાનવાળાની રાવટીએ કમબખ્તો સાથે થોડુ થોડુ જવા લાગ્યા ત્યા થોડી મજા પણ આવી મજા પછી થનારી સજાની ખબર ન હતી ભણવાની મહેનત કરતા ટેસ્ટ કરવામા મજા આવે જ ને! "કેમ દોસ્ત પ્રાણલાલ કેવી મજા! તુ ચોપડીમા માથુ ઘાલીને ભણવામા જ ચોટચો હતો! એક ગોઠિયાએ પ્રાણલાલની સ્વાદુ વૃત્તિને ઉત્તેજતા વાત લડાવી, "હા હા, હવે જ ઠેકાણે આવ્યો" બીજા ગોઠિયાએ હુક્કા કરતા જીભનો લબકારો લીધો આમ સાધારણ વૃત્તિના રખડુ છોકરા સાથે શ્રીમાનજી ખેચાતા ગયા પછી ભણવામા તો જગ ફેર પડે જ ને!

"એલા, હાલો આજ પાને રમીએ" બે ચાર છોકરાઓ ગોઠવાઈ ગયા પ્રાણલાલની 'હા, ના' છતા હાથ ખેચીને તેને પણ બેસાડ્યો છોકરાઓ દોકડાથી બાળ-જુગાર રમતા હતા

આપણા પ્રાણભાઈ પણ ઢોકડાની હારજીત કરવા લાગ્યા એ વખત જુનાગઢ રાજ્યમા ઢોકડાનુ ચલણ હતુ ઢોકડો આપણો જૂનો સિક્કો છે ત્યારે ૧૦૦ ઢોક ડાનો રૂપિયો થતો અત્યારે પણ ૧૦૦ નવા પૈસાનો રૂપિયો થાય છે ત્યારે એક ઢોકડાની કીમત આજના નવા પૈસા કરતા ઘણી જ વધારે હતી.

આપણા પ્રાણ નાનપણમા ચાલાક તો ખરા જ બે ચાર ઢોકડા જીતી ગયા પેલા છોકરાઓ પછી છોડે ખરા? ચાલ તુ જીત્યા છે અમને બીડી પા એક છોકરાએ પ્રસ્તાવ મૂક્યો ના એ તો પહેલા પીયે અને પાય બીજાએ પ્રાણલાલને પણ બીડીના સ્વાદનુ આમત્રણ આપ્યુ પછી તો ભાઈ આગળ વધ્યા. બીડીના ધુમા ડાના ગોટા કાઢવા સિગારેટ પણ સળગાવી મોટી હિમ્મત હોવાની ઇચ્છાથી આ ભેરુઓને માન આપ્યુ જોરથી દમ ખચ્યો બીડી કયારેય પીધી તો ન હતી. બીડી કેમ પીવાય! તે પણ ક્યા ખબર હતી? બાપને પીવા માટે સળગાવી દેવી પડી હોય તો થોડીક આદત હોય! અરે! આ શુ ફેર ચ વા લાગ્યા. ધુમાડો જોરથા પેટમા ઘુસી ગયો પાછો બહાર નીકળે જ શાનો! ગળુ રૂધાઈ ગયુ

ગોઠિયા બધા હસવા લાગ્યા આખમા આસુ આવવા લાગ્યા માથામા આવે ચક્કર અને પછી તો બીડીએ પોતાનુ કામ સારી રીતે બજાવ્યુ હમણા જ હોશમા આ પઠિયા ખાધા હતા ના ના એકલા આ પઠિયા નહિ પણ સાથે ના। લેમન પણ ખરા જ ઉપર પાનનો કૂચો બસ છેલ્લી બીડીએ પોતાના પ્રભુતા બતાવી અને ઘરરર ફેરની સાથે જ પેટમા નાખેલા કસરો બહાર નીકળા પડ્યો બીડી બેનનો પ્રેમ મોંઘો પડયો વાહ બીડી! થો વિાર ગભરામણ થઈ પડી. બીડીએ તો આખો જ આવે બીડી દીધી. થોડો વાર પછી માડ શાતિ થઈ

પોતાના બન્ને કાન પકડ્યા. બીડીનો અસંકો આકરો લાગ્યો

મનમા જ શિક્ષા મળી ગઈ પેલા ગોઠિયાઓને બે ચાર સભળાવી દીધી હૃદયથી નક્કી કર્યુ કે હવે ધુમ્રપાન કદી કરવુ નહિ આ અનુભવે સારી એવી શિક્ષા આપી દીધી બીડી પોતે જ ગુરુ–શિક્ષક બની ગઈ બીડીના સ્વાદ લેવાનુ માંડી વાળ્યુ હજુ પણ પેલો જુગાર રમવાનો ચસકો ગયો ન હતો એમા મજા આવતી હતી રખડુ કલાસની પરીક્ષાનુ બીજુ પેપર હજુ બાકી હતુ

હોટલની ચા અને સોડા લેમનની મીઠાશ ખૂબ આવતી પિતાશ્રી તરફથી બે ચાર પૈસા કયારેક મળી જતા માતુશ્રી પાસેથી પણ થોડા પ્રાપ્ત થતા ચસકો વધ્યો હતો થોડાક પૈસા ઘટી પડતા, મિત્રો પાસેથી ઉધાર લેવાયા હતા જુગાર સારી રીતે રમવા માટે બે ચાર આના મેળવવાની લાલસા થઈ આજ તો જુગાર પર માડવા માટે પૈસા ન હતા બુદ્ધિ કોઈના બાપની છે આવશ્યકતા આવિષ્કારની જનની છે Necessity is the mother of invention ઇસ્કોતરા પર નજર પડી ત્યા તાળુ હતુ તાળુ હતુ તો શુ થયુ ? ચાવી લાગુ પડે તો આવા તો કેટલાએ તાળા ખૂલે

અત્યારે કયા ખબર હતી કે ભવિષ્યમા જીવનના અતર ગૃહોમા લાગેલા અજ્ઞાન તાળાઓની ચાવી ગોતવાનુ પણ મન જાગશે ઇસ્કોતરાના તાળાને ચાવી લાગુ પાડી દીધી, તાળુ ખુલી ગયુ તેમાથી થોડાક પૈસા તફડાવ્યા વાહ ! હજુ તો તમારે ભગવાનના ઘરના ઇસ્કોતરા ખોલીને ત્યા પણ ધાડ જ પાડવી છે ને ! બસ ચાવી લાગુ કરવાની કળા હાથ કરવાની છે પૈસા હાથ આવતા જ માગનારને પ્રથમ આપી દીધા ચોરીમા પણ ઇમાનદારી તો હતી બાકીના પૈસાથી પાછો જુગાર ખરો જુગાર તો જીવનનો બાકી હતો !

પિતાશ્રીએ કાર્યવશાત્ પેટી ખોલી ઉપર તાળુ તો ખરા

બર હતુ પરતુ તાજા મૂકેલા પૈસામા ફેરફાર હતો. કેસ પકડાઈ ગયો. ફ્રી તરીકે પિતાની કોટમા પ્રાણ હાજર થયા કલેણ કાપવા મા યુ ચા હોટલ, હેમન જુગાર ખાશ ઝેર થઈ પડયા શુ કરવુ ? શુ થશે ? અસત્ય સિવાય કોઈ આધાર ન હતો. છટકવા પૂરો પ્રયાસ કર્યો ના હુ તો કાઈ જાણતો જ નથી" પરતુ પિતાશ્રીને વિશ્વાસ ન આવ્યો ચૌદમુ રત્ન અપનાવ્યુ ગાલ પર તમતમતા બે તમાચા ચોઢી દેવામા અસત્યનો આધાર તૂટી ગયો મન સીધુ થવા જરા અચકાતુ હતુ ત્યા તો છમમમ કરતી સોટીએ બ્હાલ દેખાડયુ સોટીના પ્યારથી સત્ય પ્રગટ થયુ ભૂલ કબૂલ કરવામા આવી મળેલી સજાથી મજાની કીમત સમજાણી. બધો કુસગ છૂટી ગયો.

થોડીવારમા પિતાશ્રીનો પ્રેમભર્યો અવાજ આવ્યો. "પ્રાણ અહી આવ તો. ડિબકા લેતો પ્રાણ દોડી આવ્યો પિતાના પ્યારસાગરમા બધુ સમાઈ ગયુ પિતા તરફથી મળેલી હિત શિક્ષા હૃદયગત કરી. પ્રાણ પુન પોતાના કામમા પરોવાયા. મનમા સકલ્પ બધાઈ ગયો. (ચારિત્ર નાયકના શબ્દોમાં) "આજથી જુગાર રમવુ નહિ. આવા ભાઈબધ સાથે રખડવા જવુ નહિ. બને ત્યા સુધી નબળી ટેવ ન પડે તેની કાળજી રાખવી અને તેવા પ્રસગોથી દૂર રહેવુ" આટલી નાની ઉંમરમા પણ કેવુ સકલ્પ બળ અને ભૂલ સુધારવાની ખગશ. જ્યા સકલ્પ બળ હોય ત્યા જ સફળતા સાપડે છે

વ્યાવહારિક જ્ઞાન અને જૈનશાળાનો અભ્યાસ એમ બે રીતે ભણતર મળતુ ઉપરાત માતાપિતાના વહાલભર્યા સ્વ ભાવથી તેમના પ્રત્યે ઊડો આદર હતો. જ્ઞાન અને સારા સસ્કાર આપવા માટે તેઓ ખૂબ કાળજી રાખતા ગુજરાતી છ અને અગ્રેજી બીજા ધોરણ સુધીનો અભ્યાસ થઈ શક્યો ચારિત્ર નાયક લખે છે કે શુ હતુ તે કહી નથી શકાતુ પરતુ સ્કૂલની

કેળવણીમા ચિત્ત ચોટતુ જ નહિ જૈનશાળાના જ્ઞાનમા ખૂબ જ રસ આવવા માડયો જેના પરિણામે પહેલુ ભણતર લગભગ અટકી જ પડ્યુ માતાપિતાના ભયથી નિશાળે જતા, પરતુ બહાનુ કરીને સમુદ્ર કિનારે રખડવા ચાલ્યા જતા જ્યારે જૈનશાળાનો અભ્યાસ તૈયાર કરવામા ખૂબ જ રસ પડતો ”

ખરેખર જૈનસમાજનુ મહાભાગ્ય હતુ કે શ્રી પ્રાણુને સ્કૂલ કરતા જૈનશાળા વધુ વહાલી લાગી ભાગ્યે જ આવો ક્રમ જોવા મળે છે છોકરાઓને જૈનશાળા નિરસ લાગે છે સ્કૂલના ભણતર માટે જ ધ્યાન દેવાય છે માબાપ પણ જૈનશાળામા હોશિયાર અને સ્કૂલમા નબળા સતાન હોય તો નાખૂશ રહે છે શ્રી પ્રાણુની આવી સવળી અભ્યાસ વૃત્તિ થઈ તેમા જ સૌરાષ્ટ્રનો સકલ જૈનસમાજ પાવન બન્યો, પુણ્યમય સત મેળવી શક્યો

બાળપણનો નિર્દોષ આનદ લેતા સુખમય જીવનમા માતા પિતાની છત્રછાયામા શ્રી પ્રાણ ચૌદ વર્ષના થયા ખરેખર આકસ્મિક ઘટનાઓ જીવનનો ક્રમ ફેરવી નાખે છે નિયતિ– ક્રમમા કર્મના કાયદામા તો બધુ નક્કી જ થયુ હોય છે પરતુ આપણને તે ઘટનાઓ વિકટ લાગે છે શ્રી પ્રાણુના સુખસાગરમા એક તોફાન આવ્યુ પદરમુ વર્ષ તેના બાલ્યભાવને પ્રૌઢતામા મૂકે તેવી કારમી કથા લઈને આવ્યુ વિયોગનો પહાડ હલી ઊઠ્યો આગળ ચાલીને એ જ ઘટના તેમના વૈરાગ્યનુ બીજ બની ગઈ શુ શુભ અને શુ અશુભ! ખરેખર વિધિને કોઈ નિશ્ચિત વિશેષણ નથી જે એકને શુભ હોય છે તેજ બીજાને અશુભ નીવડે છે જ્યારે બીજાને અશુભ હોય તે અન્ય કોઈને શુભ નીવડે છે गहना कर्मणा गति

*

# વૈરાગ્યનો ઉદય

## ૧૨

આગળના પ્રકરણોમા જે આભાસ થયો છે તે પ્રત્યક્ષ થયો શ્રી પ્રાણલાલજી પદરમા વર્ષમા પ્રવેશ્યા. માતાના લાડ અને પિતાના પ્રેમનો પરિપાક થઈ ગયો પોતે સમજણા થયા. માતાપિતાનો ઉપકાર નજરમા આવવા લાગ્યો માતાપિતાના ઋણ શુ ચૂકવી શકાય ? આવા વિચારો ઊઠવા લાગ્યા કયા ખબર હતી કે માતપિતાનુ વધારે લેણુ ન હતુ આવે તેઓ તૈયારી કરવા લાગ્યા.

આ પ્રાણલાલનુ પદરમુ વર્ષ કારમુ નિવડ્યુ વિધાતાનો કઠિન પંજો પડ્યો જીવનમાં વજ્રપાત થયો. હૃદયના તતુ હલાવી નાખે તેવુ દૃશ્ય નજર સામે પ્રગટ્યુ સહસ્ર અશ્રુપાતોથી કારમી વ્યથા શમે તેવી ન હતી બધા લાડકુ સુખશૈયામા પોઢતા હતા માતાનો પ્રેમાળ સ્વર સુખ સરિતામા વહાવી દેતો કોણ જાણતુ હતુ કે આ બસરી એકાએક બધ થઈ જશે ? આજ બપોરના માતા કુવરબાઈએ સૌને હેતપૂર્વક જમાડ્યા હતા શરીર કઈક ભારે ભારે લાગતુ હતુ

સાજના કુવરબાઈએ ખાટલો ઢાળ્યો. એક સાધારણ બીમારી તેમને સ્પર્શી હતી. સાધારણ પણ કોઈવાર જીવલેણ બને છે કુવરબાઈની તકલીફ વધવા માડી જોતજોતામા બીમારીએ ભયકર રૂપ લીધુ વૈદ્યો અને ડાક્તરો પણ થાક્યા થોડા દિવસમા કાયાની કાંતિ બદલાઈ ગઈ કુટુબીજનો સૌ સેવામા હતા. મામા પક્ષના માણસો અને બૈરાઓ ખડેપગે રહેવા લાગ્યા. શ્રી કેશવજી ભાઈએ અથાગ પ્રયત્ન કર્યો બધુ વ્યર્થ

શ્રી પ્રાણુના ફઈબાની દીકરી દેવકુવર બહેને ઘરનો બોજો સભાળી લીધો બાળકોને કુવરને બદલે હવે દેવકુવરનો પ્યાર મળ્યો, પરન્તુ માતુશ્રીની વેદના અને વિયોગ અસહ્ય હતા બાળકોની નિશાળ છૂટી ગઈ માતુશ્રીને બેશુદ્ધ અવસ્થામા જોઈને હૃદય ચીરાવા લાગ્યુ શ્રી પ્રાણુ થોડા દૂર જઈ રોઈ લેતા કયારેક વળી બધા ભાડરુ ભેગા થઈ રોવા લાગતા આ બધા અશ્રુપાતો પર કાળ કે કર્મને દયા નહતી બધુ અશાશ્વત અને અનિત્ય ભાસતુ

આખુ વાતાવરણ ફેરવાઈ ગયુ ઉદાસીનતા અને વિયોગરૂપ શલ્ય હૃદયને કોતરી ખાવા લાગ્યા માતુશ્રીની કાયામા અશાતિ વધવા લાગી શરીર પર સોજા ચડી આવ્યા શ્રી કુવરબાઈને લાગ્યુ કે પોતે ચાર દિવસના મહેમાન છે સતવાદી જીવોને આગાહી થઈ જ આવે છે આજની રાત પ્રભુમય નામ જાપ કરતા પૂરી કરી સવાર થતા શાતિ વળી

શ્રી કેશવજીભાઈને પાસે બોલાવ્યા છેલ્લી વિદાય માગી જણાવ્યુ કે ચાર દિવસની અતિમ લીલા છે પછી ચિર નિદ્રામા પોઢી જઈશ ભલામણ એટલી જ કે "બાળકોની વિશેષ સાર સભાળ રાખશો તેમનુ જીવન સુધરે તેવુ ધ્યાન રાખજો ધર્મમા જીવ રાખશો સૌનુ કલ્યાણ થાય તેમ ચાહુ છુ વિશેષ શુ કહુ ?" આ શબ્દો સાભળતા કેશવજીભાઈની ધીરજનો બધ છૂટી ગયો ખરુ દાપત્ય હોય ત્યા વિયોગની વાત મૃત્યુથી પણ વધારે કાતિલ હોય છે આખોમાથી આસુ સરી પડયા પોતાનુ હૃદય હાથ રાખવુ દુષ્કર બની ગયુ

શ્રી દેવીબહેન આગળ આવ્યા મામાને ધીરજ દેતા મામીને પણ ધીરજ આપી કુવરબાઈએ દેવીબહેનને કહ્યુ "બહેન! તુ શાણી છો, તારા પર પૂરો વિશ્વાસ છે આ બાળકો

!

તને જ સોપુ છુ  આ શબ્દોથી કલેજુ વીધાઈ રહ્યું હતુ તેઓ ધીરી ધારણાથી બોલતા જ ગયા  દેવી! મારા ગયા પછી તેમને ખૂબ જ લાગશે. તમે તેના સેવા બજાવજો  પરતુ બોલતા પરિશ્રમ જણાયો. દેવીબહેનનુ ગળુ રુધાયુ

બધા બાળકો પથારી પાસે ઘેરીને ઊભા હતા બાળકોને લાગ્યુ કે મા હવે છોડીને ચાલ્યા જશે. આ કલ્પના જ ગભરાવી મૂકતી હતી. બધા બાળકોની આખોમાથી આસુ ઝરવા લાગ્યા હૃદય સૌના ભરાઈ આવ્યા આ કરુણ ચિત્રથી માતાની આખો સજળ બની ગઈ નેત્રો ઘડીભર મીચાયા. પછી આખો ઉઘડી બાળકોના મુગ્ધ ચહેરા પર ઘણીવાર મીટ મડાઈ રહી. બહુ જ ધીરેથી બોલવા જતા પણ કશુ બોલી શક્યા નહિ. કાળની પરાધીનતાએ સૌને વિવશ અને લાચાર બનાવી દીધા.

ફરીથી માતુશ્રીએ બહુ જ હેતપૂર્વક આટલા વચનો માડ કહ્યા " દીકરા ! તમે મુઝાશો નહિ, દેવીબહેન તમને સભાળશે. તમારા બાપનુ કહ્યું માનજો ધર્મનુ ભણજો સામાયિક માળા આદિ કરતા રહેજો  બસ આ હતા કુવરબાઈના અતિમ વચનો. કેમ જાણે આ વચનો ભાણુભાઈના હૃદયમા પડઘા પાડતા હોય તેમ તેઓ વિચાર ગભીર થઈ જતા ! ક્યારેક વિચાર શૂન્ય બની જતા ! વળી લાગતુ આવા વિયોગ જીવને શા માટે સહેવા પડે છે ! સસારની ક્ષણભગુરતા તેના મનમા રમી ગઈ

માતાની શિખામણ અને વિદાય સદેશ પછી ઘરનુ વાતાવરણ ભારેખમ બની ગયુ કુવરબાઈને ફક્ત જાગવાને જ શક્તિ આપી હતી પાછા બીમારીના હુમલામા ઘેરાઈ ગયા. મામા અને કુટુબીજન સૌ હાજર હતા. બાકીના દિવસોમા ખાવાપીવા, અને બોલવાનુ બધ થયુ માતુશ્રીના કથન મુજબ ચોથો દિવસ આવ્યો. સવારથી દર્દનુ જોર વધતુ ચાલ્યુ તેમના વચનોથી

શકા હતી, તે શકા સાચી પડવા લાગી. બરાબર ચોથે દિવસે શ્રી કુવરબાઈના આત્માએ આ નશ્વર દેહ છોડી દીધો

ઘરમા કરુણ રૂદનનુ સામ્રાજ્ય પથરાઈ ગયુ શ્રી પ્રાણુનો આત્મા વિચારવમળમા અટવાઈ ગયો 'શુ આજ સસાર ? પ્રેમ, લગ્ન અને પરિવાર તેનુ આજ પરિણામ ?' તીરની જેમ આ બધા સવાલો પ્રાણુના કલેજાને વીધવા લાગ્યા જવાબ કઈ જડતો ન હતો કુવરબાઈ! કુવરબાઈ! એ મિથ્યા પોકારો મનને અકળાવી મૂકતા હતા

દિવસ પછી દિવસ વ્યતીત થવા લાગ્યા. પ્રાણુનો આત્મા હવે અભ્યાસ કરતા ચિતનમા વધારે ગરકાવ થઈ ગયો બ દરકાઠે રખડતા કે વૃક્ષ તળે બેસતા વિચારમથન ચાલુ થતુ માતૃ વિયોગની કઈક કળ વળે તે પહેલા જ બીજો ધડાકો થયો રહીસહી મોહાત્મક ભાવના ઉપર એક બીજો ફટકો પડયો પ્રાણુના મોહ. કાષ્ટને છેદવામા આ વિયોગોએ કુહાડાનુ કામ કર્યું

શ્રી કેશવજીભાઈ પોતાની સુલક્ષણા અર્ધાગનાનો વિરહ સહી શકયા નહિ હૃદયમા લાગેલુ શલ્ય નીકળી શકયુ નહિ. કુવરબાઈના વિયોગની કળ વળી જ નહિ કુવરબાઈનુ જીવન અપાર ગુણ રાશિ સમ હતુ તેમના મૃત્યુથી દ્વિધા અસર થઈ. પુત્ર વૈરાગ્યવાન બન્યો જ્યારે પતિએ પરલોકની તૈયારી કરી શૂન્ય ગૃહમા કેશવજીભાઈને વાસ વસમો લાગ્યો

હજુ છ મહિના જ થયા હતા કુવરબાઈ ભૂલવાને બદલે વધારે સ્મૃતિ પથમા તરવરવા લાગ્યા કેશવજીભાઈ પણ પરલોકવાસી થયા બાળકો ઉપર કુકાળે એક વધારે પ્રહાર કર્યો શ્રી. પ્રાણુનો અતરાત્મા ગાજી ઊઠયો સત્યની શોધમા અને જીવનની સમાધિમા જ સુખનો માર્ગ જણાયો

પ્રશ્નની પરંપરાઓએ શ્રી. પ્રાણને અકળાવી મૂક્યા. સાચા ગુરુની શોધમા મન દોડવા લાગ્યુ આ વખતે પૂ. જયચંદ્રજી મહારાજનુ વેરાવળમા જ ચાતુર્માસ થયુ હિશા ધન થતા શ્રી પ્રાણ ઉદાસીન અવસ્થામા દિવસો પસાર કરતા હતા. તેને જાણે નસેનસમા કળતર થતી હતી. મનમા જાણે એક બીમારીએ ઘર કર્યુ હતુ પોતાની બીમારી સમજાતી નહોતી. મન મુઝાતુ હતુ કશુ જ સારુ લાગતુ નહિ. સસારના આ અસત માર્ગમાથી કોઈ તેને સત્ માર્ગમા બોલાવતુ હતુ

પૂ. ગુરુદેવ શ્રી જયચંદ્રજી મ. ગામમા જ બીરાજતા હતા પૂજ્ય શ્રી ગોચરી લેવા પધાર્યા દેવીબહેન અને ઘરના માણસોએ ભક્તિપૂર્વક સત્કાર કર્યો શ્રી પ્રાણ અને ગુરુદેવની આખો મળી. નજરના એકીકરણે પ્રાણના હૃદયમા પ્રકાશ પથરાઈ રહ્યો જાણે સાચા વૈદ્ય તેને મળી ગયા. હૃદયમા હેતનો ઉભરો આવ્યો. ગુરુદેવ આ તરૂણને નિહાળી જ રહ્યા તેર વરસ પહેલા છપનિયા દુકાળમા કુવરબાઈની ગોદમા રમતા જે શિશુને નિહાળ્યો હતો મનમા જે મોહિની લાગી હતી, તેજ આ રૂપરંગમા તરૂણમા ગુરુદેવ નિહાળી જ રહ્યા પ્રાણ પણ અમૃતદૃષ્ટિનુ પાન કરતા જ રહ્યા. ગુરુ શિષ્યનુ આ પ્રથમ મિલન આમ અનાયાસે જ થયુ વાહ ગુરુ! વાહ શિષ્ય!

શ્રી. પ્રાણે ગુરુદેવને પોતાના જ હાથથી આહાર વહોરાવ્યો. ગુરુદેવની ભક્તિ કરી સાતા ઉપજાવી. આજનુ મિલન અનુપમ હતુ આહાર આપતી વખતે પ્રાણનુ હૃદય પુલકિત બની ગયુ ગુરુદેવને દ્રવ્યની સાથે આજ ભાવ આહાર પણ મળ્યો ગુરુદેવના હૃદયમા જાણે શિષ્ય વાત્સલ્ય માટેના પ્રવાહો છૂટયા. રોમાંચ થયો તેઓએ ફરીથી પ્રાણ પર એક પ્રેમભરી નજર નાખી આ દૃષ્ટિથી પ્રાણનુ હૃદય વીધાયુ ગુરુદેવે બપોરના

ત્રણ વાગે ઉપાશ્રય આવવા જણાવ્યુ 'હા' કહી આજ્ઞા શિરોધાર્ય કરી તરુણ જાણે ગુરુ પ્રેમમા ડૂબી ગયો મહારાજજી પધારી ગયા

પ્રાણ દરવાજા તરફ જોઈજ રહ્યો, ગુરુદેવ નજરથી અદશ્ય થયા શ્રી પ્રાણના હૃદયકોશમા માતપિતાના વિયોગ અને ગુરુ દેવના પુણ્યમય યોગથી વૈરાગ્યનુ એક ઝરણુ વહેવા માડ્યુ વિરાટનુ પ્રાગટ્ય થયુ

*

## ૧૩

સં. ૧૯૬૯નું શ્રી પૂજ્ય જયચંદ્રજી મ. નું ચાતુર્માસ વેરાવળ થયું હતું. ચાતુર્માસમાં પૂજ્યશ્રી સાથે તેમના શિષ્ય સમુદાયમાં શ્રી ગોવિંદજી મ., શ્રી પ્રેમચંદજી મ., સવજી મુનિ, ભીમજી મુનિ, મગળજી મુનિ આદિ સંતો પણ બીરાજતા હતા. મુનિઓના દર્શન અને પ્રવચનથી વેરાવળની જનતા પાવન થઈ રહી હતી. સાથે સાથે સાયલા સંપ્રદાયના શ્રી હરજીવનજી મ. ઠાણાં પણ બીરાજતા હતા. આઠ આઠ સંતોના સમાગમથી શ્રીસંઘનું વાતાવરણ સભર અને સરસ હતું. આવા મહાન સંતોના ચોમાસા વિરલ હોય છે.

આજ અરસામાં પુનિત આત્મા શ્રી. પ્રાણ માતપિતાના વિરહથી સંતપ્ત બની સાચા સુખની શોધમાં ચિંતમગ્ન હતા. ત્યાં સુધી ગુરુદેવનો સાક્ષાત પરિચય થયો ન હતો. અવારનવાર દર્શન થતા, પરંતુ નિકટ વાર્તાલાપ થયો ન હતો. કુદરતના પેરમાં તો ગુરુ–શિષ્યનો પરોક્ષ સંબંધ ક્યારનોએ બંધાઈ ચૂક્યો હતો. પરંતુ પ્રત્યક્ષ રૂપ પ્રગટ થયું ન હતું. પ્રાણના પ્રાણ અને મન ગુરુની ગુરુતાને ઝંખતા હતા. ક્યાંએ ચેન પડતું નહિ. આજ આ ઉદાસીનતાની અંતિમ સીમા હતી. વિચારશૂન્ય બનીને પ્રાણના પ્રાણ અકળાઈ રહ્યા હતા.

એજ વખતે ગુરુદેવ પધાર્યા. થયેલ વાર્તાલાપથી શ્રી પ્રાણ ગુરુદેવને મળવા અધીર બની ગયા. ત્રણ ક્યારે વાગે તેની રાહ જોવા લાગ્યા. ગુરુદેવનું આમંત્રણ ભોજન પણ ભુલાવી રહ્યું હતું. શું વાત થશે! ગુરુના ચરણોમાં નિશ્ચિંત બની જઈશ એ

વિચારે દીલ હલકુ ફૂલ બની ગયુ ઉમગ ઊભરાતો હતો 'ધન્ય ! ગુરુદેવ ! 'નો અતિમ ધ્વનિ ઊઠતો હતો અઢી વાગતા જ તૈયાર થઈ ગયા ઘરથી બહાર પગ મૂક્યો કેમ જાણે સાચુ મહાભિનિષ્ક્રમણ હોય એ વખતે દક્ષિણ સ્વર ચાલતો હતો ત્યાગ અને યોગનુ મહા મુહૂર્ત હતુ

ઉપાશ્રયમા શ્રી પ્રાણ દાખલ થયા ગુરુદેવના સાન્નિધ્યમા શુ શાતિ! વદવુ મુશ્કેલ છે ગુરુદેવ પણ જાણે ક્યારા પ્રાણની પ્રતીક્ષામા જ પરોવાયા હતા પ્રાણના આવવાથી તેની સત્ય-વાદિતા પર ગુરુદેવને વિશ્વાસ આવ્યો પોતાના જીવનની કરુણ કથા સભળાવી માતપિતાના વિયોગથી આવેલી ઉદ્વિગ્નતા અને અસાર સસાર ઊપ્રત્યે પજેલી વિરક્તિનુ વર્ણન કર્યુ કુટુબ તથા પરિવારનો પરિચય આપ્યો ગુરુદેવે આ છિન્ન-તૃણ્ શિષ્યને ઘણી વાતો પૂછી અતમા પ્રાણે ગુરુદેવના ચરણોમા રહી ધર્મ અભ્યાસ કરવાની ઇચ્છા બતાવી પુન પુન એજ પ્રાર્થના કરી

ગુરુદેવની આજ્ઞા મળી દરરોજ અભ્યાસ માટે આવવાનુ સૂચન થયુ અભ્યાસનો આરભ થઈ ગયો પ્રારભનો અભ્યાસ જૈનશાળામા થયો જ હતો કર્મ-પ્રકૃતિ, ગુણ સ્થાનક વગેરે આગળના થોકડા સમાપ્ત કર્યા ચાતુર્માસના દિવસો આનદથી વિતવા લાગ્યા નવુ નવુ જાણતા અનેરો આનદ પ્રગટ થયો વિયોગનુ દુખ ભુલાવા લાગ્યુ કાર્તિકી પૂર્ણિમા પાસે આવી રહી હતી મનમા તરગો ઊઠવા લાગ્યા 'ચાતુર્માસ પછી શુ ?'

શ્રી હીરાચદ શેઠ ઘરમા આ વખતે બાળકોની સભાળ રાખતા હતા હીરાચદભાઈ માતુશ્રીના મામા થાય દેવી બહેન બાળકોને સાચવતા મોટાભાઈ શ્રી ભીમજીભાઈ પિતાના મૃત્યુ પછી લગભગ મુબઈમા જ રહેતા હતા પ્રાણલાલે પોતાની ઇચ્છાનુસાર આજ્ઞા આપવા માટે હીરાચદભાઈને સમજાવી પ્રસ્તાવ

મૂકયો. ફક્ત થો઼ા દિવસ ગુરુ મહારાજ પાસે ભણવા જવુ છે હીરાચંદ શેઠ સહમત થયા બાળકના દઢ વૈરાગ્યની તેના હૃદય પર ઊંડી છાપ પડી

ગુરુદેવ પાસે મન મળી ગયુ હતુ ક્યારના ઉપવનમા શ્રી પ્રાણ વિચરવા લાગ્યા હતા ગુરુદેવને સહજ ભાવથી એક દિવસ પ્રાણે જણાવ્યુ ગુરુદેવ! ચોમાસુ પૂરુ થવા આવ્યુ છે મારા અભ્યાસનુ શુ? હુ તમારી સાથે જરૂર આવીશ ગુરુદેવે સમજાવ્યુ, બરાબર છે અભ્યાસ કરવો હોય તો વડીલની આજ્ઞા લઈને આવી શકાય છે મારી આજ્ઞા છે ગુરુદેવનુ પ્રેમમય હૃદય શિષ્યના અવિચ્છિન્ન સબંધને માન આપી રહ્યું હીરાચંદ શેઠની અનુમતિ મળી ચૂકી હતી.

કાર્તિક પૂર્ણિમા વ્યતીત થઈ ચોમાસા પૂરા થયા. સાધુ ઓએ વિહારની તૈયારી કરી. ઉત્સુક પ્રાણને ઊંડે ઊંડે મનમાં શકા થઈ "શું મને જવા દેશે? ગુરુદેવ તો આજ્ઞા જશે. કોની છત્રછાયા મળશે? એવા વિચારો પ્રાણને અકળાવી રહ્યા હતા. દરમ્યાન મોગાભાઈ મુબઈથી આવ્યા. તેમની પાસે માત્રણી મૂકી પ્રાણલાલ આજ્ઞાનો રાહ જોવા લાગ્યા તેમણે કહ્યું હમણા ઘેર અભ્યાસ કર પછી છુટી આપીશ" શ્રી પ્રાણ પ્રયાસ કરતા ગયા તેમ તેમ મોગાભાઈ વધારે દઢ થતા ગયા. આખરે તે વખતે જઈ ન શકાયુ

શ્રી પ્રાણને હવે ગુરુચરણ વિના બધુ નિરસ લાગતુ હતુ તેના ચિત્તમાં મુનિવરોની તસ્વીર રમી રહી હતી ગુરુ-વર જ પ્રાણના પ્રાણ બની ગયા હતા. દિવસો દિવસ ગુરુ ચરણમા વિશ્વાસ વધતો જ ગયો. ૧૯૭૦ શ્રી. જયચદજી મ. અને તપસ્વી શ્રી. માણેકચદજી મ. ના ચોમાસા ક્રમશ આમ નગર અને માત્રરોળ થયા વૈશાખી પૂર્ણિમાના પવિત્ર દિવસે ચોમાસાની સૂચિ પ્રસિદ્ધ થઈ ચાતુર્માસના નામ સાંભળી શ્રી. પ્રાણ ત્યા જવા માટે ઉત્સુક થયા. મનની વાત કોને કહેવી?

મનના તાર ગુરુદેવ સાથે જોડાયા હતા મન જવા માટે તલસી રહ્યુ ગુરુદેવનો જાણે આતરિક સદેશો મળ્યો પૂ જયચદજી મ તથા પૂ માણેકચદજી મ. શેષ કાળ માટે પુન વેરાવળ પધાર્યા ૧૬ દિવસની સ્થિરતા હતી શ્રી પ્રાણનુ મન ગુરુસમાગમની આશાએ થનગની ઊઠયુ ઘણે દૂર સુધી સામે ગયા શ્રી ચરણોમા ઢળી પડયા. ધર્મ, અભ્યાસ અને ગુરુ સમર્ગની તીવ્ર અભિલાષા પ્રગટ કરી.

"માણેકચદજી" પૂજ્ય શ્રી પોતાની લાક્ષણિક શૈલીમા બોલ્યા "આ પ્રાણલાલનુ મન સસારથી ઊઠી ગયુ છે ધાર્મિક અભ્યાસ કરવા ઝખે છે આનો કઈક રસ્તો કરો એક ભવ્ય આત્મા તરી જશે" તપસ્વીજી મૌન રહ્યા "હા, મહારાજ" આટલુ જ બોલ્યા કેમ જાણે ઊડે તપાસ કરવાના વિચારમા હોય!

જેટલા દિવસ ગુરુદેવો ખીરાવ્યા, પ્રાણલાલનુ મન નાચવા લાગ્યુ હતુ સસારજીવનની જેલમાથી નિકળવા તરફડી ઊઠયુ હતુ હજુ ઘણી લાબી પ્રતીક્ષા કરવાની હતી તેને મન તો દીક્ષા કરતા ગુરુસમાગમની વધારે કીમત હતી ૧૬ ઘડી જેવા ૧૬ દિવસ વહી ગયા અતુલ ઉપદેશથી સકળ સમાજ પ્રભાવિત થયો ચોમાસાના સ્થળે પહોચવા લેઠો બાધી ત્યારે પ્રાણલાલનુ હૃદય ચીરાવા લાગ્યુ વિરહ અસહ્ય હતો ગુરુદેવ સાથે જવા પ્રાણલાલે વિનતિ કરી વેરાવળની સસ્કૃત પાઠશાળામા અભ્યાસ કરવા માટે ગુરુદેવે સલાહ આપી

ગુરુદેવ પધારી ગયા પ્રાણ ઉદાસ થઈ ગયા અમૃત પાન અટકી ગયુ પુન ગુરુદેવ પાસે જવા પ્રયાસ કર્યો મોટાભાઈને પૂછયુ "જો તમારી આજ્ઞા મળે તો હુ જામનગર અથવા માગરોળ જવા માગુ છુ" મોટાભાઈએ ધર્મીને ના પાડી શ્રી પ્રાણને ઘણો જ આઘાત લાગ્યો માગરોળ ઘણુ નજદીક હતુ એટલે ગહત રહેતી એક વખત જરૂર જવા મળશે

શ્રી પ્રાણલાલનો વૈરાગ્ય વૃદ્ધિગત હતો તેમનું જોરાશ ખેચાણ હતું એટલી જ મોટાભાઈની ના હતી. શ્રી પ્રાણને એક હઠાગ્રહ લાગતો હતો કે મોટાભાઈ શા માટે રોકે છે સમાજના બીજા ભાઈઓ પણ શ્રી. પ્રાણના સુંદર વૈરાગ્યયુક્ત આચરણથી પ્રભાવિત થઈ મોટાભાઈને છુટી આપવા સમજાવતા હતા. મોટાભાઈ શ્રી. ભીમજી કોઈનું સાંભળતા જ નહિ મોટા ભાઈને ના પાડવામાં એક બીજુ પણ હિંદુ કારણ હતું, જે પાછળથી શ્રી. પ્રાણની સમજમાં આવ્યુ તેથી તેમનો ઉત્સાહ વધી ગયેલ. રૂપાણી લખમીચંદ સ્વજીએ ફોડ પાડયો કે અમુક વ્યક્તિ ગુરુદેવ પ્રત્યે રોષ ધરાવે છે તેમને અને ભીમજીભાઈને મિત્રતા છે તે વ્યક્તિની શિખવણીથી ભીમજીભાઈ આવી રીતનો વર્તાવ કરી રહ્યા છે

શ્રી. પ્રાણલાલને ખબર મળ્યા કે વૈરાગી બેનો, ભાઈઓને ભણવા માટે માગરોળમાં જૈન પાઠશાળા ખુલી ગઈ છે, ત્યા જવાની તાલાવેલી લાગી એક દિવસ પ્રાણલાલ મામા હીરાચંદ શેઠને ત્યા ગયા. ગળગળા થઈને મોટાભાઈને 'હા' પડાવવા માટે વિનતી કરી શ્રી. હીરાચંદ શેઠ પ્રાણલાલની હાર્દિક ઇચ્છાને સમજીને મોટાભાઈને સમજાવવા વચન આપ્યુ બીજે દિવસે મામાએ ભીમજીભાઈને બોલાવ્યા અભ્યાસ કરવા જવાની આજ્ઞા માટે હા પડાવી. પ્રાણલાલ ખુશ ખુશ થઈ ગયા

પ્રાણભાઈએ દેવી બહેનને નાની બહેનોની સભાળ લેવાની સૂચના આપી તેમનો ઉપકાર માન્યો. ધામિક અભ્યાસ અને ગુરુચરણના નિવાસ માટે અતર આત્મા તલસી રહ્યો હતો. સૌની છુટી લઈ શ્રી. પ્રાણલાલ માગરોળ જવા રવાના થઈ ગયા પાઠશાળાના વિદ્યાર્થી તરીકે ત્યા જોડાઈ ગયા તે વખતે દેવ કુવરબાઈ મહાસતીજી તથા પાત્ર શિષ્યા ઉજમબાઈ બા. બ્ર, મણીબાઈ સતોકબાઈ, કુલકુવરબાઈ અને મજકુવરબાઈ આદિ

ઠાણા ૬ પાઠશાળાનો લાભ લઈ રહ્યા હતા શ્રી પ્રાણલાલ તેમના સ્વાધ્યાયી થઈ ગયા.

અત્યારે માગરોળ તીર્થધામ બની રહ્યુ હતુ પૂજ્ય શ્રી ડુંગરસિંહજી મ બાદ પૂ શ્રી. દેવજી મ પાચ, પૂ જયચંદજી મ પાચ, શ્રી તપસ્વીજી મ ત્રણ ચોમાસા કર્યા હતા આ ધર્મપુરીમા ગુરુદેવોના ચરણવાસી શ્રી પ્રાણલાલ આનંદમગ્ન બની અભ્યાસ કરવા લાગ્યા

*

લખમણુવાળા, જીનાવાળા, લખતરના દરબાર, આપા મહેરામણ આદિ દરબાર નરેશો સાથે ભક્તિનો ઘનિષ્ઠ સબંધ હતો જમાના મહેતો જ્ઞાતિના વડાઓ, ગ્રામ્ય પટેલો પણ શ્રી. તપસ્વીજીનો એટલો જ આદર કરતા.

શ્રી પ્રાણલાલ મ. સૂક્ષ્મ ભાવે આ નવા આંદોલનનું અધ્યયન કરતા અને તેમાંથી પોતાના સિદ્ધાંતો અને પ્રણાલીની તારવણી કરતા. એકે સ્વભાવ કે પ્રકૃતિમાં શ્રી. પ્રાણલાલજી મ. તપસ્વીજીના અનુગામી ન હતા ન તેવા પ્રકારની ઉગ્રતામાં કે તપશ્ચર્યાનું અનુકરણ કરતા પરંતુ તેઓ તપસ્વીજીની લોકભાવના, કાર્યપ્રણાલી અને ક્રાંતિ તત્ત્વોના ભારે પક્ષપાતી હતા આ રીતે તપસ્વીજીના જીવનપ્રેરણમાંથી શ્રી ગુરુદેવના ભાવિ કાર્યક્રમનું સ્વત નિર્માણ થઈ રહ્યું હતું

વિશેષ કરીને શ્રી તપસ્વીજીએ સોરઠ વિભાગમાં જૈન ધર્મ અને અહિંસા ધર્મની મશાલ સળગાવી હતી. તે નવી ભૂમિમાં જ ખેડ શરૂ કરી હતી. તે તરફના વણિક લોકોમાં પરંપરાગત જૈનધર્મ સંપૂર્ણપણે વ્યાપક ન હતો. મિશ્ર ભાવ જોવામાં આવતો હતો શ્રી. તપસ્વીજીએ સચોટ ભાવે ઉપદેશ આપવો શરૂ કર્યો તેમણે જૈન ધર્મનાં ઘણા નવાં ક્ષેત્રોનું નિર્માણ કર્યું નવા નવા સંઘોને સંગઠિત કર્યા સાવરકુંડલા, ધારી, બીલખા, બગસરા, મેંદરડા ઇત્યાદિ ક્ષેત્રોના સંઘોને વ્યવસ્થિત કરી બળવાન બૂથ ઊભા કર્યાં ધોરાજી જેતપુર તેમના ખાસ કાર્યક્ષેત્ર હતા.

શ્રી. પ્રાણલાલજી મ. તપસ્વીજીના ઉત્તરજીવનની કારકિર્દીના પ્રત્યક્ષ સાક્ષી રહ્યા આગળ જતા આ બધા નવ નિર્મિત ક્ષેત્રો પૂ. ગુરુદેવ પ્રાણલાલજી મ. ના પ્રમુખ કાર્યકેન્દ્ર બની ગયા. જ્યાંથી પૂ. ગુરુદેવને ધર્મેષ્ટ સહયોગ મળ્યો. આ બધા ક્ષેત્રોમાં

શ્રદ્ધાના ઊંડા મૂળિયા રોપી સમગ્ર ક્ષેત્રને ભક્તિથી રસમય બનાવ્યુ

તપસ્વીજી મહારાજ લઘુ વયથી જ ઉત્કટ જિજ્ઞાસુ હતા દીક્ષા પછી ઘણા જ થોડા સમયમા મારવાડ સુધી વિહાર કર્યો હતો ખાસ વિદ્યાધ્યયન માટે જ તેઓ શ્રી મારવાડ પધાર્યા હતા ત્યા ફકીરચંદજી મ ના સપ્રદાય સાથે તેમનો ઘનિષ્ઠ સબધ રહ્યો હતો ત્યાથી પાછા ફર્યા પછી તે અનુપમ શાસ્ત્ર, જ્ઞાન અને તપસ્યાનો વારસો સાથે લાવ્યા હતા જે જ્ઞાનથી આપણા ચારિત્રનાયક અને બીજા મુનિગણ લાભાન્વિત થયા હતા

ત્યારબાદ મુબઈ જેવા ક્ષેત્રમા ચાતુર્માસ માટે પધાર્યા હતા, જ્યારે તેમનો સીતારો ચમકતો હતો મુબઈમા ઊંડો પ્રભાવ પાડી ત્યાથી પુન સૌરાષ્ટ્ર પ્રત્યે પ્રયાણ કર્યું જોકે આ યાત્રામા આપણા ચારિત્રનાયક સાથે ન હતા, પરતુ સૌરાષ્ટ્રમા પાછ ળથી તેઓએ આ આખી વિહારયાત્રાની કડી મેળવી હતી પૂ પ્રાણલાલજી મ ઐતિહાસિક દૃષ્ટિ પણ ધરાવતા હતા સપ્રદાયનો સુવર્ણમય ઇતિહાસ રચાય એમ પણ ઇચ્છતા હતા

પૂ તપસ્વી મ ના જીવન સાથે સેકડો ચમત્કારી પ્રસગો પણ જડાયા છે તે વસ્તુ તેમના પ્રત્યેની સાધારણ જનતાની અગાધ શ્રદ્ધા પ્રગટ કરે છે કોઈ પણ મહાપુરુષ જ્યારે લોક હૃદય જીતે છે, ત્યારે જ તેમના જીવન સાથે આ ચમત્કાર ઘટનાઓ જોડાય છે આવા મહાન તપસ્વી પુરુષોને વિશ્વના માનવોની અનાયાસ સુધરતી સમસ્યાનો યશ મળે જ છે તેમની તપશ્ચર્યા જ એવી હોય છે, કે તેઓ જ્યા જાય અને જે કઈ કહે કે કરે તેને કુદરત અનુકૂળ જ થાય છે પીડિતજનોને રાહત મળે છે અને એક ચમત્કારિક કથા સર્જાય છે

## તપસ્વી શ્રી માણેકચંદજી મહારાજ

### ૧૪

શ્રી માણેકચંદજી મ. સૌરાષ્ટ્રમાં મહાતપસ્વી તરીકે વિખ્યાત હતા. તેઓ વસ્તુતઃ અલૌકિક પુરુષ હતા. તેમનું પૌરુષ વિલક્ષણ હતું. સાહસ અને દૃઢ સંકલ્પ તેના જ મજાત ગુણો હતા. શ્રી જયચંદજી મ.નો પરિચય મળી ચૂક્યો છે. સાંસારિક તેઓશ્રીના લઘુ બન્ધુ અને સંયમમાં જીવનભરના સાથી શ્રી. તપસ્વીજી સંતોની માળામાં મહામણિ રૂપે શોભ્યા છે.

શ્રી માણેકચંદજી મહારાજનું જીવનચરિત્ર પ્રગટ થયું છે. તેમની વિસ્તૃત જીવનગાથા તે ચરિત્રમાંથી મળી રહે છે. અહીં તો ફક્ત તેમના જીવનનું રેખાદર્શન આપ્યું છે. ચરિત્ર-નાયક શ્રી. પ્રાણલાલજી મ. તપસ્વીના ચરણોમાં બેસી ઉત્કટ સ્વાધ્યાય કર્યો છે. ગુરુદેવના ચરિત્રમાં તપસ્વીનો જીવનસાર વણાએલો છે; અતઃ આ પ્રકરણ પરમ આવશ્યક છે.

તપસ્વીજી પરમ જ્ઞાન-પિપાસુ વર્ધમાન સંત હતા. દીક્ષા પછી અપ્રમત સાધનામાં રમી રહ્યા હતા. જ્ઞાન અને તપ તેમના જીવનની ઢાલ અને તલવાર હતી. શ્રી. જયચંદજી મધુર શાંત સરિતા જેવા હતા; જ્યારે શ્રી. તપસ્વીજી ગળકળતો ગરમ પાણીનો ઝરો હતા. તીક્ષ્ણ તર્ક દ્વારા તેઓ મિથ્યા વાતોનું છેદન કરી શકતા. પરિવર્તન અને ક્રાંતિ તેમની જીવનગાથામાં દષ્ટિગોચર થાય છે.

શાસ્ત્ર અને સમય બન્નેનો સમન્વય તપસ્વીનો આદર્શ હતો. સત્ય અને આચરણીય શાસ્ત્રોક્ત આજ્ઞાઓને તેઓ ચીવટથી વળગી રહેતા. જ્યારે બીજી બાજુ શાસન અને સમાજના

ઉત્કર્ષ માટે લેવા ઘટતા નવા પગલાઓ પણ ભરતા પૂ ગુરુદેવ શ્રી પ્રાણ અલ્પ વયથી જ આ ક્રાંતિ તત્ત્વોમા જોડાયા હતા સાથે સાથે શાસ્ત્રોક્ત સૂક્ષ્મતાઓનુ અધ્યયન કરવાની પણ તેને તક મળી રહેતી

જૈનશાળા, શાસ્ત્રભડાર, ગુરુકુળ અને વૈરાગ્યવાન ભાવ દીક્ષિતોને અધ્યયન કરવાની વ્યવસ્થા તે શ્રી તપસ્વીજીની સમયાનુકૂળ ઊડી સૂઝ હતી આ તત્ત્વોને તેઓએ ફક્ત ઉપદેશમા ન રાખ્યા પરતુ ચરિતાર્થ કરી બતાવ્યા આજે ગોડલ સપ્રદાય પાસે હસ્તલિખિત શાસ્ત્રનો જે મહાભડાર છે, તે શ્રી તપસ્વીજીના પુરુષાર્થનુ ફળ છે

સૌરાષ્ટ્રમા ઠેરઠેર ચાલતી જૈનશાળા પદ્ધતિના પ્રણેતા શ્રી તપસ્વીજી છે તેઓ દ્વારા સસ્થાપિત જેતપુર પાઠશાળામા શ્રી પ્રાણલાલજી મ એ વૈરાગ્ય અવસ્થામા સારુ એવુ અધ્યયન કર્યું છે જેતપુરની પાઠશાળા અને તે ભવ્ય ઇમારત પૂ તપસ્વીજી મ ની નરેશો પર પડતી છાપનો અમર કીર્તિસ્થભ છે તે પાઠશાળામા ગુરુદેવ સાથે ભણેલા ઘણા સહાધ્યાયી વૈરાગ્યવત બહેનો આગળ જતા સુપ્રસિદ્ધ સાધ્વીજીઓ તરીકે બહાર આવ્યા છે જેતપુર પાઠશાળા એ સ્થા જૈન સમાજની પરમ સેવા બજાવી ધર્મની રક્ષા કરવામા મોટો ફાળો આપ્યો છે

આટલુ સૂક્ષ્મ તત્ત્વજ્ઞાન, ઘોર તપશ્ચર્યાનુ અનુષ્ઠાન, નરેશો અને શ્રીમતો ભક્તોના ગુરુ હોવા છતા પૂ તપસ્વીજી સાચા અર્થમા લોકસત હતા સૌરાષ્ટ્રના ગામડે ગામડે તેમનો વિહાર થયો છે તેમનો વિહાર એટલે ગામડાઓમા હરિજન મહેતરથી લઈ ખેડૂત, ક્ષત્રિય પ્રજા, કાઠી ગરાસિયા જાતિઓમા દયાધર્મની ખેડ હતી

સાથે સાથે ઘણા નાના મોટા દરબારો શ્રી તપસ્વીજીના અનન્ય ભક્ત હતા વડીયા નરેશ, બાવાવાળા, થાણા ગાલોલના

લખમણવાળા, જીવાવાળા, લખતરના દરબાર, બાપા મહેરામણ આદિ દરબાર નરેશે। સાથે ભક્તિને ઘનિષ્ઠ સબંધ હતો જ્યાના મહેતો, જ્ઞાતિના વડાઓ, શ્રેષ્ઠ પટેલો પણ શ્રી. તપસ્વીજીનો એટલો જ આદર કરતા.

શ્રી. માણેકલાલ મ. સૂક્ષ્મ ભાવે આ નવા આંદોલનનું અધ્યયન કરતા અને તેમાંથી પોતાના સિદ્ધાંતો અને પ્રણાલીની તારવણી કરતા. એકે સ્વભાવ કે પ્રકૃતિમાં શ્રી. માણેકલાલજી મ. તપસ્વીજીના અનુગામી ન હતા; ન તેવા પ્રકારની ઉગ્રતામાં કે તપશ્ચર્યાનું અનુકરણ કરતા, પરંતુ તેઓ તપસ્વીજીની લોકભાવના, કાર્ય પ્રણાલી અને ક્રાંતિ તત્ત્વોના ભારે પક્ષપાતી હતા આ રીતે તપસ્વીજીના જીવનપોષણમાંથી શ્રી ગુરુદેવના ભાવિ કાર્યક્રમનું ભવ્ય નિર્માણ થઈ રહ્યું હતું.

વિશેષ કરીને શ્રી તપસ્વીજીએ સોરઠ વિભાગમાં જૈન ધર્મ અને અહિંસા ધર્મની મર્યાદા સાચવી હતી. તે નવી ભૂમિમાં જ ખેડ શરૂ કરી હતી. તે તરફના વણિક લોકોમાં પરંપરાગત જૈનધર્મ સંપૂર્ણ પણે વ્યાપક ન હતો. મિશ્ર ભાવ જોવામાં આવતો હતો. શ્રી. તપસ્વીજીએ સચોટ ભાવે ઉપદેશ આપવો શરૂ કર્યો તેમણે જૈન ધર્મના ઘણાં નવાં ક્ષેત્રોનું નિર્માણ કર્યું નવા નવા સંઘોને સંગઠિત કર્યાં સાવરકુંડલા, ધારી, બીલખા, બગસરા, મેંદરડા ઇત્યાદિ ક્ષેત્રોના સંઘોને વ્યવસ્થિત કરી બળવાન બૂમ ઊભા કર્યાં પોરાજી જેતપુર તેમના ખાસ કાર્ય ક્ષેત્ર હતા.

શ્રી. માણેકલાલજી મ. તપસ્વીજીના ઉત્તરજીવનની કારકિર્દીના પ્રત્યક્ષ સાક્ષી રહ્યા. આગળ જતા આ બધા નવ નિર્મિત ક્ષેત્રો પૂ. ગુરુદેવ માણેકલાલજી મ. ના પ્રમુખ કાર્યકેન્દ્ર બની ગયા. જ્યાથી પૂ. ગુરુદેવને યથેષ્ટ સહયોગ મળ્યો. આ બધાં ક્ષેત્રોમાં

શ્રદ્ધાના ઊંડા મૂળિયા રોપી સમગ્ર ક્ષેત્રને ભક્તિથી રસમય બનાવ્યુ

તપસ્વીજી મહારાજ લઘુ વયથી જ ઉત્કટ જિજ્ઞાસુ હતા દીક્ષા પછી ઘણા જ થોડા સમયમા મારવાડ સુધી વિહાર કર્યો હતો ખાસ વિદ્યાધ્યયન માટે જ તેઓ શ્રી મારવાડ પધાર્યા હતા ત્યા ફકીરચદજી મ ના સપ્રદાય સાથે તેમનો ઘનિષ્ઠ સબધ રહ્યો હતો ત્યાથી પાછા ફર્યા પછી તે અનુપમ શાસ્ત્ર, જ્ઞાન અને તપસ્યાનો વારસો સાથે લાવ્યા હતા જે જ્ઞાનથી આપણા ચારિત્રનાયક અને બીજા મુનિગણુ લાભાન્વિત થયા હતા

ત્યારબાદ મુબઈ જેવા ક્ષેત્રમા ચાતુર્માસ માટે પધાર્યા હતા, જ્યારે તેમનો સીતારો ચમકતો હતો મુબઈમા ઊંડો પ્રભાવ પાડી ત્યાથી પુન સૌરાષ્ટ્ર પ્રત્યે પ્રયાણ કર્યું જોકે આ યાત્રામા આપણા ચારિત્રનાયક સાથે ન હતા, પરતુ સૌરાષ્ટ્રમા પાછ ળથી તેઓએ આ આખી વિહારયાત્રાની કડી મેળવી હતી પૂ પ્રાણુલાલજી મ ઐતિહાસિક દષ્ટિ પણ ધરાવતા હતા સપ્રદાયનો સુવર્ણમય ઇતિહાસ રચાય એમ પણ ઇચ્છતા હતા

પૂ તપસ્વી મ ના જીવન સાથે અનેકો ચમત્કારી પ્રસગો પણ જડાયા છે તે વસ્તુ તેમના પ્રત્યેની સાધારણુ જનતાની અગાધ શ્રદ્ધા પ્રગટ કરે છે કોઈ પણ મહાપુરુષ જ્યારે લોક હૃદય જીતે છે, ત્યારે જ તેમના જીવન સાથે આ ચમત્કાર ઘટનાઓ જોડાય છે આવા મહાન તપસ્વી પુરુષોને વિશ્વના માનવોની અનાયાસ સુધરતી સમસ્યાનો યશ મળે જ છે તેમની તપશ્ચર્યા જ એવી હોય છે, કે તેઓ જ્યા જાય અને જે કઈ કહે કે કરે તેને કુદરત અનુકૂળ જ થાય છે પીડિતજનોને રાહત મળે છે અને એક ચમત્કારિક કથા સર્જાય છે

આજે હજારો મનુષ્યો પ્રતિદિન શ્રી. તપસ્વીજી મ. ના નામની માળા ફેરવે છે. તેમના ભક્તોને દ્રવ્ય અને ભાવ બન્ને રીતે સહજ ઉન્નતિ પ્રાપ્ત થતી રહે છે. ખરેખર આવા પુરુષો જનવંદ્ય હોય છે. શ્રી પ્રાણલાલજી મ. ને આ પ્રચંડ વ્યક્તિત્વનો જે લાભ મળ્યો છે તે તેમના જીવનની અનુપમ મૂડી બની રહી.

મારવાડથી પુનરાગમન પછી તપસ્વીજીએ ઉપદેશ અને જ્ઞાનના ક્ષેત્રમાં વિલક્ષણતા દર્શાવી અને ક્રાંતિ સર્જી. તેની સાથે સાથે ઘોર તપશ્ચર્યામાં પણ ઝંપલાવ્યું. તેમની તપશ્ચર્યા કમકમાટી ઉપજાવે તેવી છે. તેમની અમેતિ તપશ્ચર્યાનું વિવરણ તો પાઠકને તેમના જીવનચરિત્રમાંથી મળશે. અહીં તો એટલું જ કહેવું ઉચિત છે કે ઘણાં વર્ષ સુધી ફક્ત વલોણાની છાશમાં લોટ નાખીને જ પીતા.

આસન, પ્રાણાયામ અને યોગના ક્ષેત્રમાં પણ તેઓ ઉચ્ચ કોટિના સાધક હતા. દુર્ગમ શક્તિઓ સામે મોરચો લેવા તેઓ સિદ્ધહસ્ત હતા. અડગ અને અવિચળ હતા. આ બધા ભાવોથી તેમના ભક્તોની જેમ તેમના વિરોધીઓનો પણ સારો એવો સમૂહ હતો. ઈર્ષા અગ્નિના પતંગ બનેલા ઘણા આત્માઓ તેમની અગ્નિ પરીક્ષા લેતા રહેતા. વિરોધને વિનોદ સમજીને જ શ્રી. તપસ્વીજી આગળ વધતા.

જીવનના અંતે આખા સૌરાષ્ટ્ર અને ભારતીય જૈન સમાજમાં જેતપુર મુકામે અભય અનશન (સંથારો) કરીને પોતાની જીવનગાથાને અનુરૂપ તપશ્ચર્યાનો એક કળશ ચડાવી દીધો. લાખો લાખો માનવીઓએ અંતિમ વંદનાના અર્પણ કરી અશ્રુ વહાવ્યા. તેમની અંતિમ જીવનયાત્રા ઇતિહાસના પાને સુવર્ણ અક્ષરમાં લખાઈ રહેશે. તે વખતે લોકોને સમજાયું કે સંત

પ્રત્યેની ભક્તિ કેવી હોય ! અને દેહને ખોળિયાની જેમ ઉતારીં ફેકનાર સંતો કેવા હોય !"

આ સમયે આપણા ચારિત્રનાયક ગુરુદેવ શ્રી પ્રાણજીવન મહારાજે પૂરો ભાગ ભજવ્યો હતો જનતાને મંગળ ઉપદેશ આપી તૃપ્ત કરી હતી તેમનુ યૌવન, રૂપમાધુરી અને કંઠની મોહિનીથી ભાવના સરોવર છલકતા હતા

તપસ્વીજીની તે મહાજ્યોતને ગુરુદેવે પોતાના અંતઃકરણમા ધારણ કરી લીધી હતી તે મહાજ્યોત જાણે હવે બીજુ જ રૂપ ધારણ કરીને પ્રગટ થવા મથતી હતી જાણે શ્રી પ્રાણના દેહદેવળમા તે જ્યોત સમાઈ ગઈ હતી જોનાર કહે છે કે શ્રી. માણેકચંદજી તપસ્વીજી મહારાજનો પ્રાણ વિલય થતા શ્રી પ્રાણના મુખ ઉપર તેજની એક નવી જ આભા ચમકવા લાગી

જાણે તે જ્યોતના પૂ ગુરુદેવ જ સાચા ઉત્તરાધિકારી હતા જાણે તે જ્યોત વિશાળ પ્રમાણમા સૌરાષ્ટ્રમા અજવાળા પાથરવાની હતી જાણે ગુરુ પ્રાણ મહા સમર્થ બની નવા રંગે રંગોળીઓ પુરવાના હતા તેવી આ મશાલને હાથમા ધારી પોતાની નવી કૂચ શરૂ કરી સંવત ૧૯૭૯મા તપસ્વીજીના પ્રાણ જાણે પ્રાણના પ્રાણ બની ગયા

*

## ૧૫

માગરોળમા પૂ. તપસ્વીજી માણેકચંદજી મ. ની નેશ્રાળ (સાંનિધ્ય)મા શ્રી. પ્રાણલાલનો ધાર્મિક અભ્યાસ શરૂ થયો. આ સમયે માગરોળમા ગુરુદેવે સસ્કૃત જૈન પાઠશાળા સ્થાપિત કરી હતી. પાઠશાળાની સ્થાપના વખતે જેતપુરથી શામળજી ખોડાભાઈ ધોરાજીથી પોપટ વનમાળી, કસાથી ઓતમચંદ રૂપચંદ ઝાટકીયા માગરોળ શ્રી સઘને આગ્રહે પધાર્યા હતા માગરોળ સઘ તો સમિલિત હોય જ પ્રથમ અધ્યાપક તરીકે સસ્કૃતના પડિત શ્રી ગોવિંદજી શાસ્ત્રીએ સેવા આપી હતી. સ ૧૯૭૦મા પાઠશાળા શરૂ થઈ દેવકુવરબાઈ મહાસતીજી આદિ ઠાણા ૬ તથા અમ્બા બહેન બાલદીક્ષિત બાળકુમારી જયા બહેન અને શ્રી પ્રાણલાલભાઈ મારફિક વિદ્યાર્થીઓ હતા પાઠશાળામા મગળાચરણ માટે કુમારી જયાબેનનુ નામ સર્વ પ્રથમ લખવામા આવ્યુ ઘણી જ ભાગ્યશાળી બેન હતી. એક તો કન્યા તેમા વૈરાગ્ય અને સાથે સરસ્વતીની ઉપાસના. ત્રણ ત્રિવેણીનો સગમ હોવાથી પાઠશાળા શોભી ઊઠી હતી

શ્રી. પ્રાણલાલ વેરાવળથી તપસ્વીજીનાં ચરણે આવ્યા ત્યારે જ તેમની પ્રતિભાના દર્શન થતા હતા. સ્વત તેમણે જે ધર્મ-જ્ઞાન મેળવ્યુ હતુ તેની ત્યા બીરાજતા સકલ સાધુ સાધ્વીજીઓ ઉપર ઊંડી અસર થઈ સૌ આશ્ચર્યચકિત બન્યા હતા જ્ઞાન સાથે જ્યારે તેમનો મધુર કઠ ગૂજી ઊઠયો ત્યારે વાહવાહના શબ્દો ઉચ્ચારાયા હતા મોખવજી સરૈયો કહેતો સ્વામને એ રાગનુ વૈરાગ્યમય ભજન ગાયુ ત્યારે લોકોના હૃદય નાચી ઊઠ્યા. સૌને આકર્ષિત કર્યા ગુરુદેવના ગુણમાં

શબ્દો હતા, આ તરુણ ગોડલ સંપ્રદાયમા દીપક સમાન દીક્ષા લઈને પ્રકાશી ઊઠશે '

શુભ નક્ષત્ર જોઈને પ્રાણલાલભાઈના અભ્યાસનો પ્રારભ થયો પાઠશાળાના આ એક તેજસ્વી છાત્ર હતા કુમારી જયા બેન પણ પ્રાણલાલ જેવા જ પ્રજ્ઞાવાળા હતા અધ્યયનની સ્પર્ધા ચાલી રહી વિરકત અને જ્ઞાનપિપાસુ વિદ્યાર્થીઓને નિહાળી શ્રાવક શ્રાવિકાઓ પ્રસન્ન થતા હતા શાસ્ત્રીજીને પણ અનેરો આનદ આવતો હતો પાઠશાળાના સમય ઉપરાત પૂ તપસ્વી-જીના ચરણોમા પ્રતિદિન શાસ્ત્ર, અભ્યાસ અને પ્રશ્નોત્તરી ચાલતા હતા

શ્રી પ્રાણલાલનો વધતો જતો અભ્યાસ, સાથે મીઠાશ, નમ્રતા, સરળતા, વૈરાગ્ય, જિજ્ઞાસા આદિ ગુણો ભાગ્યવાન સતના પૂર્વબોધક લક્ષણો હતા ગોડલ ગચ્છનો સિતારો ચમકશે તેવી આશા બધાતી હતી ચાતુર્માસ જેટલા ટૂક સમયમા સારુ એવુ જ્ઞાન ઉપાર્જક કરી લીધુ શાસ્ત્રની ગાથાઓનો સ્વાધ્યાય અવિકલ ભાવથી શ્રી પ્રાણના મુખથી ઝરવા લાગ્યો ગુરુદેવ અને શ્રાવક સમાજ અતિ સતુષ્ટ હતા માગરોળ શ્રી સઘમા ધર્મની અને અભ્યાસી વૃન્દની વાહવાહ બોલાણી

પૂ ગુરુદેવો ચાતુર્માસ પૂરુ થતા માગરોળથી પધારી ગયા. વિદ્યાર્થીઓનુ ધર્મજ્ઞાન પાઠશાળા દ્વારા ચાલુ જ રહ્યુ સસ્કૃત અભ્યાસ વધવાથી શબ્દોના રહસ્ય સમજવામા વિદ્યાર્થીઓને નવો જ પ્રકાશ મળવા લાગ્યો સમાજના દરેક વિભાગમા પ્રતિરોધક બળો હોય છે નાસમજ અને ટૂકી દૃષ્ટિવાળા મનુષ્યો ઘણી વખત વિરોધી તત્ત્વોના શિકાર બની જાય છે ઘણી વખત વિરોધી તત્ત્વો પાછળ શક્તિશાળી હાથ કામ કરવા માટે છે ત્યારે સાધારણ બુદ્ધિના માણસો તેમા હોમાય છે અને કુપ્રવૃત્તિના હથિયાર બની જાય છે

## ૧૫

માંગરોળમાં પૂ. તપસ્વીજી માણેકચંદજી મ. ની નેશ્રાય (સાન્નિધ્ય)માં શ્રી. પ્રાણલાલનો પ્રાથમિક અભ્યાસ શરૂ થયો. આ સમયે માંગરોળમાં ગુરુદેવે સંસ્કૃત જૈન પાઠશાળા સ્થાપિત કરી હતી. પાઠશાળાની સ્થાપના વખતે જેતપુરથી શામળજી ખો ભાઈ પીતાંબરજી પોપટ વનમાળી, કસાથી ઓતમચંદ રૂપચંદ ગાટલીયા માંગરોળ શ્રી સંઘને આગ્રહે પધાર્યા હતા. માંગરોળ સંઘ તો સુશિક્ષિત હોય જ. પ્રથમ અધ્યાપક તરીકે સંસ્કૃતના પંડિત શ્રી ગોવિંદજી શાસ્ત્રીએ સેવા આપી હતી. સં ૧૯૭૦માં પાઠશાળા શરૂ થઈ. દેવકુવરબાઈ મહાસતીજી આદિ ઠાણા ૬ તથા અંબા બહેન બાલદીક્ષિત બાળકુમારી જયા બહેન અને શ્રી પ્રાણલાલભાઈ પ્રારંભિક વિદ્યાર્થીઓ હતા. પાઠશાળામાં મંગળાચરણ માટે કુમારી જયાબેનનું નામ સર્વ પ્રથમ લખવામાં આવ્યું. પછી જ ભાગ્યશાળી બેન હતી. એક તો કન્યા. તેમાં વૈરાગ્ય અને સાથે સરસ્વતીની ઉપાસના. ગુણ ત્રિવેણીનો સંગમ હોવાથી પાઠશાળા શોભી ઊઠી હતી.

શ્રી. પ્રાણલાલ વૈરાગ્યમાં તપસ્વીજીનાં ચરણે આવ્યા ત્યારે જ તેમની પ્રતિભાના દર્શન થતા હતા. સ્વતઃ તેમણે જે ક્રમ જ્ઞાન મેળવ્યું હતું તેની ત્યાં બીરાજતા સકલ સાધુ સાધ્વીજીઓ ઉપર ઊંડી અસર થઈ. સૌ આશ્ચર્યચકિત બન્યા હતા. જ્ઞાન સાથે જ્યારે તેમનો મધુર કંઠ ગુંજી ઊઠ્યો ત્યારે વાહવાહના શબ્દો ઉચ્ચારાતા હતા. મોખવજી સટેથી કહેલ સ્વામીને એ રાગનું વૈરાગ્યમય ભજન ગાયું ત્યારે લોકોના હૃદય નાચી ઊઠ્યા. સૌને આકર્ષિત કર્યા ગુરુદેવના મુખમાં

શબ્દો હતા, આ તરુણ ગોડલ સંપ્રદાયમાં દીપક સમાન દીક્ષા લઈને પ્રકાશી ઊઠશે '

શુભ નક્ષત્ર જોઈને પ્રાણલાલભાઈના અભ્યાસનો પ્રારંભ થયો પાઠશાળાના આ એક તેજસ્વી છાત્ર હતા કુમારી જયા બેન પણ પ્રાણલાલ જેવા જ પ્રજ્ઞાવાળા હતા અધ્યયનની સ્પર્ધા ચાલી રહી વિરક્ત અને જ્ઞાનપિપાસુ વિદ્યાર્થીઓને નિહાળી શ્રાવક શ્રાવિકાઓ પ્રસન્ન થતા હતા શાસ્ત્રીજીને પણ અનેરો આનંદ આવતો હતો પાઠશાળાના સમય ઉપરાત પૂ તપસ્વી-જીના ચરણોમા પ્રતિદિન શાસ્ત્ર, અભ્યાસ અને પ્રશ્નોત્તરી ચાલતા હતા

શ્રી પ્રાણલાલનો વધતો જતો અભ્યાસ, સાથે મીઠાશ, નમ્રતા, સરળતા, વૈરાગ્ય, જિજ્ઞાસા આદિ ગુણો ભાગ્યવાન સંતના પૂર્વબોધક લક્ષણો હતા ગોડલ ગચ્છનો સિતારો ચમકશે તેવી આશા બંધાતી હતી ચાતુર્માસ જેટલા ટૂંક સમયમા સારુ એવુ જ્ઞાન ઉપાર્જક કરી લીધુ શાસ્ત્રની ગાથાઓનો સ્વાધ્યાય અવિકલ ભાવથી શ્રી પ્રાણના મુખથી ઝરવા લાગ્યો ગુરુદેવ અને શ્રાવક સમાજ અતિ સંતુષ્ટ હતા માગરોળ શ્રી સંઘમા ધર્મની અને અભ્યાસી વૃન્દની વાહવાહ બોલાણી

પૂ ગુરુદેવો ચાતુર્માસ પૂરુ થતા માગરોળથી પધારી ગયા. વિદ્યાર્થીઓનુ ધર્મજ્ઞાન પાઠશાળા દ્વારા ચાલુ જ રહ્યુ સંસ્કૃત અભ્યાસ વધવાથી શબ્દોના રહસ્ય સમજવામા વિદ્યાર્થીઓને નવો જ પ્રકાશ મળવા લાગ્યો સમાજના દરેક વિભાગમા પ્રતિરોધક બળો હોય છે નાસમજ અને ટૂંકી દૃષ્ટિવાળા મનુષ્યો ઘણી વખત વિરોધી તત્ત્વોના શિકાર બની જાય છે ઘણી વખત વિરોધી તત્ત્વો પાછળ શક્તિશાળી હાથ કામ કરવા માંડે છે ત્યારે સાધારણ બુદ્ધિના માણસો તેમા હોમાય છે અને કુમવૃત્તિના હથિયાર બની જાય છે

માંગરોળની નવજાત સંસ્કૃત પાઠશાળા માટે પણ કંઇક એવું જ બન્યું. ગુરુદેવોની અનુપસ્થિતિનો લાભ લઈ મોઠા તત્ત્વો બહાર આવ્યા. પ્રપંચના પથ્થરથી પાઠશાળા પર પ્રહાર થયા અને પાઠશાળાને અમુક અંશે કલેશભાજન બનાવી દેવામાં આવી. પૂ. તપસ્વીજીના પુણ્યપ્રતાપ અને વિદ્યાર્થીઓની તેજસ્વિતાથી પાઠશાળાના પડઘા પડવા લાગ્યા હતા. સમાજમાં આ નવી જ વ્યવસ્થા હતી. સારા માણસો ખૂબ જ સમાદર કરતા હતા. તે વિરોધી માનસ માટે અસહ્ય બન્યું.

સં. ૧૯૭૧માં જેતપુર મુકામે શ્રી. મણીબેનના વરસીતપનું પારણું ભવ્ય રીતે ઉજવાયું. મણિબેન, જયચંદ રૂગનાથના સદ્ગત પુત્ર અનંતપ્રસાદના ધર્મપત્નિ હતા. પૂ. તપસ્વીજી મ. ત્યાં બીરાજતા હતા. મહાતપના પારણાનો મહોત્સવ ઉજવાઈ રહ્યો હતો. પારણાના મંગળ પ્રસંગે વૈરાગ્ય બોધક સાંસ્કૃતિક કાર્યક્રમ યોજવામાં આવ્યો. માંગરોળ પાઠશાળાએ કાર્યક્રમમાં ભાગ લીધો. શ્રી પ્રાણલાલ તથા જયાકુમારી બેન બંને પાઠશાળા તરફથી જેતપુર મુકામે આવ્યા. ૧૬ વરસના પ્રાણભાઈ અને ૧૧ વરસના જયાબેન બંને આત્મપ્રેરક ભાવ દીક્ષિતોને લેઈને કોના હૃદય ન દ્રવે! બંનેએ કાર્યક્રમમાં જ્ઞાનનો રસથાળ પીરસ્યો. તેઓના મુખથી શુદ્ધ સંસ્કૃત શ્લોકો બોલાતા હતા. સાથે જ કવિતામાં તેમનો અર્થ સમજાવાતો હતો. શ્રોતાજનોના હૃદયમંત્ર મુગ્ધ બની ગયા. સમસ્યાપૂર્તિ તાત્ત્વિક શ્લોક તેનું કઠીન પ કઠસ્થ આપ્યા અને ભાવાર્થ સાંભળનારને રસતરબોળ કરી દેતા હતા.

આ માંગરોળ પાઠશાળા માટે જૈન જનતામાં લે ની ભાશા ભાઈ ખૂબ જ સારી છાપ પડી. લક્ષ્મણવાળા દરબાર મુળુવાળા કંડળા દરબાર માહાવાળ દરબાર અને સો દરબાર મંજળના ભાયાતો પૂ. શ્રી. લઘનાથે બરાબર આવતા જતા. ધર્મઉપાસના કરતા. શ્રી. લક્ષ્મણવાળા અને કુંડળા દરબાર આ વખતે હાજર હતા. તેઓએ પાઠશાળાના ફંડરૂપે ઉદારમાન

કિશોરોની સસ્કૃત વાણી સાભળી ત્યારે વિદ્યા ઉપાસનાની મહત્તા સ્વીકારી સસ્કૃત વિદ્યાલયો ઠેર ઠેર હોવા જોઈએ તેમ લાગ્યુ સાથે સાથે આ મુનીશ્વરોના સમાગમથી થતુ લોક-કલ્યાણ પણ તેઓ નિહાળી શકયા દરબારશ્રીએ પીઠડીયા ચોમાસા માટે આગ્રહ કર્યો પીઠડીયા જેતપુરથી ચાર માઈલ દૂર છે પીઠડીયા દરબાર ખૂબ ઊંડો રસ લઈ રહ્યા હતા, જ્યારે ભરી સભામા આ નરેશો દ્વારા હાર્દિક વિનતિ થઈ ત્યારે મુનિહૃદય પણ ભકિતને વશીભૂત થયા એક બાજુ જેતપુર શ્રીસઘની ખૂબ જ ભાવપૂર્વકની વિનતિ તો હતી જ દરબાર મડળી અને જનતામા ઊડુ આકર્ષણ જન્માવનાર આપણા ચારિત્રનાયક વૈરાગી પ્રાણલાલ પણ હતા

પૂ શ્રી જયચદજી મ નુ ચાતુર્માસ જેતપુરમા થયુ શ્રી તપસ્વીજી મ નુ ચોમાસુ પીઠડીયા થયુ બને વર્ગને સતોષ આપવામા આવ્યો જેતપુર ચોમાસા દરમ્યાન શ્રી પ્રાણનો અભ્યાસ ખૂબ જ આગળ વધતો રહ્યો તેઓ ગુરુદેવોની સેવામા રહેવા લાગ્યા માગરોળ પાઠશાળા વિઘ્ન સતોષીઓના પ્રયાસથી મદ પડી ગઈ, જ્યારે જેતપુરમા વિશાળ પાયા પર પાઠશાળા સ્થાપવાના ચક્રો ગતિમાન થયા ખરેખર સદ્‌ભાવથી ઉદયમાન થયેલી વસ્તુ રોકાઈ શકાતી નથી

પૂ તપસ્વીજી મના પ્રભાવથી લક્ષ્મણવાળા દરબારે ભાદર કાઠેનો દરબારગઢ પાઠશાળા માટે સમર્પણ કર્યો શ્રી તપસ્વીજીના નામની,શાસનની અને ભકિતની ઘણી જ પ્રભાવના થઇ ભણનારના મન વધારે ઉત્સાહી બન્યા આજ અરસામા પૂ જયચદજી મ એ ૩૫ ઉપવાસની તપશ્ચર્યા કરી બને ભાઈઓ સૂર્યચદ્ર સમ પ્રકાશવા લાગ્યા શ્રી પ્રાણના અધ્યયનને ખૂબ જ વેગ મળ્યો ગુરુદેવોના વિસ્તૃત પ્રભાવથી તેઓ વધારે શ્રદ્ધાન્વિત થયા

પ્રાણલાલ અવારનવાર જેતપુરથી પીઠડીયા પૂ. તપસ્વીજીના દર્શન માટે જતા ત્યાં શ્રી તપસ્વીજી તેમના અભ્યાસની પરીક્ષા લેતા. ખૂબ જ સંતુષ્ટ થતા વધારે વિવેચન સાથે નવું જ્ઞાન પીરસતા. શ્રી પ્રાણ જ્ઞાનધારાનું પાન કરી પાવન બનતા. પૂ. ગુરુદેવોના આશીર્વાદથી જ્ઞાનપ્રવાહ ખીલતો. ચોમાસા દરમ્યાન અને ઉત્સવો વખત પ્રત્યેક સભામાં પ્રાણભાઈનો કાર્યક્રમ હોય જ. તેમની તેજસ્વી છટા અને કંઠની ઉપલબ્ધિ જનમનને જીતી લેતા શ્રોતાના હૃદય આનંદથી હસી ઊઠતા. મહાપુરુષ થશે એવા શુભવિસ્મય-દર્શક શબ્દો બોલાતા.

ચાતુર્માસ પરિપૂર્ણ થતાં મુનિ મહારાજોના વિહાર થયા. જેતપુરમાં પાઠશાળાના શ્રી ગણેશ થઈ ચૂક્યા હતા. પોરાજી મુકામે શાસ્ત્ર ભંડારની સ્થાપના કરવામાં આવી. ત્યાં આગળ શાસ્ત્ર સંભાળવાનું કાર્ય પ્રાણભાઈને સોંપાયું.

શ્રી પ્રાણભાઈ વૈરાગી અવસ્થામાં હવે ગુરુદેવોની સાથે જ રહેવા લાગ્યા. તેની જ્ઞાનઉપાસના ચાલુ જ હતી. પોરાજીમાં શાસ્ત્ર ભંડારની સેવા કરવાની તક મળી. આ સેવાથી પ્રાણભાઈને ઘણો જ ફાયદો થયો. તેના અનુભવમાં ખૂબ જ વધારો થયો. એક લાયબ્રેરિયનને જેમ લાભ થાય તેમ શાસ્ત્રો વિષે તેમને સારી એવી જાણકારી મળી. ક્રમશઃ સં. ૧૯૭૨ પોરાજી ૧૯૭૩ રાજકોટ અને ૧૯૭૪ વેરાવળ બીલખામાં ગુરુદેવોના ચોમાસા થયા. શ્રી. પ્રાણભાઈનો આ ચોમાસા દરમ્યાન અભ્યાસ ખૂબ જ પરિપુષ્ટ થયો. જ્ઞાન પચવા લાગ્યું. ગુરુદેવોના સાન્નિધ્યથી વિશાળ અનુભવ પ્રાપ્ત થયો.

પાઠશાળાની નવી પ્રવૃત્તિથી રૂઢિ અને સુધારાના આધારે સમાજમાં પક્ષો ઊભા થયા. જ્ઞાનનાં સાધનો વધારવા અતિ જરૂરનાં છે તે તપસ્વીજી મ. ની ભાવના હતી. રૂઢિવાદી પક્ષ આ વસ્તુને દષ્ટિના અભાવે પચાવી શક્તો નહિ, જ્યારે સમજ

દાર લોકોનુ જૂથ આગળ આવ્યુ હતુ જેમ જેમ વિરોધ પક્ષ પ્રપચ કરી બાધા કરવા લાગ્યો તેમ તેમ જ્ઞાન ઉપાસક પક્ષનુ સગઠન વધારે મજબૂત બની ગયુ જેતપુર પાઠશાળાને વ્યવસ્થિત રૂપ આપી ત્યા પણ શાસ્ત્રભડાર શરૂ થયો શ્રી પ્રાણલાલને તો પક્ષ કરતા આ પ્રવૃત્તિમા વધારે રસ હતો તે ખૂબ જ લાભ ઉઠાવતા

સ ૧૯૭૫નુ ચાતુર્માસ ગોડલમા થયુ શ્રી પ્રાણભાઈ દીક્ષાના ઉમેદવાર તરીકે શાસ્ત્રીય અભ્યાસ કરીને તૈયાર થઈ ચૂકયા હતા વૈરાગી અવસ્થામા જ તેમના મુખમા સરસ્વતીનો વાસ હતો તેઓ સ્વાધ્યાયમા નિરત હતા અપ્રમત ભાવે અધ્યયનશીલ બનીને પાઠ સાગોપાગ તૈયાર કરતા

તેમની વિશેષ રુચિ, આગમ, સાહિત્ય, અલ્પાશે વ્યાકરણ, કથા સાહિત્ય, મહાકાવ્ય, શાસ્ત્રગ્ર થો, તદ્દુપરાત સગીત, ભજન, એ લોકસાહિત્યમા હતી ગુરુ પર પરાથી ચાલતી રીતિ પ્રમાણે અભ્યાસ કરાવવામા આવતો હતો થોકડા અને શાસ્ત્રો પૂરા કઠસ્થ કરવાની પ્રણાલી હતી આગમોના ટબા (અર્થ) સાથે ગાથાઓ કઠસ્થ કરવામા આવતી શ્રી પ્રાણ આ રીતે તૈયાર થયા ૪૦ થી ૫૦ થોકડા, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, નદી, આચારગ, સૂયગડાગ આદિ શાસ્ત્રો કઠસ્થ કર્યા તેમના વિવેચન સહિત અર્થની ધારણા કરી ભકતામર આદિ સુપ્રસિદ્ધ સ્તોત્રો અને ૪૦૦થી ૫૦૦ ભજનો શ્રી પ્રાણે કઠસ્થ કર્યા સસ્કૃત સાહિત્ય અને ગુજરાતી સાહિત્યના ગ્રથોનુ અધ્યયન કર્યું સપૂર્ણ રામરસ કઠસ્થ કરી તેના ઉપર વિસ્તૃત ભાવાર્થ તૈયાર કર્યો ઘણી જાતના રાસગ્રથો લગભગ વાચીને તૈયાર કર્યા

આટલી નાની ઉમરમા આટલો અભ્યાસ કરી લેવાથી સૌ પર ઊડો પ્રભાવ પડવા લાગ્યો યુવાન અવસ્થાને અનુકૂળ

બહુ ગ્રન્થ જ્ઞાન મેળવ્યુ અનુભવ જ્ઞાનની ઉપાસના બાકી જ હતી. જેઓ મુનિ દીક્ષા લીધા પછી ઉચ્ચ કક્ષાનુ જ્ઞાન મેળવી અને આધ્યાત્મ ભાવમા પણ પ્રભુતા પ્રાપ્ત કરવાના હતા; જેનો ઉલ્લેખ આગળ આવશે. શ્રી. પ્રાણનુ તેજ વિદ્યા ઉપાસના અને વૈરાગ્યમય ભાવનાથી તેમનામા મુનિ દીક્ષા ધારણ કરવાની યોગ્યતા ચમકવા લાગી ધન્ય છે ભાવિ મહાત્માઓને! ધન્ય છે તેની બુદ્ધિને જે સવળે માર્ગે વળી સ્વ-પર જીવનને સાર્થક બનાવે છે

*

# દીક્ષાની તૈયારી

## ૧૬

પૂ જયચંદ્રજી મહારાજ આનંદસાગરમા સ્નાન કરી રહ્યા હતા મારો એવો સાધુ સમુદાય હોવા છતા, એક મોટી ખોટ હતી તેની પૂર્તિ થવાનુ મુહૂર્ત આવી રહ્યુ પ્રાણુ મહાપ્રાણુ બનવાને યોગ્ય બની ગયા હતા ભક્તોના હૃદય જે ઝખી રહ્યા હતા, તે બની રહ્યુ હતું શ્રી પ્રાણુલાલે વૈરાગ્યની ભૂમિમા પ્રવેશ કર્યો રોમહર્ષ દૃશ્ય બની ગયુ સૌનો પ્યાર તેમના ઉપર ઊતર્યો શ્રી જય–માણેક જોડીના ભકત ગણોનો વિશાળ સમુદાય નિર્માણ થઈ ચૂકયો હતો સાવર–કુડલા, ધારી, બગસરા, વેરાવળ બીલખા, જુનાગઢ, જેતપુર, મેદરડા, ગોડલ, જામનગર, કાલાવડ, સમુદ્રતટપરનુ દીવ બદર ઈત્યાદિ ક્ષેત્રોમા પૂજ્યશ્રીના નામનો ડકો વાગતો હતો ખાસ પ્રભાવ પડેલા ક્ષેત્રો હતા

ત્યાના નરનારીઓ ગુરુદેવ પ્રત્યે ઘેરી લાગણી ધરાવતા જ્યારે જ્યારે દર્શન કરવા આવતા ત્યારે ગુરુદેવના પટ્ટધર શિષ્યની ચર્ચા કરતા શાસન પ્રભાવક ગાદીધર શિષ્યની પ્રાપ્તિ થાય, તે અભિલાષા દર્શાવતા જ્યારથી શ્રી પ્રાણુલાલ વૈરાગીરૂપે ગુરુચરણે આવ્યા ત્યારથી આ બધા ક્ષેત્રોના શ્રાવક શ્રાવિકાઓના હૃદયમા હર્ષ વ્યાપ્ત થયો જેમ જેમ તરુણ પ્રાણુની પ્રશસાના તરગો ઉછળવા લાગ્યા, તેમ તેમ ભક્તોના હૃદયો પણ ઉછળવા લાગ્યા જાણે યોગ્ય કળાધર આખા વાતાવરણને કળામય કરી રહ્યો હતો સૌની ચર્ચામા શ્રી પ્રાણુનુ નામ પ્રધાન બની ગયુ શ્રી પ્રાણુ ધર્મભૂમિના ઉદયમાન અભિનેતા બની રહ્યા આગળ વધીને મહાનેતાનુ પદ શોભાવવાના હોય નહિ કે!

વરસ પર વરસ નીકળતા ગયા. ૧૫ વરસના પ્રાણુ ૨૧ વરસના થયા. વિના દીક્ષાએ મહામુનિ જેટલો પ્રભાવ વધી ગયો. વરસ વૈરાગી રૂપે પસાર થઈ ગયા. સર્વત્ર પ્રશ્ન ઊઠવા લાગ્યો પ્રાણુભાઈ ક્યારે દીક્ષા લેશે? તેમનો વૈરાગ્ય તો ખૂબ જ પાકો છે તો પછી લંબાય છે કેમ? સવાલનો જવાબ આવતો! શુ થાય! તેમના મોટાભાઈ રજા જ નથી આપતા! કોઈ પોતાની જાણકારી બતાવતુ આટલો વખત થઈ ગયો. હવે તો આજ્ઞા આપવી જ જોઈએ. આશાભરી વાત કોઈ બોલતુ ભાઈ, તમને ખબર નથી. આજ્ઞા ક્યાંથી આપે! ભાઈ એતો જમણી ભુજા છે. પાછા ભાઈ જેવા ભાઈ. બંધુ પ્રેમ વિશે અભિપ્રાય ટકાતો. શુ દુનિયાદારીમા એને રહેવુ છે કે! દુનિયા શુ કહે, માબાપ નથી. એટલે ભાઈ રજા આપી જ દેને! ભાગીદાર ઓછો થયો. કોઈક વ્યાવહારિકતા બતાવતા.

રસિક જનોને આટલુ મોડુ થવાથી કટાક્ષ ઊપજતો 'ભાઈ આ દીક્ષા લેવા જેવી થશે. પણ નસીબમા હોય ત્યારે લેવા મળશે. ગુરુદેવ પ્રત્યે અનન્ય રાગવાળા ક્યારેક ધૂવાપૂવા થઈ જતા. શ્રી ભીમજીભાઈ પાસેથી આજ્ઞા મેળવવા માટે સતત પ્રયાસ ચાલતા હતા. શ્રી ભીમજીભાઈ દીક્ષાની આજ્ઞા આપવા જરાપણ તૈયાર ન હતા. શ્રી પ્રાણલાલ પણ ઘણો પ્રયત્ન કરી થાક્યા હતા.

સૌના મનમા દીક્ષા ઉત્સવની તૈયારીઓ ચાલુ થઈ ગઈ હતી. ક્યા દીક્ષા દેવાશે તે બાબત ચર્ચાઓ ફેલાતી હતી. કોઈ શ્રી પ્રાણુની જન્મભૂમિ વેરાવળનુ નામ દેતા હતા. જ્યાં દીક્ષા થાય તે સમય આ પરાણી ગણાશે, તેવી ધારણા આકાર પામી હતી. હવે લોકોને લાગવા માંડ્યુ હતુ કે જરૂર શ્રી પ્રાણુભાઈને આજ્ઞા મળી જશે. લગભગ પ્રાણલાલ મુનિશ્વરથી રહેતા. તેના સાંસારિક સબધ સર્વથા છેદાઈ ગયા હતા. ગુરુ

દેવ શ્રી જયચંદજી મ ના શ્રી ચરણોમા દરેક સઘ પ્રાણુભાઈની દીક્ષા પોતાના આગણે આપવા માટે પ્રસ્તાવ મૂકી રહ્યો હતો

બગસરા મુકામે શ્રીસઘની બેઠક થઈ અગ્રેસર ભાઈઓ ઉત્સાહમા હતા "ભાઈઓ! પ્રાણુભાઈને અહી જ દીક્ષા અપાય, એવી અમારી માગણી છે બોલો, તમારી સૌની તૈયારી છે? કર્મઠ ભાઈઓએ શ્રીસઘ સમક્ષ પ્રશ્નાત્મક પ્રસ્તાવ મૂકયો એકી અવાજે સૌનો ઉત્તર ફરી વળ્યો જરૂર, દીક્ષા અહી જ થવી જોઈએ શુ બગસરાને કાઈ લાભેય નહિ મળે?" બગસરાના શ્રાવકોએ પડકાર કર્યો બગસરા પણ એક વીર ક્ષેત્ર જ છે' 'અમે તન, મન, ધન ખર્ચવા તૈયાર છીએ' ઉદારતાની હેલી ચડી હતી કોઈપણ હિસાબે બગસરાને લાભ મેળવવાની તમન્ના હતી

બગસરાની ભાવનાના પડઘા ગુરુદેવ સુધી પહોચતા હતા ગુરુદેવ ગોડલ બીરાજમાન હતા એક દિવસ વ્યાખ્યાનના સમયે બગસરાથી મોટી સખ્યામા માતબાર શ્રાવકો પૂ શ્રીના ચરણોમા પહોચી ગયા પૂ ગુરુદેવે બગસરાનુ પાણી જાણે માપતા હોય તેમ ઘણા સવાલ પૂછયા બગસરાના મજબૂત મનોબળ આગળ તે પ્રશ્નો "હા" ના ઉત્તરમા વિલીન થઈ ગયા છેવટે બગસરાનુ નામ જાહેર થયુ બગસરાના શ્રાવકોના આનદનો પાર રહ્યો નહિ ખુશખુશ થઈ ગયા સાથે શરત હતી કે પ્રાણુલાલને આજ્ઞા મળ્યા પછી બધુ નક્કી થાય બગસરા શ્રી સઘને કુડાળા દરબાર શ્રી વાસુરવાળાનો ટેકો પણ હતો

હવે આજ્ઞા માટે જોરદાર પ્રયત્ન કરવાનો હતો શ્રી ભીમજી ભાઈ દીક્ષાના હિમાયતી ન હતા ભીમજીભાઈની આડખીલ સૌને ખટકવા લાગી હતી 'હવે શુ બાકી છે? કઈ પરીક્ષા કરવાની છે? શા માટે રોકે છે?" ના સવાલો જ ઊભા થતા

આખરે માતુશ્રીના મામા પક્ષના ભાઈઓ ઢીલા પડયા. તેઓ સાચી વસ્તુસ્થિતિને ઓળખી શક્યા. માણેકલાલનુ અંતઃકરણ વાંચી શક્યા તેઓએ હાર્દિક પ્રયાસ કર્યો શ્રી ભીમજીભાઈને સમજાવ્યા. તેમને સફળતા મળી. ભીમજીભાઈએ હા પાડી પોતાનો દીક્ષા પ્રત્યેનો વિરોધ અને દીક્ષા લેવાના અસમર્થતાના કારણે દીક્ષામા હાજર રહેવાની 'ના' પાડી

સૌરાષ્ટ્રના ખૂણે ખૂણે શ્રી માણેકભાઈની દીક્ષાની વાત ફેલાઈ હતી દીક્ષાની આજ્ઞા મળી ગઈ છે તે વાત ફેલાતા વાર ન લાગી. ગુરુદેવોને પણ મનમા સતોષ થયો દીક્ષા ઉત્સવના નગારા બજવા લાગ્યા બગસરામા દીક્ષા ની વાતનો વંટોળ થયો. ભક્ત લોકો આઠ દિવસ ઘર છોડીને જવા માટે તયારી કરવા લાગ્યા. નાના મોટા સૌને એક જ વાત અમે દીક્ષામા જશુ' શુ દીક્ષા પ્રત્યે ઉદાત્ત ભાવના ફેલાણી કે જાણે ક્ષેમે ક્ષેમે હૈયુ હસી ઉઠયુ!

બગસરા શ્રી. સંઘમાં દીક્ષા ઉત્સવની નોબત વાગવા માંડી આનંદની સરણાઈ બજવા લાગી. દીક્ષાના રણશિંગા ફૂંકાવા લાગ્યા. ઉપરાઉપરી સભાઓ ભરી બગસરા શ્રી સંઘ દીક્ષાની તૈયારી કરવા લાગ્યો. ખાવા પીવા અને ઉતારાની સગવડતાઓ અને અતિથિઓની ઉત્તમ સરભરા માટે વિચારણાઓ થવા લાગી ધન્ય બગસરા અને ધન્ય શ્રી બગસરા સંઘ! ગુરુદેવોને જલદીમા જલદી બગસરા પધારી માર્ગદર્શન આપવા ઉપરા ઉપરી વિનતીઓ થવા લાગી

સં ૧૯૭ નુ વર્ષ ગુરુદેવોએ ગોંડલથી બગસરા તરફ પ્રસ્થાન કરી દીધુ સમગ્ર સાધ્વી સમુદાય અને સતોના મંડળ બગસરાની દીક્ષામા જાણે મોટા મોટા ડગ ભરવા લાગ્યા બગસરાની ભૂમિને પાવન કરવા તે તરફ પધારી રહ્યા. જેતપુરથી તપસ્વીજી મ પણ વડીલ ગુરુ ભ ઘુની સેવામાં આવી રહ્યા તપસ્વીજીના આગમનથી જાણે જનતાને વીજળીનો કરંટ મળ્યો,

તેટલો વેગ આવી જતો સંતોના દર્શન, વ્યાખ્યાન, વાણી અને દીક્ષાઉત્સવ જોવાનો લાભ લેવા માટે અપૂર્વ ઘડી હતી

બગસરામા દીક્ષાઉત્સવની આંધી ચડી હતી પ્રાણભાઈના ગુણોથી અને પૂજ્યશ્રીના પ્રભાવથી સૌ ગદગદ હતા ભવ્ય મંડપ અને મનોહર દીક્ષા નગરના તોરણ, ધ્વજાપતાકા દરવાજા ઈત્યાદિ સુશોભન માટે સમિતિઓ રચાઈ ગઈ હતી સારી મીઠાઈઓના નામ લેવાતા હતા બગસરાના કંદોઈ કળાબાજ હતા જીભના રસિયાઓને માટે પણ એક તક હતી તેઓ મિષ્ટાન ભોજનની વાત કાન દઈ સાભળતા

નગરશેઠ શ્રી રામશ્રીપાળનો પરિવાર, શ્રી નરભેરામ દેવચંદ શ્રી ભીમજી ડાહ્યાભાઈ, લાલજી અમીચંદ, કામદાર શ્રી દેવચંદ ભાઈ ઝાટકીઆ મજપાળભાઇ, મડીયા માણેકચદભાઈ મડીયા ડોસાભાઈ, ઝાટકીઆ દયાળજીભાઈ ઇત્યાદિ અગ્રેસર માતબર શ્રાવકો શ્રી સંઘની સેવા બજાવવા પ્રતિપળ તત્પર હતા તેઓના મનમા ઉત્સાહની સરિતા વહેતી થઈ હતી અનેરો આનંદ ઉત્સવ હતો

ગુરુદેવોના આગમનનું ભવ્ય સ્વાગત કરવામા આવ્યુ. હજારો કંઠથી ગુરુદેવની જય બોલવા લાગી શ્રી વૈરાગી પ્રાણભાઈને વધાવવામા આવ્યા તેમની પણ ભાવપૂર્વક પધરામણી થઈ દીક્ષાના આ તેજસ્વી ઉમેદવારને જોઈને દીક્ષાઉત્સવની ભાવનામા બમણો વેગ આવી ગયો અત્યારે ગુરુદેવના લાડથી શ્રી પ્રાણભાઈ ઉત્તમ વેષભૂષા પહેરતા હતા એક રાજકુમારની છટાથી તે શોભી ઊઠતા હતા ભાવપ્રધાન શ્રાવિક વર્ગમા તેમના પ્રત્યે સ્નેહની સરિતા વહી રહી હતી

ગામે ગામ શ્રીસંઘો તરફથી બગસરા શ્રીસંઘને સહયોગ અને સહકાર માટે સામેથી પૂછાણ થતું હતુ બગસરાના ભક્તિ નિપુણ ભાઈઓ પાછીપાની કરે તેમ ન હતા શ્રી પ્રાણલાલજી

મ. ને તો જાણે આ સંઘ સાથે ઋણાનુબંધ જ હતા. પછી પૂછવુ જ શુ

બગસરામા સભર અને સમૃદ્ધ વાતાવરણ તૈયાર થઈ ગયુ દીક્ષા ઉત્સવની સકળ તૈયારી થઈ રહી હતી. તેમા ગુરુદેવના પ્રવચનોએ શ્રી સંઘની ભાવનાને દીપ્તિમાન બનાવી દીધી. જાણે ઉપવનકુંજમા ઘીનો દીવો બળતો હોય વૈરાગી પ્રાણભાઈના ભજનોએ આનંદના પૂર આણ્યા. પ્રેમનો મહાસાગર ઘુઘવવા લાગ્યો. ત્યાગના પડઘા પડવા લાગ્યા ઘરબાર વ્યાપાર જાણે લોકો ભૂલી ગયા. ઘેરઘેર કોઈ મહોત્સવની તૈયારી વર્તાઈ રહી શ્રી. પ્રાણકુંવર દીક્ષાકુમારીનુ પાણિગ્રહણ કરવા તોરણ ચડવાના હતા જ ને!

## ૧૭

પૂજ્યશ્રીએ વ્યાખ્યાન સભામા જાહેર કર્યું કે "પ્રાણલાલને અહી દીક્ષા આપવાનો અમે નિર્ધાર કર્યો છે તે માટે ખગસરા શ્રીસ ઘની આજ્ઞા લેવામા આવે છે સૌ ભાઈબહેનો સ મત છે કે ?" વિધિસર શ્રી સ ઘને પૂછતા ગુરુદેવનો હર્ષ છલકાતો હતો એજ વખતે નગરશેઠ ઊભા થયા, "પૂજ્ય ગુરુદેવના ચર ણમા વ દન કરી અમે જણાવીએ છીએ કે અમે પૂરેપૂરા સ મત છીએ " બસ, આટલા શબ્દો હજુ શેઠશ્રીના મુખમાથી નીક-ળતા હતા ત્યા તો આખી સભામા ભગવાન મહાવીર સ્વામીનો જયનાદ થવા લાગ્યો વાતાવરણ ગાજી ઊઠયુ સાથે ગુરુદેવનો પણ જયકાર બોલાયો સૌની નસોમા ઉત્સાહનુ રક્ત ફરવા માડયુ

તેજ દિવસે દીક્ષા મુહૂર્ત અને બીજા મુહૂર્તના સમય માટે બેઠક મળી તિથિ, વાર, નક્ષત્ર, યોગકરણ ઇત્યાદિના જ્ઞાતા પૂ તપસ્વીજી મ જે સમય ફરમાવે તે સૌને મ જૂર હતો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ મ ગળપૂર્વક દીક્ષા આપવાનો શ્રીસ ઘનો આગ્રહ હતો બધુ કાર્ય માગલિક રીતે મ ગળ સમયમા મ ગળભાવ અને મ ગળ રસે થવુ જોઈએ એમ સૌના મનની ધારણા હતી સ ૧૯૭૬ના ફાગણ વદ ૬ ગુરૂવારના ચઢતે પહોરે દીક્ષા આપવાનુ મુહૂર્ત આવ્યુ સમય નિશ્ચિત થતા મ ગળ ગીતો ગવાયા સૌને મીઠાઈ વહેચવામા આવી વ્યાખ્યાનમા પણ મુહૂર્ત જાહેર કરવામા આવ્યુ તે દિવસે પ્રભાવના વિશેષ ભાવથી અપાણી

સોરઠ તરફના બાળ બ્રહ્મચારી ભાવ દીક્ષિતોને દીક્ષા મહોત્સવ ખૂબ જ ધામધૂમ લાગણી અને લગ્ન સબંધી બધા વિધિ વિધાનો જેવા વિધિ, ગીત, વાજિંત્રો સાથે ખૂબ જ લાડ પ્યારથી ઉજવવામા આવે છે જ્યા સુધી વૈરાગી રાવટીમા ન જાય ત્યા સુધી શ્રાવિકા સમુદાયનુ સામ્રાજ્ય પ્રવર્ત છે તેઓ વૈરાગીને અનેક રીતે ભાવના દર્શાવા ગીતો ગાઈ પ્રેમ પ્રગટાવી, ધામધૂમ જમાવી પોતાની મનોકામના પૂરી કરે છે ત્યારબાદ ગુરુદેવને સહાને માટે સોંપે છે શ્રી. પ્રાણ તો જૈનસમાજના એક લાડીલા નવજુવાન હતા

૨૧ વર્ષની ઉમર, યૌવનભર્યું શરીર વિશાળ નેત્રો બટુક રૂપ, પ્રતિભાશાળી ચહેરો વીણા જેવા કંઠ ચમકતી ડીકીઓ, ધુમરાળા કેશ શ્રી પ્રાણની ભૌતિક સપત્તિ હતી; જ્યારે નમ્રતા, વિવેક સાધ્ય, પ્રેમ વૈરાગ્ય, ગુરુભક્તિ અને ત્યાગમસ્તી શ્રી. પ્રાણની અભ્યતર સપત્તિ હતી. ઉભય સપત્તિથી આ લાડલો શોભી રહ્યો હતો. તેમને લેઈનિનારી સમાજનો વાત્સલ્યભાવ તેમના ગીતામા ઠલવાઈ રહ્યો હતો દીક્ષાની ઉપર કળશ ચઢાવી બગસરા સમાજ કૃતકૃત્ય થવા માગતો હતો. શ્રાવિકા-વૃન્દ પ્રાણને સદાને માટે હૃદય મંદિરમાં વસાવી, તેમની ભક્તિ કરી ધર્મ લાભ લેવા માગતો હતો

એક પછી એક મુહૂર્ત નક્કી થયા. મડપ મુહૂર્તનો સમારભ યોજ્યા દિવસ અને સમય નક્કી થયા. તે પહેલાના દિવસોમા ઉત્સવ પ્રતિદિન ઉજવાતો હોય તેવુ વાતાવરણ સર્જાઈ ગયુ સૌના સગાસબધીઓને કાગળ લખાતાં તેઓ આગળથી આવવા લાગ્યા સકલ શ્રીસઘને આમંત્રિત કેતી કંકોત્રી પત્રિકા તૈયાર કરવામા આવી વ્યાખ્યાનમા, ઉપાશ્રયમા ઘેર ઘેર ઠેર ઠેર ગીતો ગવાવા લાગ્યા સાથીઓ અપાવા લાગી. ઘેર ઘેર ગૂહિલીઓ ભાવ દીક્ષિત પ્રાણભાઈના કુમકુમ પગલા પધરાવવા

લાગી પોતાના ઘેર જમવાનુ કહી સૌ યથાશક્તિ સમાદાર કરવા લાગ્યા ભકત અને મધુર હૃદય પ્રાણભાઈ પર વારી જવા લાગ્યા તેમના મહાત્યાગ સાથે કદમ મેળવવાનુ કયાથી શકય હોય ?

વ્યાખ્યાનમા મ ડપ મુહૂર્તની જાહેરાત થતા હજારો ક ઠેથી જયનાદ પ્રતિધ્વનિત થયા બગસરા સ ઘ તરફથી ભવ્ય પત્રિકા પ્રકાશિત થઈ, ગામેગામ પહો ચી ગઈ, મહેમાનોનો ધોધ વહેવા લાગ્યો હતો આજે મ ડપ મુહૂર્તમા બે થી ત્રણ હજાર અતિથિ ગણ આવી ગયો હતો સ્વય સેવકોની અનુપમ વ્યવસ્થા ગોઠવાઈ ગઈ હતી ગામવાર ઉતારાઓ અને આવશ્યકતાઓની વહેચણી કરી બગસરા શ્રી સ ઘે યજમાન ભાવનુ ખમીર દર્શાવ્યુ હતુ આવતા મહેમાનો ખુશ ખુશ થતા હતા

શ્રી પ્રાણભાઈના હાથે મી ઢોળ બાધવામા આવ્યુ ભગવતી દીક્ષાકુમારીની કલ્પના મૂર્તિમ ત કરવામા આવી વાજા વાગી ઊઠયા બેન્ડ અને ત્રાસાઓની ગર્જનાથી બગસરામા અભિનવ કાર્યનો પડઘો પડયો હજારો લોકોના જૂથમા શ્રી પ્રાણુ-વી ટળાઈ ગયા નવા નવા અણમોલ વસ્ત્રો પહેરી નવાગ્નાઓ પ્રાણના ભાલમા તિલક કરવા અધીરી બની ગઈ હતી કુમારી-કાઓ શ્રી પ્રાણના ત્યાગથી પ્રભાવિત થઈ ઉત્સવના આકાશમા પત ગિયા જેમ તરવરાટ કરી રહી ગ ભીર અને પ્રૌઢ બહેનો પોતાનુ સ્થાન છોડવા જરાપણ ઇચ્છતી ન હતી

માણેકસ્થ ભ રોપાયો માળા અર્પણ થઈ શ્રી પ્રાણે અ ગરખુ ધારણ કર્યુ હતુ મસ્તક પર ભરત ભરેલી ટોપી-માથી તેના કાળા વાળની લટોઓ બહાર ડોકિયા કરી રહી હતી હીરકોરી ધોતિયુ અને હાથમા શુકનવ તુ શ્રીફળ પ્રાણને દેવ-દૂત જેવા બનાવી દેતા હતા વૈરાગ્યમય ગીતોની હેલી ચડી હતી, "આત્માનો ઘાટ ઘડાવજે સ યમી શૂરા" ની સ્વર

લહેરીઓ ભાસરાના વાયુમંડળને શુધ્ધ કરવા લાગી. આખો વિધિ પૂરો થયા પછી ઘણી જ ધામધૂમથી પ્રાણલાલને ગુરુદેવના શ્રી ચરણોમાં માંગલિક સંભળાવવા માટે લાવવામાં આવ્યા. અત્યાર સુધી પ્રાણનું મુખ લજ્જાથી નમી રહ્યું હતું, ગુરુને જોતા વાછરડું ગાય પાસે દોડી જાય તેમ પ્રાણભાઈ પૂજ્યશ્રીના ચરણોમાં દોડી ગયા. મસ્તક ઝૂકી રહ્યું.

ગુરુદેવે તાર સ્વરથી હૃદયની ઊર્મિઓને ઠાલવતું માંગલિક સંભળાવ્યું. આજનો દિવસ ધન્ય થઈ ગયો. જ્યારે સૌ વિખરાયા ત્યારે ઉમંગનો સ્વાદ બધે હૃદયમાં જ રહી ગયો. પ્રાણનું દમકતું મુખારવિંદ સૌના હૃદયમાં સંઘરાઈ ગયું હતું. વગર લાડીના કેવા અદ્ભુત લગ્ન!

આજથી ફુલેકા અને વરઘોડાની તૈયારી હતી. આખા સંઘમાં આનંદ વર્તાય રહ્યો હતો. સવારથી જ બાળકો, સ્ત્રીઓ અને પુરુષો વહેલા ઉઠીને ઘરકામથી પરવારીને ઉપાશ્રય તરફ ભાગી રહ્યા હતા. દિવસનો કાર્યક્રમ અધિક હોવાથી વ્યાખ્યાનનો સમય વહેલો કરવામાં આવ્યો હતો. ઋતુ અનુકૂળ હતી. જાણે ઋતુકાળથી શ્રી પ્રાણની પ્રકૃતિનું પ્રાગટ્ય થતું હતું. નહિ વધારે ગરમી નહિ ઠંડી. પ્રાણ પણ તેવા જ હતા. મહેમાનોનો આગમન પ્રવાહ વધતો જતો હતો. રોજ નવા નવા સંઘના સેંકડો માણસો ઉભરાતા હતા. ગુરુદેવના વ્યાખ્યાન પછી ચરણ સ્પર્શમાં મુશ્કેલીથી વારો આવતો. ગુરુદેવ સૌને મન મીઠા હતા. ગુરુદેવને મન સૌ સમાન હતા. ધન્ય ગુરુરાજ!

વ્યાખ્યાનમાં ફુલેકાના વરઘોડાની જાહેરાત થઈ. સદ્ગૃહસ્થ ભાગ્યવંત આત્માઓ ફુલેકાનો લાભ લેતા હતા. બેન્ડ વાજા વાગવા માંડ્યા. મનમાં ઉત્સવ લાગણીઓ ઉછળવા માંડી. આજે ચાર હજાર માણસોનો અંદાજ હતો. શ્રી. પ્રાણને ગાતા ગાતા ફુલેકા સુખે થઈ જવાના હતા. બહેનોના મંગળ ગીતોની ગતિ

પ્રધાન બની ગઈ લાવણ્યની વૃષ્ટિ થઈ રહી પ્રાણ ગુરુને વદના' કરીને ચાલ્યા પ્રાણને ત્યા પહોચાડી ભોજનગૃહે સૌને જવાનું હતુ સઘ જમણ સાથે જ હતુ રસોડા બધ હતા બહેનો રસોઈની ચિતાથી મુકત હતી

કુલેકુ ફેરવવા ઘોડાગાડી તૈયાર થઈ રહી હતી સમગ્ર બગસરા શોભાયમાન બની ગયુ હતુ શેરીએ શેરીએ ધજા પતાકા ફરકતા હતા મોટા મોટા દરવાજાઓ ઊભા કરવામા આવ્યા હતા ઉપર જ્ઞાનસૂત્રો લટકતા હતા પ્રવચન મડપથી લઈને દીક્ષામડપ સુધીનો માર્ગ સુશોભનથી શૃગાર સજી ભાગ્યશાળી થવાની રાહ જોઈ રહ્યો હતો ભોજનાલય મીઠી સુગધથી મહેકતુ હતું ભોજનમા જાણે કુદરતી જ રસાસ્વાદ વધી ગયો હતો બધુ રસમય લાગતુ હતુ સમાજ આખો રસમા તરગિત થઈ રહ્યો હતો

એક વાગતા તો કુલેકાગૃહે મેદની જમા થવા લાગી ત્યાગ વરણાગી શ્રી પ્રાણ સૌની નજરનો સીતારો હતો ઘણી જ ધામ-ધૂમથી કુલેકુ ચડ્યુ ગીતોની રમઝટ જામી યુવતી ગણ આજે ઉછરગ વ્યક્ત કરી પોતાના યૌવનને જાણે સાર્થક કરતી હતી તરુણો અને યુવાનોને જોમ દેખાડવાનો જાણે યોગ મળ્યો હતો અનુભવી અને વડીલ નરનારીઓને પોતાનુ શાણપણ દાખવવાની તક લાધી હતી ભકતજનોને ત્યાગ વૈરાગ્યના દર્શન માત્રથી પાવન થવાની અભિલાષા ઉદ્ભવતી હતી

શહેરની ગલીઓમા કુલેકુ ફરવા લાગ્યુ ઠેરઠેર મીઠા પાણીના પીણાઓ ગોઠવવામા આવ્યા હતા માણસોની લાબી હારમાળાઓ સુદર દેખાતી હતી સર્વત્ર શાસન પ્રભાવના થઈ રહી ઉપાશ્રય આગળથી કુલેકાની ગાડી પસાર થઈ ત્યારે ગુરુદેવોના દર્શન અને માગલિક શ્રવણ માટે ભાવ દીક્ષિત ઉપાશ્રયમા પધાર્યા ગુરુવર્યોના જયકારથી કાનના પડદા ઊઘડી

રથા ગુરુવર્યોનો હર્ષ અને આનંદ અસીમ હતા. કેમ ન હોય! આ હા હાની ત્યાગ વૈરાગ્યની ભાવનામા ગુરુદેવોની શક્તિની સફળતા હતી.

સાજ થતા થતા સરઘસની સમાપ્તિ કરવામા આવી મનુષ્યોના મુખમા એક જ વાત હતી. આખાયે અગ્રસરા શહેરમા એજ ચર્ચા હતી બાવીસ વર્ષનો મહા તેજસ્વી યુવાન સંઘ મના પથે પગલા ભરી રહ્યો છે તેના માતપિતા તો ખરેખર ધન્ય બની રહ્યા હતા આજે કુવરબાઈની હાજરી ન હતી. સ્વર્ગ માથી તેમના પ્રેમામૃ શ્રી. પ્રાણ પર વરસી રહ્યા હતા બહેનોએ ગીતોમા શ્રી. કેશવજીભાઈ અને કુવરબાઈને ગાઈને તેમની મહત્તાને પુન જાગૃત કરી. મનુષ્યજીવનની સાચી ભાવી માતપિતા જ છે

આ રીતે કુલેકા ફરતા રહ્યા ઘર ઘર મગલાચાર વર્તાઈ રહ્યા મહાજનના રસોડે પ્રત્યેક વેળા હજારોની સખ્યામા એક સાથે ભોજન વ્યવસ્થા થઈ રહી હતી વ્યવસ્થા કેવી સુદર! ભોજનના રસ અને વ્યવસ્થાના પ્રભાવથી જમનારને બન્ને રીતે મોમાં આંગળા નાખવા પડતા હતા

દીક્ષાના મુહૂર્ત માટે ક્યારે જણાતા હતા ભવ્ય દીક્ષા નગર બાંધવામાં આવ્યુ હતુ પ્રવેશ દ્વાર પર વિજય પતાકાઓ ફરકતી હતી ચમિયાણાઓ શ્રી સઘ અને શાસનની ભવ્યતા પ્રગટ કરતા હતા, અને કેમ નહિ દીક્ષાર્થીના પાવન પગલાથી હાનગામી બની જવાના હોય તેમ છત્રા થઈને ઊભા હતા. ચારિત્ર આત્મા સતાપ હર્તા થઈ તેના પ્રતીક બની તેઓ સૌનો તાપ હરી રહ્યા હતા. આજ ભવ્ય આત્માનો ચરણ સ્પર્શ થવાનો છે તેમ ધારી વ્યાસપીઠ જાણે હસુ હસુ થઈ રહ્યું હતું મદરમાં બાંધેલા તોરણો ને ઝાપડાઓ જાણે ધમ

સૂત્રો આલેખી રહ્યા હતા આખો મંડપ અને દીક્ષાનગર પતાકાઓની સમશ્રેણીમા રહેલી પંક્તિઓ વડે સરલતાનો બોધ આપી રહ્યા હતા

શ્રી બગસરા દરબાર વાજસુરવાળાનો આ બગીચો આજે કોઈ વિદેહ ક્ષેત્રના ઉપવન જેવો નંદનકારી બની મરકતો હતો ચારે તરફ સ્વયંસેવકો ગોઠવાઈને દીક્ષાનગરની રક્ષા કરી રહ્યા હતા દીક્ષાર્થીં માટેની રાવટીઓ આધ્યાત્મ ગૂઢતાના પ્રતિબિંબ સમી જાણે ઘૂમટો વાળીને બેઠી હતી ધન્ય છે તે બગસરાના દીક્ષા વનને જ્યા ચારિત્ર આત્માઓની ચરણરજ પડવાથી પાવન બની જવાનુ હતુ

ફાગણ વદિ ૬ નુ પ્રભાત ઊગ્યુ ગુરૂતાનો બોધક ગુરૂવાર ઉદયમાન થયો પ્રભાત ઊગ્યા પહેલા જ શ્રીસંઘનુ પ્રભાત ઊગી ચૂકયુ હતુ સમગ્ર સમાજમા મોટી હલચલ થઈ રહી હતી રાતથી જ ઘણાખરા ભાઈઓ પ્રવૃત્તિશીલ હતા ભક્તોના હૈયા દર્શનાતુર થઈ રહ્યા હતા દીક્ષાનો ભવ્ય વરઘોડો અને શ્રી પ્રાણુની ભગવતી દીક્ષા જોવાના તેમને કોડ હતા ચક્ષુસ્વયં વહેલી સવારથી જાગૃત થઈ ગઈ હતી

બેન્ડવાળી પાર્ટીને ઘણી જ વહેલી સવારે આવવાની તાકીદ હતી એક સરખી વેશભૂષામા સજ્જ થઈ વાજિંત્રધરો મંડપ દ્વાર આગળ આવી ગયા હતા થોડી જ વારમા ધડૂમ! ધડૂમ! અવાજો ઊઠવા લાગ્યા બાળકો અને બાલિકાઓ નવા નવા વસ્ત્રો પહેરીને તૈયાર થઈ ગયા જાણે સૌ માંડવા તરફ દોડવા લાગ્યા ઘરની બધી પ્રવૃતિઓ ગૃહિણીઓએ સંકેલી લીધી હતી આવશ્યક કર્મો પતાવી તેઓ જલદી જલદી તૈયાર થઈ રહી હતી નવી નવી વેશભૂષા અને આભૂષણો પહેરવાનુ જ આજે મુખ્ય કામ બની ગયુ વહાલસોયો પરિવાર એક જ લાડલાના લગ્ન વખતે જે રંગરાગમા હોય તેવો જ ભાવ

આજે ઘરઘરમા ઉભરાઈ રહ્યો હતો. ફકત ફરક એટલો જ કે એક હોમ લોગ જ્યારે આ હતો ત્યાગ.

શ્રી. પ્રભુને નવયુવાનોએ સાજથી ઘેરી લીધા હતા ગૃહસ્થ રૂપે તેની સામે હસવા ખેલવાની આ છેલ્લી જ રાત્રી હતી કન્યાઓને માટે પોતાના હાથે ભાલમા તિલક કરવાની છેલ્લી જ ઘડી હતી. શ્રી. પ્રભુને હાથોહાથ દૂધ પાણી કે શરબતનો પ્યાલો આપવાના મોકા જ કલાકો હતા. ત્યાર પછી જીવનભર તેઓ સદાને માટે દૂર રહેવાના હતા મહાવ્રતોના કવચમા જાતને લપેટી અધ્યાત્મ મેદાને જ । ખેલવાના હતા ધન્ય છે તે ઘડીઓને કે જ્યા સાંસારિક વાત્સલ્ય અને ત્યાગનુ સંમિશ્રણ જોવામાં આવે છે

રંગીલા યુવકો અને ભક્તિપ્રધાન વ્યક્તિ એજ ગડ મથલમા હતા કે પ્રભુને કેવા સુંદર વસ્ત્ર પરિધાન કરાવવા, કે જેથી તે દોગુન્દક દેવ જેવા મહાપ્રભ લાગે ગળાના હાર અને કિંમતી અલકારો એકત્ર કરવામા આવ્યા આ બધાની વચ્ચે પ્રભુના પ્રાણ ગળામા જ હતા તેમનુ વૈરાગ્ય રંજીતમન તે પદાર્થોની મોહકતા અને પુદ્ગલિક ચચળતાને સમજી રહ્યુ હતુ તેમને ફકત આ દ્રવ્ય દીક્ષા નાટકમા પોતાના મનની પરીક્ષા કરવાની હતી થોડીવાર માટે આ નાટકના અભિનેતા બની મહાનાટકમાં જોડાવાનુ હતુ બનારસીદાસે કહ્યુ છે કે અધ્યાત્મ આગમમાં મોહનૃત્ય કરી રહ્યુ છે પરંતુ જ્યારે ભેદજ્ઞાન થતા જ્ઞાનનો નાટારભ શરૂ થાય ત્યારે મોહ ચૂપ થઈને પડદા પાછળ ચાલ્યો જાય છે

આજે શ્રી. પ્રભુ આ દ્રવ્યનાટકને છોડી ભાવ નાટક ભજવવાના હતા મૌનભાવે તેઓ બધુ નિહાળી રહ્યા પ્રેમી જનોએ પોતાની ભાવના પૂરી કરવા પ્રભુને ખૂબ સમજાવ્યા. જાણે રાજકુમાર બની ગયા પ્રાચીન યુગના કુમારો, જેઓ શાસ્ત્રમા જીવંત છે તેના સાક્ષાત ભાવ ભજવી રહ્યા હતાં.

શ્રી સઘના શેઠીઆઓ, અગ્રેસર ભાઈઓ, વડીલો, પ્રૌઢો અને ક્રિયાપાત્ર શ્રાવકો પૂજ્યવર પાસે પ્રાતઃકાળથી આવી ગયા હતા દીક્ષા માટેની સકળ સામગ્રી તૈયાર છે કે નહિ તેનું નિરીક્ષણ કરવામા આવ્યુ બધી રીતે તેઓ સતુષ્ટ દેખાતા હતા ગુરુદેવોને દીક્ષાનગરમા આગળથી જ પધારી જવાની સપૂર્ણ વ્યવસ્થા કરી લેવામા આવી હતી પ્રાણુને આજે ગુરુદેવોનું ખૂબ જ સામીપ્ય લાગી રહ્યુ હતુ ગુરુદેવોએ આવશ્યક સૂચનાઓ આપી પ્રાણુ સ્વત ચતુર તો હતા જ શિક્ષા મળવાથી વિશેષ જાગૃત બન્યા

શ્રાવક શ્રાવિકાઓના ટોળેટોળા ઊભરાતા જતા હતા. ઉતારાઓ ચીકાર ભરાઈ ગયા હતા અવિરત ભાવથી જનપ્રવાહ આવી રહ્યો હતો વેરાવળ શ્રી સઘના જવાબદાર શ્રાવકો સૌના વધારે સન્માન્ય બન્યા હતા તેઓની વેશભુષા પણ વારસાગત શ્રીમ તાઈને દર્શાવી રહી હતી બાળકો, સ્ત્રીઓ, યુવાનો, તરુણો, યુવતીઓ, પ્રૌઢાઓ,વૃદ્ધો, વૃદ્ધાઓ બધા આજે જાણે સમ બની ગયા હતા

શ્રી પ્રાણુ ગુરુદેવના માગલિક સાભળી ઉપાશ્રયથી મડપસ્થાને પધાર્યા ઝડના ઝૂડ અનુગમન કરતા સાથે આવી રહ્યા ગુરુદેવનુ આજનુ માગલિક મહા માગલિક હતુ ઉપાશ્રય શાત થઈ ગયો સહુ મડપસ્થાન તરફ જવા લાગ્યુ બહેનોના ગીતોનો મહાસાગર ઘૂઘવવા લાગ્યો જનમેદનીમા જયકાર નાદો મનને ઉર્ધ્વગામી બનાવી રહ્યા "હવે ઘોડાગાડીને શુ વાર છે ?" વ્યવસ્થાપક પૂછવા લાગ્યા "દરબારના તેજપાણીદાર ઘોડાઓ જોડાઈ રહ્યા છે" દોડતા સ્વયસેવકે ઉત્તર આપ્યો મહા અભિનિષ્ક્રમણનુ દેવવિમાન તૈયાર થઈ ગયુ વરઘોડાની ગાડી ચાદીના કલેવરથી ચમકતી આખોને ચમકાવી રહી ઘોડાઓનો હણહણાટ થયો.

વાજિંત્રોના ભવ્ય નિનાદ વચ્ચે મંડપગૃહમાંથી સજ્જ થઈને શ્રી. પ્રાણુ બહાર આવ્યા. કુંવારી કન્યાએ એજ વખતે પ્રાણુભાઈને તિલક કરી હાથમાં શ્રીફળ આપ્યું. સુંદર વેશ પરિધાન, ગળામાં હાર અલંકારોની અદ્ભુત શોભા, હાસ્ય ઝરતું મુખ મંડળ, ચંદ્ર જેવી શાંત લેશ્યા જોનારને મોહ પમાડતા હતા. ભાવ દીક્ષિત દીક્ષા રથમાં બીરાજ્યા ત્યારે વિમાનમાં બીરાજતા દેવની જેમ શોભી રહ્યા. એક નિજયનાદ થયો પ્રભુ મહાવીરના નામથી વાતાવરણ ગૂંજી ઉઠયું.

સંઘના અગ્રેસર ભાઈઓ આગળથી હરોળમાં ગોઠવાયા. હંસના ટોળા જેવા શ્વેત વસ્ત્રોધારી સજ્જનો આંખોમાં નિર્મળ પ્રકાશ પાથરી રહ્યા, તેની પાછળ પુરુષોના વૃંદ ચાલવા લાગ્યા. યુવાનો પોતાના હાથને વર્તુલ મધ્ય (મંડન) કરી આંકડે આંકડા ભિડાવીને જોડાઈ ગયા. ત્યારે બાજુ યુવકોની વિશાળ સાંકળ ચાલતી ગઈ પાછળમાં બેરાઓના સમૂહ, નદીના પાણીની જેમ રેલાવા લાગ્યા. યૌવનનો ધસારો આગળ હતો દીક્ષાર્થીને સ્પર્શ કરી ચાલવામાં પાવનતા મનાતી. વૃદ્ધત્વ પાછળ હતું ધસમસતી યુવતીઓ સામૂહિક ધસારો કરી રહી હતી.

પ્રાણુભાઈએ મહાભિનિષ્ક્રમણ કર્યું ગાડી ચાલી રેપેરેયા રુઆવા લાગ્યા. બગસરામાં આ ભવ્ય દીક્ષા પ્રથમ જ હતી. કરબારશીના ઊંચા કપડી ઘોડાઓ જાણે સ્વર્ગીય પ્રાણી હોય તેવા રેશમી ચાદર જેવા, કાનસરી માંડીને જોનારને ભારે આકર્ષણ જ માની રહ્યા હતા. ગીતોનું તાંડવ જામ્યું ઘર ઘરમાંથી કુંવારી કન્યાઓ બહાર નીકળી ઓવારણા લેતી હતી.

ભગવાન મહાવીર પ્રભુના શાસનમાં કેટલાએ ત્યાગ વીરોએ આવી અનુપમ વૈરાગ્ય લીલા સર્જી છે શ્રી. પ્રાણુને જોતાં ભૂતકાળના ત્યાગવીરોનું ચિત્ર પ્રત્યક્ષ થવા લાગ્યું ગયી

આથી પુષ્પ બજારમા આવતા હૈયેહૈયુ ઉભરાઈ રહ્યુ હતુ મોઢા પડેલા માનવીઓ દોડી, દોડીને વરઘોડામા સમિલિત થતા હતા તાજા આવેલા મહેમાનો જલદી ગુરુદેવના દર્શન કરી ખાવાપીવાની ચિ તા ન કરતા વરઘોડામા ભાગવા માડતા હતા

હવે દીક્ષાર્થી ગાડીમા જ ઊભા થઈ ગયા બન્ને હાથે વરશીદાન વરસાવી રહ્યા વરસીદાનમા વરસતા સુવર્ણફૂલો અને મુદ્રાઓ ભક્તજનોને ગાડાતુર બનાવી દેતા હતા લેવા માટે પડાપડી થતી શુભવસ્તુના સગ્રહ તરીકે તેનુ ભારે મૂલ્ય હતુ ઠેરઠેર આજના વરઘોડાને જોવા લોકોના ટોળા ચારે તરફ જામ્યા હતા વૃક્ષો, અગાસીઓ અને રવેશો ગીચોગીચ ભર્યા હતા

હવેલીઓના રવેશોમાથી ભાવ દીક્ષિતપર ફૂલની વૃષ્ટિ કરવામા આવતી હતી ગળામા ખીરાજીત હારના મણિઓ જોનારને જાણે પ્રત્યુત્તર વાળતી હતી 'હે ભવ્યજનો! આ મહા પુરુષને નિહાળો તેમના વૈરાગ્યના તેજ આગળ અમે કેવા નિસ્તેજ છીએ તે બતાવવા માટે જ અમે તેમના ગળામા લટકીએ છીએ જેને અમારો મોહ નથી તેજ પરમ પ્રભુનો પ્રેમ મેળવે છે

"ગુરુદેવ શ્રી જયચદજી મહારાજની જય, ભાવ દીક્ષિત શ્રી પ્રાણલાલની જય" ઊચા ઊચા અવાજોથી જયનાદ વચ્ચે વરઘોડો બગસરા નગરની મધ્ય બજારથી પસાર થવા લાગ્યો દરબારગઢ આગળથી જવાનુ હતું દરબારગઢના ઓજલ પડદાવાળી બહેનોએ દૂરથી ભાવ દીક્ષિતના ઓવારણા લીધા વૈરાગ્યમય વદન કમળ નિહાળીને તે રાજરભાઓને આ યુવાન કામવિજેતા બ્રહ્મસ્વરૂપ ચૈતન્યમૂર્તિ સમ દેખાયા તેઓ પણ પોતાના હૃદયને ગુમાવી મુગ્ધ નજરથી કચન કામીનીના ત્યાગી તરૂણને જોતી જ રહી ધન્ય છે વૈરાગ્યની પ્રતિભાને!

૧

દીક્ષાનગરના દરવાજા સુધી આવતા ખાસો સમય વહી ગયો. વૈરાગી પ્રાણ પણ જાણે શ્રમિત થયા હોય તેમ પરસેવાના બિંદુ તેના કપાળ પર મોતી જેમ ચમકવા લાગ્યા. દીક્ષાનુ મુહૂર્ત જાણે પાસે જ આવી ગયું હતુ. સાંસારિક લોકોનો ઉત્સાહ જાણે પીગળવા માંડ્યો હતો. હર્ષનો ઉભરો જાણે શમવા લાગ્યો હતો.

શ્રી પ્રાણભાઈએ દીક્ષાનગરના હાટક આગળ છેલ્લું વરસી દાન પૂરજોશથી વરસાવ્યુ. રાજાશાહી પોષાક, જરીનો સાફો, કરચલીવાળી સુરવાળ અને મખમલના અંગરખામા શ્રી પ્રાણ કોઈ દેવાથી યુવાન જેવા સૌની ઉપર વૈરાગ્યની ભૂરકી નાખી રહ્યા. તેમની સાથે દીક્ષાર્થીનો સમગ્ર પરિવાર—જ્ઞાનપોથી વસ્ત્ર પાત્રોનો ઝોળી અને મંગળકુંભ ચાર ઘડી પછી આ કુમારને સાથ આપવાના હતા. એટલે જાણે અભિમાનથી વિના બોલ્યે જ ચૂપ બેઠા હતા. દીક્ષાર્થીના મસ્તક પર ધરેલુ છત્ર દીક્ષાનગરના દરવાજા આગળ જરા ઉદાસીન બની ગયુ. તે કહેવા માગતુ હતુ કે સાચા ચિરછત્ર મળી ગયા પછી જીવન ભર આ કુમાર મારા જ મને ધારણ કરવાના છે! દીક્ષા નગરના પ્રાંગણમા દીક્ષારથ અટક્યો. શ્રી પ્રાણ અંતિમ સવારી પરથી નીચે ઉતરવા લાગ્યા.

હજારો નેત્રો શ્રી પ્રાણ પર જડાઈ ગયા. ખામોશ, એક મિનિટ સર્વથા ખામોશી છવાઈ ગઈ. દીક્ષાર્થી હળવે પગલે બ્યાસપીઠ તરફ આગળ વધ્યા. એક સૂક્ષ્મ કંપન હજારો હૃદયોને સતાવી ગયુ.

## બગસરામાં મુનિ દીક્ષા

### ૧૮

પૂજ્યશ્રી જયચંદ્રજી મહારાજ શિષ્યમંડળ સહિત ઉપાશ્રયેથી સીધા દીક્ષાનગર જવા માટે પ્રસ્થાન કરી ગયા તપસ્વીજી શ્રી માણેકચંદજી મ નીકળવા માટે યોગ્ય સમયનું નિદર્શન કર્યું મહામુનિઓએ દીક્ષાનગરમા જ્યારે પગ ધર્યો ત્યારે વાતાવરણ શાંત હતું વૃદ્ધજનો આગળથી સભામંડપમા સારી જગ્યા ગોતીને બેસી ગયા હતા ઉંમરના કારણે વરઘોડાનો મોહ તેઓને જતો કરવો પડયો હતો શરીર તેઓના અહીં હતા મન વરઘોડામાં હતા

તેઓએ ઊભા થઈને ગુરુદેવોના અભિવાદન કર્યા મુનિ મહારાજોએ જગ્યાનું પ્રતિલેખન કરીને બધી વ્યવસ્થાનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું યોગ્ય જગ્યાએ ઉપનિવાસ કર્યો રાવટી-ઓમા જઈને ત્યા જીવજંતુ ન હોવા વિષે ધ્યાન આપ્યું ત્યારબાદ આ રાવટીઓને ઉપયોગમા લેવા પૂરતી આજ્ઞા લીધી ઉપસ્થિત જનોએ તપસ્વીજનોને આજ્ઞા આપી ધન્યતા અનુભવી

પાટ, બાજોઠ જે ઉપયોગમા લેવાના હતા તે પોજીને સાધુ-કલપ્ય બનાવ્યા "તપસ્વીજી! દીક્ષા આપવાનો ભાર તમારા પર છે બધું ધ્યાનમા લઈ લેજો" વડીલ ગુરુબન્ધુ શ્રી જયચંદજી મહારાજે અતિ જાગૃત શ્રી તપસ્વીજીને સાવધાન કરતા સન્માન્યા, તેમની વાણીમા "સમયં ગોયમ મા પમાયએ" નો સ્વર હતો પૂ શ્રીની આજ્ઞા તપસ્વીજીને આનંદ આપી રહી "પરંતુ પાઠ તો આપ જ ભણાવવાની કૃપા કરશોને!"

તેમણે વિવેક દર્શા મો 'ના ના. આપશ્રી ઈતિ બધુ તમારે સભાળવાનુ છે જયચંદજીએ ભાણે મજબૂત ખભા ઉપર ભાર મૂક્યો.' એ તો બરાબર છે આપના શિષ્ય બને છે એટલે એટલી તો તસદી લેવી જોઈએને! તપસ્વીજીએ મમમા મમતા બતાવી.' તમારે શિષ્ય કરવા છે જ ક્યાં! 'શ્રી. જયચંદજીએ તપસ્વીજીને વિરક્તિ ને મહાનતા અપતા પોતાનો બચાવ કર્યો, આપ બીરાજો છો એટલે શિષ્ય કરવાનો પ્રશ્ન જ ઉઠતો નથી આપ તો અમારે મન ગુરુ રૂપજ છે. તપસ્વીજીએ મર્યાદાનુ દર્શન કરાવ્યુ

તપસ્વીજીના વચનોથી પૂજ્યશ્રીને વધો જ ભાવ ઉપજ્યો 'ઠીક છે હવે તે પછી સમજી લેશુ સાથળો વાળ વળાઠતા આવી રહ્યા છે ભીડ થતા પહેલા જ વ્યવસ્થિત થવા માટે શ્રી. જયચંદજી મ. ઇશારો કર્યો પૂ. તપસ્વીજી બે વખત રાજ્યમા જઈ આવ્યા ક્યારેક ક્યારેક નાક સામે બેઠે ક્રૂર મૂઠી બંધ કરેલો જમણો હાથ ધરતા હતા. કેમ જાણે અન્તરની પરીક્ષા કરતા હોય! વસ્તુત તેઓ સ્વર ગતિનુ નિરીક્ષણ કરતા હતા. મહાપુણ્ય મય શુભભાવે દક્ષિણ સ્વર ચાલી રહ્યો હતો. દીક્ષાનગરમા પ્રવેશ સમયે તેઓશ્રીએ સ્વરજ્ઞાન કર્યું ત્યારે કોઈનુ ધ્યાન ખેચાયુ નહતુ સુષનાડી શોભના પદનુ વેધન કરી સરલ બની જતા તપસ્વીજીના મુખમંડળ પર તેજસ્વી સ્મિત ફરકી રહ્યું

"પૂજ્ય! વડીલ ગુરુજ બુને સંબોધતા તપસ્વીજી બોલ્યા, "સિતારો ચમકશે એટલુ જ નહિ ચંદ્રની જેમ સુધા રસ વરસાવી સૌને શિતળતા પણ આપશે." તપસ્વીજીના અતિગંભીર વચનો અક્ષર મનાતાં પૂ. જયચંદજી મ. આ વચનો સાંભળી મૌન રહ્યા. પરંતુ તેમના રોમરોમ હર્ષિત થઈ રહ્યા. ધન્ય તપસ્વીજી! કેવી હતી આપની અમોઘ વાણી!

ગુરુદેવો પાટ પર બિરાજમાન થયા વ્યાસપીઠ શોભવા લાગ્યુ બસ એજ વખતે સરણાઈના સૂર સભળાયા દીક્ષારથ સભામડપની પાસે આવી ગયો ગુરુદેવોએ જોયુ કે વહાલાપ્રાણુ દીક્ષારથથી નીચે ઊતરી રહ્યા છે થોડીવાર માટે ગુરુદેવોની નજરમા પણ પ્રાણુ વસી ગયા અને રાજવૈભવ સોહામણો લાગ્યો જાણે ઇન્દ્રસ્વારી આવી હોય તેવો સૌને ભાસ થયો. હજારો માણસોના થરના થર ખડકાઈ ગયા સભામડપ ચીકાર ભરાઈ ગયો થોડીવાર જોર જોરથી જયનાદ થયા પછી શાતિ પથરાવા માડી આખુ બગસરા ઉમટયુ હતુ માનવ-મહેરામણ ઉભરાયો હતો

વ્યાસપીઠની સામે આમત્રિત સદગૃહસ્થો માટે અને અતિથિઓ માટે ખાસ વ્યવસ્થા હતી સુવાનોના ઘેરા વચ્ચે શ્રી પ્રાણુ વ્યાસપીઠ તરફ આવવા લાગ્યા તેમનો પ્રકાશ ચારે તરફ પથરાઈ રહ્યો આખી સભા ધન્ય ધન્ય બની ગઈ ભોગ અને વૈરાગ્ય જીવનની બે બાજુ છે સસારી મનુષ્યોને પ્રસગોપાત જ બીજી બાજુનો સાક્ષાત અનુભવવાનો અવસર મળે છે. ચારે બાજુ ચૂપકી વ્યાસ થઈ ગઈ સૌની નજર પ્રાણુના અનુપમ રૂપને પીવા લાગી

શ્રી પ્રાણુ વ્યાસપીઠ પાસે પહોચ્યા ઘણા જ ભાવપૂર્વક ગુરુચરણે તન, મન અર્પી રહ્યા પૂ જયચદજી મ ને હર્ષના આસુ આવવા લાગ્યા, જયારે શ્રી તપસ્વી સ્થિતપ્રજ્ઞ દેખાયા "કેમ પ્રાણુ! આજે આત્મકલ્યાણુની પરમ ઘડી સાપડી છે" પ્રાણુને ઉત્સાહિત કરતા ગુરુદેવોએ ધર્મભાવ વ્યકત કર્યો

દશ હજારથી વધુ માણુસો જાણે એક સાથે વૈરાગ્ય સાગરમા ગોથા ખાવા લાગ્યા હજી રાજકુમાર જેવુ રૂપ સૌને ધીરજ બધાવી રહ્યુ હતુ રોતા બાળકો પણ બધ થઈ ગયા શ્રી પ્રાણે ગુરુઆજ્ઞાથી પરમ વિરતિ અને ઉત્તમ શ્રેણિએ ચઢ-

ચતા ભાવભરેલું એક ધર્મગીત સમજાવ્યું સભા ચીરીને આરપાર તેમનો સ્વર નિકળી જતા હતો જાણે સૌને મૂર્છિત કરી દીધા, ૫ત્રવત સૌ જડાઈ રહ્યા. ભાવવિભોર બની સૌ સાંભળતા રહ્યા

ગુરુદેવોએ શ્રી સંઘની આ યુવકને દીક્ષા આપવા માટેની આજ્ઞા માગી. વેરાવળ શ્રી સંઘની પણ આજ્ઞા માગી દીક્ષાર્થિના વારસદાર જે હાજર હતા તેમની સંમતિ પણ લેવામા આવી, જે નિયમાનુસાર આવશ્યક હતી. સહર્ષ આજ્ઞા આપવા માટે ઉત્તરો અપાયા. સૌના હૃદય અંદરથી ખળભળી ઉઠયા લાગ્યું કે વહાલાં રૂપાળા પ્રાણુ અબઘડી નજરથી ખોવાઈ જશે. સદાને માટે અણુગાર બની જશે.

શ્રી. તપસ્વીજી મ. ઊભા થયા ફરીથી એક વખત શાંતિ છવાઈ ગઈ ફક્ત લોકોના શ્વાસના ધબકારા સંભળાતા હતા. શ્રી તપસ્વીજીએ પ્રાસંગિક બે શબ્દો કહ્યા અને તે રાવટીમાં પધારી ગયા. શ્રી. પ્રાણુ તેમનુ અનુગમન કર્યું જાણે રંગભૂમિનો રંગ બદલાઈ ગયો. વ્યાસપીઠ પર ફક્ત મુનિમંડળ જ બિરાજીત રહ્યું

પૂ. શ્રી. જયચંદજી મ.નુ ત્યાગાત્મક પ્રવચન થવા લાગ્યુ શ્રી. સંઘના અગ્રેસર કાર્યકરોએ શુભ ખાતાઓના ફાળા શરૂ કર્યા પૈસાનો વરસાદ વરસી રહ્યો

આ બાજુ રાવટીમા શિરોમુંડન થઈ રહ્યું હતુ મૂઠ શાળા કાળા કેશ કરમાઈ ગએલી ચંપક લતાની જેમ નીચે પડી રહ્યા હતા વાળ જતા વિશાળ મસ્તક પ્રગટ થયુ પંચોટી રાખીને શ્રી.પ્રાણુને નાપિતે મુંડિત કર્યા. વસ્ત્રો બદલાયા. પ્રાણુ સાધુવેશમા બીજી જ પ્રતિભા પાડવા માંડયા પ્રત્યેક ક્રિયામા તપસ્વીજીનુ માર્ગદર્શન મળી રહ્યું હતુ અરધા એક કલાકમાં સર્વ કામ સમાપ્ત થયુ

ફ ડ ફાળા શરૂ થતા થોડો ઘોઘાટ વધ્યો હતો "ભાઈઓ શાત થાવ ભાવ દીક્ષિત પધારી રહ્યા છે " એક ભાઈએ ઊચા અવાજે પડઘો પાડયો આ શબ્દો સાથે સૌના હયા ઊચા નીચા થઈ ગયા અન ત કુતૂહલ રોમેરોમે પ્રગટી રહ્યું. સભામા પુન અદ્‌ભુત સૌમ્યતા છવાઈ ગઈ ધન્ય છે વિરક્ત આત્મા ઓના મહા પરિવર્તનને !

વચમા જે કોઈ ઊભા હતા તેમને બેસાડી દેવામા આવ્યા નરનારીઓ શાત બની ગયા, ને પ ક્તિ રાવટીના દ્વાર પર ઠોડી રહી શાતિ, પરમ શાતિ વ્યાપી ગઈ હૃદયમા ભાવદીક્ષિત ના બદલાએલા રૂપને જેવાની તમન્ના જાગી બસ એજ વખતે તપસ્વીજી રાવટીમાથી બહાર પધાર્યા અને બીજી જ ક્ષણે આ મહાવ્યક્તિનુ અનુસરણ કરતા અતિ ગ ભીર બનેલા, મુ ડિત મસ્તકવાળા શ્રી પ્રાણ સાધુ વેષમા બહાર આવ્યા "જય હો, જૈન શાસનની જય હો" ના મહાગર્જીત જયકાર વચ્ચે શ્રી પ્રાણ વ્યાસપીઠ તરફ આવવા લાગ્યા

અ હો હો હો હો આ શુ ! હજારો હૃદય રડી પડયા અશ્રુધારાઓ દેહને ભીજવી રહી કયા ગયો એ રાજ કુમાર ! સફેદ ચાદર, મુખ વસ્ત્રિકા, કપાળ પર કુમકુમને સ્વ સ્તિક, વસ્ત્ર પર અ કિત સાથિયાઓ અને ચોલપટ, એ વેષે મુનિ બનવા જતા સાધુરૂપ પ્રાણ ખૂબ જ ભાવવાહી બની ગયા જાણે કોઈ ગજબાળ ગ ડહસ્તિના સમૂહમા સ મિલિત થઈ ગયા એક ઊ ડી સૂપડી સાથે આખુ વાતાવરણ ગ ભીર થઈ ગયુ નારી સમાજચિત્ર સદશ બની ગયો ગીત ગાનારી કોકીલા ઓના ક ઠ ભરાઈ ગયા સૌના હૃદય ગદ્‌ગદ્ થઈ ગયા શબ્દ અને ચ ચળતા ઊ ડા ઊતરી ગયા

શ્રી તપસ્વીજીએ સકળ સ ઘની સાક્ષીએ પૂ શ્રી જયચ દજી મ ની આજ્ઞાથી શ્રી પ્રાણનો પ ચમુષ્ઠિ લોચ કર્યો મસ્તક સર્વથા

વધા ભાવભરેલું એક ધર્મગીત સંભળાવ્યું સભા ચીરીને આરપાર તેમનો સ્વર નિકળી જતો હતો. જાણે સૌને મૂર્છિત કરી દીધા, યંત્રવત સૌ જડાઈ રહ્યા ભાવવિભોર બની સૌ સાંભળતા રહ્યા.

ગુરુદેવોએ શ્રી સંઘની આ યુવકને દીક્ષા આપવા માટેની આજ્ઞા માગી વૈરાગી શ્રી સંઘની પણ આજ્ઞા માગી દીક્ષાર્થીના વારસદાર જે હાજર હતા તેમની સંમતિ પણ લેવામાં આવી, જે નિયમાનુસાર આવશ્યક હતી સહર્ષ આજ્ઞા આપવા માટે ઉત્તરો અપાયા. સૌના હૃદય અંતરથી ખળભળી ઊઠવા લાગ્યું કે વહાલા રૂપાળા પ્રાણ અત્યારથી નજરથી ખોવાઈ જશે સદાને માટે અણગાર બની જશે.

શ્રી તપસ્વીજી મ. ઊભા થયા. ફરીથી એક વખત શાંતિ છવાઈ ગઈ કારણ લોકોના શ્વાસના ધબકારા સંભળાતા હતા. શ્રી તપસ્વીજીએ પ્રાસંગિક બે શબ્દો કહ્યા અને તે રાવટીમાં પધારી ગયા. શ્રી. પ્રાણે તેમનું અનુગમન કર્યું જાણે રંગભૂમિનો રંગ બદલાઈ ગયો. વ્યાસપીઠ પર ફક્ત મુનિમંડળ જ બિરાજીત રહ્યું.

પૂ. શ્રી. જયચંદજી મ.નું આગમસમ પ્રવચન થવા લાગ્યું શ્રી. સંઘના અગ્રેસર ભાઈઓએ શુભ ખાતાઓના ફાળા શરૂ કર્યા પૈસાનો વરસાદ વરસી રહ્યો.

આ બાજુ રાવટીમાં શિરોમુંડન થઈ રહ્યું હતું ઘૂઘરાળા કાળા કેશ કપરાઈ ગએલી ચપટ વતાની જેમ નીચે પડી રહ્યા હતા વાળ કપાતા નિરાળ મસ્તક પ્રગટ થયું પંચોકેશ રાખીને શ્રી પ્રાણને નાપિતે મુંડિત કર્યા હતા. બાદ ઝટપટ પ્રાણ સાધુવેશમાં બીજી જ પ્રતિભા પાડવા માંડયા. પ્રત્યેક ક્રિયામાં તપસ્વીજીનું માર્ગદર્શન મળી રહ્યું હતું અરધા એક કલાકમાં સર્વ કાર્ય સમાપ્ત થયું.

રૂ ડ ફાળા શરૂ થતા થોડો ઘોઘાટ વધ્યો હતો "ભાઈઓ શાત થાવ ભાવ દીક્ષિત પધારી રહ્યા છે " એક ભાઈએ ઊ ચા અવાજે પડઘો પાડયો આ શબ્દો સાથે સૌના હયા ઊ ચા નીચા થઈ ગયા અન ત કુતુહલ રોમેરોમે પ્રગટી રહ્યુ સભામા પુન અદ્ભુત સૌમ્યતા છવાઈ ગઈ ધન્ય છે વિરકત આત્મા ઓના મહા પરિવર્તનને !

વચમા જે કોઈ ઊભા હતા તેમને બેસાડી દેવામા આવ્યા નરનારીઓ શાત બની ગયા, ને પ કિત રાવટીના દ્વાર પર દોડી રહી શાતિ, પરમ શાતિ વ્યાપી ગઈ હૃદયમા ભાવદીક્ષિત ના બદલાએલા રૂપને જોવાની તમન્ના જાગી બસ એજ વખતે તપસ્વીજી રાવટીમાથી બહાર પધાર્યા અને બીજી જ ક્ષણે આ મહાવ્યક્તિનુ અનુસરણ કરતા અતિ ગ ભીર બનેલા, મુ ડિત મસ્તકવાળા શ્રી પ્રાણ સાધુ વેષમા બહાર આવ્યા "જય હો, જૈન શાસનની જય હો" ના મહાગર્જિત જયકાર વચ્ચે શ્રી પ્રાણ વ્યાસપીઠ તરફ આવવા લાગ્યા

અ હો હો હો હો આ શુ ! હજારો હૃદય રડી પડયા અશ્રુધારાઓ દેહને ભીજવી રહી કયા ગયો એ રાજ કુમાર ! સફેદ ચાદર, મુખ વસ્ત્રિકા, કપાળ પર કુમકુમનો સ્વ સ્તિક, વસ્ત્ર પર અ કિત સાથિયાઓ અને ચોલપટ, એ વેષે મુનિ બનવા જતા સાધુરૂપ પ્રાણ ખુબ જ ભાવવાહી બની ગયા જાણે કોઈ ગજબાળ ગ ડહસ્તિના સમૂહમા સ મિલિત થઈ ગયા એક ઊ ડી ચૂપકી સાથે આખુ વાતાવરણ ગ ભીર થઈ ગયુ નારી સમાજચિત્ર સદશ બની ગયો ગીત ગાનારી કોકીલા ઓના ક ઠ ભરાઈ ગયા સૌના હૃદય ગદ્ગદ્ થઈ ગયા શબ્દ અને ચ ચળતા ઊ ડા ઊતરી ગયા

શ્રી તપસ્વીજીએ સકળ સ ઘની સાક્ષીએ પૂ શ્રી જયચ દજી મ ની આજ્ઞાથી શ્રી પ્રાણનો પ ચમુષ્ઠિ લોચ કર્યો મસ્તક સર્વથા

નિરાવરણ બની ગયું "मुंडे भवित्ता आगाराओ अणगारं पव्वए" નો સૂત્રપાઠ સાક્ષાત ભજવાઈ ગયો. કેશ ગૂંથનારી સન્નારી ભાગ્યશાળી બની ગઈ. ક્ષેત્ર વિશુધ્ધિ કરાવી વિધિવત્ નિસ્તારપૂર્વક દીક્ષા પાઠ ભણાવાયા. "न करेमि न कारवेमि करंतपि न समणुजाणामि" ના વિધિયુત નવ નવ કોટિએ પચ્ચખાણ આપી સર્વ વિરતિ વ્રત આપવામાં આવ્યું. પૂ. શ્રી જયચંદજી મ. ઊભા થયા તેમણે પૂર્ણ વાત્સલ્ય સાથે ગુરુભાવથી શ્રી પ્રાણને રજોહરણ અર્પિત કર્યો અને શ્રી જયચંદજી મ. ના શિષ્ય જાહેર થયા. પ્રત્યેક ક્રિયા વખતે તપસ્વીજીની સૂક્ષ્મ કાળ ગણના થતી અને સૂચના મળ્યા કરતી.

રજોહરણ આપતાં જ આપણા ચારિત્ર નાયક શ્રી પ્રાણ મહામુનિ બની ગયા. સર્વ શ્રી સંઘોએ એક સાથે હાથ જોડયા. અને વંદન કર્યા. પાત્રાનો વૃંદ નવ દીક્ષિતને આપવામાં આવ્યો. જ્ઞાનની પોથી આપતી વખતે ગાદીધર બની જ્ઞાન ગંગા વહે વડાવજે ના આશીર્વાદ ગુરુવર્યોએ આપ્યા. મુખવસ્ત્રિકા છતાં ગુલાબ જેવું મુખ ભમી પાઘડી સમેત ખીલી રહ્યું હતુ નવ દીક્ષિતના દર્શનથી હજારો હૈયા પાવન બની ગયા. નવા મુનિને નિહાળી નેત્રો જાણે તૃપ્ત થઈ ગયા.

*

## નવદીક્ષિતને નીરખતા નરનારીઓ
## (મેંદરડા ચાતુર્માસ ૧૯૭૬)

૧૯

"શ્રી પ્રાણલાલજી મહારાજની જય," ના નવા નારાથી જનતાએ પ્રાણભાઈને શ્રી પ્રાણલાલજી મુનિ તરીકે વધાવી લીધા. આજથી પ્રાણભાઈ મટી શ્રી પ્રાણલાલજી મહારાજની સંજ્ઞાને પ્રાપ્ત થયા શ્રી પ્રાણ ધર્મપ્રાણ બની ગયા મુનિ પદમા દીપી ઊઠયા મુનિશ્રીના ચરણોમા વંદન કરવા લાબી કતારો ગોઠવાઈ ગઈ ભલા! નવ દીક્ષિતના ચરણ સ્પર્શથી પાવન થવાનો ભાવ કોને ન હોય? ગજરત્ન જેવા નવદીક્ષિત મુનિ સૌને મન ખૂબ જ ભાવ્યા શ્રાવિકા વર્ગ નવા મુનિના દર્શન કરી હૃદયને ભક્તિથી ભીંજવી રહી મુનિમંડળમા નવા મુનિ ઉમેરાયાથી વાતાવરણ ભર્યુ ભર્યુ લાગવા માડયુ શ્રી ગુરુદેવ જયચંદજી મને યોગ્ય શિષ્ય પ્રાપ્ત થવાથી ભક્તજનોને ખૂબ જ સંતોષ થયો

આજે તો અહી દીક્ષા ભૂમિમા જ રાત્રિ નિર્ગમન કરવાની હતી દીક્ષા પછી માગલિક સાભળી માણસો ઓસરવા લાગ્યા સંસારિક લોકો ભારે હૃદયથી દીક્ષા ભૂમિમાથી પાછા ફરવા લાગ્યા થોડીવાર પછી વાતાવરણ શમી ગયુ શહેરમા નોકારશી જમણ હતુ ભોજનશાળામા ભીડનો પારો ચડવા માડયો સ્વયસેવકો દીક્ષા સ્થળથી ભોજનગૃહ તરફ દોડી રહ્યા હતા ખાસ ખાસ શ્રાવક સમુદાય રોકાણો હતો દીક્ષા પછીનો મહા મંગળ પ્રસંગ બાકી હતો નવદીક્ષિતના પાત્રાપુરણનુ કાર્ય બાકી હતુ પ્રથમવાર આહારદાન આપી પાત્રા પૂરવાની

જીવનની મોટી લાણુ હતી. ગુરુદેવ પ્રત્યે વિનંતિ થઈ રહી હતી. સૌને ભાવ હતો નવદીક્ષિતને આહાર વહોરાવી લાભ લેવાનો !

શુકનમાં જ યોગાનુયોગ ગોળ, દહીં ઇક્ષુરસ, મગ, લાપસી જેવા પદાર્થો પ્રાપ્ત થયા. ગુરુદેવ ભવિષ્ય ભાખ્યું હે પ્રાજ્ઞ! તારા પાત્રા ભરપૂર રહેવાના. તારી ગોચરીથી મુનિઓ ખૂબ જ સંતોષાશે. તારા પાત્રમાં ઋદ્ધિ રહેશે! પ્રથમવાર નવદીક્ષિત મુનિને આહાર દાન આપી લોકો ધન્ય થયા. બધા વ્રતોનું શિરતાજ બારમું 'અતિથિ સંવિભાગ' વ્રત નીપજાવી પરમ આનંદ અનુભવવા લાગ્યા. પચ્ચખાણ વગરનું ૧૨મું વ્રત વસ્તુતઃ અદ્ભુત અને અલૌકિક છે, જેના પ્રતાપે ઘણા જીવોએ તીર્થંકર નામ ગોત્ર બાંધ્યું છે જન્મ જન્મના ફેરા ઉતારી દીધા છે કે ભવ્ય જીવો! બારમું વ્રત નિત્ય નિપજાવજો. ક્યારેક ભવપારનું બિરુદ લાગી જશે.

હજુ ગુરુ શિષ્યને સાથે આહારપાણી કરવાનો અવસર પાક્યો ન હતો. પાકી દીક્ષા આપવાની હતી ત્યાંસુધી નવદીક્ષિતનો આહાર કલ્પે તેમ ન હતું તથાપિ નવોદિત મુનિ પ્રત્યે ગુરુદેવનું વાત્સલ્ય ટપકતું હતું

પ્રાતઃકાળ થતા વહેલી પ્રભાતે હજારોની સંખ્યામાં નાના મોટા ભાઈઓ, બહેનો મુનિવરોના દર્શન કરવા અને ઉપાશ્રય પધારતા સ્વાગત કરવા માટે આવી રહ્યા હતા, કેમ જાણે આજલા ભગીરથ પુરુષાર્થનું પરમફળ પ્રાપ્ત કરવાના હોય, તેમ ઉતાવળે ઉતાવળે આગળ વધી રહ્યા હતા. પ્રાતઃકાળથી ગુરુ બન્નેનો સ્વાધ્યાય ચાલતો હતો. શાસ્ત્રધ્વનિ દૂર દૂર સુધી રેલાઈ રહ્યો હતો. વાતાવરણ પવિત્ર હતું પૂ. તપસ્વીજી ધ્યાન મગ્ન હતા

ભાવિકજનોને નવલ પ્રભાતે પ્રભુ રૂપાળું લાગતું હતું

પક્ષીઓ પણ જાણે સ્વાધ્યાય કરતા હોય તેમ કિલ્લોલ કરી રહ્યા હતા દિવાકરના નૂતન સોનેરી કિરણો પૃથ્વી પર પથરાઈ રહ્યા હતા ફૂલો નવી સુગધથી આકાશ સુભાષિત કરી રહ્યા હતા સમસ્ત પ્રવૃત્તિ આનદમય બની ગઈ હતી મુનિ સમુદાય સર્વથા અભયના દેનાર છે, એમ જાણી પ્રકૃતિ નિર્ભિક બની નાચી રહી હતી છકાય રાશિ પૂર્ણ પ્રસન્ન વદન હતી ધન્ય છે અભયકર મુનિઓને!

ગુરુદેવો સમય થતા વિહાર માટે તૈયાર થઈ ગયા આજે પુન ગામમા જ પધારવાનુ હતું. બહેનોના વૈરાગ્યમય સ્વાગત ભરેલા ધાર્મિક ગીતો શરૂ થયા ગુરુ મહારાજે નવ દીક્ષિતના પ્રથમ વિહારનો પ્રારભ કરાવ્યો શ્રી જયમાણેકની જોડી સાથે મુનિ મડળ અને વચમા મુનિ પ્રાણુ સૌને સોહા વતા હતા શહેરના હજારો લોકોએ કાલના વૈભવશાળી પ્રાણુને આજે મુનિરૂપે નિહાર્યા અને ભાવપૂર્વક વદન કર્યાં સૌના વદન ઝીલતા ગુરુદેવ ઉપાશ્રય પધાર્યા

વ્યાખ્યાનમા ખૂબ જ ભીડ હતી ઉપાશ્રયનો ખૂણેખૂણો ભરચક હતો નવદીક્ષિત મુનિનુ મધુર પ્રવચન સાભળવાની ઉત્કઠા જ જાણે ઉત્કઠિત થઈ ગઈ હતી લોકોને આજે એક નવો શબ્દ જીભ પર કેળવવાનો હતો 'પ્રાણુભાઈને બદલે પ્રાણુલાલજી મહારાજ!" પ્રાણુલાલજી મુનિનુ પણ વ્યાખ્યાન થશે' એ શબ્દો સૌને આકર્ષિત કરી રહ્યા હતા શ્રી પ્રાણુલાલજી મુનિએ ગુરુદેવની આજ્ઞાથી આજ પ્રથમ પ્રવચનનો પ્રારભ કર્યો જાણે સકલ સમાજ નિહાલ થઈ ગયો હોય તેમ સૌ પૂજ્યશ્રીના ભાગ્યની તારીફ કરવા લાગ્યા મિષ્ટ વાણીથી અને વૈરાગ્ય ધારાથી થોડા સમયના પ્રવચનમા નવ દીક્ષિત મુનિરાજે સૌને ભીજવી દીધા

વ્યાખ્યાન પછી આજની સભામાં સૌથી વિશેષ પ્રભાવમાં વ્રત, પચ્ચખાણ અને ત્યાગ ખૂબ જ કરવામાં આવ્યા. સૌને મોઢે એક જ વાત હતી. નવદીક્ષિતને જીવનભર ત્યાગ કર્યો તો આપણે કંઈક તો કરવું જ જોઈએ ને! સૌ ધન્ય ધન્ય બની ચૂક્યા હતા. બધેય શ્રોતાજનોએ અમૃતપાન કર્યું. પૂ. ગુરુદેવો તપ સંયમથી આત્માને ભાવતા વિચરણ કરવા માટે ઉદ્યમવંત થયા.

થોડા દિવસ બગસરા શ્રી સંઘને લાભ આપી ગુરુદેવે નવદીક્ષિત સાથે વડીયા તરફ વિહાર કર્યો. આંસુભરી આંખે બગસરાના શ્રાવક શ્રાવિકા સમુદાયે વિદાય આપી. વિરહના એક સાગરમાં જનસમૂહ ડૂબી ગયો. ઘણી જાતના પચ્ચખાણો લઈ પાવન થતા લોકો દૂર દૂર સુધી વળાવા આવ્યા. ધન્ય બગસરા!

વડીયા સુધીમાં ભાવિક નાના નાના સંઘો અને ગામોમાં લાભ મળ્યો. પીપરીયા, માવજીંજવા, સારા ગામ છે. રામપર અને તોરીમાં ધર્મપ્રેમી શ્રાવકો વસતા હતા. નવ દીક્ષિત મુનિનો લાભ લેવા મીટ માંડીને જ બેઠા હતા. વડીયા તરફ વિહાર થતા સૌને લાભ મળ્યો. તોરીથી પીપરડું (ઢુંઢીઆનું) સ્પર્શી વડીયા પધારવાનું હતું. પીપરીયામાં શ્રાવક હોય કે ન હોય પણ કેમ જાણે ગામ જ સ્થાનકવાસી સમાજનું હોય તેમ ઢુંઢીઆનું પીપરીયું કહેવાતું.

વડીયામાં મહાસતી દેવકુંવરબાઈ સ્વામી પધારવાના હતા. તેમની સાથે ભાવ દીક્ષિતા મોંઘી બહેન ધાર્મિક અભ્યાસ કરતા હતા. ગુરુદેવના હાથે દીક્ષા અપાવવાના ભાવ હતા. પૂજ્ય શ્રી વડીયા પધારતા શ્રી સંઘમાં આનંદ ફેલાઈ ગયો. નવદીક્ષિત મુનિના પ્રવચનથી જનતામાં નવા જ ઉત્સાહની લહેર આવી. શ્રી પ્રાણલાલ મ. ની વાહ! વાહ! બોલાઈ

દીક્ષાને હજુ વાર હોવાથી સુલતાનપુર શ્રી સઘની વિનતિને માન આપી ગુરુવર્યો ઠાણા ૪ ત્યા પધારી ગયા સુલતાનપુરમા સ્થા જૈન સઘ શોભાયમાન છે ભાવિક આત્માઓનુ કેન્દ્ર છે ત્યા સ્થિરતા દરમ્યાન વડીયામા મોતીબહેનને દીક્ષા આપવાનો દિવસ નક્કી થયો પૂજ્ય શ્રી એકલા પુન વડીયા પધાર્યા શ્રી ગોવિદજી મ, શ્રી પ્રેમચદજી મ, તથા ઉદયમાન મુનિ રત્ન શ્રી પ્રાણુલાલજી મ ઠાણા ૩ ખોખરી તરફ પધાર્યા

તુરતમા જ ભેગા થવાનુ હતુ છતા ગુરુદેવનો થોડા દિવસનો વિરહ વરસસમ થઈ પડયો એવી હતી પ્રાણુલાલજી મની માયા! ખોખરી અને મોવૈયા બને ગામે જૈન ઘરો છે બને ગામને લાભ આપ્યો ગામડાને વિશેષ લાભ આપવો તેવી પૂજ્ય શ્રીની ભાવના વધારે રહેતી એટલા માટે મુનિમડળને પુન સાથે વડીયા લઈ ગયા ન હતા

સવત ૧૯૭૬ના વૈશાખ સુદિ ત્રીજના રોજ મોતીબહેનને ખૂબ જ ઉત્સાહ સાથે મોટી ધામધૂમથી ભગવતી દીક્ષા આપવામા આવી દીક્ષા દઈને તુરત જ પૂજ્ય શ્રી પોતાના શિષ્ય મડળને મળી જવા મોવૈયા પધાર્યા લોકોએ નવ દીક્ષિતના જ્ઞાનની પ્રશસા કરી ગુરુદેવ ન હોવા છતા શ્રી પ્રાણુલાલજી મ લોકોને જ્ઞાન આપી ખૂબ જ સતોષ્યા હતા નવદીક્ષિતના પ્રભાવથી ગુરુદેવને ઊડો હર્ષ થયો મોવૈયામા સૌ સાથે મળીને ગોડલ પધાર્યા

ગોડલ ગાદીનુ ગામ ગોડલ શ્રીસઘનો ભાવપૂર્વક વિનતી ભર્યો આગ્રહ હતો જ ગોડલ ગચ્છના નવોદિત ભાનુને દર્શન કરી સાભળવા માટે ત્યાનો શ્રાવક સમુદાય તલપાપડ બની રહ્યો હતો ગોડલમા પગલા કરવા જરૂરી હતા ગોડલનો ગુરુદેવ પર પૂરો અધિકાર હતો ગોડલ સપ્રદાયનો શિરમોર સઘ ભક્તિ વાત્સલ્યના પુર વહાવી રહ્યો પૂ પ્રાણુ

લાલજી મ ના શ્રીમુખથી પ્રથમ આગમન વખતે ગોંડલ શ્રી સંઘનો કેવો ભાવ પ્રવાહ અને સતગરવોમાં ભક્તિપ્રવાહ હતો તેનું વર્ણન આ લેખકે પણ સાંભળ્યું છે ગુરુદેવો ગોંડલ પધારતા આનંદ આનંદ થઈ રહ્યો વૈશાખ સુદિ ૧૫નો દિવસ ઉજવવાનો હતો. ગોંડલ સંપ્રદાયના સકલ સાધુ સાધ્વીજીના ચોમાસા આ વખતે નીમાતા

ગોંડલ સંપ્રદાયમા એક સાથે ગો લ સંઘ દ્વારા જ ચોમાસા જાહેર કરવાની પ્રણાલી હતી. વૈશાખ સુદિ ૧૫ ને ગચ્છ નાયક પૂજ્યવર શ્રી. ડુંગરશી મહારાજની પુણ્ય તિથિ છે તેજ દિવસે ચોમાસા બહાર પડે છે અત્યાર સુધી તે પરંપરા ચાલુ જ છે પરંતુ રાજકોટ નિવાસી વીરાણી ભાઈ ઓના પ્રસ્તાવથી અને સકલ સંઘો દ્વારા માન્ય કરવાથી હાલમા શ્રી. મહાવીર જયંતી ઉપર ચાતુર્માસની સૂચિ પ્રગટ કરવામા આવે છે પૂ. જયચંદજી મ શ્રી. તપસ્વી માણેકચંદજી મ., શ્રી ગોવિંદજી મ. અને શ્રી પ્રાણલાલજી મ. ઠાણાજનું ચાતુર્માસ મેંદરડા મુકામે જાહેર થયુ શ્રી સંઘ ભાગ્યશાળી બની ગયો. શ્રી જયમાણેકની જોડી અને સાથે શ્રી. પ્રાણલાલજી મ રહેતા કેવો ધર્મરાગ વર્તાયો હશે ?

દરમ્યાન આજ વરસે સં ૧૯૭૬ ના જેઠ સુદિ ૬ ના દિવસે શ્રી. જયચંદ્રજી મ.ની સાન્નિધ્યમા મીઠીબાઈ તથા જયાબાઈ બન્નેને જેતપુર મુકામે ભવ્ય સમારોહ સાથે ભગવતી દીક્ષા આપવામા આવી આ જયાબાઈ જે વૈરાગ્ય અવસ્થામા શ્રી. પ્રાણલાલજી મ સાથે ચાગરેણ પાઠશાળામા મહાધ્યાયિની હતા, તેને પાઠ સારી રીતે આવડ છે અને ભાવ દીક્ષિતો એક જ વરસે મુનિત્વ પ્રાપ્ત કરી શક્યા તે કેવો સુયોગ !

ગોંડલ ચોમાસા લાભ આપી ગુરુવરોએ મેંદરડાની દિશામાં પગલા ભર્યાં નાના મોટા અનેક સંઘોની ભાવભરી વિનંતિઓ

ઠલવાતી હતી પૂ શ્રીને મેદરડા સુધીમા ૧૯ ગામ સ્પર્શવાના હતા. પાટીદડ, ચરખડી, પીઠડીયા થઈને જેતપુર પધાર્યા એ વખતે જેતપુરની જાહોજલાલી વૃદ્ધિગત હતી જેતપુરનો શ્રી. સઘ મુનિઓ માટે ભક્તિની બેન્ક જેવો હતો વળી ગુરુદેવની જન્મભૂમિ એટલે પૂછવુ જ શુ! શ્રી શામળજી ખોડાભાઈ ત્યાના સુપ્રસિદ્ધ માતબર શ્રાવક હતા ધર્મના અનન્ય ઉપાસક હતા જેતપુરને સમય ઓછો મળ્યો પરતુ નવદીક્ષિત મુનિએ પ્રવચનોથી જેતપુરમા ધર્મરગના ખૂબ જ સુદર છાટણા કર્યા

જેતપુરથી સમઢીયાળુ, ખારચીયા થઈ રાણપુર ભેસાણ પધાર્યા આ બધા વિશેષ ભક્તિના ક્ષેત્રો હતા, રાણપુર-ભેસાણનો સઘ વધારે વ્યવસ્થિત અને મોટો હતો ગુરુદેવો પ્રત્યે અનન્ય ભક્તિરસ પ્રગટ કરનાર શ્રીસઘોમા રાણપુર-ભેસાણની ગણતરી કરવી જ પડે!

રાણપુર-ભેસાણને બે ચાર દિવસનો લાભ આપી મણકા કોટડા, લેરીયા, મોણીયા જેવા નાના નાના ભાવિક ક્ષેત્રોને લાભ આપી ગુરુદેવ સરસઈ પધાર્યા સરસઈમા સારો એવો સમુદાય અને ધર્મ ભાવનાનો ઊડો રગ ગુરુદેવોનુ મુખ્ય આકર્ષણ બની રહેતા સમય ઓછો હતો, સ્પર્શના માત્ર હતી નવદીક્ષિતના દર્શનની આકાક્ષા સર્વત્ર સ્પષ્ટ તરવરતી જોવામા આવતી સરસઈથી મોણપુરી, રતાગ, લીમધરા અને જામકા થઈ પૂજ્ય શ્રી મેદરડા પધાર્યા

મેદરડા ગોડલ સપ્રદાયનુ ખાસ ધર્મપ્રધાન ક્ષેત્રો માહેનુ છે મેદરડાને ગુરુદેવોએ ધર્મની 'તુગીયા નગરી' જેવુ સરસ બિરુદ આપ્યુ છે મેદરડાનો હરખ છલકાતો હતો મેદરડાની ભાવના સ્વીકારી તેથી ગુરુવરો પ્રત્યે લાગણીપ્રવાહ ઉભરાતો હતો શ્રી પ્રાણલાલજી મ નુ પ્રથમ ચાતુર્માસ હતુ તપસ્વી મહારાજ જેવા ધર્માચાર્ય સમર્થ સત મેદરડાને આગણે પધાર્યા હતા સોનામા સુગધ હતી ગુરુવરોના ચાતુર્માસ

ઉપરાંત માનકુંવરબાઈ મહાસતીજી ઠા. ૫નું ચાતુર્માસ પણ મેંદરડા જ હતું. સાધુ સાધ્વીજી પધારતા ચતુર્વિધ સંઘની હાજરી બની ગઈ હતી.

સમગ્ર ચાતુર્માસ ઘણી જ ધામધૂમથી ઉજવાયું. નવ દીક્ષિતના પ્રવચનો શ્રાવકોના હૃદયમાં રમી રહ્યા. રામ-રસની પવિત્ર ગંગામાં મેંદરડા ગામનો સમસ્ત લોકસમૂહ સ્નાન કરી રહ્યો. મહેમાનો અને દર્શનાર્થીઓની સેવા કરવાની અપૂર્વ તક મળી. સૌરાષ્ટ્રના તમામ ક્ષેત્રો અને મુંબઈથી હજારોની સંખ્યામાં દર્શનાર્થીઓ આવી ગયા. તપ, સંવરની રંગરેલીમાં લોક પ્રમોદના રંગ ભૂલાઈ ગયા. કાર્તિકી પૂર્ણિમા બહુ જ જલદી આવી ગઈ શ્રી પ્રાણલાલજી મહારાજનું નામ સૌના હૃદયમાં અંકિત થઈ ગયું. ધન્ય ચાતુર્માસ !

*

## ૨૦

### (વેરાવળ ચાતુર્માસ સં ૧૯૭૭)

મેદરડાના ચાતુર્માસના દૂર દૂર પડઘા પડયા હતા દરેક સંઘ મુનિમંડળ રૂપી મેઘના ચાતક બનીને રાહ જોઈ રહ્યા હતા ચોમાસુ પૂરુ થતા આગમનની આશાને પાંખ આવવા માડી હતી મેંદરડાથી ગુરુદેવોની વિહારયાત્રા પ્રારંભ થઈ મેંદરડાથી જુનાગઢ પધાર્યા જુનાગઢમા સ્થા જૈન સંઘ નિર્માણ અવસ્થામા હતો દેરાવાસી સમાજ સાથે ઊભા રહી શકાય તેવી શક્તિ કેળવાઈ હતી જુનાગઢના પરમધામની વિદાય લઈ ગુરુવર્યો વડીલનો સ્પર્શ કરી રાણપુર ઉપર થઈ બગસરા પુન પધાર્યા નરનારીઓ મુનિમંડળના દર્શનથી ભાગ્યશાળી થયા શ્રી પ્રાણલાલજી મ ને મુનિપણાનો ઘાટો રંગ ચડી ગયો હતો, નવદીક્ષિત મટી પૂરા દીક્ષિત બની ગયા હતા બગસરામા થોડો આરામ લીધો

બગસરાથી લાંબી દોડ કરીને સાવરકુંડલા થઈ પુન ગોડલ આવવાનો ગુરુદેવોનો વિચાર હતો ચલાળા, નેસડી ઉપર થઈને સાવરકુંડલા પધાર્યા ચલાળા શ્રીસંઘ ભક્તિ પ્રધાન અને ક્રિયાવાન છે ત્યા લાખાણી પરિવાર વિસ્તૃત અને સમૃદ્ધ છે ચલાળા અમરેલી નીચેનુ ગાયકવાડી ગામ હોવાથી ત્યા ઘણા સુધારા વધારા નજરે ચડે છે ગુરુદેવોના સંપર્કથી ચલાળાની જનતાને સારો લાભ મળ્યો છે નેસડી નદી કિનારે શોભતુ સુંદર ગામ છે નેસડી પહોચતા તો સાવરકુંડલાના ભાવિક શ્રાવકોના ઝૂડના ઝૂંડ દર્શન માટે આવી પહોચ્યા

કુડલા શ્રીસંઘ ઘણો જ માતબર વિસ્તૃત અને જામેલો સંઘ છે ગોંડલ સંપ્રદાયના ક્ષેત્રોમાં કુંડલાનું સ્થાન અદ્વિતીય છે

સાવર અને કુંડલા એવા બે ભાગમા કુંડલા નગરીને સૈમાની પાણી જેમ વહેતી નાવલી નદી ગામની વચોવચ આવી જાય છે કુંડલા કૃષિ અને વ્યાપાર બંને રીતે મહત્ત્વ ધરાવતું ઘણુ સારુ ગામ છે સૌરાષ્ટ્રભરમા કુંડલાની જોડીનુ કોઈ નગર દેખાતું નથી કુંડલાની જનતા સમૃદ્ધ ને બાજરમાન છે એટલે જ તો જોગીદાસ ખુમાણે કુંડલા માટે જ ઉચ્ચારવું એવુ હતું ને! કુંડલા એટલે રસનો કુંભ રસભરી પ્રેમ નગરી, નરનારીઓમાં જ વિશેષતા જોવામાં આવે છે ત્યાંના જામફળના બગીચાઓ રસ્તે ચાલનારને લલચાવે છે તોળવાના કાચ અને બીજા લોખંડના પદાર્થો વિશાળ પ્રમાણમાં તૈયાર થાય છે નાવલીના બંને કિનારે જે વાતાવરણ પ્રાતઃકાળે સર્જાય છે તે મનની ઉદાસીનતાને હરી લે છે

શ્રી પ્રાણલાલ જેવા શિષ્યરત્ન સામે પ્રથમવાર ગુરુદેવે કુંડલાની ધરતી પર પગ મૂકયો ત્યાં જ સાવર-કુંડલાની સૌભાગ્યશ્રી આનંદ ઉપજાવી રહી. વિશાળ ઉપાશ્રય ભક્તિની છોળ અને દર્શાર્થી ભક્તજનો ખૂબ જ સંતોષ પમાડે છે સાવર કુંડલા શ્રીસંઘ ઘણો જ સંગઠિત અને સમૃદ્ધ છે આ ધર્મપુરીમા થોડુ રોકાવાના હતા કેમ જાણે ગુરુદેવ વહાલા શિષ્યને એક વખત બધા ક્ષેત્રોનો પરિચય આપી દેવા માગતા હોય! વ્યાખ્યાનવાણી અને ધર્મકરણીનો ઠાઠ જામી રહ્યો એક મીઠી સુવાસ સાથે સાવરકુંડલાથી પ્રસ્થાન થયુ

લીલીયા થઈને પૂ. મુનિશ્રીઓ અમરેલી પધારી ગયા અમરેલી શબ્દનો અર્થ છે 'સદા જીવતું. ત્યાંના ચૈતન્યને તત્કાલ સ્પર્શ કરી આંકડિયાની ભક્તિનો સ્વીકાર કરી વૈશાખી પૂર્ણિમા આવતા ગાદીના ગામ ગોંડલ પ્રત્યે નજર ખેચાણી ચીતળ, દેરડી અને ગોવીયા થઈને ગોંડલ આગમન થયુ,

ગોહિલવાડ તરફથી વિહાર યાત્રા કરી પુન હાલારના દરવાજે પહોચ્યા ચોમેર શ્રી પ્રાણલાલજી મ ના નામનો ઘ ટ બજવા લાગ્યો હતો તેમની વાણી પર જનતા ફિદા થતી હતી શ્રી જયચ દજી મ ના શિષ્ય તરીકે તેઓ નવા તણખ્ખામા પ્રવેશ કરી રહ્યા હતા શ્રી પ્રાણલાલજી મ નુ નામ પડતા કર્ણગ્રન્થમા તેમના સ્વરની મીઠી બસરી સ ભળાવા લાગતી

આ વચ્ચે પૂજ્યશ્રીનુ ચાતુર્માસ વેરાવળ જાહેર થયુ શ્રી પ્રાણલાલજી મ ની જન્મભૂમિ વેરાવળથી વાચકગણ પરિચિત છે જન્મભૂમિનુ પણ મનુષ્યપર ઋણ હોય છે ગોડલનો ચાતુર્માસ નિયુક્તિ સમારોહ સમાપ્ત થતા મુનિમ ડળના વિહાર પ્રાર ભ થયા ગોમટા, પીઠડીયા થઈ જેતપુર પધાર્યા જેતપુરને તપસ્વીજીએ એક જ્ઞાન કે દ્રનુ રૂપ આપ્યુ હતુ જેતપુર પાઠ શાળા ત્યાનુ મુખ્ય આકર્ષણ હતુ આ વખતે જેતપુર સ ઘે વેરાવળ પછીના ચાતુર્માસ માટે જેતપુરને લાભ આપવા લગભગ વચન લઈ લીધુ હતુ પુન ગુરુદેવ જેતલસર થઈ જુનાગઢ પધાર્યા આ વખતે જુનાગઢને બે વખત લાભ મળ્યો જુનાગઢથી મે દરડા થઈને વેરાવળનો રસ્તો લેવાનો હતો હર્ષના પ્રવાહની જેમ મુનિરાજો વહી રહ્યા હતા

જુનાગઢથી મે દરડા પધારતા અપૂર્વ આન દ થયો હજુ તો ચાતુર્માસનો સ્વાદ દાઢમા જ હતો ગુરુદેવોએ 'અધિક સમય નહીં' કહીને આગળ વધવાનુ જાહેર કર્યું મે દરડા સમાજને લાગ્યુ કે અધૂરુ લાણુ પીરસાયુ છે પણ શુ થાય? મે દરડાની ભાવભરી પ્રેમાજલિનો આદર કરી અ જાર, માળીયા, ગ ડુ આદિ ગામોનો સ્પર્શ કરતા કરતા સમુદ્ર તટે વેરાવળ બ દર પધાર્યા વેરાવળની વ્યામતાઈ છલકાતી હતી અદમ્ય ઉત્સાહ ઉભરાતો હતો વેરાવળની નિર્દોષ અને સરલ ભક્તિ ઘડીભર સર્વ વિસ્મરણ કરાવી રમમય કરી મૂકતી હતી

વેરાવળની ધરતીમાં ઝુમેલો આ બાળ આજ બાળયોગી બની પુનઃ આવી વેરાવળને પાવન કરવા પહોંચી ગયો, વેરાવળ સંઘને જ મહામુનિના નાતે પણ વાત્સલ્ય વરસતું હતું આ મહારાજ તો આપણા અને આપણા સમાજના છે, તેવી મમતા વિકસી રહી હતી વેરાવળ શ્રીસંઘે અનન્ય ભક્તિ બતાવી. આ ચાતુર્માસમાં પૂ. શ્રી જયચંદજી મ., શ્રી. પ્રેમચંદજી મ. શ્રી પ્રાણલાલજી મ. અને વીરજી મુનિ આદિ ઠાણા ૪ પધારેલ હતા. પૂ. શ્રી જયચંદજી મ. શ્રી વેરાવળ ક્ષેત્રની જે ચઈ હતી તેના મીઠા ફળ મળે છે તેમ અનુભવાતું હતું આજે પ્રાણલાલજી મ. ની સારંગી ઉપર શ્રીસંઘ ડોલવા માંડ્યો હતો સંગીતના સૂરો લહેરાઈ રહ્યા હતા જોતજોતામાં ચાતુર્માસના દિવસો વહી રહ્યા. પર્યુષણ આયંબિલ હોળી દિવાળી જેવા દિવસોમાં ધર્મકરણીનું ઉત્કૃષ્ટ રૂપ જોવામાં આવ્યું ચાતુર્માસ દરમ્યાન પૂ. પ્રાણલાલજી મ. ના અધ્યયન અને સ્વાધ્યાય ચાલુ જ રહેતા અને તેઓશ્રીની અનુભવ સમૃદ્ધિ વધતી ચાલી જેમજેમ તેમનો અનુભવ વધતો ગયો તેમ તેમ ચતુર્માસ પણ એક પછી એક વધારે દેદીપ્યમાન થવા લાગ્યા. કાર્તિકી પૂર્ણિમાને દિવસે બોટાદ સંપ્રદાયના નિયમાનુસાર મુનિઓએ મહા પ્રતિક્રમણ કર્યું સમસ્ત શ્રીસંઘની ખમત ખામણા કર્યા, ત્યારે ભલભલા કઠણ કાળજા પણ પીગળી ગયા વસમી વ્યથા ભરી આંસુ ઝરતી આંખોથી વિહાર લેતા ગુરુદેવોએ બંદર કાંઠો છોડયો. જામનગર થઈ દક્ષિણ હાલાર તરફ મીઠ સુધી વિહાર ક્રમ કરવું હતું વેરાવળના ભક્તિ પ્રધાન શ્રાવક શ્રાવિકાઓ ઘણા દિવસો સુધી સાથ આપી સેવા બજાવતા રહ્યા.

કેશોદ અને અમતરાઈ બંને ઠીક ઠીક ક્ષેત્રો છે મુનિ-રાજોનું ત્યાં પદાર્પણ થયું કેશોદ એ ઘેડપંથનું એક રળિયામણું કેન્દ્ર છે અમતરાઈની લીલી ભૂમિ અને આમ્ર વાટિકાઓ મન મુગ્ધ કરે છે ત્યાંના અડીખમ શ્રાવકોનો ઠઠ પ્રભાવશાળી

હતો ગુરુદેવ પ્રત્યે શિષ્ટતા અને નમ્રતા વખાણવા લાયક છે. ત્યાંથી મુનિરાજો ધોરાજી પધરામાં ઊતરી આવ્યા ભાદર નદીનો હરીઓભર્યો પ્રદેશ, મનોહર તટવર્તી ક્ષેત્ર મોરલાના ટહુકાર, ભાવભીની પ્રજા—એ બધા લાલિત્યમા ભક્તિરસ ઉમેરો કરતા. અહીથી ગુરુદેવો છત્રાસા, પાટણવાવ થઈને ઉપલેટા પધાર્યા

છત્રાસા સુદર સ્થળ છે પાટણવાવના પહાડો સુપ્રસિદ્ધ છે ગામના પાદરમા જ આવા રળિયામણા ડુગરા ને તેમાથી બારે માસ વહેતા ઝરણા જાણે જનતાના હૃદય ઝરણાની સાક્ષી આપતા હોય! ટપકેશ્વર મહાદેવની ગુફા અને તેજ ગુફામા એક વિસ્તૃત પથ્થરની છત આશ્ચર્ય ઉપજાવે છે મુનિરાજોએ આ સ્થાનનુ નિરીક્ષણ કર્યું અને પહાડમા ફરતા તરુણો અને યુવાનોને અહિસા અને દયાધર્મની શિક્ષાઓ આપી નિર્દોષ પશુપર પ્રહાર ન કરવાની પ્રેરણાઓ આપી

ઉપલેટા સૌરાષ્ટ્રમા પોતાનુ અગ્રસ્થાન ધરાવે છે ઉપલેટા શ્રીસઘ ચુસ્તપણે પરપરાનો સમાદર જાળવે છે ગુરુદેવોએ ઉપલેટામા પગલા કરતા શ્રીસઘને અપૂર્વ ખુશી ઊપજી ઉપલેટાનો શેઠ પરિવાર ખરેખર આદર્શ પરિવાર છે અત્યારે તે પરિવારના ઘણાખરા ભાઈઓ બહાર શહેરોમા વસી રહ્યા છે એ વખતે શેઠ પરિવારની પૂરી જાહોજલાલી હતી એક જ હાડલે ૫૦ થી ૬૦ માણસો જમતા હતા તેમની રાજશાહી મર્યાદા અને શિસ્ત માન ઉપજાવે તેવા હતા શિષ્ટાચાર અને નમ્રતા તેમની ખાનદાની ઉપર પ્રકાશ નાખતા હતા ઉપલેટા બરવાળા સપ્રદાયનુ ક્ષેત્ર ગણાય છે પરતુ ત્યા સાપ્રદાયિક ભિન્નતા કરતા ધર્મ પ્રત્યેની ભક્તિ અને શાસનનો મહિમા વધારે છે ઉપલેટામા ગુરુદેવોએ સારો એવો ઉપદેશ આપ્યો

ઉપલેટાથી ધોરાજી છોડીને ધુડ ધોરાજી ઉપર થઈ ગુરુદેવો મેલાબેડી તરફ આગળ વધ્યા ભાદરનો પ્રદેશ છોડી શુદ્ધ

હાલારમા પ્રવેશ કર્યો વેરાવળથી જામનગરને લક્ષ્ય બનાવ્યુ હતુ જામના બધા ક્ષેત્રોની ગૌરવગાથાઓ સાંભળતા રોમાંચ ઉપજાવે છે તે પ્રદેશમા આહીર-ચારણની પણ મોટી વસ્તી જોવામા આવે છે તેમનુ આતિથ્ય લાલ ફાટિનુ છે ઐતિહાસિક પરંપરા અને બહાદુર જામસાહેબો વિષેની દંતકથાઓનો સંગ્રહ કરતા લોકજીવનને સ્પર્શી દયાધર્મનો ઉપદેશ આપતા ગુરુવર્યો જામનગર પધારી ગયા

જામનગરના પ્રાચીન મંદિરો અને કળાના નમૂનાઓ તથા સ્થાપત્ય જોનારને નિરીક્ષણનો ઘણો મસાલો પૂરો પાડે છે જામનગરના ખાણુમા મોતી પાકતા આ વાતમાં પણ તથ્ય છે જૈન જનતાની પણ પ્રભુતા જોવામા આવે છે જોનારને જામનગરમા જૈન સમાજના કેંદ્રો અને સંગઠન આપાર અને જાહોજલાલી નજરે ચડે છે ગુરુદેવો પધારતાં જામનગરના ગંભીર અને શાસ્ત્રપ્રવીણ સંઘે ભાવભીનુ સ્વાગત કર્યુ જામનગરમા ચાતુર્માસ કર્યા વિના શ્રાવકોની ભૂખ ભાગે તેમ ન હતુ ગુરુદેવો એક ચાતુર્માસની યાત્રામાં આગલા ચાતુર્માસના બીજ વાવતા સૌની ભક્તિનુ માપ કરી લેતા જામનગર સંઘ શ્રી પ્રાણલાલજી મ. ના પ્રવચનથી અંજાયો. શ્રી જયચંદજી મ ની વ્યવહારકુશળતાની તેમના ઉપર છાપ પડી.

જામનગરના શ્રીસંઘે પૂજ્યશ્રીને ચાતુર્માસનો લાભ આપવા માટે હાર્દિક વિનંતિ કરી એકતરીકે જામનગરનુ હૃદય છતાયુ હતુ અત્યાર સુધી મુનિ મહારાજો પધારતા, શાસ્ત્રવાણી સાંભળવા મળતી, પરંતુ ગુરુદેવોની વાણીનો સ્વાદ જુદો હતો. સમજાવવાની તલસ્પર્શી છણાવટ જોવા મળી ન હતી. સાકર મધુરતાના મીઠા ઘૂંટડા પીવા મળ્યા ન હતા જામનગર શ્રીસંઘની વિશાળ સભાઓ મંત્રમુગ્ધ બનીને ગુરુદેવોને નિહાળી રહી. જામનગરના શાસ્ત્રજ્ઞ ગણાતા વિશિષ્ટ શ્રાવકોએ ગુરુદેવની અમ

મીમાસા સાભળી ત્યારે અર્પણ ભાવથી હૃદય ગદ્‌ગદ્‌ થઈ ગયા જામનગરના ટુકા સમયમા ગુરુદેવને અજોડ સફળતા મળી હતી

જામનગરના સઘે મોઘી વિદાય અર્પી ગુરુદેવોએ ગોડલ તરફ પ્રસ્થાન કર્યું તે વખતે રાજકોટ ઉદયમાન હતુ પરતુ જૈનસઘની દૃષ્ટિએ રાજકોટ કરતા ગોડલ વધારે પ્રભુતાશાળી હતુ ત્યાનો વિશાળ સ્થા જૈન સમુદાય સૌરાષ્ટ્રમા પ્રથમ પક્તિમા સ્થાન ધરાવતો હતો જામનગરથી કાલાવડ થઈ ગુરુદેવો લોધીકા પધાર્યા લોધીકા દરબારોની પૂ તપસ્વીજી પ્રત્યે અનન્ય શ્રદ્ધા હતી પૂજ્ય શ્રી પધારતા લોધીકા દરબારે ઘણો જ ભાવપૂર્વક આગ્રહ કરી ત્યા રોકયા વ્યાખ્યાન વાણીનો લાભ લઈ દયાધર્મમા આગળ વધ્યા અત્યાર સુધી પણ લોધીકા દરબારો પાસે તે સમયના લેખ હતા

ગોડલ નજદીક આવી ગયુ હતુ વૈશાખી પૂર્ણિમાના ચાતુર્માસ નિશ્ચિત થવાના હતા સાધુસતો ગોડલ તરફ પધારી રહ્યા હતા ગોડલ પધારતા ત્યાના શ્રીસઘે બહુમાનથી ગુરુદેવોની પધરામણી કરાવી પૂજ્યશ્રીનુ ચાતુર્માસ જેતપુર જાહેર થયુ શેષકાળનો લાભ ગોડલને આપી ગુરુદેવો પીઠડિયા થઈને જેતપુર પધારી ગયા જેતપુર સાધુસતોનુ ઘર બની ગયુ હતુ જેતપુરની સાકડી ગલીઓ વિશાળ હૃદયના માણસોને વસાવી સ્પષ્ટ વિરોધાભાસ પ્રગટ કરતી હતી, શામળજી ખોડાભાઈ અનન્ય ભક્ત હતા ઉપરાત ગાધી કુટુબ, કામદાર કુટુબ, કોઠારી કુટુબ આદિ દીપતા અને જાહોજલાલી વાળા પરિવારો હતા

ભાદરના એકદમ કાઠે જ વસેલુ જેતપુર ચાપરાજવાળાના પરાક્રમોની હજુ પણ સાક્ષી આપી રહ્યુ છે જેતપુર પરાક્રમી કાઠી દરબારોની યશગાથાઓના ઇતિહાસ સમુ છે ભાદરની ઊચી ભેખડો જેતપુરની ધરતીના પેટાળની કથા બોલી રહી

છે વસ્તુત જેતપુરની ધરતી અડિખમ કાયા જેવી છે પૂ. ગુરુદેવોએ જેતપુરને પોતાની વાણીના ચાર ચાર મહિના સુધી રસથાળ પીરસ્યા. જેતપુરના સસ્કારી કુટુબોએ ભાવભક્તિ અને તપશ્ચર્યાઓની રગોળી પૂરી ગુરુદેવોનુ સમાન વધારવામા ત્રુટી પડવા ન દીધી જેતપુર શ્રી બઠી અને ગોડલ બને સપ્રદાયનુ ક્ષેત્ર છે પણ ઐકયતાનુ નગારૂ બજતુ રહે છે

પૂ. તપસ્વીજીનુ સાથે ચાતુર્માસ હોવાથી શ્રી. પ્રાણલાલજી મ. ને વિશેષ સ્વાધ્યાય, ચિતન, અને ઊડા અભ્યાસની તક મળી. પૂ. તપસ્વીજી મ. તથા ગોવિદજી મ. જેતપુરમા બિરાજમાન હતા. તેમનુ પણ ચાતુર્માસ ત્યા થતા કુલ ઠાણા, થયા. ઉપરાત મહાસતીજી મણીબાઈ કુલકુવરબાઈ અને મજકુવરબાઈ ઠાણા, તથા મોટા ધુધીબાઈ રળીયાતબાઈ અને હેમકુવરબાઈ ઠાણા, હતા સાધ્વીજી ઠાણા, અને સાધુ ઠાણા, મળી કુલ ઠાણા,, બિરાજમાન હતા. આમ ચતુર્વિધ સઘથતા જેતપુરની શોભા અનેરી હતી.

*

## શ્રદ્ધાંજલિ અને કીર્તિનો કળશ

### ૨૧

(જેતપુર ચાતુર્માસ સં. ૧૯૭૮)
(જામનગર ,, સં. ૧૯૭૯)

બન્ને ધુરંધર ગુરુ બન્ધુઓનું ચોમાસુ જેતપુર મુકામે થયું ધર્મના અનુરાગમા અને ધર્મકરણીમા ખૂબ જ વધારો થયો શ્રી પ્રાણલાલજી મ ની વધતી જતી શક્તિ અને અનુભવ એક બાજુ આશા ઉપજાવી રહ્યા હતા, ત્યારે બીજી બાજુ પૂ તપસ્વીજી મહારાજની શરીર શક્તિ ક્ષીણ થઈ રહી હતી ચાતુર્માસ પહેલા જ વિશેષ રૂપથી તબિયત બગડતા 'તોરી' ગામમા આરામ માટે સારુ રોકાવુ પડ્યુ હતું ત્યારથી જ શરીર ચિંતાનો વિષય બની ગયુ હતું

ચોમાસા દરમ્યાન સ્વાસ્થ્ય નરમ ગરમ રહ્યા કરતુ પૂ જયચંદજી મ ને મનમા ઊંડે ઊંડે સંવેદન થયા કરતું હતુ શ્રી પ્રાણલાલજી મ જ્ઞાન લેવાની સાથે અપૂર્વ સેવા બજાવતા હતા સેવામા શ્રી ગોવિંદજી મહારાજનો ભાવ અવર્ણનીય હતો શ્રી પ્રેમચંદજી મ શ્રાવકોને સાચવી લેતા વીરજી મુનિ પણ સેવામા યથા સમય તૈયાર રહેતા

ચાતુર્માસ કાળ પૂરો થયો તુરત જ વિહાર કરવાનુ અશક્ય બન્યુ તપસ્વીજી મ નુ મન પરમ વિરક્તિમા લવલીન બનતુ ગયુ બાહ્ય ધર્મમય પ્રવૃત્તિમાથી પણ તેમનુ ચિત્ત નિરસ બની મર્યાદા અંતર્મુખી બનતુ ગયુ શ્રી પ્રાણલાલજી મ સૂક્ષ્મતાથી તપસ્વીજીની દિનચર્યાનુ અધ્યયન કરતા હતા પૂ તપસ્વીજી મ ને સુખસાતા પૂછવા માટે દર્શનાર્થીના સમૂહ

ઉમટવા લાગ્યા હતા દર્શન કરી પાછા ફરતા ભાવિકો ચિંતા મગ્ન બની જતા અને અંતિમ દર્શન કરવા હોય તો કરી લ્યો ની હવા ફેલાવી દેતા હતા લાગે છે કે બાપુ તપસ્વીજી મ. આ ભૂમંડળ પર નથી એવા સૂર કાઢતા હતા

અતિથિઓનો પ્રવાસ વધતો ગયો તેમ તેમ શ્રી પ્રાણલાલજી મ. ની જવાબદારી પણ વધતી જ ગઈ પૂ. જયચંદજી મ. ને પણ અવસ્થાની અસર દેખાતી થી પ્રાણલાલજી મહારાજે એ વખતે ધૈર્ય ગૌર્ય વિવેક અને અનુભવ જ્ઞાનનો પરિચય આપ્યો. તપસ્વીજીએ પણ ગુપ્ત અને ઊંડી વિદ્યા સબંધીનું ઘણું જ્ઞાન પાત્ર જાણી શ્રી. પ્રાણલાલજી મ. ને આપવામાં મુ તપસ્વીજીને પ્રત્યેક ક્રિયામાં તેમના અંતરઆત્માનો સંદેશ મળી રહેતો હતો. હવે સૌને જણાવા લાગ્યું કે આબાદ પામેલું શરીર હવે વધારે દિવસનું મહેમાન નથી.

ચાતુર્માન સમાપ્તિને હજુ તેર જ દિવસ થયા હતા કારતક વદિ તેરસનો દિવસ નજીક આવ્યો જ્ઞાની અને યોગીની પરંપરા પ્રમાણે તપસ્વીજીને પણ દેહ વિલય થવાનું સૂઝી આવ્યું પોતાના ઉજ્જ્વલ તપોમય જીવનને શોભે તેવું જ અંતિમ પ્રયાણ તેમણે આરંભ્યું યાવત જીવન અનશન સ્વીકારી અબાધ નક તપસ્વીજીએ સંથારો પચખી લીધો સમગ્ર સાધુ વર્ગ અને આર્યાગણ આશ્ચર્ય ચકિત થયા.

સંથારાની વાત વાયુવેગે સર્વત્ર ફેલાઈ ગઈ જેતપુરના ઈતિહાસમાં એક સુવર્ણ પ્રસંગ ટકાઈ ગયો. કચ્છ ગુજરાત, મુંબઈ અને સમગ્ર સૌરાષ્ટ્રથી હજારોના સમૂહો ઉમટવા લાગ્યા. પ્રતિદિન સહસ્ર સહસ્ર મનુષ્યો જેતપુરને આંગણે આવવા લાગ્યા. સ્પેશિયલ ડબ્બાઓ ટ્રેનમાં જોડાયા. જેતપુર તીર્થધામ બની ગયું જેતપુરના સમગ્ર રસ્તાઓ અને ગલીઓમાં મેળા જેવી ભીડ ઉભરાવા લાગી

જેતપુરના વ્યાપારીઓને પણ કમાણી વધી પડી પ્રત્યેક દુકાન પર માલ મળવો કઠિન થઈ પડયો એ વખતે જેતપુર સૌરાષ્ટ્રનુ મુબઈ જેવુ લાગતુ પૂ તપસ્વીજી મ ની અડોલતા અને પરમ શાત લેશ્યા મુખપર ચમકી રહ્યા હતા સથારાના દિવસ પર દિવસ પસાર થવા લાગ્યા. આખા સૌરાષ્ટ્રના ખૂણે ખૂણે તપસ્વીજીના સથારાની મહાયોગ અને અતિમ સમાધિની ચર્ચા થવા લાગી

આ વખતે પૂ પ્રાણલાલજી મહારાજે પોતાના જીવનની ઉજ્જવલ ઘડી જેવો સોનેરી ભાગ ભજવ્યો ભક્તજનોને શ્રી. પ્રાણલાલજી મ એ સબોધવાનુ શરૂ રાખ્યુ એ વખતે તેમની નાની અવસ્થા અને શરીરનુ જોમ, બોલવાની કળા, મધુર અને પ્રચડ ગળાનો રણકાર સૌના હૃદયમા ઘર કરતા હતા દિવસના ત્રણ ત્રણ વખત પ્રવચન ચાલતા આવનારા ભક્તગણોને અહી બીજી પ્રવૃત્તિ પણ શુ હોય ! તપસ્વીજી મ ના દર્શનથી ગુરુ પ્રત્યેનો વ્યામોહ ઉપજતો નિરાશા છવાઈ જતી પરતુ જ્યારે જનસમૂહ શ્રી પ્રાણગુરુને સાભળવા એકત્ર થતો ત્યારે તેમનામા તપસ્વીજીના તેજ લોકોને દેખાતા

[આ જીવન ચારિત્રના પ્રથમ સપાદન કર્તા પૂ તપસ્વી શ્રી જગજીવનજી મ સથારા વખતે શ્રી પ્રાણલાલજી મ ની પ્રતિભાનો ઉલ્લેખ કરતા પોતાના જાત અનુભવની નીચે પ્રમાણે નોધ આપે છે]

મે હજુ દીક્ષા લીધી ન હતી એટલુ જ નહિ પણ ધર્મથી ઘણો જ અપરિચિત હતો મારા દુધી બહેન બગસરાથી દલખાણિયા મળવા માટે આવ્યા હતા તે પાછા બગસરા જવા લાગ્યા ત્યારે રસ્તામા તપસ્વીજીના સથારાના સમાચાર મળ્યા તેથી ગાડુ પાછુ વાળ્યુ બહેનની પ્રેરણા પ્રમાણે તેમને અને બાળકોને લઈ હુ જેતપુર ગયો શહેરનો વધારે અનુભવ ન

હતો. આટલી મોટી ભીડ અને વ્યવસ્થા જોઈને મારુ મન અંજાઈ ગયુ. તપસ્વીજીના દર્શનથી અમે પાવન બન્યા સંથારાનો આ સમારોહ જોઈને સંથારો ન સીજે ત્યા સુધી જેતપુર રહેવાનો નિર્ણય કર્યો બાળકોને ઘેર પહોંચાડીને મારા મિત્ર બંધુ અંબાવીદાસ સાથે પુનઃ જેતપુર આવ્યો. હજારો હજારો લોકોના ઉછળતા ભાવ અને ઉલ્લાસ જોઈને અમને હૃદયમા ઘણી જ અસર થઈ પ્રતિદિન બે વખત શ્રી પ્રાણલાલજી મ. બુલંદ અવાજે પ્રવચનોથી લોકોને સંતોષતા હતા વ્યાખ્યાન દરમ્યાન શાંતિ અને ધીરજ માટે અપીલ કરતા જનતાને આશ્વાસન બંધાવતા હતા તે વખતે પ્રાણલાલજી મ. નુ ખમીર પ્રગટતુ હતુ ચહેરો દેદીપ્યમાન બની ચારે બાજુ કાંતિ પાથરતો હતો લોકોમા વૈરાગ્ય રસના રેલા ચાલતા હતા ગુરુદેવના સંથારાની હકીકતનુ બયાન કરતા પોતે પણ ગળગળા થઈ જતા હતા.

સંથારો ૧૭ દિવસ ચાલ્યો. ૧૭ દિવસમા તો શ્રી પ્રાણલાલજી પૂરા કર્મયોગી બની અગ્નિ પરીક્ષામા પસાર થઈ સાચુ સોનુ બની ચૂક્યા. માગસર સુદ ૧૫નો દિવસ હતો. હુ મારા મિત્ર સાથે વરંડામા સૂતો હતો. શનિવારની રાત્રિ પૂરી થવા આવી હતી. મને સ્વપ્ન આવ્યુ કે શ્રી તપસ્વીજી મહારાજ ખેતરની કેડી ઉપર એકલા જ ચાલવા લાગ્યા શ્રી પ્રાણમુનિ તેમને ટેકો આપવાનો અવાજ કરતા પાછળ ચાલ્યા. એટલામાં તપસ્વીજી મહારાજે પાછુ વાળીને જોયુ પોતાના હાથ ઊંચા કરીને વિદાય લેતા હતા. સ્વપ્ન પૂરુ થતા આંખ ઉઘડી ગઈ એજ વખતે મારા મિત્ર અંબાવીદાસને ઉઠાડયા. પ્રાતઃ ચાર બજ્યાનો સમય હશે. મે અંબાવીદાસને કહ્યુ અંબાવી! તપસ્વીજીનો સંથારો અબઘડી સીજી જશે, કાં સીજી ગયો હશે એવુ મને સ્વપ્નામા દેખાયુ છે હજુ અંબાવીદાસ કાંઈપણ ઉત્તર વાળે તે પહેલાં તો 'જય જય નંદા! ના સ્વરો

અમે સાભળ્યા એજ વખતે મે ઉપવાસ કરી લીધો. અમે દોડયા

શ્રી પ્રાણુલાલજી મહારાજ અને મુનિવરો તે તપોપૂત અચેતન શરીરથી અ તિમ ભાવના સાથે દૂર થઈ રહ્યા હતા માડવી તૈયાર થઈ ગઈ હતી શ્રી તપસ્વીજીની અ તિમ યાત્રામા જનસમુદાય ઉભરાયો હતો મને મનમા હતું કે ખાસ શ્રીમ ત લોકો માડવી ઉપાડશે પણ મે જોયુ કે આમા શ્રીમ તોની નહિ પણ બળવાનની જ બોલબાલા છે એ વખતે મારા શરીરમા તાકાત હતી, ને મજબૂત બાધો હતો. હુ વચમા જ ઘસ્યો ધક્કામારી લોકોને હટાવીને તપસ્વીજીની પાલખીએ ખભો ધરી દીધો પછી ઉપાડી તે ઉપાડી જ માનવ મહેરામણ ઉમટયો હતો છાતી પર ધક્કાનુ દબાણ થતુ કપડા ફાટી જતા હતા

આટલી ભીડમા પણ અ તિમ યાત્રામા વરસતા ચાદીના ફૂલ ને સિક્કા લેવા સૌ કોઈ પ્રયાસ કરતા હતા મારા મનમા પણ લોભ હતો, આ પવિત્ર ફૂલને સ ગ્રહી લેવાનો માડવી છોડીને કેમ જવાય! તપસ્વીજીના પ્રભાવથી એક ચાદીનુ ફૂલ કપાળ પર આવતા મુખમા ધરી લીધુ સ્મશાન યાત્રાની સમાપ્તિ થઈ સ ઘ્યાટાણે લોકો વિખરાયા તપસ્વીજીની કાયાના શુકલ પુદ્ગલો અગ્નિની સુગ ધમય જ્વાળામા ભસ્મ થઈ રાખના રૂપેરી રૂપમા ફેરવાઈ ગયા હવે મને તૃષ્ણા લાગી હતી ઉકાળેલુ પાણી કયાથી મળે? સૂર્ય આથમવાની તૈયારીમા હતો એજ વખતે પાણીની ગાગર લઇ જતા એક માણુસને જોયો આશા ન હતી કે ગરમ હશે! પર તુ શુ તપસ્વીજીનો પ્રભાવ! પાણી ગરમ ને કલ્પ્ય હતુ પીને ચોવીહાર કરી લીધો ધન્ય તપસ્વીજી!

બીજે દિવસે શ્રી પ્રાણુલાલજી મહારાજના વિરહ વચનોમા તપસ્વીજીને અપાતી શ્રદ્ધાજલિ સાભળતા પથ્થરાઓ પણ પીગળી ગયા અશ્રુઓના પ્રવાહમા સભા જાણે તણાવા લાગી સમગ્ર

સથારાના અલૌકિક પ્રસંગને શ્રી. પ્રાણલાલજી મહારાજે કીર્તિનો કળશ ચડાવી દીધો.

ઉપર્યુક્ત ભાવ છે શ્રી. જગજીવનજી મ. ના તે વખતના અનુભવનો. સંથારો સીઝી ગયા પછી પધારેલા સાધુ સંતોએ વિહાર કરવા માંડયા. પૂ. શ્રી. જયચંદજી મ. શ્રી પ્રાણલાલજી મ. ની સલાહ લઈ વિહારની તૈયારી કરી. જેતપુર અને તેના વિશાળ પાઠશાળા બધુ સૂનકાર બની ગયું હતું. ભાદર કાંઠો રૌદ્રરૂપ ધારણ કરીને જાણે લોકોને ડરાવવા લાગ્યો! જેતપુરના ભાઈઓની પણ હિંમત ન પડી કે હવે પૂજ્ય શ્રીને આ નિરાશ સ્થાનમાં વધારે રોકીને વિરહના તાપમાં તપવા દેવા.

જામનગરથી ભાવભરી હાર્દિક વિનંતિનો ઉત્કટ ભાવ ગુરુદેવોને પોતા પ્રત્યે ખેંચી રહ્યો હતો. પ્રાણ ગુરુદેવે વહાલ ભર્યા સંબોધનથી પ્રાણને બોલાવ્યા. જી મહારાજ! પ્રાણ જાણે બોલ્યા પહેલા જ ગુરુચરણે પહોંચી ગયા. ગુરુ શિષ્યનો આ વાર્તાલાપ કેમ જાણે પોતે ઓશિયાળા બની ગયા હોય અને એક ધર્મરક્ષક એકાંત વનવગડે છોડીને ચાલ્યો ગયો હોય તેમ ભાસતું હતું. ગુરુદેવે તૂટતે અવાજે શ્રી. પ્રાણલાલજી મ. ની સલાહ લીધી કે આપણે ચોમાસું જામનગર કરીએ તો કેમ? શ્રી. પ્રાણલાલજી મ. ગુરુદેવના વિચારને અનુમોદન આપ્યું. કેમ જાણે પોતે ગુરુદેવના વિચારોની એક છાયા જ હોય! ધન્ય ગુરુ શિષ્ય!

જામનગર તરફ પ્રસ્થાન કરતાં ગોંડળ જવું આવશ્યક હતું. ગોંડલમાં ગુરુવર પધાર્યા. સર્વત્ર જેતપુરના સંથારાની જ વાતો ચાલતી. સંથારાનો શાસ્ત્રીય મહિમા બતાવીને શ્રી. પ્રાણલાલજી મહારાજે તેની ભવ્યતાનો પ્રવચનમાં ખ્યાલ આપ્યો. ગોંડળથી રીબડા થઈ રાજકોટ પધાર્યા. રાજકોટ પોતાની વિશિષ્ટતા વધારી રહ્યું હતું. રાજકોટના વર્ધમાન સંઘના મૂળને

મજબૂત કરી ગુરુદેવો જામનગર તરફ આગળ વધ્યા નાનાં નાના જૈન ક્ષેત્રોમા પણ ધર્મનુ વિશેષ રૂપ જોવા મળતુ હતુ

અરધે રસ્તે પહોચતા જામનગરના ભાવિક જીવો દર્શન તેમજ સેવા માટે આવતા થઈ ગયા જામનગરની જૈન જનતા ધર્મ બાબતમા સજાગ છે આ ચોમાસામા પૂ શ્રી જયચદજી મ, શ્રી ગોવિદજી મ, શ્રી પ્રેમચદજી મ, શ્રી પ્રાણલાલજી મ, તથા વીરજીમુનિ એમ ઠાણુ ૫ પધાર્યા હતા જામનગરને પાચે મુનિરાજો પચ પરમેષ્ઠિ જેવા લાગ્યા પ્રવચનથી તપશ્ચર્યાનો રગ જામ્યો પૂજ્યશ્રીએ પોતાના પક્ષને મજબૂત કર્યો જામનગરમા સગઠનની ભાવના ફેલાવી શ્રી ગોરધનભાઈ વકીલ જામનગર સમાજમા પ્રમુખ શ્રાવક હતા રાજ્ય અને જનતામા તેની છાપ પડતી તેઓ ગુરુદેવની સેવામા એકનિષ્ઠ હતા બીજા પણ સમજુ અને સમર્થ શ્રાવકો ધર્મના કામમા ઊ ડો રસ લઈ રહ્યા હતા ચાતુર્માસ ખૂબ જ ધામધૂમથી ઉજવાયુ

*

## ધન્ય બીલખાની ભક્તિ !

## ૨૨

### (બીલખા અને રાજકોટ ચાતુર્માસ સં. ૧૯૮૦-૧૯૮૧)

જામનગર ચાતુર્માસની સમાપ્તિ થતા વસમી વિદાય આવીને ઊભી રહી. જામનગરમા પૂજ્યશ્રી અને શ્રી પ્રાણલાલજી મ.ની એવી ઊંડી છાપ પડી કે એકી અવાજે સૌએ સ્વીકાર્યું" ભલે બીજા સંતો સાધ્વીઓ પધાર્યા હોય પરંતુ શ્રી પ્રાણલાલજી મ.ના વાક્છટા આગળ અનુપમ ભૂલાય નહ. ઉછળતો ભાષા પ્રવાહ, મધુર ભજનની ભાવ સરિતા તીવ્ર સ્મરણશક્તિ, ન્યાય યુક્ત પ્રતિપાદન શાસ્ત્રીય ભાવોનું સ્પષ્ટીકરણ કથાનો નવીન ઘાટ, રસોની અભિવ્યક્તિ, ધ્વનિસ્પંદન શીલતા–એ શ્રી પ્રાણલાલજી મ.ના પ્રવચનનાં વિશેષતાઓ હતી. તેમાએ હાસ્ય અને કરુણ રસ પર તેમનું પ્રભુત્વ હતું હાસ્યના તરંગો ખીલવામા સિદ્ધહસ્ત હતા. કરુણ રસનો ઝોક આવતો ત્યારે કઠણ કાળજા પણ અશ્રુપાત કરતા. વાતાવરણને મૂળથી ગમગીન બનાવી લોકોને કરુણ રસની ધારામાં ડુબાવી હૃદયની સમગ્ર દયાવૃત્તિને ઉત્તેજીત કરવામા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ અદ્ભુત સામર્થ્ય રાખવતા

જામનગર શ્રીસંઘે અને સમગ્ર જનતાએ શ્રી પ્રાણલાલજી મ.ની શક્તિના દર્શન કર્યાં ત્યારે તેઓના હૃદયમા ભારે પરિવર્તન આવ્યું સદાને માટે તેમના ઋણી બની ગયા. જામનગરથી વિહાર થયો. દૂર દૂર સુધી પૂજ્યશ્રીના દર્શન અને સેવા માટે લોકસમૂહો આવતાં જ રહ્યા. આ બધી વ્યવહાર પ્રવૃત્તિ સાથે તેમનું અધ્યયન અને પઠન પાઠન ચાલુ જ હતું ચિંતન અને મનનમાં તેઓ ગરકાવ બની જતા. તેમની નોંધપોથી સમૃદ્ધ

થતી રહેતી ડડીયા પરિવાર અને ગોરધનભાઈના પરિવારને પૂ શ્રીના ચરણોમા અનન્ય નિષ્ઠા બધાણી હતી

પૂજ્યશ્રીએ આ વખતે નવા જ ક્ષેત્રોમા વિહાર આરભ્યો જામનગરથી દરિયાકાઠાના સમાતરે ચાલતા પોરબદર સુધી જવાનો નિર્ધાર હતો નગરથી ચેલા, ચગાનો સ્પર્શ કરી લાલ પુર થઈ ભાણુવડ પધાર્યા ચેલા અને ચગામા જૈન શ્રાવકો સ્વય કૃષક છે ખેતી કરતી વાણિયા કોમ શ્રમયુક્ત નિર્દોષ જીવન જીવી અહિંસા ધર્મનુ પાલન કરતા એક નવો જ આદર્શ ઊભો કરે છે તેઓ સાધુઓ પ્રત્યે અનન્ય શ્રદ્ધા ધરાવે છે ભદ્ર સ્વ ભાવના આ ભાઈઓની ભક્તિ અવિસ્મરણીય હોય છે લાલ-પુર અને ભાણવડ પણ સારા સાતાકારી ક્ષેત્રો છે ભાણવડથી પોરબદર સુધીનો રસ્તો સરસ સમુદ્રી હવાથી વિકાસ પામતા તાડ અને ખજૂરીના વૃક્ષોથી આચ્છાદિત રહે છે આ આખી યાત્રા કોઈ કાળની સુદામાજીની પદયાત્રાનુ સ્મરણ કરાવે છે શ્રીકૃષ્ણને મળવા માટે પોરબદર (સુદામાપુરી)થી સુદામાજી દ્વારકા ગયા ત્યારે આજ ભૂમિમા તેમના પગલા પડયા હશે

પોરબદરમા અમૃતરસની વૃષ્ટિ કરી સમુદ્ર કાઠે જ ચાલતા નવીબદર થઈ મુનિવર્ગ માગરોળ પધારી ગયા શ્રી પ્રાણલાલજી મહારાજને પોતાના અધ્યયન કાળનુ સ્મરણ તાજુ થયુ પાઠ શાળાના મકાનમા પગ મૂકતા તેમને વૈરાગ્ય દશા નજર સામે તરવરવા લાગી માગરોળના ક્રિયાનિષ્ઠ શ્રાવકોએ પૂજ્યશ્રીની અનન્ય ભક્તિ બજાવી ખૂબ સાતા ઉપજાવી પૂજ્યશ્રીની વાણીનો પ્રભાવ જ એવો હતો કે વિરોધી માનસ પણ દૂધ સામે લડતી સાકરની જેવી સ્થિતિને પામતુ તેમાએ શ્રી પ્રાણલાલજી મ નો સમન્વયાત્મક દષ્ટિ એટલી તેજધારવાળી હતી કે મતભેદ રૂપી વક્ર દષ્ટ કપાઈ જતા, ઐક્યનો સૂર ગાજી ઊઠતો

માગરોળથી જુનાગઢની કોળ ભરી વચમા મેદરડા આરંભ

આજ જેવુ હતુ અમતશાઈ આગત્યનુ બની જતુ માગરોળથી પૂજ્યશ્રી જુનાગઢ પધાર્યા જુનાગઢ સઘ ચૈતન્ય-પ્રાપ્ત થઈ ચૂક્યો હતો. જુનાગઢ શ્રીસઘને બળવાન બનાવવામા પૂજ્ય શ્રીનુ ખાસ લક્ષ્ય હતુ જુનાગઢ આમેય સૌરાષ્ટ્રનુ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતુ પ્રાચીન નગર છે ચાતુર્માસ નિયુક્તિનો સમય નજદિક આવતા પૂજ્યશ્રીએ ગો ડ તરફ પ્રયાણ કર્યુ લગભગ વૈશાખી પૂર્ણિમા ગો ડલમા મનાવવાની સાધુસતોની ભાવના રહેતી. જેતપુર ગોડલના માર્ગમા મોટો વિસામો હતો જેતપુરને લાભ આપી પૂજ્યશ્રી ગોડલ પધાર્યા

ગો ડલમા ચાતુર્માસ નિયુક્તિનો એક મહોત્સવ જ ઉજવાઈ જતો ચોથા આરાના ઝાખી આવતી. ગોડલ સપ્રદાયના લગભગ ત્રણ સો ઉપરાંત સાધ્વીજીઓ ગોડલ પધારતા. નવ નવા તેજસ્વી સાધુ સાધ્વીજી પોતાની વાણીનો પ્રભાવ પાથરતા શ્રી. પ્રાણલાલજી મ. આ વખતે સૌની વચ્ચે મહાપાત્ર બની જતા. તેમને સાભળવા માટે સૌની લાલસા સ્પષ્ટ જોવામાં આવતી હતી ગોડલમા વિજયનાદ બજાવી ગુરુદેવો પુન એજ રસ્તે પાછા ફર્યા તેમનુ આ વખતનુ ચાતુર્માસ બીલખા જાહેર થયુ બીલખા શ્રીસઘને આ ખબર મળતા રાજી રાજી થઈ ગયો.

પૂજ્યશ્રી બીલખા જવા માટે જેતપુર થઈ પીરાણ પધાર્યા પીરાણ એ વખતે શ્રામભટારનુ કેન્દ્ર હતુ પીરાણમાં તપસ્વી મહારાજના વિશેષ ભક્તો હતા પીરાણને લાભ આપી પુન મેદરડા થઈ રામપુર સેવાવા માટે પ્રસ્થાન કર્યુ બીલખા શ્રી સઘના ભાઈઓ આગળથી જ રામપુર આવી ગયા. હતા રામપુરથી જ તેઓ સાથે ચાલવા લાગ્યા આ ભૂમિમાં પગ મૂક્યો ત્યારે સોરઠની હવા નજરે ચઢી. સૌરાષ્ટ્રમાં સોરઠની હવા જુદી જ છે સોરઠી દુહામાં સોરઠના મરોડને પારખી

શકાય છે, જો કે 'સોરઠ' શબ્દ સૌરાષ્ટ્રનુ જ અપભ્રશ છે છતા સોરઠ એક વિભાગ વિશેષ માટે વપરાય છે

જુનાગઢ બીલખા સોરઠના દરવાજા જેવા ગણાય બીલખાની શ્રાવિકાઓએ ગુરુવરોનુ સ્વાગત કરતા ઊચે અવાજે ગીતો ગાઈને જ્યારે ભીમ ગર્જના મૂકી, ત્યારે માલૂમ પડતુ હતુ કે પ્રેમવાળી પ્રજાની ભક્તિ કેવી મોહક હોય છે ગુરુવરોના હૈયા હરખાઈ ઊઠયા નિર્દોષ સાત્ત્વિક ભક્તિ અને હૈયાનો ઉછાળો કેમ જાણે રત્નના કરડિયા લાધ્યા હોય તેમ મસ્ત બનીને ઝુમવા લાગ્યા હતા શ્રાવક સમુદાય ધનાઢય બની ગયો હોય તેમ ગુરુદેવોને પ્રાપ્ત કરીને મલકાતો મલકાતો ચાલતો હતો સોરઠની વાતોના તડાકામા હાસ્યના તો જાણે પડઘા પડતા હોય છે હસી હસીને વાતો કરતા શ્રાવકો ગુરુદેવોની આગળ આગળ માર્ગ શુદ્ધિ માટે ચાલી રહ્યા હતા, જ્યારે કેટલાક પાછળ ગુરુદેવોના ચરણોનુ ધ્યાન કરતા ચાલતા હતા

બીલખાના સ્થાનક ગાજી ઊઠયા બીલખા જેવા નાના ગામમા આવા મહાપુરુષોના ચાતુર્માસ! આખા ગામમા જાણે ભાવની લ્હાણી થવા લાગી સવારના જ્ઞાન ભરેલા પ્રવચન અને બપોરના 'શમરસ'ની રાસ કથા ઢેફા, માટી, પથ્થર બધાને જાણે લી જવવા માડી બીલખા આખુ જાણે ગુરુભક્તિમા મસ્ત બની ગયુ બીલખા એટલે મહાયોગી નથુરામ શર્માની જન્મભૂમિ બીલખા એટલે શેઠ સગાળશાહની ભક્તિકથાનુ સ્થાન, એજ બીલખા આજે ગુરુદેવની રસલ્હાણે રમી રહ્યુ બીલખા ગ્રામે ઘે અપૂર્વ મેવા બજાવી દિવસો તો ક્રમશ એક પછી એક ઊડતા પક્ષીઓની જેમ પસાર થઈ ગયા

આખુ ચાતુર્માસ શ્રાવક શ્રાવિકાઓમા આનદ આનદ વરતાઈ રહ્યો રુમઝુમ રુમઝુમ જ્ઞાન વરસાદ પણ વરસતો જ રહ્યો પૂજ્યશ્રીના ચરણે કેટલાએ નવા નવા હૃદયોએ શ્રદ્ધાની ઊર્મિ ઢાલવી અને અનન્ય ભક્ત બની ગયા શેઠશ્રી

જેમક નામજી બીલખાના સુવિખ્યાત શ્રાવકે તો આખે ગુરુ દેવોના ચરણોમાં પોતાના તન મન ધન સવથા અપણ કરી દીધા આ તો એકજ નમૂનો છે એજ રીતે સમગ્ર બીલખા ગુરુ મહારાજની પૂજી બની ગયુ ત્યાગ તપશ્ચર્યા દાન, જ્ઞાનની ભાવનાઓ કેટલા અન્ય આત્માઓએ પોતાના કલ્યાણની તક ઓળખી અદ્ભુત આરાધના કરી

ચાતુમાસ પૂર્ણ થતા કેટલાએ કોનગ હૈય રડી ઉઠયા ગુરુ દેવોનો વિરહ વસમો થઈ પડયો. આખે ભગવાન શ્રી કૃષ્ણે ગોકુળનો ત્યાગ કર્યો હોય તેવુ કરુણ દૃશ્ય ખડુ થયુ નિસ્પૃહ અને વિરક્ત આત્માઓ નિર્લેપ ભાવે ચાલી નીકળ્યા ધન્ય બીલખાની ભક્તિ !

બીલખાથી પગ ઉપડયો ત્યારે આખે ગુરુદેવને ગોંડલ વાળા માટી ભક્તિ યાદ આવી નાવલીના નીર નજરે ચડયા બસ કુંડલા જવા માટે દીલ ખેંચાણુ કેમ આખે મામાનુ ગામ હોય ! સરસઈ વીસાવદર કાલસરી થઈ બગસરા પધાર્યા બગસરા એતો આખે કુંડલાનું ત્યાંના હવા જ જુદી ! છતા બગસરાનો વધારે મોહ ન કરતા ડસા થઈ ચલાળા આગમન થયુ ગોપાળદાસનુ આ ડસા મને લાગે છે કે ભારતના ઇતિ હાસમા ચિત્રાઈ રહેશે ! સ્વરાજ પ્રાપ્તિના ગુજરાતના ઇતિ હાસમા ડસાને વિશેષ સ્થાન મળી જ ચાયુ છે એ ડસી ડસાના પ્રતિભા–દરબાર શ્રી ગોપાળદાસ ચલાળાથી નેસગી થઈ સાવર કુંડલામા પદાપણ કર્યું કુંડલામા ગુરુદેવોને અનુપમ સાતા ઉપજતી. શ્રાવક શ્રાવિકા પોતાના જ ગુરુવરોને જોઈને ખૂબ સંતોષ પામતા

કુંડલાથી કાનાતળાવ ખારઅડી છતડીયા થઈ પૂજ્યશ્રી ધારી પધારી ગયા. ધારી શ્રીસંઘનો પડછે પડતો હતો શ્રી પ્રાણલાલજી મ નુ ધારીમા પ્રથમ જ આગમન હતુ ધારી નગરીની જળલીલા નંદનવનના ઝરણાઓને શરમાવ તવી હતી

શેત્રુંજી નદી ધારીની પાદરમાં જે ગેલ કરે છે, તેનો આનંદ તો ધારીવાસી તરવૈયાઓ જ જાણે છે ધારી ગીરનું નાકું હોવાથી વ્યાપારથી ધમધમતું રહે છે ધારીના સુખી શ્રાવકો ગુરુદેવોના દર્શનથી પાવન થયા

પૂજ્યશ્રીએ ધારીથી પુન અગસરા થઈ જેતપુરનું પ્રયાણ કર્યું વૈશાખ પૂર્ણાના નજદીક હતી ગોંડલ સંઘ મહામુનિઓની કાકડોળે રાહ જોઈ રહ્યો હતો જેતપુરને પાવન કરી પરમ પુરુષો ગોંડલ પધાર્યા ગોંડલનો આ મહોત્સવ અનેક દર્શનાર્થીઓને એકસાથ ગુરુગોરાણીના દર્શનનું નિમિત્ત બનતો ગોંડલને આ સમયે મોઘા મહેમાનોના સ્વાગત કરવાની તક મળતી ગુરુદેવનું ચાતુર્માસ રાજકોટ નિમાયું

ગોંડલથી લોધીકા, ખીરસરા થઈ મુનિવરો રાજકોટ પધાર્યા. એ વખતે રાજકોટ રાજકીય દૃષ્ટિએ મહત્ત્વ પૂર્ણ બની ગયું હતું પોલિટિકલ એજન્ટના હાથમાં વહીવટ હતો અંગ્રેજી રાજ્યની ઝાંખી જોવા મળતી રાજકોટમાં સમગ્ર સૌરાષ્ટ્રમાંથી માણસો ખેંચાઈ આવ્યા હતા જૈનોનું પ્રભુત્વ હતું રાજકોટ એટલે સૌરાષ્ટ્રનું હૃદય !

પૂજ્યવરોના ચાતુર્માસથી રાજકોટમાં નૈતિક સંસ્કારોના વાવેતર થયા ઉદયમાન પ્રજામાં ધાર્મિક સંસ્કાર રેડી ગુરુવરોએ આવતા દૂષણો સામે જૈન પ્રજાની રક્ષા કરી ગુરુદેવોના અપૂર્વ વારસાને રાજકોટની પ્રજાએ સંભાળ્યો ગુરુદેવોના સંદેશ ધ્યાનપૂર્વક સાંભળ્યા રાજકોટમાં ચોમાસું થવાથી ગુરુદેવની મહાનતાનો ચારે બાજુ પ્રકાશ પડ્યો ક્રિયા, ભક્તિ અને જ્ઞાનનો ત્રિવેણી સંગમ બની ગયો આ ચોમાસું રાજકોટથી ભૂલી શકાય તેવું નથી ગુરુવર્યોએ રાજકોટમાં ચાતુર્માસ કરી પરમ ઉપકાર કર્યો

*

પ્રાણગુરુને આજ્ઞા આપી કે તેમણે સામે જઈ આગમનશીલ સતોનુ સન્માન કરવુ વિધિવત વદન કરી તેઓને પૂજ્યશ્રીના ચરણે લાવવા

જેતપુર નજીક પૂ કાનજી મ નુ આગમાન થતા શ્રી પ્રાણલાલજી મ આજ્ઞાનુસાર સામે લેવા માટે પધાર્યા ઘણા જ સ્નેહપૂર્વક વદન વ્યવહાર થયા સાથે શ્રાવકોના સમૂહો ઉભરાયા હતા મિલનથી થતુ કુતૂહલ જોવા પણ કેટલાક આવ્યા હતા ભગવાનના સમય પછી ગૌતમ કેશીના મિલન વખતે આવા કુતૂહલિયા હતા તો આ કઠણ કાળમા હોય તેમા નવાઈ શુ ? જોનારને ખૂબ જ આશ્ચર્ય ઉપજતુ હતુ શ્રી પ્રાણલાલજી મ નો વિનય અને નમ્રતા જોઈ સૌ દાતમા આગળા નાખી દેતા હતાં દિગ્મૂઢ બની જતા હતાં કેમ જાણે શ્રી પ્રાણલાલજી મ શ્રી કાનજી મ ના વહાલા શિષ્ય હોય તેવું લાગતુ હતું દીક્ષા દષ્ટિએ શ્રી કાનજી મ ઘણા મોટા પણ હતા

ભગવાન મહાવીરની જયનાદો વચ્ચે મુનિવરો પૂજ્યશ્રીના ચરણે પહોચ્યા ત્યારનુ દૃશ્ય ખૂબ જ આનદજનક અને ભાવવાહી હતુ હર્ષના આસુઓ આવતા હતા બધા આગન્તુક મુનિગણોએ પૂજ્યશ્રીને ભાવપૂર્વક વિધિવત્ વદન કરી ખમત-ખામણા કર્યા પૂજ્યશ્રીને આનદનો ઊભરો આવતો હતો કર્મની ગતિ ઘણી જ વિચિત્ર હોય છે આ આનદ મિલનમા હજુ થોડા પ્રત્યાઘાત થવાના હતા, જે પૂજ્યશ્રી માટે અસહ્ય હતા ખરેખર કાળ અને મનની ગતિને કોઈ પારખી શકતુ નથી સમગ્ર જનતાને થોડુ પ્રવચન સભળાવી માગલિક કહેવામા આવ્યુ સૌ ઘણા જ આનદ ભક્તિ સાથે વિખરાયા

આગલે દિવસે રાત્રિના સમયે ગુરુદેવે શ્રી પ્રાણલાલજી મુનિ સાથે નીચે પ્રમાણે વાર્તાલાપ કર્યો હતો "પ્રાણ! કાનજી

મુનિ તથા પુરૂષોતમજી મુનિ દેવરાજજી મુનિ સાથે આવતી કાલે અહીં આવશે. સંપ શાંતિને લઈ આનંદ છવાઈ જશે તેઓ અહીં રોકાશે તે દરમ્યાન મારી એવી ઈચ્છા છે કે મારૂં અલ્પણું છે શરીરનો વિશ્વાસ નથી તો તમે સૌ મારા જેટલા સાધુ સાધ્વીઓ છો તે સર્વને હું પુરૂષોતમજી મુનિને ભળાવી દઉં હું સંપ્રદાયના કાર્યથી મુક્ત બનું કેમ આ વાત તને રુચે છે?' આટલું બોલી પૂજ્યશ્રીએ પ્રાણલાલજી મુનિને ઉત્તર આપવા માટે સમય આપ્યો. સ્વયં મૌન રહ્યા પ્રાણલાલજી મુનિએ ગુરુદેવના ચરણો પર હાથ ફેરવતા ઉત્તર આપ્યો 'ગુરુદેવ! જેવી આપની ઈચ્છા. પરંતુ આપશ્રીના મોટા શિષ્યો અમારા વડીલ ગુરુભાઈઓ શ્રી ભીમજી સ્વામી, મગનજી મ. પ્રેમચંદજી મ. સૌને પણ પૂછવું જોઈએ ને? ના, તેમને પૂછવાની જરૂર નથી તેઓ જેમ કહેશું તેમ કરશે. તેઓ જે વાત કહો તે માન્ય રાખશે. પૂજ્યશ્રીએ પોતાના શિષ્ય પ્રત્યેનો આત્મવિશ્વાસ વ્યક્ત કર્યો ત્યારે શ્રી પ્રાણલાલજી મુનિએ કહ્યું જેવી આપની ઈચ્છા. પુરૂષોતમજી સ્વામી અહીં આવી ગયા પછી સંપ મુકેલ થશે ત્યારબાદ આપ અમારા શિરછત્ર છો.' શ્રી. પ્રાણલાલજી મ ના આવા વિનય ભરેલા વચનો સાંભળી ગુરુદેવને બહુ જ આનંદ થયો હતો

રાત્રિનો પૂજ્યશ્રીનો કેવો નિશ્ચય હતો તે પાઠક સમજી શકે છે ત્યારે વસ્તુત હજુ સમય પાક્યો ન હતો પૂજ્યશ્રીનું મન હલકું ફૂલ હતું મુનિમંડળમાં વધારો થવાથી બધું ભર્યું ભર્યું લાગતું હતું ગોચરી પાણીનો સમય થયો ધરમસી દામોદર પોપટ બાદરજી વગેરે સ્થાનકમાં હાજર હતા. પીવા યોગ્ય પદાર્થ પાત્રામાં હતો. પીવા માટે આ મુનિમંડળને આગ્રહ થયો તેઓએ 'ના પાડી કમે કોને બેલ નથી બેલાવ્યા?

મનુષ્યનુ કર્માધિન પામર મન વધારે વિચારી શકતુ નથી કર્મ પ્રમાણે તે દોરાય છે આટલા પ્રેમમિલન પછી ના પાડવાનો કોઈ અર્થ હતો નહિ પુન પૂજ્યશ્રીએ ત્રણે મુનિ વરોને ગોચરી ન જવાની પ્રેરણા આપી "પ્રાણ મુનિ વહોરી લાવશે" એમ ભાવ દેખાડયા

આગતુક મુનિઓના નિર્મળ મન-જળાશયનુ પાણી ડોળાઈ ગયુ મન ખૂબ જ ગભીર અસર તળે આવી ગયુ હતુ તેઓ બોલ્યા "હજુ આહાર પાણી સાથે કરીએ એટલી અમારી તૈયારી નથી અમને ક્ષમા કરજો" પૂજ્યશ્રીને આ વચનો તીરની જેમ ખૂચ્યા સપ-શાતિની વાતથી પૂજ્યશ્રીની જાણે સવારથી જ માદગી ચાલી ગઈ હતી આ નવી સમસ્યાથી તેમને ખેદ થયો એક જ ગચ્છના મુનિવૃન્દોમા આવા ભેદ બહુ જ ખટકનારા હોય છે શ્રી પ્રાણલાલ મ ખામોશ જ રહ્યા. અવસ્થાની નબળાઈને લઈ આ વાતથી પૂજ્યશ્રીના સ્વાસ્થ્ય પર ખૂબ જ માઠી અસર થઈ થએલો હર્ષ વિષાદનુ રૂપ લઈ રહ્યો

બીજી પણ કેટલીક બિનાઓ પૂજ્યશ્રીને ખૂબ જ નિરાશા અર્પી ગઈ સત્તર દિવસ સુધી ત્રણે ઠાણા રોકાણા અઢારમે દિવસે જેતપુરથી પ્રસ્થાન કર્યું વિહાર વખતે પૂજ્યશ્રીનુ માગલિક સાભળ્યુ શ્રી પ્રાણલાલજી મ ને આથી ઘણો અફ-સોસ થયો પૂજ્યશ્રીની બીમારીનુ જોર વધી ગયુ વાતાવરણમા માધુર્ય આવી ન શકયુ મિલનનુ પ્રથમ ચરણ પૂરુ થયુ હતુ- પૂજ્યશ્રીનુ આ વરસનુ ચોમાસુ પણ જેતપુરમા જ જાહેર થયુ.

*

## ૨૯

### (જેતપુર ચાતુર્માસ સં ૧૯૮૭)

પૂ કાનજી મ ઠાણા ૩ જેતપુરથી પ્રસ્થાન કરવા લાગ્યા. ત્યારે પૂજ્યશ્રીએ વિદાય સભામા શ્રી. પ્રાણલાલજી મ ને થોડુ બોલવા માટે આદેશ કર્યો ? ટુ પ્રવચન આપતા શ્રી પ્રાણલાલજી મહારાજે ફરમા યુ કે –

કાલ કૃતાંત તેરી શિર પર ગાજે
        આયુકી ડાળ હિલાવે;
મારી હો ફાલ અચાનક તો શું,
        મનોરથ મનમે રહાવે

અપૂર્ણ મિલનની આતર વેદના અને કઠનુ પરમ માધુર્ય શ્રોતાજનોને સ્પર્શી ગયા કરુણા રસની અદ્ભુત લાકડીથી સૌ મંત્રમુગ્ધ જેવા બની ગયા આ પદ પર સચોટ વિવેચન કરી સાંભળનારના કૂણા હૃદયને પ્રેમ–સરિતામા મગ્ન કરી દીધા.

મુનિવરો જુનાગઢ તરફ વિચરી ગયા અહી પૂજ્યશ્રીની વ્યથામાં પુન વધારો થયો. ગરમીના દિવસો આવી રહ્યા હતા. આમ્રમંજરીઓ પાકી કેરી બની રસપ્રિય લોકોને આકર્ષતી હતી ગ્રીષ્મ ઋતુનુ સામ્રાજ્ય જામ્યું હતું તાપ વધવાની સાથે પૂજ્યશ્રીનો બીમારી સંતાપ પણ વૃદ્ધિગત થયો પૂજ્ય શ્રીની પીડામા અને હાથપગ પર ગાંઠો-ફોલ્લીઓ નીકળી નરમાશ થઇ ડાબા પગમાં લકવાની અસર હતી જ શ્રી. પ્રાણમુનિ પૂજ્યશ્રીને

શાતા અર્પવા ભગીરથ પ્રયત્ન કરતા હતા પ્રયાસો અને ઉપ-ચારો નિમિત્તભૂત હતા, જ્યારે શરીરનુ ઉપાદાન બદલાઈ ચૂક્યુ હતુ

વૈશાખ માસ વ્યતીત થયો જાણે મુનિમ ડળમા બે શાખાઓને જન્મ આપી ચાલ્યો ગયો જેઠ શીર પર સવાર હતો

જો વરસે જેઠ તો પૃથ્વી જળ હેઠ,
કોરો તપે કેઠ તો ભારે પડે જેઠ

જેઠ આમેય ભારે તો હોય જ આ વરસે તો બે જેઠ હતા પ્રથમ જેઠ શુદિ ૫ ના પૂજ્યશ્રીને ડાબા ખભામા દુખાવો થયો "પ્રાણુ ! આજે અહી ખભામા કેમ દુખે છે? જરા હાથ ફેરવીને જો તો" પૂજ્યશ્રીનુ વહાલ જાણે પહાડની તળેટીનુ ઝરણુ હતુ ! મહારાજે તપાસ કરી એ વખતે તો કઈ દેખાયુ નહિ પરતુ દશ દિવસે તેજ જગ્યાએ ચાકીની જેમ સોજીને લાલ રગ થઈ આવ્યો સાથે ખૂબ જ પીડા થવા લાગી બે દિવસના ઉપચાર પછી પણ શાતિ ન થઈ શ્રી પ્રાણલાલજી મહારાજે નિહાળ્યુ કે જેમ જેમ શરીરમા અસમાધિ વધતી જાય છે, તેમ તેમ પૂજ્યશ્રીના મનમા સમાધિ વધી રહી છે

ડૉ જેઠાલાલ આવ્યા તેમણે તપાસ કરી મોટા ડૉકટરની આવશ્યક્તા લાગી રોગના મૂળ ઊડા હતા પૂજ્યશ્રીએ બતાવ્યુ કે કર્મનો બદલો પૂરો કરવા બીમારી આવી છે અને તેના મૂળ કાર્મણ શરીરમા છે ભક્તિપ્રિય સઘ અને સેવાનિષ્ઠ શ્રી પ્રાણ જલદી શાતિ માટે વ્યામોહિત હતા મોટી હૉસ્પિટલના પઠાણ ડૉકટર લાવ્યા પુરી રીતે પૂજ્યશ્રીને તપાસ્યા ડૉકટર બોલ્યા ગુરુજીનુ હૃદય અને બધારણ એટલુ મજબૂત છે કે જો આ દર્દ મટી જાય તો બીજા ૨૫ વર્ષ જીવી શકે ડૉકટરે જીવલેણ દર્દનો ઉલ્લેખ કર્યો

આ દર્દના પરિણામે ખભા નજીક પીઠમાં એક કઠોર ગુમડાએ જન્મ લીધો હતો દવા ચાલુ હતી અશાતાનો ઉદય વેગવંત હતો દવા નાસીપાસ થઈ રહી હતી શ્રી ગોવિંદજી મ. વૃદ્ધ હતા અને મોતીઓ આવતા લાચાર બન્યા હતા પ્રેમચંદજી મ. પણ વૃદ્ધ હતા ને તેમની નજર ટૂંકાઈ ગઈ હતી એટલે પૂજ્યશ્રી ઉપરાંત બંને વૃદ્ધ ગુરુભાઈઓની સેવાનો ભાર શ્રી પ્રાણલાલજી મ પર આવ્યો હતો જે તેઓએ ઘણા હર્ષ અને સ્ફૂર્તિપૂર્વક વહન કર્યો જેતપુર શ્રીસંઘ અને તેમાં અમુક સેવા ભાવિ વ્યક્તિઓએ ખરેખરો સહયોગ આપ્યો રાતદિવસ સ્થાનકમાં રહી મુનિવરોની સેવામાં હૃદયથી જ પલાળ્યું હતું તે વખતની નોંધપોથીમાં બે મુખ્ય નામો ભાઈચંદભાઈ જુઠાભાઈ દેસાઈ ને મીરજલાલ ભાઈચંદ ગાંધીનો ઉલ્લેખ થયો છે આ બંને ભાઈઓએ ગુરુવરોના ખૂબ જ આશીર્વાદ લીધા હોય તેવો આભાસ મળે છે

આ સમયે ત્યાં બિરાજતા પુરીબાઈસ્વામી રામકુંવરબાઈ રળીયાતબાઈ મણિબાઈ હેમકુંવરબાઈ તથા મીઠીબાઈ ને જયાબાઈ ઉપરાંત અવલબાઈ આર્યાજી દુધીબાઈ અને અમૃતબાઈ આદિ સાધ્વીજીઓએ અથાગ સેવા બજાવી તેવામાં કલ્પનીય બધું કરી જીવન કૃતાર્થ કર્યું પૂજ્યશ્રીની ઘોર વેદના અને અસીમ ધૈર્ય સૌને વૈરાગ્ય અને સમતાનો પાઠ શીખવતા હતા. સાથે લીંબડી સંપ્રદાયના સાધ્વીજી વિચરી રહ્યા હતા તેઓ પણ અભેદ ભાવે સેવા કરવા તત્પર રહેતા

પૂજ્યશ્રી પોતાના શિષ્ય મ ળ દ્વારા અનુપમ શાંત અનુભવી રહ્યા હતા ૧૫ દિવસ બીજા પણ વહી ગયા. બીમારીએ ધીરેધીરે નાડીતંત્રનો પૂરો કબજો લઈલીધો. પૂજ્યશ્રીએ બે દિવસ બાકી રહ્યા ત્યારે પોતાના શિષ્યરત્ન પ્રાણલાલજી મ.ને પાસે બેસાડી પોતાના અંતરની બધી વાતો કહી. સંપ

સલાહથી સ ઘાડાની નાવ ચલાવવા માટે પ્રેરણા આપી ગુરુદેવ જરા થોભ્યા પુન બોલ્યા "પ્રાણુ ! જો પુરૂષોતમજી સ્વામી અને અન્ય મુનિવરો સૌના પ્રત્યે મને ખૂબ સદ્ભાવ છે તેઓના હ્રદય પણ નિર્મળ છે કોઈ કારણથી હાલ તુરત તેઓ મળી શકયા નથી મનુષ્યના મનની ગતિ ચ ચળ હોય છે વચગાળાના તત્વોથી આમ થયુ હશે, માટે આગળ ઉપર મારી ગેરહાજરીમા પણ તેઓ આપણા જ છે એમ માનીને એકરૂપ બની જવાની જ ભાવના રાખવી બીજુ કાઈ વધારે મારે કહેવુ નથી" પૂજ્યશ્રીએ આટલા શબ્દો એક સાથે કહ્યા અને પછી વિસામો લીધો શ્રી પ્રાણલાલજી મહારાજે આ શબ્દો ખૂબ ભાવપૂર્વક સાભળ્યા અને પૂજ્યશ્રીના હ્રદયની નિર્મળતાના દર્શન કર્યા ધન્ય છે મહાપુરુષોની ઉદારતાને !

ઉપરોક્ત વાર્તાલાપ થતાની સાથે શ્રી પ્રાણલાલજી મ નુ હ્રદય ભરાઈ ગયુ આખો ભી જાઈ ગઈ શ્રી પ્રાણલાલજી મ વધારે ઉત્તર દઈ શકયા નહિ ફક્ત એટલુ જ બોલ્યા "આપની અભિલાષા પ્રમાણે બધુ થશે આપ કૃપા રાખજો" આટલુ બોલીને ગુરુ મહારાજના ખોળામા માથુ મૂકી દીધુ એ વખતે મહાન ગુરૂ ગોદમા નાના બાળમુનિ જેવા બની ગયા ધન્ય છે ગુરુઓની મહાનતાને !

પૂજ્યશ્રીના ગુમડાનો વિકાર વધતો જતો હતો જેઠ મહિ નાના ભય કર ગરમ દિવસોમા ગુમડુ ગરમીમા વધારો કરતુ હતુ શ્રી પ્રાણલાલજી મ બરાબર માવજત કરતા હતા પૂજ્યશ્રીની શાતિ અવર્ણનીય હતી દેહ અને આત્મા ભિન્ન છે, એવુ ભાન પ્રત્યક્ષ વર્તાઈ રહ્યુ હતુ પૂજ્યશ્રીના મુખથી એક જ વાત નીકળતી "કર્મના દ ડ ભોગવવાના હોય છે આવી પીડાથી દેણુ ઓછુ થાય છે" પૂજ્યશ્રી આવી પીડામા પણ સમાધિસ્થ જેવા જ લાગતા ઔષધની કઈ જ અસર જણાતી ન હતી. બપોરના

આ દર્દના પરિણામે ખભા નજીક પીઠમાં એક કઠોર ગુમડાએ જન્મ લીધો હતો. દવા ચાલુ હતી. અશાતાનો ઉદય વેગવંત બન્યો. દવા નાખી પાન થઈ રહી હતી. શ્રી ગોવિંદજી મ. વૃદ્ધ હતા અને મોતીઓ આવતા લાચાર બન્યા હતા. પ્રેમચંદજી મ. પણ વૃદ્ધ હતા ને તેમની નજર ટૂંકાઈ ગઈ હતી. એટલે પૂજ્યશ્રી ઉપરાંત બંને વૃદ્ધ ગુરુભાઈઓની સેવાનો ભાર શ્રી માણેકલાલજી મ. પર આવ્યો હતો. જે તેઓએ ઘણા હર્ષ અને સ્ફૂર્તિપૂર્વક વહન કર્યો. જેતપુર શ્રીસંઘ અને તેમાં અમુક સેવાભાવિ વ્યક્તિઓએ ખરેખરો સહયોગ આપ્યો. રાતદિવસ સ્થાનકમાં રહી મુનિવરોની સેવામાં હૃદયથી જ પરોવાયું હતું. તે વખતની નોંધપોથીમાં બે મુખ્ય નામો ભાઈચંદભાઈ જુઠાભાઈ દેસાઈ ને પીરજલાલ ભાઈચંદ આપીનો ઉલ્લેખ થયો છે. આ બંને ભાઈઓએ ગુરુવરોના ખૂબ જ આશીર્વાદ લીધા હોય તેવો આભાસ મળે છે.

આ સમયે ત્યાં બિરાજતા પુરીબાઈસ્વામી, રામકુંવરબાઈ, રળીયાતબાઈ, મણિબાઈ, હેમકુંવરબાઈ તથા મોંઘીબાઈ ને જયાબાઈ ઉપરાંત અવલબાઈ આર્યાજી, દૂધીબાઈ અને અમૃતબાઈ આદિ સાધ્વીજીઓએ અમાપ સેવા બજાવી. મેવામાં કલ્પનીય બધું કરી જીવન કૃતાર્થ કર્યું. પૂજ્યશ્રીની શિર વેદના અને અસીમ ધૈર્ય સૌને વૈરાગ્ય અને સમતાનો પાઠ શીખવતા હતા. સાથે લીંબડી સંપ્રદાયના સાધ્વીજી વિચરી રહ્યા હતા. તેઓ પણ અભેદ ભાવે સેવા કરવા તત્પર રહેતા.

પૂજ્યશ્રી પોતાના શિષ્ય મંડળ દ્વારા અનુપમ શાંત અનુભવી રહ્યા હતા. ૧૫ દિવસ બીજા પણ વહી ગયા. બીમારીએ ધીરધીરે નાડીતંત્રનો પૂરો કબજો લઈ લીધો. પૂજ્યશ્રીએ બે દિવસ બાકી રહ્યા ત્યારે પોતાના શિષ્યરત્ન માણેકલાલજી મ.ને પાસે બેસાડી પોતાના અંતરની બધી વાતો કહી. સંપ

સલાહથી સઘાડાની નાવ ચલાવવા માટે પ્રેરણા આપી ગુરુદેવ જરા થોભ્યા પુન બોલ્યા "પ્રાણ ! જો પુરૂષોતમજી સ્વામી અને અન્ય મુનિવરો સૌના પ્રત્યે મને ખૂબ સદ્ભાવ છે તેઓના હૃદય પણ નિર્મળ છે કોઈ કારણથી હાલ તુરત તેઓ મળી શકયા નથી મનુષ્યના મનની ગતિ ચચળ હોય છે વચગાળાના તત્ત્વોથી આમ થયુ હશે, માટે આગળ ઉપર મારી ગેરહાજરીમા પણ તેઓ આપણા જ છે એમ માનીને એકરૂપ બની જવાની જ ભાવના રાખવી બીજુ કાઈ વધારે મારે કહેવુ નથી " પૂજ્યશ્રીએ આટલા શબ્દો એક સાથે કહ્યા અને પછી વિસામો લીધો શ્રી પ્રાણલાલજી મહારાજે આ શબ્દો ખૂબ ભાવપૂર્વક સાભળ્યા અને પૂજ્યશ્રીના હૃદયની નિર્મળતાના દર્શન કર્યા ધન્ય છે મહાપુરુષોની ઉદારતાને !

ઉપરોક્ત વાર્તાલાપ થતાની સાથે શ્રી પ્રાણલાલજી મ નુ હૃદય ભરાઈ ગયુ આંખો ભીની થઈ ગઈ શ્રી પ્રાણલાલજી મ વધારે ઉત્તર દઈ શકયા નહિ ફક્ત એટલુ જ બોલ્યા "આપની અભિલાષા પ્રમાણે બધુ થશે આપ કૃપા રાખજો" આટલુ બોલીને ગુરુ મહારાજના ખોળામા માથુ મૂકી દીધુ એ વખતે મહાન ગુરુ ગોદમા નાના બાળમુનિ જેવા બની ગયા ધન્ય છે ગુરુઓની મહાનતાને !

પૂજ્યશ્રીના ગુમડાનો વિકાર વધતો જતો હતો જેઠ મહિનાના ભયકર ગરમ દિવસોમા ગુમડુ ગરમીમા વધારો કરતુ હતુ શ્રી પ્રાણલાલજી મ બરાબર માવજત કરતા હતા પૂજ્યશ્રીની શાતિ અવર્ણનીય હતી દેહ અને આત્મા ભિન્ન છે, એવુ ભાન પ્રત્યક્ષ વર્તાઈ રહ્યુ હતુ પૂજ્યશ્રીના મુખથી એક જ વાત નીકળતી "કર્મના દડ ભોગવવાના હોય છે આવી પીડાથી દેણુ ઓછુ થાય છે" પૂજ્યશ્રી આવી પીડામા પણ સમાધિસ્થ જેવા જ લાગતા ઔષધની કઈ જ અસર જણાતી ન હતી બપોરના

સાધુ સાધ્વી અને શ્રાવક સમુદાય પૂજ્યશ્રી પાસે બેસતા ત્યારે તેઓ શાંતિપૂર્વક વાત કરતા

આજ ગુરુદેવ બોલ્યા  એ પ્રાણ! હવે આ બધો પરિવાર તારે સંભાળવાનો છે  આ જાવિદજી મુનિ અને પ્રેમચંદજી મુનિ પણ અવસ્થાવાળા છે  તેમનો ભાર પણ તારા ઉપર છે આયાજી મંડળને સૌને સમભાવે  તેવા અને સાધુ મર્યાદામાં કલ્પતી વસ્તુઓ સૌને સંવિભાગે આપવી એ ગાદીધર ગુરુનું કર્તવ્ય છે  પૂજ્યશ્રીના મુખથી સહજ ગાદીધર શબ્દ નીકળી ગયો  શ્રી પ્રાણલાલજી મ.ને ગુરુ પદવી મળી ગઈ

આજે સૌ આનંદથી વિખરાયા  પૂજ્યશ્રીની શાંતિ  માટે તારીફ થઈ રહી હતી  જેઠ વદિ ૮નો દિવસ પસાર થઈ ગયો આજે પૂ. શ્રીની તબીયત ઘણી જ અસ્વસ્થ હતી શ્રી પ્રાણલાલજી મ.નું મન નરમ પડી ગયું  તેમને ગભરામણ થતી હતી  જાણે ગુરુમહારાજની જીવનલીલાના ઘડીઓ ગણાતી હતી.  આજે સવારથી જ સાધુ સાધ્વી પૂ. શ્રીને વીંટળાઈ બેઠા હતા. સૌએ વારાફરતી આહારપાણી પતાવ્યા. શ્રી પ્રાણલાલજી મ.ની મુખાકૃતિ દયનીય બની રહી હતી. સૌની નજરમાં પૂજ્યશ્રીના વહાલા પ્રાણ કરુણાભાજન  બની ગયા હતા

આજે રાતના ખાસ ખાસ શ્રાવક સમુદાય પણ ઉપાશ્રયમાં જ હતા  અપૂર્વ શાંતિ છવાઈ ગઈ હતી. જાણે નાડીઓના ધબકારા જ સંભળાતા હતા  સૂર્યોદય થતાં સવારના હજારો લોકો પૂજ્યશ્રીના અંતિમ દર્શન માટે ધસી આવ્યા હતા  ખૂબ જ શાંતિપૂર્વક દર્શન કરી રહ્યા જતા  નવમીનો દિવસ પાર થવા આવ્યો. બપોરના પૂજ્યશ્રીએ હાથ ઊંચો કરી સકલ જીવોથી ખમતખામણા કર્યા  પાઠશાળાનો રૂમ શ્રાવકજનો  અને શિષ્યવૃંદથી ભર્યો હતો  પૂજ્યશ્રીએ જાણે એક અંતિમ કૃપા દષ્ટિ

સૌની પર નાખી વિદાય લેતા હોય તેમ આખો બધ કરી દીધી હજારો આખોમાથી અશ્રુધારા વહી રહી

જેઠ વદિ ૯ના બપોરના બે વાગે પૂજ્યશ્રીએ જીવનનો અતિમ સગ્રામ શરૂ કર્યો નશ્વર કાયામાથી પ્રાણ નીકળવા માટે આતુર બની ગયા એક વખત પૂજ્યશ્રી બોલ્યા "પ્રાણ!" બસ છેલ્લો શબ્દ "જી! મહારાજ!" આ ઉત્તર આપતા શ્રી પ્રાણ ગુરુ પોતાનુ હૃદય જાણે ગુમાવી રહ્યા! અનત શાતિમા સદાને માટે પૂજ્યશ્રીએ શયન કરી દીધુ છેલ્લી ઘડીઓમા પૂજ્યશ્રી માટે સથારો પચ્ચખી સમાધિ મરણને વર્યા હતા

જાણકાર લોકોએ નાડ હાથમા લીધી ત્યારે તેઓ સ્વર્ગવાસી બની કાળધર્મ પામ્યા હતા એ વખતની ગુરુપ્રાણની મનોવ્યથા અકલ્પનીય હતી આ લેખકને જ્યા સુધી ગુરુદેવ શ્રી પ્રાણનો અનુભવ છે ત્યા સુધી કહી શકાય કે તેમનુ કોમલ હૃદય તે ગુરુ વિયોગના પ્રત્યાઘાતને સહવા તૈયાર ન હતુ મહાવીર સ્વામીના તપોબળથી જ તેઓશ્રીને ધૈર્ય બળ મળ્યુ હશે! પૂજ્યશ્રીનો શિષ્ય પ્રત્યેનો સ્નેહ પણ અનુપમ હતો

ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ માટે આ ચોમાસાનો રગ આખો પડી ગયો તેઓ ગુરુ-વિરહ ભૂલી શકતા ન હતા ઉપરાત ગુરુદેવ સ્વર્ગવાસી થયા પછી શ્રી પ્રાણગુરુને હાથના આગળાઓમા ઘણો ઉત્કૃષ્ટ વ્યાધિ થયો અસાતાનો ઉગ્ર ઉદય થયો હતો જેતપુરનુ ચાતુર્માસ સમાધિ ભાવે પૂર્ણ થયુ. ગોવિદજી મ ઠાણા ૩ ઉપરાત મણીબાઈ ઠાણા ૨ પણ જેતપુરમા જ હતા જેતપુર શ્રીસઘનો પ્રાણગુરુ પ્રત્યે પ્રગાઢ સ્નેહ હતો. શ્રીસઘને બબ્બે વરસ પછી વિદાય દેતા ઘણો જ ઊડો આઘાત લાગ્યો

# દક્ષખણીયા માટે વિનતિ

## ૩૦

(સંવત ૧૯૮૮)

જેતપુરથી પ્રસ્થાન થયું પૂજ્યશ્રી વિના શ્રી. પ્રાણગુરુના આશ્રમમાં શૂન્યતા છવાઈ ગઈ હતી. હવામાં તરવી ગુરુવરની અસંખ્ય મૂર્તિઓના દર્શન કરતા સંત સમુદાય આગળ વધવા માંડ્યા જેતલસર જંકશન થઈ વડાલ પધાર્યા સર્વત્ર પૂજ્યશ્રીના વિયોગની વાતો મુખ્ય હતી. વડાલથી જુનાગઢ પ્લોટમાં આગમન થયું ત્યારબાદ જુનાગઢ શહેરમાં પધરામણી થઈ જુનાગઢ સંઘ ખૂબ જ વિકાસ કરી રહ્યો હતો શાણા અને ધાર્મિક શ્રાવક શ્રી. જેઠાલાલ રૂપાણી વકીલ જેવા સમર્થ વ્યક્તિનું શ્રીસંઘને નેતૃત્વ મળ્યું હતું ગુરુદેવ પ્રત્યે શ્રી. જેઠાલાલ ભાઈની અનન્ય નિષ્ઠા હતી. જુનાગઢથી જેતપુર પુનરાગમન થયું ગોંડલ જવાનું લક્ષ હતું

દરમ્યાન એક છરહરી નેતરની સોટી જેવી કાયાવાળો મજબૂત બાંધાનો તરુણ પૂજ્ય ગુરુદેવ શ્રી. પ્રાણલાલજી મ. ના ચરણે આવી ઊભો રહ્યો તેની તેજસ્વી આંખો સંકલ્પ બળ પ્રગટ કરતી હતી. યોગીની જેવી દૃઢવૃત્તિ તેમનામાં ઉભરાતી હતી ગુરુ મહારાજે એક વેધક દૃષ્ટિથી આગન્તુક તરુણને નિહાળ્યો 'કેમ, શું ભાવના છે? વ્યાખ્યાન સભાસભા પછી ટકોર કરી છે દીક્ષાના ભાવ? તો સાધુ બનાવી દઈએ ગુરુદેવે વૈરાગ્યનો પાસો ફેંક્યો હતો. "જરૂર ગુરુદેવ! એટલા માટે જ આવ્યો છું સામેથી એવો જ દૃઢ ઉત્તર મળ્યો. આ તરુણ બીજા કોઈ નહિ. એ હતા વાવડી ગામના શ્રી. માધ વજી ભાઈના યોગ્ય પુત્ર શ્રી રતીલાલ.

આટલા વાર્તાલાપ પછી તેઓ ગુરુસેવામા જોડાયા, મન પૂર્વક ધાર્મિક અધ્યયન કરવા લાગ્યા, ગોડલ જવાનુ પ્રયોજન બીજુ કશુ જ નહિ ત્યા શ્રી કાનજી મ બિરાજમાન હતા પૂજ્ય શ્રી જયચદજી મ ના કાળધર્મ પછી તેઓ દીક્ષા વડીલ હોવાથી આચાર્ય સદૃશ કાર્યભાર તેમના ઉપર આવ્યો હતો શ્રી પૂજ્ય તેઓ બન્યા હતા શ્રી પુરૂષોતમજી મ પણ ગોડલ ચાતુર્માસ બિરાજ્યા હતા ગોડલના ભાવિક શ્રાવકો દ્વારા પુન મુનિમડળને એકરૂપ કરવાના ધૈર્યભર્યા પ્રયાસો ચાલુ જ હતા ધીરે ધીરે શ્રાવકોને સફળતા મળી રહી હતી

મહારથી મુનિઓના સ્વર્ગવાસ પછી સૌને એક થવાની ફરજ થઈ રહી હતી ગુરુદેવ તરફથી તો કોઈ અડચણ હતી જ નાહ શ્રી કાનજી મ ની નેશ્રામા રહી સૌએ એક સાથે ચોમાસાની સૂચિ બહાર પાડવી આવું નિશ્ચિત થયુ હતુ ઉપરાત સકલ મુનિઓના આહાર પાણી સાથે જ થાય પરસ્પરનો પૂરો આદર વ્યવહાર કરવો આટલી વાતો માન્ય થઈ હતી શ્રી પ્રાણલાલજી મ ને આથી ઘણો જ સતોષ થયો એક પ્રકારે શાતી વળી ગઈ

સમજૂતી મુજબ આ વરસે ૧૯૮૮ની ચાતુર્માસની સૂચિ એક સાથે તૈયાર થઈ તેમા લખાયુ પૂ કાનજી મ ની આજ્ઞા અનુસાર નીચે પ્રમાણે સૌને ચોમાસા આપવામા આવે છે આ સમાચારથી શ્રાવકો ખુશહાલ દેખાતા હતા વાતાવરણ ભર્યું ભર્યું બની ગયુ અતિમ વેળાની પૂજ્યશ્રી જયચદજી મ ની ભાવનાને જાણે વિજય મળ્યો હતો આટલુ મધુર વાતાવરણ છતા એ વરસે શ્રી કાનજી મ ઠાણા ૨ સરધાર શ્રી પ્રાણલાલજી મ ઠાણા ૩ સાવરકુડલા અને પૂ શ્રી પુરૂસોતમજી મ એકલા પાળીયાદ ચોમાસુ પધાર્યા હોઈ શકે છે કે પાળીયાદ શ્રીસઘની વિનતિને માન્ય રાખવી પડી હોય!

શ્રી પ્રાણલાલજી મ ગોંડલની ગૌરવભરી ગાદીને નાનરસ અપણ કરી બગસરા તરફ થઈ નાવરકુડલા જવા માટે રવાના થયા. સાધુઓના નવ મ ક મોજ તેમની પગયાત્રાઓ છે વિહાર એ સાધુઓનુ જીવન છે વૈરાગી રતલાલ પણ બરાબર આવતા રહેતા હતા. ગોંડલથી મોવયા ઓખરી, સુલતાનપુર અરજણ સુખ, તોરી રામપુરી અને માલુ જવા થઈ બગનરા પદાપણ કર્યુ બગસરામા મોરલાના મીઠા ટહુકાર સભળાયા, બગસરા ગુરુવરોના ભક્તિમા ગાડુ બનતુ ગુરુમહારાજની મીઠી બ સરી બજતા બગસરાના શ્રાવકમ ડળો ડોલી ઉઠતી ચારે બાજુ પડઘા પ વા લાગ્યા હતા કે વ્યાખ્યાન તો શ્રી. પ્રાણલાલજીનુ બસ આનદ સાથે પરમ વૈરાગ્ય.

સમઢીયાળા હામાપુર, હાલરીયા હસા ભલાળા, ક્રમી નેસડીને સ્પરશી ગુરુવરો નાવલીના તટે આવી પહોચ્યા સાવર અને કુ ડલાનુ વિભાજન કરતી નાવલી મુનિઓના મન પણ મોહી લે છે નાવલી ખરેખર નવરગી છે નાવલીના કિનારા સમૃદ્ધિ અને શ્રીમતોથી સુશોભિત બન્યા છે ત્યાની જનતાએ ચાતુર્માસ પધારતા મુનિવરોનુ પરમ હાર્દિક સ્વાગત કર્યું સાવર-કુડલાનો સમૃદ્ધ સ ઘ ગુરુવરોની વિશેષ સ પત્તિ સમો સૌરાષ્ટ્રમા ચુડામણી જેવા સરલ સરલ અને શાતિપ્રિય સમાજ છે સાવરકુડલા પરમ ઉદારતાકારી ક્ષેત્ર છે ઘણી જ ધામધૂમથી ચાતુર્માસના ચાર મહિના પૂર્ણ થતા વાર ન લાગી

સાવરકુડલામા એ વખતે વીશાણી પરિવાર દોશી પરિવાર તેજાણી કુટુ બ મગીઆ કુટુ બ વગેરે પરિવારો મુખ્ય હતા જે તન મન, ધનથી ભક્તિનો પૂરો લાભ લેતા હતા. સોનામા સુગંધ એ હતી કે પરમ વિદુષી પ્રભાવશાળી શ્રી. ઉજમબાઈ મહાસતીજી ઠાણા ૩નુ ચાતુર્માસ પણ સાવર કુડલા જ હતુ મત પચ્ચખાણ ધમ ધ્યાનની ભીડ જ નાવલી

વહેવા લાગી હતી વૈરાગી શ્રી રતીલાલના મન પરિણામ વૃદ્ધિગત હતા તેઓ પૂજ્યશ્રી પ્રાણુલાલજીના ચરણોમા રહેતા, વૈરાગ્ય રસથી ભી જાઈ રહ્યા હતા સૌ શિષ્ય સમુદાયને શ્રી પ્રાણુલાલજી મ ના ચરણોમા કોઈ શિષ્યરત્ન થાય અને અણગાર બને તેવી ભારે ઉત્કંઠા હતી સાવરકુંડલાને આજે ૨૦ વરસે ચોમાસાનો લાભ સાપડયો હતો ભક્તિથી સૌના હ્રદય રગાઈ ગયા હતા. ગુરુકૃપા મેળવવા શ્રાવકોમા હોડ જામતી હતી

સાવરકુંડલાનુ સન્માન ભર્યું ચોમાસુ પરિપૂર્ણ થતા ગુરુમહારાજોએ ભેટ આપી શેરીએ શેરીએ ગુરુના નામના ગીત ગવાતા હતા ગુરુદેવે સાવરકુંડલાનુ હ્રદય ચોરી લીધુ હતુ ગુરુમહારાજના વિહારથી મુગ્ધ હ્રદયો ભાન ભૂલી ગુરુ-મહારાજની પછવાડે જાણે દોડી રહ્યા હતા! માગલિક પછી ભીટ પહોચે ત્યા સુધી સેંકડો દર્શનાતુર રોતી આખો ગુરુ વરોને અદ્રશ્ય થતા સુધી નિહાળી રહી વિરહના આઘાતથી ઘવાએલા નેત્રો જાણે જોવાની આનાકાની કરતા હોય તેમ તેના પર ગુરુપ્રેમનો પડદો પથરાઈ ગયો

સાવરકુંડલાથી વહેતી મુનિમડળની વિહાર સરિતા આઢડા, ધજડી, ખોડી, હાથસણી, સમઢીયાળા, વીરપુર, દેવળા, અને ખીસાને પાવન કરી ધારીની સરિતામા સરી પડી ધારી થોડો વિસામો લીધો ધારી ગુરુમહારાજને ભાવતું ક્ષેત્ર, રગ ભર્યો સોરઠ સમાદર ધારીમા જોવા મળતો તે ક્ષેત્રમા જેમ સિંહ ગર્જના કરે છે તેમ શ્રાવકો ધર્મગર્જના કરતા હતા ધારી મોખરે ચાલનાર ગામ એમા શ્રી જગજીવન ગોવિંદજી ધારીનુ નાક હતા ધર્મપ્રિય રમૂજી શ્રાવક હતા રોટલો મોટો'

ધારીથી દલખાણીયા ૯ માઈલ દૂર છે દલખાણીયામા તે વખતે શ્રાવકના ૧૨ થી ૧૫ ઘર હતા નવો જ સરસ

શ્રી. પ્રાણલાલજી મ ગોંડલની ગૌરવભરી ગાદીને નાનરસ અપણ કરી બગસરા તરફ થઈ સાવરકુંડલા જવા માટે રવાના થયા સાધુઓની સર્વશ્રેષ્ઠ મોજ તેમની પદયાત્રાઓ છે વિહાર એ સાધુઓનુ જીવન છે વૈરાગી રતીલાલ પણ બરાબર આવતા રહેતા હતા ગોંડલથી મોવૈયા ખોખરી સુલતાનપુર અરજણ સુખ, તોરી રામપુરી અને માલજીજવા થઈ બગનરા પદાપણ કર્યું બગસરામા મોરલીના મીઠા ટહુકાર સભળાયા બગસરા ગુરુવરોની ભક્તિમા આડુ બનતુ ગુરુમહારાજની મીઠી મધુરી બજતા બગસરાની શ્રાવકમડળી ડોલી ઉઠતી ચારે બાજુ પડઘા પડવા લાગ્યા હતા કે વ્યાખ્યાન તો શ્રી. પ્રાણલાલજીનુ બસ આનદ સાથે પરમ વૈરાગ્ય

સમઢીયાળા, હામાપુર હાલરીયા, હસા અલાળા, કમી નેસડીને સ્પર્શી ગુરુવરો નાવલીના તટે આવી પહોંચ્યા સાવર અને કુડલાનુ વિભાજન કરતી નાવલી મુનિઓના મન પણ મોહી લે છે નાવલી ખરેખર નવરગી છે નાવલીના કિનારા સમૃદ્ધિ અને શ્રીમતોથી સુશોભિત બન્યા છે ત્યાની જનતાએ ચાતુર્માસ પધારતા મુનિવરોનુ પરમ હાર્દિક સ્વાગત કર્યું સાવર-કુડલાનો સમૃદ્ધ સઘ ગુરુવરોની વિશેષ સપત્તિ સમો સૌરાષ્ટ્રમા સુદામણી રેવા સરસ સરલ અને શાતિપ્રિય સમાજ છે સાવરકુડલા પરમ શાતાકારી ક્ષેત્ર છે ભણી જ ધામધૂમથી ચાતુર્માસના ચાર મહિના પૂર્ણ થતા વાર ન લાગી

સાવરકુડલામા બે વખતે વીરાણી પરિવાર દોશી પરિવાર, તેજાણી કુટુબ મગીઆ કુટુબ વગેરે પરિવારો મુખ્ય હતા જે તન, મન, ધનથી ભક્તિનો પૂરો લાભ લેતા હતા. સોનામા સુગધ એ હતી કે પરમ વિદુષી પ્રભાવશાળી શ્રી. ઉજમબાઈ મહાસતીજી ઠાણા ૩નુ ચાતુર્માસ પણ સાવર કુડલા જ હતુ વ્રત પચ્ચખાણ ધર્મધ્યાનની ભીડી જ નાવલી

ચહેવા લાગી હતી વૈરાગી શ્રી રતીલાલના મન પરિણામ વૃદ્ધિગત હતા તેઓ પૂજ્યશ્રી પ્રાણલાલજીના ચરણોમા રહેતા, વૈરાગ્ય રસથી ભી જાઈ રહ્યા હતા સૌ શિષ્ય સમુદાયને શ્રી પ્રાણલાલજી મ ના ચરણોમા કોઈ શિષ્યરત્ન થાય અને અણગાર બને તેવી ભારે ઉત્કઠા હતી સાવરકુ ડલાને આજે ૨૦ વરસે ચોમાસાનો લાભ સાપડયો હતો ભક્તિથી સૌના હૃદય રગાઈ ગયા હતા. ગુરુકૃપા મેળવવા શ્રાવકોમા હોડ જામતી હતી

સાવરકુ ડલાનુ સન્માન ભર્યું ચોમાસુ પરિપૂર્ણ થતા ગુરુમહારાજોએ ભેટ બાધી. શેરીએ શેરીએ ગુરુના નામના ગીત ગવાતા હતા ગુરુદેવે સાવરકુ ડલાનુ હૃદય ચોરી લીધુ હતુ ગુરુમહારાજના વિહારથી મુગ્ધ હૃદયો ભાન ભૂલી ગુરુ-મહારાજની પછવાડે જાણે દોડી રહ્યા હતા! માગલિક પછી મીટ પહોચે ત્યા સુધી સેકડો દર્શનાતુર રોતી આખો ગુરુ વરોને અદશ્ય થતા સુધી નિહાળી રહી વિરહના આઘાતથી ઘવાએલા નેત્રો જાણે જોવાની આનાકાની કરતા હોય તેમ તેના પર ગુરુપ્રેમનો પડદો પથરાઈ ગયો

સાવરકુંડલાથી વહેતી મુનિમડળની વિહાર સરિતા આઢડા, ધજડી, ખોડી, હાથસણી, સમઢીયાળા, વીરપુર, દેવળા, અને ખીસાને પાવન કરી ધારીની સરિતામા સરી પડી ધારી ચોકો વિસામો લીધો ધારી ગુરુમહારાજને ભાવતુ ક્ષેત્ર, રગ-ભર્યો સોરઠ સમાહર ધારીમા જોવા મળતો તે ક્ષેત્રમા જેમ સિંહ ગર્જના કરે છે તેમ શ્રાવકો ધર્મગર્જના કરતા હતા ધારી મોખરે ચાલનાર ગામ એમા શ્રી જગજીવન ગોવિંદજી ધારીનુ નાક હતા ધર્મપ્રિય રમૂજી શ્રાવક હતા રોટલો મોટો

ધારીથી દલખાણીયા ૯ માઈલ દૂર છે દલખાણીયામા તે વખતે શ્રાવકના ૧૨ થી ૧૫ ઘર હતા નવો જ સરસ

ઉપાશ્રય બાંધવામાં આવ્યો હતો ધર્મ ક્રાંતિ હલખાબીયામાં વધી રહી હતી ત્યાં હીરાચંદભાઈ નામે ધર્મિષ્ઠ ભક્તિવાન શ્રાવક રહેતા હતા હીરાચંદભાઈ ધર્મના સારા જાણકાર ને ઘોર તપસ્વી શ્રાવક હતા એ વખતે ગામ-શેઠ તરીકે શ્રી જગજીવન મોનજી આગળ પડતા હતા પૂજ્યવરો ધારી પધારતા હલખાબીયા પધારવાની વિનંતિ કરવા ત્યાંનો ભાવિક સંઘ ધારી આવી પહોંચ્યો

ગુરુમહારાજ આગળ જ્યારે હલખાબીયા પધારવાની વિનંતિ મુકાઈ ત્યારે ગુરુદેવે ત્યાં પધારવાની સાવ ના જણાવી ત્યાંનો રસ્તો ઘણો જ પહાડી અને સંકટમય છે વળી હલખાબીયા ગીર જંગલમાં આવેલું ગામ છે ત્યાં જવાનું પૂજ્યશ્રીને કઠિન લાગ્યું તે વખતે કોઈને કલ્પના ન હતી કે ગુરુદેવને હલખાબીયા સાથે કેટલીક લેણાદેવી છે અને હલખાબીયાને ખબર ન હતી કે ગુરુમહારાજ સાથે કેટલો ઋણાનુબંધ છે ગુરુમહારાજે 'ના' પાડી પરંતુ એમ કયા ગામ ડાના વાણિયા માને તેવા હતા. બગસરાના શ્રી. ભીમજી ડાહ્યાભાઈ અને શ્રી જગજીવન ગોવિંદજી દ્વારા દલીલ કરાવી હલખાબીયાની વિનંતિ મંજૂર રખાવી ગીર ગામના આ શ્રાવકોએ હસતા હસતા જણાવ્યું કે મહારાજશ્રી ત્યાં પધારો તો આપને સિંહ જોવા મળશે. વસ્તુતઃ હલખાબીયું એ સિંહનું કેન્દ્ર હાલમાં જ હલખાબીયાના કુવામાં છલાંગ મારીને સિંહ સિંહણે જગતભરમાં હલખાબીયાને પ્રસિદ્ધ કરી દીધું હતું

ગુરુ મહારાજે મહામુશ્કેલીથી એક દિવસ માટે વિનંતિનો સ્વીકાર કર્યો ત્યાંથી વેકરીયા થઈ વિસાવદર જવાનો પ્રસ્તાવ હતો. ધારીથી વિસાવદર જતાં વેકરીયા જવાનું જ હતું - હલખાબીયા થઈ વકરીયા જતા મોટો ફેર પડવાનો હતો. જ્યારે

દલખાણીયા જવાની વિનતિ મજૂર થઈ ત્યારે નાના ગામનો આ નાનો સઘ હર્ષઘેલો બની ગયો તેઓને કલ્પના જ ન હતી કે આવા મહાન ધુરધર સાધુરાજ દલખાણીયા જેવી વનસ્થળીમા પધારે ! તેઓની સાચી ભક્તિ સફળ થઈ હતી

કુબડા ગોવિદપુર થઈ એક પહાડ ઓળગી દલખાણીયા જવાનુ હતુ દલખાણીયા એટલે આખો ધારવાળો પહાડી પ્રદેશ. આ લેખકની જન્મભૂમિ દલખાણીયા છે એટલે આ પ્રદેશનુ સાક્ષાત વર્ણન ચિતરી શકાયુ છે ધારીની ઘૂઘવતી નદીઓ વચ્ચે ગુરુમહારાજે શેષકાળ રોકાયા ગ્રામ વાટિકાઓથી શોભતુ ધારી અમરાપુરી જેવુ લાગે છે રામબાગ ધારીની શોભા અને મહત્તામા વધારો કરે છે દલખાણીયાના શ્રાવકો રોજ ગુરુદેવના દર્શન અને સમાચાર લેવા માટે આવવા લાગ્યા ધારીથી ગુરુદેવોએ દલખાણીયા જવા માટે ભેટ બાધી દલખાણીયાના શ્રાવકોને વિશ્વાસ થયો કે ગુરુમહારાજ પધારશે

ધારીથી મહારાજશ્રી કુબડા પધાર્યા ત્યા ગોવિદપુરના શ્રાવકો પણ પહોચી ગયા ગોવિદપુર મઘમઘતી ફાલભરી વાડીઓથી દીપતુ ગામ છે ત્યા બે દિવસ લાભ આપી દલખાણીયાનો રસ્તો લીધો આજે દલખાણીયામા અનુપમ ઉત્સાહ વર્તાઈ રહ્યો હતો ઘેર ઘેર ગુરૂમહારાજોની-પધરામણીનો આનદ છવાઈ ગયો હતો દલખાણીયાની ધરતીને પાવન કરવા આ મહાપુરુષો પધારી રહ્યા હતા

*

## ૨૧

જ્યારે હળખાળીયામા ખબર આપવામા આવ્યા કે ગુરુ મહારાજ પધારે છે ત્યારથી સૌના મનમાં ઉમગ ઊડ્યો હતો આખુ ગામ મનગની રહ્યું રાહ જોવાઈ રહી હતી. સામે જવાની તૈયારી થાઈ રહી હતી ગોવિંદપુરથી વિહાર કર્યો ત્યારે ધારીના શ્રાવક અને ગોવિંદપુરનુ મહાજન ગુરુમહારાજ સાથે આવી રહ્યા હતા હળખાળીયાના ભાઈઓ બહેનો લેવા માટે ઘણે દૂર સુધી સામે આવી ગયા હતા. એક પહાડી પર સૌ વાટ જોતા બેઠા. સામે દૂર દૂરથી હંસના સમૂહ જેવી સતોની મંડળી દેખાણી. પૂજ્યવરો પહાડની એક કેડીથી ઉતરી રહ્યા હતા. કેમ જાણે ધરતીને પાવન કરવા સ્વર્ગમાથી દેવદૂતો આવી રહ્યા હોય!

સતોની મંડળી જોઈને હરખની આખીયડી આવી બાળકો દોડી દોડીને સામે જવા લાગ્યા જેમ લગ્નમાં જવુ હોય તેમ લોકોએ નવા કપડા પહેર્યા હતા બહેનો એક જગ્યાએ ગીત ગાતી ઊભી રહી. શ્રાવકો બાળકોની સાથે આગળ વધ્યા. આ લેખક પણ બાળકરૂપે સાથે જ હતો. જોર જોરથી મહાવીર સ્વામીની જય બોલાવી. સામેથી ભગવાનના નામનો બુલંદ જવાબ મળ્યો ગુરુદેવો ઘણે વખતે પધારી રહ્યા હતા. શ્રી માણુગુરુનુ તો પ્રથમ આગમન હતું આવા મહાન સતના આગમનથી ઉત્સાહનો પારો ઊંચે ચડી રહ્યો હતો. પ્રાતઃકાળે ગુરુઆગમનની તે વેળા અદ્ભુત હતી આનંદમય વાતાવરણ હતું ખરેખર ગીરનો પ્રદેશ ખૂબ જ રળિયામણો છે

"દલખાણીઆના શ્રા વ કો" આ રસભર્યું લ્હેકાદાર ગુરુદેવનુ વાકય કર્ણામૃત જેવું હતુ શ્રાવક ગણ ગુરુચરણે ઝૂકી ગયા ગુરુદેવને પ્રાપ્ત કરી નાના ગામનો શ્રાવક સમુદાય ખુશહાલ બની ગયો "બોલો પ્રાણલાલજી મ ની જય " નો અવાજ પર્વતની ચટ્ટાન સાથે અથડાઈને પ્રતિધ્વનિ કરી રહ્યો જ ગલના વૃક્ષો પણ આ અહિંસાના લેખધારીનુ સ્વાગત કરતા હતા બહેનોના ગીત મુજબ, "આવી તીર્થ કરની ટોળી" રૂપે ગુરુમહારાજની ટોળી આગળ ચાલી આબલીયાળાનુ નાનુ ઝરણુ કલકલ કરતુ જાણે ગુરુદેવની કૃપાદૃષ્ટિથી નાચી રહ્યુ હતુ વૈરાગી રતીલાલભાઈ પણ ગુરુદેવની સાથે જ હતા

ઘણા જ ઉત્સાહ સાથે દલખાણીઆના ઉપાશ્રયમા ગુરુદેવોની પધરામણી થઈ શ્રાવકોના મન આ મહતી કૃપા બદલ ગદ્‌ગદ્ બની ગયા શ્રી હીરાચ દભાઈને અપાર હર્ષ થયો હીરાચ દભાઈની બ ને આખો ઘણી જ નાની ઉ મરે ચાલી ગઈ હતી અ ધાપો આવ્યા પછી તેઓ ધર્મમા ઊતરી ગયા હતા એ સમયમા તેઓ એક નમૂનેદાર ઘોર તપસ્વી શ્રાવક હતા સાધુ સ તો હીરાચ દભાઈને દર્શન દેવા થોડો ફેર લઈને પણ દલખાણીયા આવવાનુ પસ દ કરતા ગુરુદેવે જેવો ઉપાશ્રયમા પગ મૂકયો તેવા જ શ્રી હીરાચ દભાઈ ગુરુમહારાજના ચરણોમા ઢળી પડયા શ્રી પ્રાણલાલજી મ કોઈને ભાવપૂર્વક બોલાવતા ત્યારે લહેકા સાથે સામી વ્યક્તિનુ નામ લઈ તેમને મહત્તા આપતા "હી રા ચ દ ભાઈ" ગુરુમહારાજે પોતાનો મીઠો અવાજ ઠેઠ હીરાચ દભાઈના અ ત કરણ સુધી પહોચાડવાનો પ્રયાસ કર્યો હીરાચ દભાઈ શાસ્ત્રોક્ત શબ્દ જ બોલતા 'ગુરુદેવ ! આપની દયા હુ તો પામર અને અજ્ઞાની છુ આપ મારા જેવા પરાધીનને અહીં સુધી દર્શન દેવા માટે આવ્યા એજ આપની મોટી કૃપા છે હીરાચ દભાઈને પૂ શ્રી જયચ દજી મ ના અનુભવી શિષ્ય શ્રી પ્રાણલાલજી મ ને જોઈને અર્થાત સાભળીને ઘણો જ હર્ષ થયો

એક જ દિવસ રોકાવાના વિચારથી મહારાજ શ્રી. દલખાણીયા પધાર્યા હતા. તે દિવસે સઘજ્જમણ હતુ બીજે દિવસે પૂજ્યશ્રીએ વિહારની વાત કરી એક ભાઈએ કહ્યુ પ્રભુ ! આજે તો મારા તરફથી સઘજમણ છે આપે અમને લાભ આપવો પડશે. ગુરુમહારાજ આગ્રહપ્રેમને આધીન થઈ એક દિવસ વધાર્યા ત્યા તો ત્રીજે દિવસે ત્રીજો સઘ થયો ગુરુમહારાજને દલખાણીઆના ભક્તિ સ્વીકારવી પડી. આઠ દિવસ વીતી ગયા. આઠ દિવસ લગાતાર સઘજમણ થતા જ રહ્યા નાનુ ગામ સોધુ સાટુ ને સિદ્ધપુરની જાત્રા. વસ્તુત તો ગુરુ કૃપા જ હતી આઠમે દિવસે વળી બેર બાધી એક ભાઈ સવારમા જ આવ્યા પોતાને ઘેરનુ મત ઠરાવવાની વિનતિ કરી. તે દિવસે રોકાઈ જવુ પડ્યુ લાભનુ કારણ હતુ બીજે દિવસે તેના તરફથી સઘ થયો. મહારાજશ્રીએ નાના ગામના ઉત્સાહને માન આપ્યુ કુલ દશ દિવસ સુધી રોકાયા. 'ભક્તને આધીન ભગવાન ની કહેવત ચરિતાર્થ થઈ હતી

શેઠશ્રી જગજીવનભાઈ (હાલના શ્રી જગજીવનજી મ.) દલખાણીયાના શેઠ હતા આ લેખકના તેઓ સાંસારિક પિતા થાય વીરાણી લાઈના સમાગમથી તેમને ધર્મનો રગ લાગ્યો હતો. ગુરુદેવના પરત્વે તેઓને વિશેષ શ્રદ્ધા હતી દશ દિવસ જ્ઞાનમય પ્રવચનોની તેમના પરિવાર પર ઊડી અસર થઈ ગુરુદેવની વૈરાગ્યમય વાણીથી તેઓ ધર્મ પ્રત્યે ખૂબ જ ખેચાયા. કારણ તેમનો ધર્મભાવ ઉદયમાન હતો. ગુરુદેવના નિમિત્તથી ચ તા પરિણામ થયા. ખરેખર ગુરુદેવનુ દલખાણીયા જવુ પૂરૂ સફળ થયુ હતુ

શ્રી. વૈરાગી રતીલાલના ભાવ ઉત્કૃષ્ટ હતા. મૌન પાળતા એકાંતમાં અભ્યાસ કરતા નિરતર પાઠ લેતા ખાવાપીવામાં

નિયમવાળા હતા દાળ રોટલો અને સાંજે ખીચડી વૈરાગી તરીકે ત્યાગ મસ્તી હતી તેમના સંપર્કની અસર જગજીવનભાઈ પર પડી કયા ખબર હતી કે વ્યવસાયમા ફસાયેલા, ઉપાધિવાળા, ગામના સંપચ જગજીવનભાઈ પણ આ વૈરાગીના ગુરુબન્ધુ બની જશે વૈરાગ્યના રંગરેલી એકને સૂક્ષ્મ ભાવે અને બીજાને પ્રત્યક્ષ ભાવે સ્પર્શી રહી હતી

દિવસે ઉપાશ્રયમા વ્યાખ્યાન થતુ રાત્રિના ભાગમા રાસ કથા વંચાતી હતી આખુ ગામ ઉછળીને ગુરુ ચરણે આવતુ હતુ રાતના બ્રાહ્મણ, કણબી, વાણિયા, સુથાર, લુહાર, મોચી બધી કોમના માણસો એકત્ર થતા હતા શ્રી પ્રાણલાલજી મ રંગભરી વાર્તાનો રસ જમાવતા, ત્યારે ગ્રામ્યજનોના ભદ્ર હૃદય ઉપર ઊંડી અસર થતી હતી મોટે ભાગે દયા ધર્મનો ઉપદેશ અપાતો હતો દશ દિવસમા તો ગુરુદેવે ગામને ભક્તિ રસમા તરબોળ કરી મૂક્યુ ગુરુદેવની જીવન ગાથામા ખરેખર દલખાણીયા અદ્દભુત રીતે વણાઇ ગયુ તેની આ પૂર્વ નિશાની હતી

લેખકના સાંસારિક માતુશ્રી અમૃતબાઈ શ્રાવિકા સાધુ-સંતોને દેખી હર્ષઘેલા બની જતા ઘેર ગુરુમહારાજના પગલા થાય અને પાત્રુ માંડે ત્યારે તેઓ ભાવતલ્લીન થઈ જતા ભાવપૂર્વક વહોરાવ્યા પછી તેને અનહદ ખુશી ઊપજતી દશ દિવસની ગુરુમહારાજની અમૃતમય વાણીએ અમૃતબાઈને ધર્મ અમૃતે ભીંજવી નાખ્યા અમૃતબાઇના અંતકરણ પર ધર્મના ઊંડા સંસ્કાર આરોપાઈ ગયા અહી વિસ્તાર આપવાનો હેતુ એ છે કે અમૃતબાઈના ધર્મ સંસ્કારનુ ઉત્તમ પરિણામ આવે છે ગુરુદેવનુ દલખાણીયા આગમનનુ પ્રયોજન કુદરતી પોથીમા અનેરુ લખાયુ હતું

બોટાદ સંપ્રદાયના આચાર્ય શ્રી માણેકચંદજી મ જ્યારે

દલખાણીયા પધાર્યા હતા ત્યારે જ શ્રી જગજીવનભાઈ તથા અમૃતબાઈએ નાની ઉમરે ચોથા વ્રતના પચ્ચખાણ કરી લીધા. હતા ત્યારબાદ પ્રા. લાવજી મહારાજ તથા મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ પધાર્યા હતા વૈરાગ્ય રસમાં વૃદ્ધિ થઈ હતી પરંતુ ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મના અનુપમ મોતી જેવા વચનોએ અમૃતબાઈના પરિવારને એવા તો ધર્મરંગે રંગી નાખ્યા કે આગળ ચાલીને ઘરમા દીક્ષા લેવાની એક પરંપરા જ વહી

અમૃતબાઈના ત્રીજા નંબરની પુત્રી બા. પ્રભાવતી એ વખતે દશ વરસની ઉંમરના હશે. આ બાળકી કેટલા ભાવપૂર્વક ગુરુ દર્શન કરતી હશે તે પ્રત્યે કોઈનું ધ્યાન ખેંચાયું નહિ હોય, પરંતુ ગુરુદેવના સંપર્કમા આ બાળકીના સંસ્કાર ધર્મમય થઈ રહ્યા હતા તેમના સરલ હૃદય પર ગુરુ મહારાજનો ફોટો ચીતરાઈ રહ્યો હતો. આગળ ચાલીને તે પ્રભાવતી મહાસતીજી બનવાના હતા તેની શું અત્યારે કલ્પના આવે! આ લેખકની ઉંમર આઠ વરસની હતી તે વખતની ઝાંખી હજુસુધી મન પર અંકિત છે જેમ તેમ હોય, કોઈ એવો શુભયોગ હતો કે જગજીવનભાઈના પૂરા પરિવાર પર ગુરુદેવની અનન્ય કૃપા વરસી ગઈ અમૃતબાઈના મોટા પુત્રી જયાબાઈ છ વરસના હતા જે આગળ જતા જયાબાઈ મહાસતીજી બન્યા

દશ દિવસનો આખો પૂરો કરી પૂજ્યવરો વૈરાગી સાથે વિહાર કરવા તૈયાર થયા. દલખાણીયાથી એક માઈલ મીઠાપુર થઈ વેકરીયા જવાનું હતું મીઠાપુર સુધી સેંકડો નરનારી વળાવવા આવ્યા ત્યાં સહજભાવે થયું શત્રુંજય નદીનો આ પ્રદેશ ગીરની ઝાડીઓ અને ઘટાઓથી છવાએલો છે શત્રુંજય નદીના આછા નીરમા ગુરુવરોના પ્રતિબિંબો ઝીલાઈ રહ્યા. નદીના તટવર્તી પ્રદેશમાં પહાડી કેડીઓ પર ચાલતા આગળ

વધી રહ્યા હતા શ્રી જગજીવનભાઈ ગીરજગલનો પરિચય આપતા આગળ ચાલી રહ્યા હતા સિહ દીપડાની વાતો થઈ રહી હતી

દલખાણીયાના પ્રદેશમા પધરામણી થાય અને સિહ દીપડાની મુલાકાત ન થાય તો યાત્રા અધૂરી રહેને! ગીર જગલનુ સ્મરણ શુ રહે! શ્રી જગજીવનભાઈ મુનિવરોને પચ દર્શન કરાવી રહ્યા હતા મીઠી ઠડી પોતાની પાખો ફફડાવી ઉડવાની તૈયારીમા હતી સૂર્યના તાજા કિરણો પૃથ્વી પટપર ઊતરી આવ્યા હતા કિરણસ્નાન કરતા વનપ્રાણીઓ અને જીવજતુઓ પ્રાકૃતિક ઉષ્ણતા મેળવી રહ્યા હતા

ગુરુદેવ બોલ્યા સાસણ સુધી અમે ગીરજગલમા ફરી આવ્યા પણ સિહ કે કોઈ જાનવરનો ભેટો ન થયો આજે પાછો ગીરપ્રદેશ આવ્યો છે 'કેમ, શ્રાવકજી! અહીં જાનવર મળે ખરા,' ગુરુમહારાજને પ્રશ્ન કરવો જ હતો, ત્યા તડકામા ટાઢ ઉડાડવા માટે આવેલા એક દીપડા ઉપર શ્રી જગજીવન-ભાઈની નજર પડી ૫૦ થી ૬૦ ગજ દૂર હશે! "ગુરુદેવ" જગજીવનભાઈએ કહ્યુ "જુઓ, ત્યા દીપડો બેઠો છે" સામે પથ્થર પર બેઠેલા દીપાભાઈને બતાવતા કહ્યુ "ભાઈ સાબ! ટાઢ ઉડાડવા આવ્યો છે" ગુરુરાજ ચોકયા જગલના વિકરાળ જાનવરને જોવાની ઘણા દિવસની ઇચ્છા હતી સૌ થભ્યા

ખાસો મોટો પૃષ્ટ દીપડો હતો દીપડો એ વાઘની ટાઇ-પનુ ગીરનુ શિકારી પ્રાણી છે માણસોની ગધ અને સચળ તાથી બહુ જ ચોંકે છે બે ચાર જણા સાથે હોય ત્યારે આક્રમણ કરવાની હિમત કરતો નથી માણસોના અવાજથી તેના કાન ચોકયા નિડરભાવે ઊઠીને આસ્તે આસ્તે ચટ્ટાનો પાછળની ઝાડી ભરેલી ખોહમા તે ઊતરી ગયો

ગુરુદેવને ખૂબ જ આશ્ચર્ય થયું આ રીતે પ્રત્યક્ષ જોવાનો અવસર આ પો ન હતો ભયની લાગણીઓ ઉત્પન્ન થાય તે પહેલા જ્ઞાનવૃત્તિ જાગ્રત બની પ્રાણી માત્રમા આત્મતત્ત્વના દર્શન કરાવી ગઈ પૂજ્યવરો વેકરીયા આવી પહોચ્યા. ત્યાં એક શ્રાવકનુ ઘર છે તેમણે ગુરુવરોનો મીઠો સત્કાર કર્યો દલખાણીયાના મીઠા સત્કાર આપી ગુરુવરો વીસાવદર તરફ વિચરણ કરી ગયા દલખાણીયાના હૃદયમા ગુરુદેવની સાકાર મૂર્તિ સદા માટે બની રહી

*

## રતિલાલભાઈની દીક્ષા

### ૭૨

### (વેરાવળ ને રાણપુર ચાતુર્માસ ૧૯૯૯)

વેકરીઆથી વિહાર કરી જેતલવડ સ્ટેશન થઇ પૂજ્ય વરો વીસાવદર પધાર્યા દલખાણીયાના શ્રાવકોએ જેતલવડ માગલિક સાભળી વિદાય લીધી એ વખતે વીસાવદરમા શ્રી લક્ષ્મીચદજી મ બિરાજતા હતા તેઓ શ્રી પ્રાણગુરુના વૈરાગ્ય અને જ્ઞાન સાભળીને ખૂબ જ પ્રભાવિત થયા હતા અને શ્રી પ્રાણલાલજી મ ને મળવા ઇચ્છુક હતા વ્યાખ્યાનની ધારા અને વ્યવહારકુશળતા ગુરુમહારાજની વિશેષતા હતી સદ્વ્યવહાર તેમના રોમરોમમા ભર્યા હતા

વીસાવદરથી જુનાગઢ આગમન થયુ શ્રી રતીલાલભાઈને દીક્ષા દેવાના ચક્ર ગતિમાન થયા હતા જુનાગઢમા વકીલ શ્રી જેઠાલાલભાઈની પ્રભુતા હતી રાજ્યથી લઇ સમગ્ર જનતા પર તેઓએ ઊડી છાપ પાડી હતી ગુરુમહારાજના પરિચયમા આવ્યા પછી તેમને ધર્મનો ઊડો રગ લાગ્યો હતો પૂ શ્રી પ્રાણલાલજી મ ના તેઓ ખાસ શિષ્ય હતા વકીલનો સસારિક વ્યવહાર પણ ઘણો ઊચો હતો આદર્શ વ્યક્તિ હતા વકીલ તરીકેનો ધીકતો ધધો તેમની ખ્યાતિમા વધારો કરતો હતો માતપિતાને પગે લાગી કામ હાથ ધરતા

રતીલાલભાઈના માતપિતાએ વૈરાગ્યની પ્રબળતા જોઈ દીક્ષાની આજ્ઞા આપી સર્વત્ર ખુશાલી છવાઈ ગઈ જુનાગઢ ધર્મની પ્રાચીન નગરી અને તેમા દીક્ષા આપવાનો પ્રસગ, પ્રાણલાલજી મ જેવા સમર્થ ગુરુ અને વકીલ જેવા દીપતા

શ્રાવક શ્રી. વકીલનો સમસ્ત પરિવાર ધમના ઉડા રગે રગાએલ હતો તેમના ઘેર શ્રીમતી બબાબેનને દીક્ષાનો પ્રસગ નક્કી થતા હર્ષનો પાર રહ્યો નહિ.

સ ૧૯૮૯ ના ફાગણ વદિ ૫ ગુરુવારના દીક્ષા આપવાનો દિવસ નક્કી થયો શ્રી પ્રાણગુરુને આવા તરૂણ શિષ્ય મળવાથી ચારે તરફ ભક્ત લોકોના હૃદયમા આનદની લાગણી ઉભરાણી કુમકુમ પત્રિકાઓ વહેચવામા આવી. ચારે બાજુથી હજારો લોકોના આગમન થયા જુનાગઢના આગણે મગળ તોરણ બધાણા દીક્ષા અને ગીરનારની યાત્રા એક પથ દો કાજ જુનાગઢમાં દીક્ષા આપવાનો મુખ્ય લક્ષ્ય એ પણ હતો કે જુનાગઢ સઘને બળ મળે. જુનાગઢ શ્રીસઘનો જે રીતે ઉદયમાન થઈ રહ્યો હતો તેમા આવો દેદીપ્યમાન પ્રસગ આવવાથી જુનાગઢનુ સ્થાન મહત્વપૂર્ણ બની રહે।

સમાજને શેઠ લાલભાઈનુ પૂરુ નેતૃત્વ અને માર્ગદર્શન મળ્યુ નવાબશ્રીનો પણ પૂરો સહયોગ મળ્યો. દીક્ષાના મડપ મુલેશ વગેરે ઉત્સવો સારી રીતે યોજાયા છેવટે અભિનિષ્ક્રમણ (વરઘોડા) નો દિવસ આવી ગયો દીક્ષાની પૂરી તૈયારી થઈ ગઈ તપસ્વી જગજીવન મ. સસારિક અવસ્થામા આ દીક્ષા પ્રસગે હલખણીયાથી આવ્યા હતા. તેમણે પોતાના આખે જોયેલ પ્રસગનુ ચિત્ર આપ્યુ છે બે દિવસ પહેલેથી માનવમેદની જમા થઈ ગઈ હતી. અમને તો ગામડામાંથી જુનાગઢ આવતા અરજણીયો મુબઈ આવ્યા જેવુ લાગતુ હતુ દીક્ષાનો વરઘોડો માઈલ માઈલનો લાંબો હતો. ગીરનારની તળેટીમા દીક્ષા લેવા માટે શ્રી રતીભાઈને મોટી ધામધુમ સાથે લાવવામા આવ્યા ગુરુદેવ શ્રી. પ્રાણલાલજી મહારાજે સ્વમુખે વિધિસર ક્રિયા કરાવીને દીક્ષાના પાઠ ભણાવ્યા હજારો કઠથી બોલતા ધમના જયનાદ વચ્ચે તેઓ મુનિરૂપે શોભી રહ્યા. શ્રી. પ્રાણ-લાલજી મ. ના મોટા શિષ્ય તરીકે ખ્યાત થયા.

આ દીક્ષા પ્રસગે જુનાગઢ શ્રીસઘે મેમાનોની સારામા સારી સેવા બજાવી હતી શ્રી વિઠ્ઠલભાઈ પારેખ તરફથી પણ એક સઘજમણ કરવામા આવ્યુ હતુ ગિરનાર પર જનારા ભાઈબહેનો માટે સુદર વ્યવસ્થા કરવામા આવી હતી ગુરુ-દેવની કૃપાથી જુનાગઢ શ્રીસઘનો જય જયકાર વર્તાઈ ગયો.

આ વરસ અખિલ ભારતીય ધોરણે સ્થાનકવાસી જૈન સમાજ અને તેના બધા સપ્રદાયોના એકીકરણનુ આદોલન ચાલુ થયુ હતુ હવા બેચાર વરસથી ચાલતી હતી, પરતુ એકીકરણના પ્રયાસને આ વરસે મહત્ત્વ પૂર્ણરૂપ અપાયુ હતુ અજમેર કોન્ફરન્સનુ નગારુ બજતુ હતુ મોરબીના શ્રી. દુર્લભજીભાઈ ઝવેરી આ કોનફરન્સના મુખ્ય પ્રેરક બન્યા હતા પજાબ, રાજસ્થાન, દક્ષિણ, ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ તમામ ભારતથી મહાન સત સાધ્વીજીઓને અજમેર પધારવા માટે વિનતિ થઈ હતી અને તે પ્રમાણે મહાન આચાર્યો ત્યા પધારી રહ્યા હતા સૌરાષ્ટ્રથી પૂ નાનચદજી મ (લીબડી) પૂ, માણેકચદજી મ (બોટાદ), પૂ મહાપુરુષ પુરુષોતમજી મ (ગોડલ) આદિ સતોએ અજમેર માટે વિહાર કર્યો હતો પૂ પ્રાણલાલજી મહારાજે શ્રી પુરૂષોત્તમજી મ ને પ્રતિનિધિત્વ સોપ્યુ હતુ અજમેરમા ૫૦૦ જેટલા સત સાધ્વીજી અને પચાસ હજાર સ્થા જૈનો એકત્ર થવાના હતા શ્રી નાનચદજી મ તથા શ્રી માણેકચદજી મ અજમેર પહોચી શકયા હતા, જ્યારે શ્રી પુરૂષોતમજી મ ઠાણા ૨ નહિ પહોચવાથી પાલનપુર ચોમાસા માટે રોકાયા શ્રી ગોવિદજી મ શ્રી પ્રાણલાલજી મ આદિ ઠાણા ૪ નુ ચાતુર્માસ વેરાવળ નીમાયુ

નવ દીક્ષિતને લઈને જુનાગઢથી પ્રસ્થાન થયુ શ્રી રતીલાલજી મ સ્ફુરતીવાળા હોવાથી ગુરુમહારાજના દરેક કાર્યમા ઉપયોગી થઈ પડયા સાથે વૈરાગ્ય ભાવ ઉત્કૃષ્ટ હોવાથી મૌન ભાવ અને તપશ્ચર્યામા પણ તેઓ સલગ્ન થયા ટીબાવાડીમા

ઓસવ઼ાલ તરફથી વળામણાનો પ્રસંગ ઉજવાયો. શાહપુર થઈ મેહર ને સ્પર્શ કર્યો. મેહરડા બધી રીતે ખરેખર ધર્મ ક્ષેત્ર છે આજાબ અવાણીયા માળીયા થઈ વેરાવળ પધરામણી થઈ આ વરસનુ ચાતુર્માસ વેરાવળ નક્કી થયુ હતું વેરાવળ ખરેખર ધર્મપુરી જેવુ શહેર છે ત્યાથી એટલી દીક્ષા થઈ છે અને ત્યા એટલા મહાપુરુષોના ચાતુર્માસ થયા છે અને સંઘ સમાજને એટલો સહયોગ મળ્યો છે કે ગોંડલ ગચ્છના ઇતિહાસમાં વેરાવળનુ યોગદાન ઘણુ જ છે વેરાવળનુ સ્થાન મહત્ત્વ પૂર્ણ બની રહે છે

ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ. શ્રી ગોવિંદજી મ. શ્રી. પ્રેમચંદજી મ. અને શ્રી. રતીલાલજી મ નુ ચોમાસુ મેળવીને શ્રીસંઘને ખૂબ જ આનંદ ઉપજ્યો. વેરાવળમાં બરાબર મહાન સંતોના ચાતુર્માસ થતાં જ રહ્યા છે સંવત ૧૯૧૬ થી ૧૯૪૦ સુધીમા ૬ ચોમાસા પૂ. શ્રી દેવજી સ્વામીના સંવત ૧૯૫ થી ૧૯૭૭ સુધીમાં ૬ ચોમાસા શ્રી જયચંદજી મ તથા પૂ. ત. માણેકચંદજી મ. ના ૫ ચોમાસા થયા. પૂ. જાદવજી મ. અને તેમની શિષ્ય પરંપરાએ વેરાવળને લાભ આપ્યો. ઉપરાંત સાધ્વીજી મહારાજના બરાબર ચોમાસા થતાં રહ્યાં. વેરાવળ ધર્મના રંગે રંગાતુ રહ્યું

આ ચાતુર્માસથી વેરાવળને વિશેષ લાભ થયો. બારમાસ મોટી ધામધૂમથી વ્યતીત થયા. વેરાવળનુ ભવ્ય ચાતુર્માસ સમાપ્ત થયુ દરિયા કિનારે મોટી ધામધૂમ સાથ વિહાર સમારંભ થયો. વિહારમાં સમસ્ત શ્રાવક–શ્રાવિકાઓએ બાતું આપ્યુ સારા સારા વ્રત પચ્ચખાણ ધારણ કરી આત્માની શોભા વધારી. વેરાવળથી ગુરુવરો ચોરવાડ થઈને માંગરોળ પધાર્યા માંગરોળ પધાર્યા દસ વરસ થઈ ગયા હતા ત્યાંના સંઘમરણ તાજા થયા. ગુરુદેવના ઉપદેશથી માંગરોળ શ્રીસંઘ વધારે મહાશયવાન બન્યો.

માગરોળથી ગુરુદેવને ઘણી લાબી દોડ કરવાની હતી શરીરસ્થિતિ અનુકૂળ હતી ગોડલ ગચ્છનુ ક્ષેત્ર ઘણુ વિસ્તાર-વાળુ હતુ ચારે તરફ નાના મોટા સઘો ઠેર ઠેર ફેલાએલા હતા ઉપરાત પ્રત્યેક ગામડામા ત્યાની જનતાને જૈન સતોના ઉપદેશનો અપૂર્વ લાભ મળતો સૌરાષ્ટ્રની જનતાને આવા અહિસક મહાત્માઓના ઉપદેશની પૂરી આવશ્યકતા પણ હતી એ વખતે કાઠિયાવાડની સ્થિતિ પરિવર્તન પામી રહી હતી પુરાણી પરપરામા દૂષણો આવવા લાગ્યા હતા સાહેબ લોકના સગથી સરકારમા સારે સ્થાને રહેલો બ્રાહ્મણ અધિકારી વર્ગ પણ આચારવિચારથી દૂર હઠવા પ્રયત્ન કરતો હતો કાઠી દરબારો વિલાસી બની જનહિતના કાર્ય ભૂલવા લાગ્યા હતા સાધારણ જનતામા શિક્ષાનુ પ્રમાણ વધવાથી ધર્મ પ્રત્યે તેઓ સાશક બની રહ્યા હતા ગરીબ અને શોષિત જનતા ચા અને બીડીના વ્યસનોમા ઝડપાઈ રહી હતી

ગુરુદેવની વિહારયાત્રામા આ બધા દૂષણો સામે આદોલન ચાલતું હતુ ગુરુદેવ નવા ક્રાતિના બીજ લઈને ઉપદેશ આપતા તેમની આખ જનહિત પ્રત્યે વધારે સ્થિર રહેતી જ્યા જ્યા ગામડાઓમા સ્પર્શ કરતા ત્યા લોકોને દયાધર્મનો મુખ્ય ઉપદેશ તો અપાતો જ ઉપરાત બીડી જેવા વ્યસનોનો આજીવન ત્યાગ કરાવતા જૈનોમા પણ બીડીની બીમારી એટલી જ ઝડપી વેગે ફેલાઈ રહી હતી આજે એવા સેકડો મનુષ્યો મળશે જે કહેશે કે મે પ્રાણલાલજી મ પાસે બીડીના સોગદ લીધા છે

રજપૂત વર્ગ અને કાઠી વર્ગ જે શિકાર તરફ ઢળવા કોશિશ કરતો હતો તેમને જીવહિસાના સોગદ આપવામા આવતા હતા કોમળ હૃદયના મુસલમાનો પણ ગુરુદેવની વાણીથી પ્રભાવિત થઈને હિસાનો ત્યાગ કરતા દયા તરફ

વળતા ગુરુદેવની વાણીમા એવુ ઓજસ અને કથારસ ભરેલો રહેતો કે સાભળનાર એક વખત પાણી પાણી થયા વગર ન રહે ગુરુદેવ સર્વધર્મ સમભાવ જેવી નીતિ જાળવીને ઉપદેશ આપતા કોઈપણ ધર્મના વ્યક્તિને ઠેસ લાગે તેવું પ્રવચન ન થતુ આથી સૌ કોઈ નહેય લાભ લઈ શકતા

મા ારેશળથી એકધાર્ા ઘણા ગામ ાનો સ્પર્શ કર્યો કામનાથની જગ્યા, ગડોદર માળીયા અવાણીયા ભલભ, ભાભલા રપરથા મહરના વિશ્રાંતિ લઈને ચીરો ા બગડુ, ચોરવાડી સ્પર્શ્યાં બાલમા આરામ લઈને વાવડી પધાર્યાં વાવડી તે નવદીક્ષિત શ્રી રતીલાલજી મ નુ જ ન્મસ્થાન હોઈ દરબારોની ખાસ જમાવટ વાવડીમાં અને આજુબાજુમા ગુરુવરોના દર્શન માટે ભીડ જામી મુનિઓના માતપિતાએ પુત્રને સાધુરૂપે દર્શન કરી પોતાના અ ત કરણ પાવન કર્યા વાવડીમા ઘણી જાતના વ્રતપચ્ચખાણો અપાયા વાવડી છે તો ખોબા જેવડુ પણ ભારે હિંમતવાળુ રસકસવાળુ ગામ છે ધન્ય વાવડા ! તે પણ એક રત્ન ગુરુચરણે ભેટ કર્યું વાવ ડીના ભક્તિ રૂપી મીઠાજળનુ પાન કરી મહાત્માઓ પુન એક વખત પીલખા થઈને મ ઢડાપુર છો વડી થઈ રાણપુર પધાર્યા

હજુ તો મીઠી મીઠી ઠંડીની શરૂઆત હતી બે મહિ- નામાં જ વેરાવળ જેવા દૂર ક્ષેત્રમાથી માંગરોળનો સ્પર્શ કરી ગુરુદેવ રાણપુર પધારી ગયા હતા. આરામની આવશ્યકતા હતી. પૂ ગોવિંદજી મ. નુ શરીર લથડવા માડયુ હતું આ વિહાર પછી તેમને પણ નબળાઈ જણાતી હતી. છતા એવી કલ્પના થતી ન હતી કે પૂ ગોવિંદજી મ આટલા જલદી પરમ શાંતિમાં પોઢી જશે.

રાણપુરમા શેષકાળ સ્થિરતા દરમ્યાન એક દિવસ અચાનક

જોરથી પૂ શ્રી ગોવિંદજી મ ને છીંક આવી કમજોર શરીર છીંકનો ઝટકો ન્હી શકયુ નહિ છીંકના આચકાથી મગજની નસ તૂટી ગઈ હવે કોઈ ઉપચારની શકયતા ન હતી ભાન હતુ ત્યા સુધીમા તેઓએ દેહને 'વોસરેહ, વોસરેહ' કરી દીધો હતો થોડીવારમા તેઓ કાળધર્મ પામ્યા ગુરુદેવ શ્રી પ્રાણ-લાલજી મ ખડે પગે સેવામા હાજર હતા હજારો માણસો ભેગા થઈ ગયા ૧૯૯૦ના પોષ વદિ અમાસના તેમનો દેહ વિલય થયો

શ્રી ગોવિંદજી મ ખરેખર સંત હૃદય મહાત્મા હતા અનન્ય ભાવે એક નિષ્ઠાથી ગુરુદેવ શ્રી જયચંદજી મ ની સેવા બજાવી હતી ગુરુદેવ તેને 'ગોવા' કહીને બોલાવતા એ વખતે તેમનુ હૃદય ગદ્ગદ થઈ જતુ સંતોષ અને સમાધિ એમના જીવનમા બે ચક્ષુ હતા શ્રી પ્રાણલાલજી મ ઘણીવાર કહેતા

સમાધિ રાખવી તે ગોવિંદજી મુનિથી શિખવાનુ છે સાસારિક દૃષ્ટિએ તેઓ પીપળવા ગામના ગોરધનભાઈ મડીયાના સુપુત્ર હતા પાનાબાઈ માતાની કુક્ષી દીપાવી હતી ધારી મુકામે દીક્ષા લીધી હતી ૪૪ વરસ દીક્ષા પાળી ૭૦ વરસનુ આયુષ્ય ભોગવી પોષ વદ અમાસ દેવગત થયા

રાણપુરથી પુન મેંદરડા ખીલખા સુધીનો વિહાર થયો. દરમ્યાન ચાતુર્માસ નિમાઈ ગયા પૂ ભીમજી મ તથા પૂ મંગળજી મ નુ ચોમાસુ ધારી નિમાયુ તેઓ વિહાર કરતા વડીયા પધાર્યા શ્રી મંગળજી મ અચાનક વડીયામા કાળધર્મ પામ્યા શ્રી ભીમજી મ એકલા પડી જવાથી ધારી જવાનુ મુલતવી રાખી રાણપુર પધાર્યા ગુરુદેવનુ ચાતુર્માસ પણ રાણપુર હતુ તેઓશ્રી પણ શ્રાવણ સુદ ૮ના કાળધર્મ પામ્યા ગુરુ-દેવે તે ભદ્ર પરિણામી આત્માની સુદર સેવા બજાવી શ્રી ભીમજી મ વીસા ઓસવાળ જ્ઞાતીના વેરાવળમા જન્મ્યા હતા

અને ત્યાં જ દીક્ષા લીધી હતી ૩૦ વરસ ચારિત્ર પાળ્યું ગુરુદેવને એક વરસમાં આમ ત્રણ ગુરુ બન્ધુઓનો વિયોગ ૫ યો કાળયોગ કોણ પણ જાણતો નથી.

રાણપુરનો પમરજ આગળના પૃષ્ઠ પર ચિત્રાયો છે આ ૧૯૯૦ ના વરસનું ચાતુર્માસ રાણપુરમાં હતું રાણપુરનુ ચાતુર્માસ ઘણા ભાવથી પસાર થયુ હવે પૂ. ગોવિંદજી મ. ની તબીયત લથડવા લાગી હતી વરસ દેખાતા હતા શ્રી. પ્રાણલાલજી મ પૂ ગુરુદેવની જેમ જ તેમની સુશ્રુષા કરતા હતા શ્રી ગોવિંદજી મ. પ્રત્યે ખૂબ જ ઊંડો ભાવ હતા. નવ દીક્ષિત પણ હવ ખૂબ કેળવાઈ ગયા હતા. રાણપુર શ્રીસંઘ પૂજ્યશ્રીએ આપેલા લાભ બાદલ ખૂબ જ આભાર માનતો હતો ગુરુદેવના પડયા બોલ ઝીલાતા હતા. રાણપુર નાનું ગામ છતા બરાબર ત્યાં મોટા મોટા સતોના ચોમાસાનો લાભ મળ્યો છે તેજ રાણપુરની ભક્તિનું પ્રમાણ છે રાણપુરનું ચાતુર્માસ ઉજ્જ્વળ ભાવે પસાર થયુ લાંબા વિહાર તો થઈ શકે તેમ ન હતું ચોમાસું પૂરું થયા પછી નજીકમા જ થોડોક વિહાર કરવાનો સંકલ્પ કર્યો

*

## સોનગઢ સંપ્રદાયના ઉદય પરત્વે

### ૩૩

### (જુનાગઢ, બીલખા, બગસરા ચાતુર્માસ)

### સં. ૧૯૬૧, ૧૯૬૨, ૧૯૬૩

પૂજ્યશ્રીનુ રાણપુર ચાતુર્માસ પરિપૂર્ણ થયુ રાણપુરથી વાવડી તરફ પધાર્યા રાણપુરના યુવકો ગુરુદેવની સેવામા તત્પર હતા શ્રી ગોવિંદજી મ કાળધર્મ પામ્યા હતા ઠાણા ૩ વિહાર મા હતા યુવકો ગુરુમહારાજને ઘેરી લેતા વચમા વચમા પુનચાર સાધુ બની જવા વિનોદ થતો યુવકોને ગુરુદેવ દીક્ષા માટે મજાકમા આમંત્રણ આપતા પરંતુ કઠણ હૃદયના માનવીઓને એમ કયાં વૈરાગ્ય લાગવાનો હતો? આ વખતે ગોંડલ સંપ્રદાયમા સાધુઓની સારી એવી ત્રુટિ પડી હતી દીક્ષાનુ નામ આવતા કલેજુ બેસી જતુ હતુ

રાણપુરની મીઠી સ્મૃતિઓ સંચિત કરી વાવડી પધાર્યા હતા વાવડી આકર્ષણનુ કેન્દ્ર બની ગયુ હતુ વાવડીના લોકો સંતો પ્રત્યે જે સદ્ભાવ ધરાવતા હતા તે નમૂનેદાર હતો ત્યા સારો ધર્મોપદેશ થયો વાવડીથી પાછા ફરી રાણપુર થઈ જેતપુર તરફ પધાર્યા રસ્તાનુ ખારચીયા થાતાકરી હતુ થાણા ગાલોલની નદીમા મોટા મોટા હારબંધ ગોઠવેલા પથ્થરો કોરે પગે નદી ઓળંગવામા એટલા સહાયક થતા કે મુનિઓના મૂગા આશીર્વાદ કમાઈ લેતા

જેતપુર એટલે સાધુ સંતોનુ જંકશન ભાદર નદીના ઊંચા ભેખડા પર આવેલી દરબારગઢની દીવાલો આસમાનમા

માથા ઊંચા કરીને દૂર દૂર સુધી નજર નાખી મુનિઓ માટે દીવાદાંડી બની જતી. સૌરાષ્ટ્રની મોટામાં મોટી નદી ભાદર પ્રાચીનકાળની ભદ્રાવતીની યાદ આપતી મુનિઓના આગમનથી કેમ જાણે હર્ષ ન કરવાની ઈચ્છાવાળો હોય તેમ મંદગતિની બની ગઈ હતી. થા. પ્રાણલાલજી મહારાજને મન જેતપુર જીતપુર હતું અર્થાત્ મુનિઓના મન તેણે જીતી લીધા હતા.

જેતપુરથી ગોંડલ થઈ રાજકોટ જવા માર્ગેનો ગુરુદેવનો વિહાર થયો. ગુરુદેવની પ્રૌઢતા અને જ્ઞાન સમૃદ્ધિ પ્રાચીન જૈનાચાર્યની યાદ દેવડાવતા હતા. તેઓ આરહા અનુભવ પછી હિમગિરિ જેવા દેખાતા હતા. શરીર સ્વચ્છ ને નિરામય હતું. ઉપદેશની ધારા વણથંભી વહેવાના મોજા જેવી શુભતિદાયક સરસ અને શાંતિકર હતી. મુખપર વૈરાગ્ય અને ત્યાગની કાંતિ ચમકતી આંખોમાં દુશ્મનને પણ મહાત કરવાની વેધક દૃષ્ટિ ઝરતી હતી. ગુરુપ્રાણ શ્રીસંઘના પ્રાણસમ હતા. શાસનના પ્રાણ હતા. શિષ્ય સમુદાયમાં પ્રાણે પ્રાણે પથરાઈ ગયા હતા.

રાજકોટને અત્યારે ગુરુદેવ જેવા પ્રખર વ્યક્તિત્વની જરૂર હતી. બીજી બાજુ સ્થા. જૈન સમાજમાં દીક્ષા લઈ લાલનપાલન સાથે યોગ્યતા પામેલા કાનજી સ્વામી કોઈ કર્મોદયથી સ્થા. જૈન જેવા નિરાડંબર સંપ્રદાયમાંથી મન પરિણામ વિચલિત થઈ બીજી તરફ દોરવાઈ રહ્યા હતા. સ્થા. જૈન સંઘોને એ બાબતનું ઊંડું દુઃખ હતું કે તેમનો એક સુપુત્ર સ્થા. જૈન વૃક્ષની શાખાઓથી જ દેદીપ્યમાન બની તે વૃક્ષના છેદનમાં હસ્તચિન્હ બની સમાજને મર્મઘાત કરી રહ્યો હતો. ઉદાર માબાપ જેવી દૃષ્ટિ રાખી શ્રીસંઘ શાંતિ જાળવવા પ્રયત્નશીલ હતો. આ નવા પંથની અંકુર ભૂમિ રાજકોટ જ હતું.

આ અહિત પંથ વિસ્તૃત થઈ તેમના ફળ વધારે ન ચખાડે તે માટે રાજકોટ શ્રીસંઘ અને સૌરાષ્ટ્રના બધા સંતો સમાન

અને સચેત હતા જોકે આવા તત્ત્વોને રોકવા માટે પ્રયત્નશીલ થવુ તેજ તેના પ્રચારનુ કારણ બને છે પરંતુ એવુ મનોવિજ્ઞાન લોકોની લક્ષમા નથી હોતુ મને લાગે છે કે કાનજી સ્વામીના વિરોધીઓથી જ તેમનો વધારે પ્રચાર થયો હશે ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ આ યથાર્થ સિદ્ધાતથી અવગત હતા રાજકોટનો પ્રચડ વિરોધ શમાવી દેવાની જરૂર હતી જેટલો વિરોધ ઉગ્ર તેટલુ પ્રતિપક્ષીનુ પલ્લુ ભારે બને છે

ગુરુદેવ ગોડલ થઈ રાજકોટ પધાર્યા ગુરુદેવે પોતાની મીઠી શૈલીથી વાતાવરણ સ્વચ્છ બનાવ્યુ તેઓએ લોકોને સમજાવ્યુ, 'વિરોધ શા માટે? વિરોધ ન કરતા નિરોધ કરો તમારા મનનો નિરોધ તે જ સાચુ તપ છે મનના નિરોધથી મોટો વિરોધ થશે' ગુરુદેવે એવી સુદર શૈલી ધારણ કરી હતી કે જેમ ડાળપાદડા પર પ્રહાર ન કરતા મૂળમા જ ઘા થાય શ્રી પ્રાણલાલજી મ ના આ નવા સિદ્ધાતથી રાજકોટનો સઘ આકર્ષાયો તેમને ગુરુદેવના ગુપ્ત સામર્થ્યના દર્શન થયા રાજકોટમા એક ચાતુર્માસ થાય તો સારુ એવી ભાવના જાગ્રત થઈ પોતાના પ્રવચનમા કાનજી સ્વામીનુ નામ લેવાનુ પણ ટાળતા વસ્તુત લોકો ક્યા ભૂલે છે, સત્ય સિદ્ધાતથી કેમ ચલિત થાય છે તે મૂળ વાત પકડાવી દેવાની પરિણામ એ આવ્યુ કે ઘણા ભદ્રલોકો સિદ્ધાતાભાસના શિકાર થતા અટકી ગયા

રાજકોટથી વળતી યાત્રામા ગોડલ પધાર્યા વૈશાખી પૂર્ણિમા ઉપર ચોમાસા નિયુક્તિના સમય સુધી ત્યા લાભ આપ્યો જુનાગઢ ચોમાસુ નિમાયુ ગોડલથી વિહાર કરી જેતપુરનો વળતો લાભ આપી સ ૧૯૯૧ના ચોમાસા માટે જુનાગઢ પધાર્યા શ્રી જેઠાલાલભાઈ મુખ્ય કાર્યકર્તા હતા તેની સાથે કુરજી માસ્તર, કપુરભાઈ પટેલ, દેવચદભાઈ વગેરે શ્રાવકોનુ એક ધર્મધ્યાન કરનાર મિત્રમડળ તૈયાર થયુ હતું જુના-

ગઢમા સ્થાનક ઉપરાત એક બીજી પૌષધશાળા બાંધવામા આવી હતી જુનાગઢ શ્રીસઘમા ઉત્સાહની લહેર ઊઠી ચાતુર્માસ ખૂબ જ દીપ્યુ ગીરનારની છાયામા પુન ધર્મઘોષ થવા લાગ્યો સાવ કેના હૃદય ધમરગે રગાયા

શ્રી જેઠાલાલભાઈના પરિવારે આગતુક અતિથિઓની સેવા પણ એવી બજાવી સૌના નયન ઠરી જતા સેવાની સાથે ધમ ઉપાસના પણ એટલી જ હતી. શ્રી. જેઠાલાલભાઈના બહેન નાથાબેન જે ગગાસ્વરૂપ હતા તે શ્રાવિકા સમાજમા ધમરતભ બનીને સેવા આપવા લાગ્યા. ગુરુદેવ પ્રત્યેની નિષ્ઠા અને પોતાના સદ્‌ગુણોથી તે રૂડો જીવ ખૂબ જ ધમકરણી કરી શકયો

જુનાગઢના ચાતુર્માસમા ભારે શાસન પ્રભાવના થઈ કાર્તિક પૂર્ણિમા પછી આજ્ઞાનુસાર મુનિવરોએ પ્રસ્થાન આરભ્યુ આ વરસે વિહાર થયો મર્યાદિત જ થઈ શકયો. મેદરડા અને બીલખા એવા બે ગઢ છે કે જ્યા ગુરુદેવ પ્રત્યે ભરપુર શ્રદ્ધા છે અને લાભ લેવાની અનન્ય ભાવના છે તુરત વિહાર થયો ગુરુદેવ બને જુનાગઢથી મેદરડા પધારતા ત્યા આનદ ઉત્સવ થયો. એક વખત બીલખાને સ્પર્શ કરી પુન ગુરુદેવ મેદર। આવ્યા દરમ્યાન સ ૧૯૯૨નુ ચોમાસુ બીલખા નિશ્ચિત થયું મેદર ાથી વિહાર કરી વીસાવદર પધારતા ચીરોડા નીમકા લ્તાળ, ભીલપુરી, સરસઈ આદિ ગામોની ક્ષેત્ર સ્પર્શના થઈ આ બધા ગામોમાં જૈનોની પ્રધાનતા હતી. સવત્ર ગુરુદેવોના પ્રવચન થતા અને સામાન્ય જનતાને થયો જ લાભ મળતો. સરસઈ જૈન પ્રાચીન ઠાણનુ સરસ્વતી ગણાય છે ત્યા ભગતની જગ્યા લેવા લાયક છે

વીસાવદર નવુ વધમાન ક્ષેત્ર હતુ આ ક્ષેત્રના નિર્માણમાં ગુરુદેવની દૃષ્ટિ પ્રેરણા મળી છે વીસાવદર શેષકાળ પૂર્ણ કરી બીલખા આગમન થયુ બીલખાને આગણ ચોમાસાનો

જે આનંદ મળ્યો હતો તે તાજો જ હતો આ ચોમાસામાં ખીલખા સંઘે બમણી તૈયારી કરવાની હતી જેમ ગુરુદેવની જેમ પ્રભુતા વધતી જતી હતી અને જ્ઞાનશક્તિમા વિકાસ થતો હતો તેમ તેમ ચોમાસા વધારે જાહોજલાલી ભર્યા થતા હતા. અતિથિઓનો પ્રવાહ વાતાવરણને ઉમંગમય બનાવી દેતો

ખીલખામા જેચંદ નાગજી, રામજીભાઈ જગજીવનભાઈ, આણંદજીભાઈ, ટીંબડીયા પરિવાર, વૈદ્ય પરિવાર વગેરે વગેરે સારા કાર્યકર્તા હતા સૌરઠ તરફના આ સમાન સંઘોમા એક પ્રકારની ચોમાસુ દીપાવવાની સ્પર્ધા બની રહેતી તેથી એકથી એક ચોમાસા ચડિયાતા થતા ગુરુમહારાજની વ્યવહાર દક્ષતાની ઊંડી છાપ પડતી ધર્મકરણી અને તપશ્ચર્યામા ભાઈઓ બહેનો એવા જોડાઈ જતા કે તેમના અંતરંગના વિષય કષાય શાંત બની જતા અને પરમ આનંદ સાગરમા ઝુલતા ચાતુર્માસ ઘણા ઉત્સાહ સાથે સમાપ્ત થયુ મુનિવરો ખીલખાને વિરહ સરિતામા તણાતુ મૂકી ચાલી નીકળ્યા

આ વખતે મારવાડના શ્રી હુકમીચંદ મ ના સંપ્રદાયના આચાર્ય મહા ખ્યાતિમાન શ્રી જવાહરલાલજી મ પોતાના શિષ્ય સમુદાય સાથે મોટી શાસન પ્રભાવના કરતા હતા શ્રી રાજકોટ સંઘની વિનંતિ અને પ્રયાસથી નવા ક્ષેત્રોને લાભ આપવા રાજકોટ પધાર્યા રાજકોટ તો ખરેખર આ મહાન પુરુષાર્થનુ ફળ હતુ શ્રી જવાહરલાલજી મ જેવા મહાન ધર્માચાર્યને સૌરાષ્ટ્રમા પગલા કરાવી શ્રી રાજકોટ સંઘે મોટો ઉપકાર કર્યો હતો

રાજકોટથી આ મહાસંત જેતપુર પધાર્યા મહાપુરુષ શ્રી પુરૂષોતમજી મ અને સૌરાષ્ટ્ર કેસરી શ્રી પ્રાણલાલજી મ સાથે મળીને આ મારવાડી વૃષભ સમાન સંતનુ સ્વાગત કરવા તેઓશ્રી પણ જેતપુર પધાર્યા જેતપુરમા ત્રિવેણી સંગમ થયો

પૂ. ત. માણેકચંદજી મ.ની ગૌરવગાથા સાંભળીને જૈનાચાર્ય શ્રી જવાહરલાલજી મ. ખૂબ જ પ્રભાવિત થયા. શ્રી પુરુષોત્તમજી મ. સાહેબના તત્ત્વચર્ચામાં શ્રી જવાહરલાલજી મ.ના સંતોને વિશેષ આનંદ ઉપજ્યો. સૌરાષ્ટ્ર કેસરીની વાણી તો સિંહગર્જના જેવી હતી જ. સૌરાષ્ટ્રના સમર્થ સંતોને નિહાળી શ્રી જવાહરલાલજી મહારાજે ધન્યવાદ અર્પણ કર્યો. સૌરાષ્ટ્રના બંને મહાપુરુષોએ આ મહાન આચાર્ય પાસેથી જે કંઈ અનુભવ લેવાનો હતો તેનો લાભ લીધો. જેતપુરનો પ્રસંગ સ્મૃતિપટમાં અંકાઈ ગયો. શ્રી આચાર્યજી જેતપુરથી વિચરણ કરી ગયા.

જેતપુર સમાગમ પ્રસંગે દલખાણીયાના સુશ્રાવક શ્રી. જગજીવનભાઈ ગુરુવરોના દર્શન માટે જેતપુર આવ્યા હતા. એ વખતે તેમને અઠમ અઠમનો તપ ચાલતો હતો. અંતરંગના મન પરિણામ વૃદ્ધિગત હતા. ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ.ના ચરણોમાં અઠમના પારણે દલખાણીયા પધારવા માટે ભાવભરી વિનંતિ કરી. ગુરુમહારાજનું હૃદય તો ભક્ત આગળ મીણ હતું. આવી ઘોર તપશ્ચર્યાની વિનંતિ પ્રત્યે ગુરુમહારાજને સહજ લાગણી થઈ. ગુરુદેવે બગસરા જવાની ભાવના બતાવી પછી અવસરે દલખાણીયા આવવા જણાવ્યું.

જેતપુરથી ગુરુવરો ખારચીયા થઈ વાવડી પધાર્યા. વાવડી તો ખરેખર વાવડી જ હતી. વાવડીના સ્વાગત ઝીલીને માવજીંજવા ઉપર થઈને બગસરા પધાર્યા. બગસરા આવતા પુનઃ ગીરના જંગલોના સ્મરણ તાજા થઈ આવ્યા. દલખાણીયા અઠમના પારણા ઉપર તો જવું જ હતું. શ્રી. જગજીવન ભાઈનો ઉત્સાહ સમાતો ન હતો. ગુરુવરો હવે ખૂબ જ પરિચયમાં આવી ગયા હતા. બગસરા પુનઃ વિનંતિ થતા દલખાણીયા માટે પ્રસ્થાન કર્યું. દલખાણીયાના નાના સૌ ભાવપૂર્વક

પધરામણી કરાવી દલખાણીયા જેવા નાના ગામમા આવડી મોટી તપશ્ચર્યા !

ગુરુદેવના વ્યાખ્યાનો રોજ થતા હતા શ્રી જગજીવનભાઈ ઉપર પ્રવચનની ઊડી અસર પડી છઠ આઠમના વરસીતપ કર્યા પછી સ સારથી તેમનુ મન ઊઠી ગયુ હતુ એકાત મળતા શ્રી રતીલાલજી મ ને વાત કરી કે મારે દીક્ષા લેવાના ભાવ છે જવાહરલાલજી મ ના દર્શન પછી અ તર ગમા દીક્ષાના બીજ વવાયા હતા ભાણજી નામના કણબીના પુત્ર નાનપણથી જગજીવનભાઈ સાથે રહેલા તેમને વૈરાગ્ય થતા કુલાવાડ મુકામે ઠાકરસીભાઈ ઘીયાની પ્રેરણાથી શ્રી ગિરધરલાલજી મ પાસે દીક્ષા લીધી હતી જગજીવનભાઈએ ત્યા આજ્ઞા આપી હતી ત્યારથી દીક્ષાના પરિણામ વધારે દૃઢ થયા હતા

પૂ ગુરુદેવે તે બાબત શાત ચિત્તેથી વિચારવાનુ કહ્યુ દલખાણીયાનો પારણાનો પ્રસ ગ ભવ્ય રીતે ઉજવાયો જામનગરથી ગુરુદેવના દર્શન કરવા માટે શ્રી ગોરધનભાઈ વકીલ દલખાણીયા આવ્યા હતા તેમના આવવાથી પ્રસ ગની શોભા વધી હતી દલખાણીયાથી ધારીને લાભ આપી સાવરકુ ડલા પધાર્યા આ ૧૯૯૩ ની સાલનુ ચોમાસુ બગસરા નીમાયુ હતુ

સાવરકુ ડલાથી વળતા ધારીને લાભ આપી પૂજ્યશ્રી બગસરા પધાર્યા આ ચાતુર્માસ વખતે શ્રી જગજીવનભાઈની વૈરાગ્ય દશા પ્રગટ થઈ રહી હતી તેઓ દલખણીયાથી કુટુ બ સાથ બગસરા આવ્યા ત્યા ઘર ભાડે લઇ ધર્મનો અભ્યાસ કરવા રોકાયા ત્યારે પણ તેમની છઠ છઠની તપશ્ચર્યા ચાલુ જ હતી શ્રી રતીલાલજી મહારાજ સાથે મેળ વધારે હતો તેઓ વૈરાગ્યની ભાવનામા ર ગ પૂરતા હતા શ્રી રતીલાલજી

મ દીક્ષા લીધા પછી લગભગ મૌન જ રહેતા, નાના પ્રકારની તપશ્ચર્યા ચાલુ જ હતી બંને તપસ્વીને આનંદ આવતો હતો.

ગુરુદેવના વ્યાખ્યાનવાણીથી બગસરામા ધમરસ રેલાઈ રહ્યો હતો મોટી તપશ્ચર્યાઓ નિપજી શ્રી જગજીવનભાઈ સાથે તેમના પુત્રી પ્રભાવતીબાઈ પણ બગસરામા ધાર્મિક અભ્યાસ કરતા હતા પિતા પુત્રીના ઉત્કૃષ્ટ પરિણામ જાણીને આખાએ સઘમા આનંદ ઉત્સાહ વાધ્યો હતો. બગસરામા જ દીક્ષા આપવા માટે ગુરુદેવોને વિનતિ થતી હતી ચાતુર્માસ કાળ નિર્વિઘ્ને સમાપ્ત થયો. લગભગ દીક્ષાની તૈયારી થઈ ચૂકી હતી.

*

## બગસરામાં પિતા પુત્રીની ભવ્ય દીક્ષા

૩૪

(સાવરકુંડલા ચાતુર્માસ સં. ૧૯૯૪)

બગસરા ચાતુર્માસ રૂડી રીતે ઉજવાયુ ચાતુર્માસ કરતા એ વધારે ઉત્સવનુ નિમિત સામે આવી રહ્યુ હતું શ્રી જગજીવન તથા તેમના પુત્રી બાળ બ્રહ્મચારિણી શ્રી પ્રભાબાઈબ નેને અસાર સંસારથી વૈરાગ્ય ઉપજતા શ્રી ભાગવતી જૈન દીક્ષા લેવાના ભાવ થયા હતા બગસરા શ્રીસંઘે દીક્ષા આપવા માટે બીડુ ઝડપ્યુ હતુ લોકો કહેતા કે દલખાણીયાના શેઠ દીક્ષા લેવ ના છે ગુરુદેવ તથા મૌનધારી મુનિના સાનિધ્યમા આ મહાપ્રસંગ અણમોલ અવસર બની ગયો હતો

ઉજમબાઈ મહાસતીજી બગસરા પધારી રહ્યા હતા દેવ કુંવરબાઈ સ્વામીના કાળ ધર્મ પામ્યા પછી ઉજબાઈ મ પાસે હજુ કોઇ દીક્ષા થઈ ન હતી ગુરુદેવની ઇચ્છા હતી કે ઉજમબાઈને શિષ્યા આપવી ઉજમબાઈ આર્યાજી સૌરાષ્ટ્રના પ્રભાવશાલી સતીજી હતા અધ્યાત્મજ્ઞાન અને શાસ્ત્રનુ જાણપણુ ઉચ્ચ કોટિનુ હતું તેમના સમુદાયના બધા સાધ્વીજીઓને સમભાવે સંભાળી સંયમ માર્ગનુ વહન કરતા હતા, ગુરુદેવ પ્રત્યે તેમની ગાઢ શ્રદ્ધા હતી શ્રી પ્રાણગુરુ વિચાર વિમર્શ કરી શકે તેવુ તેમનુ ઊંડુ વ્યવહાર જ્ઞાન હતુ

પ્રભાબેનને ઉજમબાઈ મહાસતીજીના ચરણોમા શિષ્યા તરીકે દીક્ષા આપવાની હતી પ્રભાબેનની ઉમર ૫ દર વરસની હતી પિતાજી જ્યારથી તપશ્ચર્યા કરવા લાગ્યા ત્યારથી તેમનો

અંતરવૈરાગ્ય વધવા લાગ્યો હતો દીક્ષા લેવાની ઊંડી પ્રેરણા તેમને મળી રહી હતી. માતુશ્રી અમૃતબાઈ તપસ્વી અને વૈરાગ્યવંત હોવાથી તેમના માર્ગમાં ખાસ બાધા ન હતી બગસરા ચાતુર્માસ દરમ્યાન તેમના વિચારો દઢીભૂત બની ગયા ગુરુદેવના નિરંતર ઉપદેશ શ્રવણથી મનનું સંકલ્પ બળ સ્થિર બની ગયું હતું દરેક પ્રકારની પરીક્ષા કરવાથી માલૂમ પડતું હતું કે હવે પ્રભાબેન નિશ્ચલ બનતા ગયા છે

દિવાળીની આસપાસ એ વસ્તુ પ્રગટ થઈ કે ગુરુદેવ શ્રી. પ્રાણલાલજી મ. ના ચરણોમાં પિતાપુત્રી એક સાથે ભાગવતી દીક્ષા લેશે. શ્રી. પ્રભાબેનનું વેવીશાળ મુલતાનપુરના ભટુભાઈ ઉર્ફે ભગવાનજી શેઠના સુપુત્ર શ્રી શાંતિલાલ સાથે કરવામાં આવ્યું હતું શાંતીલાલ તેજસ્વી યુવક હતા. બી. એ એલ. એલ. બી. ની પરીક્ષામાં બેસવાના હતા શાંતીભાઈના માતુશ્રી જડાવબેન ગુરુદેવના અનન્ય ભક્ત અને ધાર્મિક વૃત્તિના સમજુ સન્નારી હતા. સગાઈ થયા પછી શ્રી. જગજીવનભાઈના પરિવાર માટે તેઓના હૃદયમાં પણ જ સન્માન હતું દીક્ષાની વાત નિશ્ચિત થતા જ ભાભીનને બગસરા બોલાવવામાં આવ્યા. શ્રી. ભટુભાઈ સાથે હતા. તેઓએ પ્રભાબેનની પરીક્ષા કરી દઢ વૈરાગ્ય ભાવના જોઈને સહર્ષ દીક્ષામાટે આજ્ઞા આપી

શ્રી. ત જગજીવનજી મ. પોતાના અનુભવના બે બોલની નીચે પ્રમાણે નોંધ આપે છે અઠમના વરસીતપના પારણે દલખાણીયામાં ગુરુદેવની પધરામણી થયા પછી તેમના ચરણોમાં મને વિશેષ શ્રદ્ધા થઈ દીક્ષાના ભાવ હતા; પરંતુ ગુરુદેવને જોયા પછી શ્રી. રતીલાલજી મ ના સહયોગથી મે ગુરુદેવ પાસે જ દીક્ષા લેવાની ધારણા કરી. અવસ્થા પ્રમાણે મારે તે લેવા લેવાની હતી. બગસરા હું અભ્યાસ માટે રોકાયો ત્યારે પ્રભાબેનની ઉમર ચૌદ વરસની હતી. મારા દીક્ષાના ભાવ જાણી સાથે દીક્ષા

લેવા તૈયાર થયા વળી મારી જન્મોત્રીમા બે વરસની ઉમ્ર બાકી બતાવી હતી એટલે છેલ્લે જિંદગી સાર્થક કરી લેવાની ભાવના થઈ હતી ગુરુદેવ પ્રત્યેનો અનન્ય વિશ્વાસ હતો એટલે મોટી ઉંમરે દીક્ષા લેતા પણ મારુ મન મક્કમ બની શકયુ ”

ઉપરના ભાવોથી સમજાય છે કે ગુરુદેવ પ્રત્યેનુ કેવુ આકર્ષણ અને ગુરુદેવની કેવી તીવ્ર ઉપદેશ ધારા હશે કે મનુષ્યને વૈરાગ્યવંત બનાવી ધર્મમાર્ગે ચડાવતા બગસરા શ્રીસંઘના ઉત્સાહના પ્રવાહો વહેતા થયા હતા બગસરાના મુખ્ય શેઠ અને સમાજમા મુખ્ય કાર્યકર્તા શ્રી ભીમજી ડાહ્યાભાઈ શ્રી. જગજીવનભાઈના સગા બનેવી થાય ઉપરાત બગસરાની પ્રત્યેક વ્યક્તિ દલખાણીયાના શ્રાવક તરીકે જાણીતા હતા આવા રિદ્ધિસિદ્ધિવંત વ્યક્તિ ગુરુવરોના ચરણમા દીક્ષા લેવાના હોવાથી શ્રીસંઘ પોતાનુ અહોભાગ્ય માનતો હતો

દીક્ષાનુ મુહૂર્ત સં ૧૯૯૪ના માગસર સુદ છઠ ને ગુરુવારનુ આવ્યુ આ માગલિક પ્રસંગ પર મહાપુરુષ શ્રી પુરુષોત્તમજી મ પધારવાથી શ્રી પ્રાણલાલજી મ ના અંતઃકરણમા ખૂબ જ આનંદ થયો તેઓએ પ્રભાબેનના માતુશ્રીને દર્શન આપી ધન્યવાદ આપ્યા પ્રભાબેનના માતુશ્રી અમૃતબાઇ પણ ચાર માસથી બગસરા જ હતા ગુરુદેવ પ્રત્યે તેમની અગાધ શ્રદ્ધા હતી ઘરમાથી આ વિરકત આત્માઓને દીક્ષા લેતા જોઈને તેમનો અંતરાત્મા દિવ્ય ભાવનાઓને સ્પર્શી રહ્યો હતો દલખાણીયાથી શ્રી જગજીવનભાઈના પરિવાર ઉપરાત સેકડો નરનારીઓ ત્યા આવી પહોચ્યા હતા શ્રી જગજીવનભાઈ ઘણા વર્ષ સુધી દલખાણીયાના સરપંચ રહ્યા હતા જેટલી અને તેટલી જન સેવા બજાવી હજારોના આશીર્વાદ મેળવ્યા હતા

ગુરુદેવ અને સતી શિરોમણી શ્રી ઉજમબાઈ સ્વામીએ દીક્ષા આપવા માટે વિચારોની આપલે કરી સામે આવેલા બધા

પ્રશ્નોનું સમાધાન કર્યું' બગસરા શ્રીસંઘ તરફથી દીક્ષા પત્રિકા ગામેગામ મોકલવામાં આવી. બગસરા શહેરના રસ્તાઓ ભરપૂર બની ગયા શ્રીસંઘે બહુ જ સુંદર વ્યવસ્થા કરી હતી. તેઓ દીક્ષા ઉત્સવ ઉજવવા માટે સારી રીતે થઠાઈ ગએલા હતા જ્યારે દીક્ષાનો વરઘોડો નિકળ્યો ત્યારે ઠેકેઠેકું દળાઈ રહ્યું હતું શ્રાવિકાના જૂથોમાં ઉછરગની હેલી હતી.

શ્રીસંઘ સમક્ષ પૂ શ્રી. પુરુષોત્તમજી મહારાજે દીક્ષા પ્રકરણનું સૂક્ષ્મ રીતે શાસ્ત્રોક્ત વિવેચન કરી દીક્ષા પાઠ ભણાવ્યો અને પૂ. શ્રી. પ્રાણલાલજી મહારાજે યથાવિધ પાઠ ભણી પચ મુષ્ટિ લોચ કર્યો ને શિષ્ય તરીકે સ્થાપ્યા. શ્રી. ઉજમબાઈ સ્વામીએ શ્રી. પ્રભાબેનનો લોચ કરી તેમને શિષ્યા તરીકે સ્વીકાર્યા બોરાણી ઉજમબાઈ સ્વામીના પ્રથમ શિષ્યા હોવાથી શ્રાવિકાઓના હૃદયમાં અનહદ ભાવ ઉભરાતા હતા આવી સુશિષ્યા આપવા બદલ સૌ ગુરુદેવનો ઉપકાર માનતા હતા. ગુરુદેવની પ્રભાવમયી વાણીથી જનતાએ પણ અપૂર્વ ત્યાગ ભાવના દેખાડી.

દીક્ષા થયા પછી શ્રી. પ્રભાબાઈ સ્વામીને કેટલાક દિવસ ચારતી રહેવાથી આકરો તાવ લાગુ પડયો. એટલે ગુરુદેવ આદિ ઠાણા ૪ બગસરામાં જ બિરાજમાન રહ્યા. દેવ ગુરુ પ્રતાપે બીમારી હઠી ગઈ ને વાતાવરણ શાંત થઈ ગયુ પછી ગુરુદેવ તથા જગજીવનજી મ ઠાણા ૨ બગસરાથી વિહાર કરી બીલખા થઈ જુનાગઢ માટે પ્રસ્થાન કર્યું' શ્રી. પ્રેમચંદજી મ.ની વૃદ્ધા વસ્થાને કારણે ઠાણા ૨ ત્યાં મોડુ રોકાઈ ઠાળી મારફત જુના ગઢ પધાર્યા

જુનાગઢ શ્રીસંઘનો સીતારો ચમકી રહ્યો હતો. ત્યાનું શ્રાવક મંડળ સરસ રીતે તૈયાર થયું હતું શ્રી. જેઠાલાલભાઈનું પૂરું માર્ગદર્શન મળતું હતું જુનાગઢને લાભ આપી પુનઃ બીલખા

થઈ વીસાવદર અને ધારીને સ્પર્શ કર્યો, ધારીમા શ્રી ઉજમ-બાઈ પણ પધારી ગયા હતા ત્યા આગળ પૂ જગજીવનજી મ તથા શ્રી પ્રભાવતીબાઈ સ્વામીને વડી દીક્ષા આપવામા આવી. આ વખતે કલકત્તાથી કામાણી હીરાચદ ત્રિભોવનદાસ ત્યા આવ્યા હતા તેઓ તરફથી સઘજમણુ કરવામા આવ્યુ ચોમાસુ સાવરકુડલા નિમાયુ હતુ ધારીથી ધારગણીને લાભ આપી કુડલા પધાર્યા સાવરકુડલા સઘની જાહોજલાલી એવી ને એવી જ હતી એકલોહીયા પરિવાર જેવો કુડલા સઘ સગઠિત છે ગુરુદેવના સમયથી એક સરખી ભાવનામા કુડલા સઘનુ ઘડતર થયુ છે ઉત્તરોત્તર એની ભક્તિમા વધારો થતો રહ્યો છે એકથી એક ચડિયાતા ચોમાસા ઉજવાયા છે નાવલીના નીરનો નિર્મળ યશ સૌગષ્ટ્રની સસ્યશ્યામલામ્ પર છવાયો છે ત શ્રી જગજીવનજી મહારાજે ચાતુર્માસ દરમ્યાન ગુરુકૃપાથી અઠાઈ તપની આરાધના કરી આ ચાતુર્માસમા કુભાવાળા રતીલાલ ગાઠાણી વૈરાગી તરીકે ગુરુમહારાજ પાસે અભ્યાસ કરતા હતા સાવરકુડલા ચાતુર્માસ ખૂબ જ ધામધૂમપૂર્વક ઉજવાયુ

દરમ્યાન વૃદ્ધ સત શ્રી પ્રેમચદજી મ ઉપાશ્રયની સીડી પરથી પડી ગયા શરીર હાથ ન રહ્યુ ઘણી ચોટ લાગી વળી તેમને પથરીનુ દર્દ હતું. અવારનવાર તકલીફ થઈ આવતી તેમની તબીયત ખૂબ લથડી ચાતુર્માસ સમાપ્ત થયા પછી ત્યાજ રોકાયા એકાએક પેશાબને રસ્તે લોહી પડવા લાગ્યુ શ્રી પ્રેમ-ચદજી મ કાચા હૃદયના ભોળા સત હતા અસહ્ય વેદના થવા લાગી પરતુ આ વખતે મહાવીર કૃપાથી તેઓ એકદમ શાત બની સમભાવે વેદના સહી ગયા 'મહાવીર ! મહાવીર !' બોલતા રહ્યા હતા કારતક વદ ૪ ના સાજના શ્રી જગજીવનજી મ પ્રતિક્ર મણ ભણાવી રહ્યા હતા ગુરુદેવ હાજર હતા એકાએક આચકો આવ્યો અને વીરપ્રભુનુ નામોચ્ચાર કરતા તેમનુ પ્રાણુ પખેરૂ ઊડી ગયુ ભદ્રતાનુ પરિણામ સમાધિમરણુ તેમને મળ્યુ અતિમ

સમયે તેઓશ્રીએ જે શાતિ રાખી તેમા અનત અનતા કર્મોની નિર્જરા કરી ગયા

ગુરુદેવને ક્રમશ બધા જ વડીલ ગુરુબન્ધુઓનો સદાને માટે વિયોગ પડી ગયો ગુરુદેવે દરેક વડીલ સતોને વિનય અને વૈયાવચ્ચ કરી ખૂબ જ શાતા ઉપજાવી ગુરુદેવ વ્યાખ્યાન વાણીમા જેવા પ્રખર હતા તેવા જ સેવામા નિષ્ણાત હતા મોટા પુરુષને શોભે તેવી નમ્રતા તેમનામા હતી. ગુરુદેવે બીજે દિવસે દિવગત આત્માની શાતિ અર્થે કાઉસગ્ગ કરાવ્યો. તેમની જીવન ગાથા પર પ્રકાશ નાખ્યો ગુરુદેવ શ્રી જયચદજી મ નુ પુન સ્મરણ કરી તેઓશ્રીના ચરણોમા શ્રદ્ધાજલિ અર્પણ કરી.

સાવરકુડલાથી પ્રસ્થાન કરવાનો સમય થયો. પોતાના શિષ્યવૃન્દથી મોટા રતીલાલજી મ. તથા શ્રી જગજીવનજી મ ને લઈ ગુરુદેવે કુડલા સઘની વિદાય લીધી. વૈરાગી રતીલાલ ભાઈ ગાંધી સાથે જ હતા. આ વખતે ગુરુદેવે દૂર દૂર સૌરાષ્ટ્રના સમુદ્ર કિનારા સુધી નજર ફેલાવી હતી.

*

## દીવ બેટનો વિહાર

### ૩૫

### (સંવત ૧૯૯૫)

સાવરકુંડલા ચાતુર્માસ સાનંદ સમાપ્ત થયું ગુરુવરોએ ખાભા પદાર્પણ કરતા ત્યાના ઉત્સાહી સંઘમા આનંદનુ મોજુ ફરી વળ્યુ ખાભામા જગજીવન ઝવેરચંદ, જગજીવનભાઈ કાપડવાળા, ઝવેરચંદ જાદવજી કામદાર વગેરે ભાઈઓના સહયોગથી જૈનશાળા શરૂ કરવામા આવી ખાભા પછી ઉંડાણને સ્પર્શ કરી સાણાનો ડુંગર જોવા પધાર્યા આ વખતે પૂજ્યશ્રી વ્યાખ્યાન ફરમાવતા મોટા રતીલાલજી મ મૌન ધારી હતા અને શ્રી જગજીવનજી મ દીક્ષા લીધા પછી નિરંતર છઠ છઠ કરી રહ્યા હતા ત્રણે મુનિવરો–ગુરુજી અને બંને શિષ્યો વિશિષ્ટ પ્રકારની સાધનામા સંલગ્ન હતા ખૂબ જ પ્રભાવ પડતો હતો ધન્ય છે સદા ત્યાગી જનોને ! સાણાનો ડુંગર જોવા જતા પરિશ્રમ પડે તેવુ હતું સામે જીજ્ઞાસા પણ એવી જ હતી

સાણાનો ડુંગર એ બૌદ્ધકાલીન પર્વત ગુફાઓનો અવશેષ છે સૌરાષ્ટ્રમા ઉપરકોટ અને સાણામા બૌદ્ધ વિહારોના નિર્માણ થયા હતા પર્વતની પ્રાકૃતિક રચનાનો ઉપયોગ કરી, બૌદ્ધ સાધુઓએ અદ્‌ભુત પરિશ્રમ કર્યો છે ઉપરકોટમા આ ગુફાઓને હાલ ખાખરા કોડિયાના ભોયરા કહેવામા આવે છે સાણાનો ડુંગર પણ ચોરપલ્લી તરીકે ઓળખાય છે આ ભોયરાઓ ખરેખર ચોર લોકો રહી શકે તેવા છે. મધ્યકાળમા ભારતીય પીંઢારા લોકોએ આ સ્થળોનો ઉપયોગ કર્યો હોય તો નવાઈ નહિ ખરેખર સાણાના ડુંગરની કોતરણી જોવા લાયક છે ઉપરમા પાણી

લસ્વાના ટાકા છે નીચેમા ઓર ઓ છે ઉપરથી અંદર ઉતરી શકાય તેવી વ્યવસ્થા છે એકમાથી બીજા ઓયરામા સહજ પ્રવેશ કરી શકાય એવી ભુલભુલામણી બની રહે છે ભીંત પરના ચિત્રો અને શિલ્પ ભારતીય કળા અને તત્કાલીન સંસ્કૃતિનો ખ્યાલ આપે છે

ટેઠાણના ભાઈઓ દેખાડવા માટે સાથે આવ્યા હતા ગુરુવરોએ એક એક ચીજ ફરી ફરીને જોઈ પૂ. ગુરુદેવે તે બાબત નોંધ કરી. આ ડુંગરની એકાતતા અને શાંતિમય વાતાવરણની મુનિમંડળ પર ગંભીર અસર પડી. ઘડીભર લાગ્યુ કે આવા સ્થાનમાં રહી તપશ્ચર્યાઓ કરવી જોઈએ ગીરના કિનારે આ ડુંગર પોતાનું આગવું સ્થાન ધરાવે છે જોનારની આંખ ઠરે છે વૈરાગી રતીલાલભાઈ અનન્ય ભાવે સેવા બજાવી રહ્યા હતા. ગુરુદેવ પોતાના શિષ્ય વૃન્દની ઊંડાઈથી ધ્યાન રાખતા

સાણાનું નિરીક્ષણ કરીને પૂજ્યવર ઊના દેલવાડા તરફ ઉતરી ગયા. આ નવો જ પ્રદેશ હતો આ પ્રદેશમા ખડતલ આહીર અતિ પ્રવિશેષ પ્રમાણમા નિવાસ કરે છે ઊના દેલવા ! એ તીર્થસ્થાનો છે દેલવાડામાં પ્રાચીન જૈન મંદિરો પણ છે

ગુરુદેવે આ સ્થાનની સારી એવી માહિતી મેળવીને નોંધપોથી સમૃદ્ધ બનાવી. ઊનાના નગરશેઠ ઘાટવડવાળા શ્રી. માણેકચંદભાઈના સ્નેહી હતા. ઉપરાત ત્યા સાત આઠ ઘર જૈનોના છે સૌએ સારી સેવા બજાવી. દેલવાડામાં જૈન વસ્તી લગભગ નહિવત છે આ આખો પ્રદેશ રળિયામણો અને સુશોભિત છે વનશ્રીથી શોભી ઊઠે છે આ વિહારથી સૌના મન પુલકિત બન્યા હતા. આ બાજુ સ્પર્શીને ગુમાવાય આગમન થયુ આ બાજુમાં તાવની ઔષધી આપે તેવી વનસ્પતિ છે મનુષ્યો હિંસક દવાઓનો ઉપયોગ કરે છે ત્યારે કુદરતે કરોડો

નિર્દોષ હવાઓનુ નિર્માણ કર્યું છે ગુપ્તપ્રયાગ તીર્થભૂમિ છે ત્યા વાસુદેવ શ્રી કૃષ્ણજીનો દેહવિલય થયો હતો આ આખુ ક્ષેત્ર ધર્મની દષ્ટિએ પાવન ગણાય છે શ્રી કૃષ્ણ જેવા ત્રિખડના અધિપતિ વાસુદેવનુ આ નિર્જન સ્થાનમા જે રીતે દેહ વિસર્જન થયુ તે જોતા થોડીવાર મનમા કપનની લહેરો ઊઠે છે અને વૈરાગ્યનો પાદુર્ભાવ થાય છે ગુરુદેવના મુખમાથી શબ્દો સરી પડયા

કયા મથુરા ને કયા ગોકુલ, કયા દ્વારકાને કયા પ્રભાસ,
શ્રીકૃષ્ણ જેવા પરમ પુરુષ કયા, કયા ગુપ્તપ્રયાગ દેહ વિનાશ !

મનમા શ્રી કૃષ્ણનો ઇતિહાસ તાજો કરતા અને તેમની મહાનતાને શ્રદ્ધાજલિ અર્પણ કરતા મુનિવરો ઘોઘલા પધાર્યા ગુપ્ત પ્રયાગમા મુસલમાનોએ ઉદાર હિન્દુ સસ્કૃતિનો દુરુપયોગ કર્યો છે ત્યા સત્તાના બળે મસ્જિદ બનાવી છે તેનો વિરોધ કરનાર સારા સારા હિદુ અગ્રેસરોની એકીસાથે વેરાવળમા કરપીણ હત્યા કરી તેઓએ પોતાની ધાક બેસાડી હતી આ વસ્તુઓ મનને કમકમા ઉપજાવે તેવી છે ખરેખર પાછલી શતાબ્દિઓમા અહિંસાની કેવી વ્યાખ્યા થઈ તે કહી શકાતુ નથી! અહિસક મુનિવરોને આ વસ્તુ નિહાળતા લાચાર હિદુત્વ માટે કરુણા ઊપજી

ઘોઘલા સમુદ્ર કિનારે આવેલુ છે ઘોઘલામા મત્સ્ય ઉદ્યોગ વિશેષ પ્રમાણમા ચાલે છે, અહિંસક પ્રજાને એ બધુ જોતા મન પર ખરાબ અસર પડે છે ઘોઘલામા સ્થા જૈનના દશથી બાર ઘર છે ત્યાના જૈનોએ સુદર ઉપાશ્રય હાલ બનાવ્યો છે તેઓ બધા ભાવિક છે એક જૈન ભાઈએ મહાદેવનુ વિશાળ મદિર બધાવી આપ્યુ છે ઘોઘલામા રસ્તે ચાલતા માછલી પગ નીચે આવી જવાનો ડર રહે છે શુ થાય! વિધિની ગતિ ન્યારી છે

વેરાવળથી ખાડી પાર કરી દીવબેટ જઈ શકાય છે સ્વરાજ્ય આવ્યા પહેલા ત્યા પોર્ટુગીઝની સત્તા હતી. દીવ દમણને ગોવા ફિરંગી બેઠા રાખ્યાં એ / દીવ અંગ્રેજ સરકાર કહાઈવે ભારતમા પોતાનો પગ ઉંડો જમાવી પોર્ટુગીઝ સત્તાને મહાત કરી ત્યારે કેટલા ત્રણ કેન્દ્ર તેમના હાથમા રહી ગયા હતા તેમાનુ દીવ સૌરાષ્ટ્રના કિનારે આવેલું છે ત્યા સ્થા. જૈન સંઘ ખૂબ જ સમૃદ્ધ હતો એક વખત તો દીવ સંઘની જાહોજલાલી હતી. ૨૫ જેટલા જૈન ઘરો હતા તેવી કિંવદન્તી છે જૈન બંધુઓના વિશાળ મકાનો જોતા આ કલ્પના સાચી ઠરે છે વિદેશનો ધંધો અને દીવમા નિવાસ, તેઓ લીલા લહેર કરતા હતા.

અત્યારે પણ દીવમાં ૪૦ થી ૫૦ સ્થા. જૈન ઘરો છે ગુરુદેવો નૌકાથી ખાડી પાર કરી દીવમા પધાર્યા તેઓએ હાર્દિક સ્વાગત કર્યું દીવના પાણીની અસર એવી છે કે વંશવૃદ્ધિ ઘટે / ઓછી થાય આવા વિશાળ નગરમાં માણસોની વસ્તી જૂજ જોવા મળે. ગુરુદેવ દીવની પુરાતન સભ્યતાનો વિચાર કરતા જૈન ઉપાશ્રય પધાર્યા દીવમાં પધારવાની એક અભિલાષા એ હતી કે દીવ ગોંડલ સંપ્રદાયના સ્થાપક પૂ. શ્રી ડુંગરશી મહારાજનું દીક્ષાસ્થાન હતું તે વિષે વધારે માહિતી મેળવવાની સ્પૃહા હતી. ડુંગરશી મહારાજને થયા લગભગ ૨૦૦ વરસ થવા આવ્યા હતા. તે વખતના દીવમાં અને અત્યારના દીવમાં ઘણો ફરક હતો.

જ્યા આલીશાન જૈન દેરાસર હતુ ત્યાં અત્યારે ખંડિયેર પડ્યા હતા. વખેરી અવાર ઉજ્જડ પક્ષીઓના ખાલી પડેલા માળા જેવી લાગતી હતી. નાનુ એવુ દેરાસર અને બે ચાર દેરાવાસી ઘર શેષ રહી ગયા છે અહીં જૈન સંસ્કૃતિનો કેટલો

વિકાસ હશે તે નીચેની ઘટનાથી ખ્યાલ -આવી શકશે. જ્યારે પૂજ્યશ્રી દેરાસર જોવા પધાર્યા ત્યારે એક જૈન ભાઈએ પ્રાચીન કાળની ૪ થી ૫ મૂર્તિઓ બતાવી, તે પ્રસગમા તેણે જણાવ્યુ "ગુરુદેવ! અહી એક ઘાચી જમીન ખોદતો હતો ત્યારે પાયામાથી લગભગ આવી નયનાભિરામ ૨૫૦ જેટલી મૂર્તિઓ નીકળી હતી જ્યારે જૈનોને ખબર પડી ત્યારે લેવા જતા ઘાચી કહે ભારોભાર ઘી આપો તો આપુ જૈન ભાઈએ તેની દવા કરતા એક ડોક્ટર સાહેબને આ વાત કરી તેણે ઘાચીને સમજાવ્યુ કે જો આ અપૂજ મૂર્તિઓને અહી રાખીશ તો તારુ અકલ્યાણ થશે બસ, પછી કહેવુ જ શુ! સામે ચાલીને તે મૂર્તિઓ જૈન ભાઈઓને સુપ્રત કરી દીધી આજે તે બધી મૂર્તિઓ અલગ અલગ દેરાસરોમા મોકલી આપવામા આવી છે"

પૂ. ડુગરસી મ જે ઉપાશ્રયમા બિરાજતા તે સ્થાનની શોધ કરી તે જગ્યા હાલ એક બ્રાહ્મણના કબજામા છે હાલમા નવો ઉપાશ્રય બન્યો છે તે તેનાથી દૂર છે ગુરુદેવે એક નોધ તૈયાર કરી દીવ વિષે એમ જાણવા મળે છે કે એક વખત ચાચિયા લોકોએ દીવને લૂટ્યુ હતુ ચાર દિવસ સુધી લૂટ ચલાવી લાખોનો માલ જહાજમા ભરીને લઈ ગયા હતા સાથે એવી દતકથા મળે છે કે ઘણી યુવતી જૈન બાળાઓને અપહરણ કરી એક જહાજ પર રાખવામા આવી હતી રાતના સમયે તે બાલિકાઓએ જૂઠા તપસીનુ સ્મરણ કરી સમુદ્રમા ઝપલાવ્યુ બીજે દિવસે તેઓ દીવના કિનારે નીકળી હતી ધન્ય છે ત્યાગી મહાત્માના નામને! તે બાળાઓની શીલ રક્ષા થઈ હતી. જૂઠા તપસી કાઠિયાવાડના જૈન સત હતા ખેતી કરતા કીડિયો પર દયા આવવાથી જૈન દીક્ષા લીધી મહાન તપસ્યાને લીધે ઘણી લબ્ધિ ઉત્પન્ન થઈ હતી

દીવ વિષે બીજી પણ જાણવા યોગ્ય માહિતી એકત્ર કરી. દીવ પર બંદરના કારણે બહારના વિચારોનો પ્રભાવ જોવા મળે છે દીવા બેટ પર ત્રણ સ્થાનો છે બેટની લંબાઈ વધારે છે પહોળાઈ ઓછી છે દીવ, બુચરવાડા અને તડ એમ ત્રણ જગ્યાએ વસ્તી છે શ્રીફળ અને નાગરવેલના પાનના બગીચા વધારે છે ખેતી ઓછી છે દીવની વસ્તી આનંદી અને ઉત્સવ પ્રિય છે સ્વભાવભદ્રતા અને વિલાસપ્રિયતા દૃષ્ટિગોચર થાય છે ધર્મ પ્રેમ ઘણો જ ઊંડો છે

ગુરુમહારાજ એક મહિનો દીવમાં રોકાયા સારી પેઠે લોકોને ધર્મ ઉપદેશ આપ્યો. દીવમા સ્થાનાર્થ પણ સારા પ્રમાણમાં આવ્યા. જકાત વિનાનું ક્ષેત્ર હોવાથી ત્યા વસ્તુઓ ખૂબ જ સસ્તી મળતી હતી રેશમ અને ઘડિયાળો ખૂબ જ સોંઘા મળતા હતા ગોપીવાળા ભાઈઓ પણ લાભ સારો અને બંને ઘડિયાળો બાંધીને પાછા ફરતા દીવમા શેષકાળ ઘણી જ પ્રસન્નતા સાથે પૂરો કરી પુનઃ ઠોળાસા પહોંચી ગયા ઠોળાસાથી ઘાટવડ જવાના ભાવ હતા ઘાટવડનો શ્રાવક સંઘ ઠોળાસા પહોંચી ગયો ઘાટવડના પ્રસિદ્ધ માણિકજી અભામા ઘણા જ સુશીલ સન્નારી હતા. તે ઉપરાંત ગભીરદાસ ભાવજી માણેકચંદ ભાઈ વગેરે સાથે હતા

ઠોળાસામાં જીવદયા પ્રેમી લીંબડી સંપ્રદાયના શ્રી જેઠમલજી સ્વામી પધાર્યા હતા તેમની સાથે બે દિવસ સમાગમ થયો. તેઓ જીવદયાના હિમાયતી, એકલ વિહારી, ખડતલ સાધુ હતા ક્ષત્રિય લોહી હોવાથી તેમની વાણી અને વ્યક્તિત્વમાં મહત્વ હતો. નિડર સિંહ સમાન હતા. એકલા છતા કડક ક્રિયાવાન એક સમય જ આહાર પાણી કરતા. બાજરાનો

રોટલો અને દાળ સાદો આહાર પકવાન જેવો માનતા આખા સૌરાષ્ટ્રમા હિંસક લોકોમા તેમની ધાક હતી બળદ ઘોડા આદિ મુક પ્રાણીઓ પર ત્રાસ ગુજારનારને તેઓ ઠેકાણે લાવી દેતા. આવું ખડતલ વ્યક્તિત્વ નિહાળીને ગુરુદેવના મુનિ મંડળને આનંદ થયો તેઓ પણ શ્રી પ્રાણલાલજી મ ની નમ્રતા અને ભદ્રતાથી પ્રસન્ન થયા

ગુરુદેવ જામનવાડા થઈ ઘાટવડ પધાર્યા ઘાટવડ સંઘનો ઉત્સાહ અપાર હતો ગુરુદેવ જેવા સમર્થ મહામુનિ પધારતા સૌના હૃદય ઉછળી રહ્યા હતા ઘાટવડ સંઘની પૂજ્યશ્રી પ્રત્યે વિશેષ ભક્તિ હતી શ્રી જગજીવનજી મહારાજે દીલથી ગુરુવરની આજ્ઞા લઈ છઠ છઠમાથી અઠમ અઠમનો તપ કરવા શરૂ કર્યા હતા આવી ઘોર તપશ્ચર્યામા આટલો વિહાર ! સૌને તપસ્વીજી પ્રત્યે બહુમાન ઉપજતુ હતુ મૌનધારી મોટા રતીલાલજી મ શ્રી ગુરુદેવને તથા શ્રી જગજીવનજી મુનિને ખૂબ જ સાતા ઉપજાવતા ઘાટવડ એ નાઘેરની વસ્તી છે શ્રી જયચંદજી મ સાથે ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ એકવાર પધાર્યા હતા ત્યાની જનતાના હૃદયમા ગુરુવરના મીઠા વચનો હજુ સુધી ગુંજતા હતા

એ સમયે ઘાટવડમા શ્રી મોતીબાઈ સ્વામી પણ પધાર્યા તેઓ ઘણાજ સુપાત્ર અને વ્યવહારદક્ષ હતા ઝાટકીયા જેકુર બેન વૈરાગ્ય ભાવે ધર્મનો અભ્યાસ કરતા હતા તેમનો દીક્ષા લેવાનો સમય પાકયો હતો ઘાટવડ શ્રીસંઘે પોતાના આગણે દીક્ષા દેવા વિનંતિ કરી હતી ગુરુદેવના ત્યા પધારવાથી શ્રી મોતીબાઈ સ્વામીને ખૂબ જ ઉમંગ થયો તાબડતોબ દીક્ષાની તૈયારી થઈ આજ વરસે અહીં નવો ઉપાશ્રય બંધાયો હતો..

સોનામા સુગધ થઈ નવો ઉપાશ્રય ગુરુદેવની પધરામણી અને જેકુરબેનની દીક્ષા! જાણે ત્રિવેણી સયોગ! સ ૧૯૯૫ ના ફાગણ સુદિ પાચમનુ મુહૂર્ત આવ્યુ ગુરુદેવના સાનિધ્યમા ઘણી જ ધામધૂમથી દીક્ષા આપવામા આવી અને મોતીબાઈ સ્વામીના શિષ્યા તરીકે જાહેર કરવામા આવ્યા ધાટવડ તો ધન્યભાગી બની ગયુ શ્રી અબામાની ભક્તિ અને વ્યવહાર દક્ષતા સન્માન ઉપજાવે તેવા હતા. થોડા દિવસ રોકાઈ ગુરુ-દેવે પ્રસ્થાનની તૈયારી કરી. ગીરની ઘોર અટવીમાથી પસાર થવાનુ હતુ સિહની ગર્જનાઓ સભળાઈ રહી હતી. જાણે આખુ સિહ વનસિહની મુલાકાત લેવા ચાલી નીકળ્યા!

*

## વનદેવીનુ આતિથ્ય

### ૩૬

### (ધારી ચાતુર્માસ સ ૧૯૯૫)

કનકાઈ એ મધ્યગીરનુ ખાસ કેદ્ર છે સૌરાષ્ટ્રના ગીર પ્રદેશમા કનકાઈ એ વખતે ઘોર અટવીમા આવેલુ મહત્ત્વપૂર્ણ સ્થાન હતુ ઘાટવડથી પૂજ્યશ્રીને કનકાઈ થઈ વીસાવદર આવ— વાની ભાવના હતી ઘાટવડથી વિહારમા શ્રી દામોદરભાઈ તથા શ્રી ભાણજીભાઈ વગેરે શ્રાવકો સાથે હતા વૈરાગી રતીલાલજી સાથે રહીને ધર્મ અભ્યાસ કરતા હતા ઘાટવડ શ્રીસઘે બધી વ્યવસ્થા સામે રાખી હતી ગીરના ચડઊતર રસ્તાઓ અને પહાડોના ઘેગાઓ વચ્ચે ચાલવાનુ હતુ સઘ ચાલી નીકળ્યો મોટા પહાડો પોતાની પીઢતા અને રૌદ્રતાનો ખ્યાલ આપતા હતા મુનિવર પણ સામે દયા અને સમાધિનો સદેશો આપતા હતા

જામવાળી, ડાભાળાનેસ, છોડવળી ચોકી થઈ કનકાઈ પધાર્યા આ જગલોમા ઠેર ઠેર ભેસવાળા નેસ જોવામા આવે છે ગીરમા રહીને તેઓ દૂધનો ઉદ્યોગ ચલાવે છે જગ્યાએ જગ્યાએ દૂધ, માખણ, દહી, છાસ આદિ ગોરસની રેલમછેલ જોવામા આવતી આહિરાણીઓના પ્રબળ વેગથી ખેચાતા નેત્રાઓ દ્વારા ફરતા રવૈયા અને મથાતા દહીની ઘમઘમાટી ગીરના ગાળાઓ ગજવતી નિરતર સિહ જેવી ગર્જનાઓ કરતી રહે છે ઠેર ઠેર આહીર કોમ પશુધનને પાળી આજીવિકા ચલાવે છે આહીર સ્વભાવે દીલદાર અને પ્રેમભર્યું વ્યક્તિત્વ

ધરાવે છે જ્યારે ગીરની આહીરાણીઓ શરીરના માંસલ અને સુશ્લિષ્ટ બાંધા ગૌરવણુ અને રૂપની ખુમારી માટે પ્રસિદ્ધ છે આ ભરાવદાર શરીર અને મુખ પરની પ્રતિભા ભારતીય નારીનો શીલ શણગાર પ્રગટાવતા હતા. આતિથ્ય એ તો ગીરના જ ગલવાસીઓનુ ખાસ સસ્કાર ધન છે

ગુરુદેવો અને ઉજળી કોમના આ ભાઈઓ બહેનોને જોઈને તે લોકોને પ્રેમના ઉભરા આવતા હતા પૂજ્યશ્રી સૌને લાભ આપતા અને વનવાસીઓની ભાવનાને સતોષી દયાધર્મની પ્રેરણા આપતા હતા કનકાઈ પધારતા પધારતા તો વૃક્ષોના મહાસાગરમા તરવા માડયા હતા જાણે પુરાતનના વિશાળ વૃક્ષો અને અભિનવ વિકાસ પામેલા રોપાઓ જૂની અને નવી બન્ને સભ્યતાઓને પ્રદર્શિત કરતા હતા. વૃક્ષો પર ચડેલી લતાઓના ઝુડ ગ્રાન પર આરૂઢ થયેલી ભક્તિની યાદી દેવડાવતા હત ચારેબાજુ વહેતા ઝરણાંઓ મુનિઓના વિહારની નકલ કરી વહેતા રહેવાનુ જ સૂચન કરતા હતા. ગીરના આ વનપ્રદેશમા કપિરાજો, પોપટના ટોળાઓ, મયુર સમૂહો, પથિકોનુ જાણે મનોરજન કરતા રહે છે!

જગલમાં પ્રવેશ કરતા ગ્રીષ્મ દિવસ શહેરનુ ભડકીલુ વાતાવરણ મગજમાંથી નીકળી જાય છે આરામ સાથે આનદ બને છે પોતે પ્રકૃતિનાં બાળકો છે એ સ્મૃતિ તાજી થાય છે ગુરુદેવો રસ્તામાં આરામ વખતે વનરાજ અને વન વિષે ચર્ચા કરતા હતા જાણે ઝાડી વચ્ચેથી હમણા જ ગજના કરતો સિંહ નીકળશે એવા ભણકારા થતા ! જગલના આ નેસડાઓનુ આતિથ્ય સ્વીકારતા અનેરો આનદ આવતો હતો. શહેરના પાણી-વાળા દૂધની તુલનાનાં જગલના આ ખીર જેવા ઘાટા દૂધ દૂધના શુદ્ધ રૂપનો ખ્યાલ આપતા હતા. કનકાઈમા પા ધરવા જાણે જગતથી પર થઈ વનદેવીના અતિથિ બની ગયા હતા. ચારે બાજુની વનશ્રી હસીહસીને સ્વાગત કરી રહી હતી.

ગુરુદેવને જ ગલના છૂટા સિ હને ખુલ્લી આખે નિહાળવાની અભિલાષા હતી કનકાઈના બાવાજી ઘણા જ સુપાત્ર અને ત્યાગી સતોના મહત્ત્વને સમજનારા હતા તેમની સાથે સિહ જોવાની ચર્ચા થઈ બાવાજીએ કહ્યુ કે સામે સીગવડો નદી છે ગરમીથી ત્રાસ પામી રાત્રે લગભગ દરરોજ સિહ વગેરે જ ગલી જાન-વરો પાણી પીવા આવે છે મ દિરના ઉપરના ભાગમાથી જોઈ શકાય છે સૌને સિહ જોવાની અભિલાષાથી હતી મ દિરની ઓસરીમા આખી રાત જાગતા રહ્યા જગતમા જેની વાટ જોવાય તેનુ મિલન દુર્લભ હોય છે સિહ શેનો આવે ! આવ્યા જ નહિ

કનકાઈથી ઘાટવડવાળા ભાઈઓ પાછા ફર્યા જ ગલની મોજ અદ્દભુત હતી શ્રી. જગજીવનજી મુનિ આ આખા પ્રદેશના ઘણા જ પરિચિત નાનપણમા આ જ ગલ ખૂબ જ ખેડેલુ એટલે જ ગલ સ બધી માહિતી ગુરુદેવને આપતા રહેતા ખાજરિયાના નેસ પહોચ્યા ત્યા વીસાવદરથી શ્રી ગોપાલભાઈ, ચામળજીભાઈ, હરજીવનભાઈ આદિ ભાવિક શ્રાવક સમુદાય લેવા માટે પહોચી ગયા તેઓએ ત્યા દૂધપાકનુ જમણ કર્યું બીજે દિવસે દુધાળા આવ્યા દૂધાળાનેસ ગીર સીમાડે જાણીતો છે શ્રી જગજીવન મ ને અઠમનુ પારણુ હતુ એટલે આગલે દિવસે જ વીસાવદર પહોચી ગયા

વીસાવદર પધારતા શ્રીસ ઘમા આન દ આન દ છવાઈ ગયો શ્રીસ ઘનુ નવુ સ ગઠન ઉપસી રહ્યુ હતુ ગુરુદેવે વીસાવદર સ ઘને મજબૂત કરવા યથાસાધ્ય પ્રયત્ન કર્યા હતા સતાધારની જગ્યા અને ગૌશાળાથી વીસાવદર પ્રસિદ્ધ બન્યુ છે વૈરાગી રતીભાઈના માતુશ્રી અહી રહેતા હતા તેમને વરસીતપ ચાલતો હતો મુળ કુબાના વતની પછી અ બાળા રહેતા હતા રતીભાઈના ભાઈઓ પીનાગ (મલાયા) કામ કરતા હોવાથી હાલમા વીસાવદર આવ્યા હતા ગુરુદેવની હાજરીમા વરસીતપના

પારણા ઉજવ્યા. વૈરાગી રતીભાઇને દીક્ષા આપવા બાબત ચર્ચા ચાલતી હતી. પર આગ્રહે દીક્ષા આપવાનો ઉમંગ હતો એટલે બાઈઓ દેશમા આવે ત્યા સુધી રાહ જોવાની વાત થઈ વરસી તપનો મંગળ પ્રસંગ ઉજવી ગુરુવરો સરસઇ બાપરડા થઈ બીલખા પધાર્યા બીલખા આવતા જાણે ગીરની ગુફાઓમાથી બહાર આવ્યા હોય તેવી પ્રતીતિ થઈ! બીલખા આવતા જેત પુર જુનાગઢની વિનતી આવી ગુરુદેવ જુનાગઢ પધાર્યા

જુનાગઢ પધારતા ખબર મળ્યા કે વૈરાગી રતીલાલને દીક્ષા માટેની આજ્ઞા મળી ગઈ છે જુનાગઢ દીક્ષા આપવા માટે શ્રી. જેઠાલાલભાઈએ પ્રસ્તાવ મૂક્યો ત્યારે વીસાવદર સઘનો વીસાવદરમાજ દીક્ષા આપવાનો હાર્દિક આગ્રહ હતો. જુનાગઢમા દીક્ષા આપવાનુ નક્કી જોતા વીસાવદર સઘને ઠેસ લાગી રહી હતી વૈરાગીના માતુશ્રીની તબિયત ખરાબ હોવાના સમાચારથી શ્રી જેઠાલાલભાઈ વૈરાગીને લઈ વીસાવદર આવ્યા ત્યાના સઘે ગુરુદેવનાં ચરણોમા પોતાની વિનતી રજૂ કરવાની શ્રી. જેઠાલાલભાઇને અપીલ કરી. શ્રી જેઠાલાલભાઇ સમજુ અને નિરાગ્રહી હતા. વીસાવદરની ભાવનાની કદર કરી તે બાબત પ્રયાસ કરવા જણા વુ ઉપરાત વીસાવદરને પોતાનો પૂરો સહયોગ આપવાનુ વચન આપ્યુ

ગુરુદેવના ચરણોમા શ્રી. જેઠાલાલભાઈએ યથાર્થ વાતની રજૂઆત કરી પોતાનો મત પ્રદર્શિત કર્યો વીસાવદર દીક્ષા આપવાનો નિર્ણય કરી શ્રીસઘ પર ગુરુદેવે કૃપા વરસાવી દીક્ષા માટેના ચક્રો ગતિમાન થયા વીસાવદર સઘને લાગ્યુ કે બહુ આગ્રહથી દીક્ષા રખાવી છે તો સારામા સારી વ્યવસ્થા કરવી ચારે બાજુ નવા દેખાવ ગઈ વીસાવદરથી પ્રસ્થાન થતા પહેલા શ્રી. જેતપરથી વરસીતપના પારણાની વિનતિ થઈ જેતપુર જલદી જવું પડે તેમ હતુ

જેતપુરમા ભાઈચદભાઈ દેસાઇના પરિવારમા વરસીતપ હતો તેઓ અનન્ય ભક્તિવાન શ્રાવક હતા ગુરુદેવ તથા જગજીવન મુનિ પારણા કરાવવા માટે જેતપુર પધાર્યા ત્યા વિધિપૂર્વક આલોયણા ઉતરાવી પારણા–ઉત્સવ પૂરો થતા તેજ દિવસે સાજના જેતપુરથી પુન વિહાર કરવો પડયો તે દિવસે જગજીવનજી મ ને અઠમ તપનુ પારણુ હતુ જરા કષ્ટ પડે તેમ હતુ વળતા જુનાગઢ મૂકી દીધુ ખારચીયા, રાણપુર, બીલખા, આવડ થઇ વીસાવદર પધારી ગયા વીસાવદર ધન્ય ધન્ય થઈ રહ્યુ હતું ગોપાળજીભાઈ વગેરે શ્રાવક સમુદાયમા ધર્મપ્રેમનો ઉછાળો આવ્યો હતો વીસાવદર કેન્દ્ર હોવાથી આઠથી દસ હજાર બહારના માણસો આવવાની સભાવના હતી. વૈશાખ શુદિ ૧૧ ની દીક્ષાતિથિ નક્કી થઈ હતી શ્રી ઠાકરસીભાઇ ઘીયા તથા શ્રી જેઠાલાલભાઇ વકીલનો પૂરો સહયોગ હોવાથી જુનાગઢથી વિશાળ સમીયાણાનો પ્રબધ થયો હતો દીક્ષાની તૈયારી પુરજોસમા થવા લાગી

વૈરાગી રતીભાઈ સરલ બુદ્ધિના સેવાભાવી યુવક હતા તેઓ છ ભાઇનુ જૂથ હતુ તેઓને પણ પીનાગમા રહેવાનુ બન્યુ હતુ તેમનામા સેવાભાવ ખૂબ જ ભર્યો હતો શરીરનો બાધો મજબૂત, ગાવાની હલક ઘણી સરસ હતી તેમના માતુશ્રી સાકળીબાઈ પોતાના પુત્રને દીક્ષા લેતા જોઇને પોતાની જાતને ધન્યભાગી માની રહ્યા હતા વીસાવદર સઘને રતીભાઇ માટે ઘણુ જ ગૌરવ હતું તેમના કુટુબ પરિવારને અને વડીલ બન્ધુ ન્યાલચદભાઈ ને હ્રદયમા ઉત્કૃષ્ટ ભાવ હતા

વીસાવદરની દીક્ષા વખતે સૌરાષ્ટ્રની જનતા ગુરુદેવના પ્રભાવને જોઈ શકી શ્રી. પ્રાણુલાલજી મ નુ નામ મુખે મુખે ગવાઈ રહ્યુ હતુ દીક્ષાની તિથિ નજીક આવતા આમત્રણ પત્રિકાઓ લખવામા આવી સૌરાષ્ટ્રના અને ખાસ કરીને ગોડલ

ગચ્છના તમામ ક્ષેત્રોના ત્યાં જૈન સંઘોની વીસાવદર તરફ મીટ મંડાણી. બાર દિવસ બાકી રહેતા અતિથિ ગણ ઉભરાવા લાગ્યા. વીસાવદર નાનું ગામ કોઈ વસ્તી કરતા અધિક મહેમાનો આવતા મોંગા મેળા જેવું દશ્ય બની ગયું

ખરેખર વીસાવદર સંઘ ધન્યવાદને પાત્ર હતો. તેમણે જે રીતે દીક્ષાની તૈયારી કરી, અતિથિ વર્ગનું સ્વાગત કર્યું અને દીક્ષાર્થિનો મહિમા વધાર્યો તે બાબત બે મત ન હતા સર્વત્ર વીસાવદર શ્રીસંઘની અને ગુરુદેવના પ્રભાવની તારીફ થઈ રહી દીક્ષાના મંગળમય પાઠો ભણાતા હજારો કંઠોથી ગુરુદેવની જયના નાદ ગુંજી ઉઠયા. નવા મુનિને લોકોએ વધાવી લીધા રતીભાઈ શ્રી. રતીમુનિ તરીકે ગુરુચરણોમાં સમર્પિત થયા.

વીસાવદરનો અનુપમ દીક્ષા ઉત્સવ પૂરો કરી, એક નવા શિષ્યને સાથે લઈ માંડાવડ પધાર્યા ત્યાં નવ દિક્ષિતનું મોસાળ પક્ષ હતું કાળસારીને લાભ આપી શ્રી રતીમુનિનું મૂળ વતન અંબાળાને સ્પર્શી દલખાણીયા સંઘની વિનંતિનો સ્વીકાર કરી દલખાણીયાને લાભ આપ્યો. લાલપુર મીઠાપુર થઈને ગુરુવરો દલખાણીયા પધાર્યા શ્રી જગજીવન મુનિનું જન્મસ્થાન દલખાણીયા રળિયામણું ગામડું છે સાધુરૂપે ગામના નગરશેઠ આવતા હોવાથી આખા ગામના લોકોનો અદ્ભુત ઉત્સાહ હતો. શ્રી જગજીવનજી મ. ના સંસારિક મોટા પુત્ર અમૃતલાલ ઉર્ફે બચુભાઈએ ધૂમાડાબંધ આખા ગામને જમાડયું સારો એવો ધર્મ લાભ લીધો.

વિહાર કરી કુબડા થઈ ગુરુદેવ ધારી પધાર્યા. ધારીમાં ચાતુર્માસ થવાથી સર્વત્ર ધર્મની લાગણી ઉભરાતી હતી આ વરસે ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ મોંગા રતીલાલજી મ. શ્રી. જગજીવનજી મ. તથા નાના રતીલાલજી મ. ઉપરાંત પુરી

બાઈ સ્વામી આદિ ઠાણા ૪ નુ ચાતુર્માસ પણ સાથે જ હતુ ધારી સઘના શ્રાવક શ્રાવિકાઓ ગુરુદેવોના દર્શન કરવા દલ ખાણીઆ આવ્યા હતા

પૂજ્યશ્રી પધારતા સૌના હૃદય તૃપ્ત થયા ઘણા વરસ થયા ધારીનો સંઘ ચાતુર્માસ માટે ઝંખતો હતો ગુરુદેવની સિંહ ગર્જના થવા લાગી શ્રાવકોના હૃદય ઉછળવા લાગ્યા મૌનધારી શ્રી રતીલાલજી મ જ્ઞાન ઉપાસનામા યત્નશીલ રહેતા ત શ્રી જગજીવનજી મ નો અઠમ અઠમનો તપ ચાલુ હતો મેવાભાવિ રતીમુનિ ગુરુદેવ તથા બન્ને ગુરુબન્ધુની સેવાનો લાભ લેતા હતા વિશેષ કરીને શ્રી જગજીવનજી મ ને તપશ્ચર્યામા સાતા ઉપજાવતા

ગુરુદેવને આ ચોમાસામા કસોટીરૂપ પ્રસગો ઉપસ્થિત થયા પર્યુષણ આવતા સુધીમા ધર્મનો રગ જામી રહ્યો હતો ઉમગ અને ઉત્સાહ વધી રહ્યા હતા રગમા ભગ પડયો પર્યુષણ પહેલા વ્યાખ્યાન વાચતા જ ગુરુદેવને અચાનક બીમારીનો ઝટકો લાગ્યો સમસ્ત નાડીતત્ર પર અસર થઈ શરીરમા અચેત ભાવ આવી ગયો, ગભરામણ થઈ બેહોશ થતા એકાત રૂમમા લઈ જવાયા

સર્વત્ર દોડાદોડ થઈ રહી શ્રાવક સમુદાય ચિતિત થઈ ગયો ડોકટરો આવ્યા યથોચિત ઉપચાર થયા પરતુ આ બીમારી ખૂબ અવકાશ લઈને આવી હતી અસાતાનો ઉત્કટ ઉદય હતો રોગનુ ઉપાદાન જોરમા હતુ ત્યા દવાનુ નિમિત્ત શુ કરે ! પ્રવચનના રણકાર બધ થઈ ગયા શિષ્ય સમુદાય ચિતામા આવી ગયો શિષ્ય વૃન્દ વિનય ભાવે માવજતમા તત્પર બની ગયો ઉદયકર્મ પ્રવાહને કેમ ખાળી શકાય ? ગુરુમહારાજનુ શરીર જાણે તે શરીર મટી ગયુ રાજવાડીનુ ગુલજાર ગુલાબ જાણે સુકાઈને સુકા પાદડામા પલટાવા લાગ્યુ

આ બીમારીનું નિવારણ કરવા માટે સર્વ કોઈ ધ્યાન રાખવા માંડયા બીજી બાજુ તે શ્રી જગજીવનજી મ નો એવો ખ્યાલ હતો કે આ ચાતુર્માસ પછી તુરતમાં જ પોતાનો દેહ વિલય થશે આવો નિર્ણય તેઓએ જ માથુર પરથી લખાએલી જ મોતરીના આધારે કર્યો હતો કારણ કે અત્યાર સુધી જ મોતરીમાં લખેલા બધા ભાવ બરાબર સાચા નીકળી રહ્યા હતા આથી તેમણે ઘોર તપ શરૂ કર્યું અઠ્ઠમના પારણે આયંબીલ કરવા શરૂ કર્યું એ દિવસોની તેમની આરાધના ચરમ સીમા પર પહોંચી હતી વળી તેમની ઇચ્છા હતી કે આવી તપશ્ચર્યા સાથે કોઇ વનખંડના એકાંત નિર્જન ભાગમાં અંત સમયે સંથારો પચ્ચખીને સમાધિ–મરણ થવા દેવું આ બન્ને ઘટના વચ્ચે ચાતુર્માસનો સમય વીતી ગયો

•

## ૩૭

### (જેતપુર ગોંડલ ચા. સ. ૧૯૯૬, ૧૯૯૭)

પૂજ્ય ગુરુદેવની બીમારી તથા શ્રી જગજીવન મ ની તપશ્ચર્યાને કારણે વિહાર અશક્ય હોવાથી ધારીમા જ રોકાવુ પડયુ સર્વત્ર સમાચાર મળી જવાથી હરેક ગામના સઘ ધારી આવી રહ્યા હતા શ્રી જગજીવનજી મ ને તપશ્ચર્યા ઓછી કરવા માટે ગુરુદેવ આગળ લોકો પ્રસ્તાવ મૂકતા હતા ગુરુદેવ સર્વના મનોભાવ સમજતા હતા શ્રી ગુરુમહારાજે વિચાર્યું કે અત્યારે જે ભાવનાના વેગમા શ્રી જગજીવનજી મ તપારૂઢ થયા છે, તેમા કઈપણ પરિવર્તન કરવાની આજ્ઞા કરવાથી તેમના મન ઉપર માઠી અસર થશે એટલે લોકોને તેમણે સમજાવ્યા "જ્યા સુધી મહા સુદિ પાચમની તિથિ પસાર ન થાય ત્યા સુધી તેમને એકધારી તપશ્ચર્યા કરવા દેવી હિતાવહ છે"

તેઓશ્રીની તબિયત પણ ઘણા જ નાજુક તબક્કામાથી પસાર થઈ રહી હતી ગુરુદેવ ઘણા સમયસૂચક હતા આવી નાજુક તબીયતમા પણ માનસિક સતુલન પણ ઠીક હતું ચાતુર્માસ પૂરૂ થતા થોડા દિવસમા શ્રી ઉજમબાઈ મહાસતીજી ધારી મુકામે પધાર્યા ધારી અત્યારે ધર્મકેન્દ્ર બન્યુ હતુ ઉજમબાઈ સ્વામી પધારવાથી ગુરુદેવને એક પ્રકારે સાતા વળી ઉજમબાઈ સ્વામી ઘણા જ સમયજ્ઞ અને વિચારીને વચન પ્રયોગ કરનાર હતા તેઓશ્રી જગજીવનજી મ ની અવારનવાર સભાળ લેતા ગુરુદેવની બીમારીમા કલ્પતા ઉપચાર માટે ખૂબ જ સાવધાની રખાવતા

એક દિવસ જગજીવનજી મહારાજે ગુરુદેવ આગળ એકાત

નિર્જન સ્થાનમા જઈ આકરી તપ ઉપાસના કરવાની આજ્ઞા માગી. ગુરુદેવ આ પ્રસ્તાવમા સહમત થઈ શક્યા નહિ. શ્રી જગજીવનજી મ ની પણ એવી ધારણા હતી કે ગુરુઆજ્ઞારૂપ આશીર્વાદ મળે તો જ મન પરિણામ સ્થિર રહી સફળ થઈ શકાય. તેમણે જાણ્યુ કે ગુરુઆજ્ઞા નથી એટલે એ વાત ત્યા પડતી મુકાઈ. ધીરે ધીરે મહા સુદિ પાંચમનો દિવસ નજીક આવી ગયો. તપશ્ચર્યાનુ સ્વરૂપ ઉગ્રતમ બન્યુ હતુ. અઠમના પારણે આયંબીલમા પણ ભાત અને પાણી પ્રમાણસર લઈ પુન અઠમ કરવામા આવતો.

જીવન દીપક વધુ ઝોલા ખાઈને પણ તે રાત્રિ અણ-બુઝાયેલો રહ્યો. નિસ્રશમભાવે રાત્રિ પૂર્ણ થઈ ગઈ. ગુરુદેવે આ દિવસોમા તપસ્વી શિષ્ય માટે સૂક્ષ્મ ધ્યાન આપી બરાબર વસ્તુસ્થિતિને સંભાળવા પ્રયત્ન કર્યો. પોતાની તબિયત પર અસર ન થાય એટલા માટે સાથોસાથ સાવધાન રહેવાની જરૂર હતી. શ્રી મોટા રતીલાલજી અને રતીમુનિ બન્ને ઉભે પગે હતા. બહારના શ્રાવક સમુદાયને સંભાળી લેવા, રોજ ઘણુ પ્રવચન ચાલુ રાખવા ઉપરાત સાધુચર્યાના બધા કાર્યો એ જ સંભાળતા હતા.

શ્રી જગજીવનજી મુનિની તિથિ ચાલી જતા એક અધ્યાય પૂરો થયો. પુન વિહાર માટે વિચાર થવા લાગ્યો. ધારી સંઘને ઘણો લાભ મળી ચૂક્યો હતો. ગુરુદેવની તબિયત કંઈક સુધારા પર હતી. વિશેષ સારા ડોકટરો દ્વારા બરાબર ચિકિત્સા થઈ શકે એવા કેન્દ્રમા જવાની આવશ્યકતા હતી.

શ્રી. ગીરધરલાલજી મ પાસે જગજીવનજી મહારાજે સંસાર અવસ્થામાં વાલી તરીકે જે બાબુભાઈને દીક્ષા અપાવી હતી તેઓ જગજીવનજી મ પાસે આવવા આતુર હતા. વળી આવી ઉત્કટ તપશ્ચર્યાના સમાચાર તેમને મળતા હતા. ગુરુ—

દેવ પ્રાણલાલજી મ ની જાહોજલાલી તેમના સાભળવામા આવી હતી દરમ્યાન તેમના ગુરુ ગિરધરલાલજી મ પડધરી મુકામે કાળધર્મ પામ્યા ને તેઓ એકલા પડયા પડધરીના ચાતુર્માસ બાદ ત્યાથી વિહાર કરી સીધા ગુરુદેવના ચરણે પધાર્યા અહી જ રહેવાનો વિચાર દર્શાવ્યો

ગુરુદેવે શ્રી ભાણજી મુનિને શ્રી જગજીવન મ સાથે મૂકયા ધારીથી વિહાર કરવાનુ નક્કી કર્યુ શ્રી જગજીવનજી મ ને ડોળીથી પણ વિહાર થવો અશકય હતો તેઓએ આસ્તે આસ્તે બગસરા જવા સ કલ્પ કર્યો જગજીવનજી મુનિ ડોળીથી આગલે દિવસે બગસરા પહોચ્યા ગુરુદેવ બીજે દિવસે બગ-સરા પધાર્યા ભાણજી મુનિને સેવામા રાખી શ્રી જગજીવનજી મહારાજે બગસરા રોકાવુ તેમ નક્કી થયુ ગુરુમહારાજે ત્યા સાધુજીવનને અનુકૂળ બધી પ્રેરણા આપી, વ્યવસ્થા ગોઠવી બગસરાને થોડા દિવસ લાભ આપી વિહાર કર્યો જગજીવનજી મુનિના છઠ છઠના પારણા ચાલુ જ હતા

ગુરુદેવ મુ જીયાસર, માવજી જવા, હડમતીયા થઈ બીલખા પધાર્યા કેટલાક દિવસ ત્યા ગાળી જુનાગઢ સ્પર્શ કર્યો તબિ-યત હજુ નરમ ગરમ ચાલતી જ હતી બીમારીની જડ મજ-બૂત હતી જુનાગઢમા કઈક ઠીક રહ્યુ પરતુ દેશીવૈદ્ય શ્રી હરિભાઈની ચિકિત્સા દ્વારા દેશી દવા લેવી હોય તો જેતપુર જવું જરૂરી હતુ આ બાજુ બગસરા બે ત્રણ માસ રહેવાથી જગજીવનજી મ ને સાતા વળી હતી અને વિહારની શક્તિ આવી હતી ગુરુદેવ તરફથી સદેશો મળ્યો કે " શ્રી જગ જીવનજી મ ધીરે ધીરે વિહાર કરી વડાલ ભેળા થાય તો સારુ " ગુરુદેવ જુનાગઢથી વડાલ પધાર્યા જગજીવનજી મુનિ બગસરાથી ભાણજી મુનિ સાથે વડાલ પધાર્યા

ભાણજી મુનિને ગોડલ સપ્રદાયના શ્રી કાનજી મ પાસે

સેવામાં જરૂર હોવાથી મોકલવા નિર્ણય થયો. તદનુસાર તે વિહાર કરી ગયા. ચારે ઠાણા બે ભાગમાં વિહાર કરીને જેતલસર જંકશન પુનઃ ભેગા થઈ જેતપુર પધાર્યા. વઢવાણમાં શ્રી. જગજીવન મ. ના સંસારિક પુત્ર જયંતિલાલે ગુરુમહારાજના દર્શન કર્યા તે વખતે દીક્ષા લેવાની ભાવના હૃદયમાન થઈ હતી. જેતલસર જંકશનમાં તે બાબત વિચારણા થઈ ગુરુમહારાજે ધાર્મિક અભ્યાસ કરવા પ્રેરણા આપી.

દવા કરાવવા માટે અને જેતપુર શ્રીસંઘની વિનંતિ હોવાથી આ વર્ષ જેતપુરમાં ચાતુર્માસ નક્કી થયું. આ વરસે બા. બ્ર. મણીબાઈ સ્વામી તથા હેમકુંવરબાઈ સ્વામી ઠાણા ૨નું ચોમાસું પણ જેતપુરમાં જ થયું. મણીબાઈ સ્વામી પ્રખર વક્તા અને વિદુષી સાધ્વી હતા. જેતપુર ચાતુર્માસ ગુરુદેવની તબિયત સિવાય બધી રીતે સાનન્દ સમાપ્ત થયું. મોચી વૈદ્ય શ્રી. હરિભાઈ તથા તેમના પુત્ર વૈદ્ય ઠાકરલાલ નૈનધર્મ પાળતા હતા. પિતા પુત્ર બન્નેએ ગુરુદેવની અનન્ય સેવા બજાવી. ઠ ક્ટરી બધા ઉપચાર બંધ કર્યા. હરિભાઈના ઉપચાર જ લાભરૂપ થતા ગયા.

દિવાળી ઉપર પુનઃ ગુરુમહારાજના ચરણોમાં વરાગી રૂપે આ લેખકને આવવું થયું હતું. વિહારમાં રહેવાનો પ્રથમ પ્રસંગ હતો. ગુરુદેવની અસીમ કૃપા હતી. જેતપુરથી રાણપુર તરફ યાત્રા થઈ ગુરુદેવના સ્વાસ્થ્યને કારણે વિહાર થયો. ટૂંકાવી દેવો પડયો હતો. પ્રવચનનો પોષ શાંત પડી ગયો. ગુરુદેવ ઘણા જ ઉપશાંત દેખાતા હતા. તેમની કાંતિ અને બ્રહ્મ તેજ ઓછા થયા ન હતા. ધીરી ધારણાથી સમય વ્યતીત થવા દેતા રાણપુરથી જુનાગઢ આગમન થયું.

આ વખતે જુનાગઢમાં સંત સાધ્વીઓનો મેળો થઈ રહ્યો હતો. જુનાગઢથી શ્રીસંઘે ઘણી ધામધૂમથી ગુરુવરોનું સ્વાગત કર્યું. દરીયાપુરી સંપ્રદાયના મહાસતી ઠાણા ૫ તથા

ગોડલ સપ્રદાયના ઠાણુા ૪ બા બ્ર મણીબાઈ સ્વામી ઉપા શ્રયમા બિરાજતા હતા ગુરુદેવ ઉપરકોટ પૌષધશાળામા બિરાજયા થોડા દિવસના અતરે પજાબ કેસરી જૈનાચાર્ય શ્રી કાશીરામજી મ પોતાના દશ શિષ્યો સાથે જુનાગઢ પધાર્યા રાજકોટ શ્રીસઘની વિનતિથી સૌરાષ્ટ્ર પ્રાતમા તેઓશ્રીનુ આગમન થયુ હતુ

આચાર્યશ્રી સાથે જે સત મહાત્માઓ હતા તે ઘણુા વિનયશીલ, ચારિત્રવાન આત્માઓ જૈનશાસનના શણુગાર રૂપ હતા શ્રી ભાગમલજી મ , શ્રી હરખચદજી, શ્રી શુકલચદજી મ , શ્રી ત્રિલોકચદજી મ , શ્રી સુદર્શનજી મ , શ્રી જવાહરલાલજી મ , શ્રી હરિચદજી મ , શ્રી કપુરચદજી મ તથા સિદ્ધારથ મુનિ આદિ દશ ગણુનુ જાણે તારામડળ હતુ તેઓ સ્વય ચદ્રરૂપે શોભી રહ્યા હતા

ગુરુદેવ શ્રી પ્રાણુલાલજી મહારાજે ઘણુા જ સદ્ભાવ પૂર્વક આચાર્ય પ્રવરનુ સામે પધારીને સ્વાગત કર્યું આ સૌરાષ્ટ્ર કેશરીને મળીને શ્રી પજાબ કેસરીના હ્રદયમા આનદની ઊર્મિઓ છવાઈ ગઇ તેઓ શ્રી જુનાગઢ મહાજનવાડીમા ઊતર્યા હતા મહાજનવાડીના પ્રાગણુમા મોટો પડાલ ઊભો કરવામા આવ્યો હતો ત્યાજ પ્રતિદિન પ્રવચન થતા શ્રી શુકલચદજી મ વ્યાખ્યાન ફરમાવતા હતા રામચરિત્ર વિષે અભ્યાસપૂર્ણ વ્યાખ્યાનો જનતાને સાભળવા મળતા હતા સૌ સાધુ સાધ્વીજીઓ પ્રવચનમા હાજર રહેતા બપોરના તત્ત્વચર્ચા થતી ગુરુદેવ આ મોઘા અતિથિઓનુ સન્માન વધે તે રીતે વ્યવહાર ધર્મ જાળવી જ્ઞાનચર્ચા દ્વારા શ્રોતાજનોને લાભ અપાવતા હતા

એક દિવસ ગુરુદેવે પણુ પ્રવચન આપ્યુ તેમની તબિયત બોલવા જેટલી અનુકૂળ ન હતી પરતુ આચાર્યશ્રીની ઇચ્છાને માન આપવા વ્યાખ્યાન આપ્યુ શ્રી કાશીરામજી

મહારાજે ગુરુદેવની પીઠપર આશીર્વાદ ભર્યો હાથ મૂક્યો અને રંગસર્યાં પંજાબમાં આવવા માટે આમંત્રણ આપ્યું. શ્રી. પ્રાણલાલજી મ.ની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. જનતાએ જોયું કે બન્ને કેસરી વનરાજોની જેમ શોભી રહ્યા હતા. એ સમયનું ઉત્તમ ચિત્ર હૃદયમાં સદાને માટે સંચિત રહે તેવું હતું. જૈનશાસનના કર્ણધારોનું મિલન પરમ પાવન અને મંગળમય હતું. શ્રી. કાશીરામજી મહારાજે જુનાગઢથી વિહાર કર્યો ત્યારે ગુરુવર આદિ ચાર ઠાણા એક માઈલ વળાવી, યથાવિધિ વંદન કરી પાછા ફર્યાં. પંજાબના ઉત્તમ સંતો પોતાની સુવાસ છોડી ગયા હતા અને સૌરાષ્ટ્રના મુનિઓનું પ્રેમાતિથ્ય સાથે લઈ ગયા હતા.

જુનાગઢથી જેતપુર પુનઃ પધરામણી થઈ. ચાતુર્માસ ગોંડલ હતું. ત્યાં પ્રાણજીમુનિ પડધરીમાં બીમાર છે તેવા સમાચાર મળતાં શ્રી જગજીવનજી મ. તથા શ્રી. નાના રતીલાલજી મહારાજે ગોંડલ થઈ પડધરી જવાનો નિશ્ચય કર્યો. ત્યાં પ્રાણજી મુનિ કાળધર્મ પામ્યાના સમાચાર આવતાં પડધરીનો પ્રોગ્રામ મુલતવી રહ્યો. ગુરુદેવ જેતપુરથી ગોંડલ પધારી ગયા. આ વરસે શ્રી. ઉજમબાઈ શ્રી. સંતોકબાઈ, શ્રી ફુલકુંવરબાઈ શ્રી મણકુંવરબાઈ અંબાબાઈને બા. બ્ર. મણીબાઈ આદિ ઠાણા ૬નું ચાતુર્માસ પણ ગોંડલમાં હતું. સર્વત્ર આનંદ રેલાઈ રહ્યો. શ્રી રતીલાલ બોરા સંઘની સેવામાં અને શ્રી પોપટલાલ ગોડા જૈનશાળાની સેવામાં તત્પર હતા. શ્રી. ભવાનભાઈ કાળા, સુલતાનપુરવાળા [illegible] જસાણી ગુરુદેવના એક નિષ્ઠાથી સેવા બજાવી રહ્યા હતા. યુવક સમાજે વ્યવસ્થા અને બાઈઓ અને બહેનોએ તપશ્ચર્યામાં ખૂબ જ ઉત્સાહ બતાવ્યો. ગોંડલ ચાતુર્માસ ધન્ય બની ગયું.

## ૩૮

### (સવત ૧૯૯૮*)

શ્રી ગોડલ સઘને પૂરો લાભ મળ્યો ચાતુર્માસ પછી ગુરુદેવને સ્થિરતા કરવી પડી તબિયતના કારણે વિહાર અશક્ય બન્યો બીમારીનો ત તુ ખૂબ જ લાબો ચાલ્યો હતો ઉપચારોથી કાબૂમા રાખવા કોશિષ કરવામા આવતી પણ વ્યર્થ જતી

વિશ્વનુ ત ત્ર બદલાયુ હતું લડાઈ પુરજોશમા ચાલતી હતી આખા વિશ્વ પર તેના છાટા પડતા હતા મોઘવારી લોકોના જીવન પર પ્રહાર કરી રહી હતી અત્યારે મોઘવારી કોઠે પડી ગઈ છે, પર તુ ત્યારે મોઘવારીની શરૂઆત હતી સૌરાષ્ટ્ર જેવા પ્રદેશમા લગભગ બે રૂપિએ મણ બાજરો હતો, તે વધીને પાચ રૂપિયા થઈ ગયા હતા આખો સમાજ વ્યથાઓમા ભી સાવા લાગ્યો હતો કાળા બજારવાળા આ તકનો લાભ લેવાનુ જરાપણ ન ચૂકતા

આવે સમયે સાધુસ તોનુ પણ કર્તવ્ય સમાજ સામે આવી રહ્યુ હતુ લોકોનુ નૈતિક પતન ન થાય અને મધ્યમ વર્ગને રાહત મળે આ બે વસ્તુ સૌનુ ધ્યાન ખેચતી જૈન સમાજ આ દૂષણથી વ ચિત રહી શકે તેમ ન હતુ કારણ જૈનસમાજ વ્યાપારી અને મધ્યમ વર્ગમા વહેચાએલો છે જૈનસમાજમા શ્રમિક વર્ગ છે જ નહિ. અત આ બન્ને બિમારી તેને પૂરી રીતે લાગુ પડે તેમ હતી

* સ'વત ૧૯૯૮થી ગુરુદેવની પોતાની તારીખવાર છેલ્લી ઘડી સુધીની લખાએલી નોંધપોથી મળે છે લગભગ ૨૨ જેટલી નાની બુકો ઝીણા અક્ષરોથી લખેલી છે.

ગુરુદેવે મધ્યમ વર્ગને રાહત મળે એ માટે એક પ્રકારે બીજું ઝુંબેશ હતું ઠેરઠેર તેઓશ્રીએ એજ ઉપદેશ આપવો શરૂ કર્યો હતો. લડાઇ પછીથી બરાબર સર્વત્ર કારમી મોંઘવારીમાં સમાજ પીસાતો જ રહ્યો પાછલા પ્રકરણોમાં ઠેરઠેર ગુરુદેવ દ્વારા કરાવવામાં આવેલા રાહત કાર્યની વિગત જોવા મળશે. ઉપરાંત નૈતિક ઉત્થાન માટે ગુરુવર જે ઉપદેશ આપતા એ પણ ભારે અસરકારક બની રહેતા.

અત્યારે ગુરુદેવના મનમાં એજ વિચારો ઘોળાતા રહેતા કે જ્યાં સુધી અગ્નિજગતમાં હાહાકાર મચ્યો હોય ત્યાં ધર્મની પ્રથમ ફરજ શું છે? જ્યાં નીતિ અને વ્યવહારની વ્યવસ્થા નથી ત્યાં તેજ લોકોના પગ ઉપર ઉભા રહીને સિર્ફ આત્મા અને મોક્ષની વાતો કરવી તે પીડિત જનતાને અન્યાય કરવા બરાબર છે 'પહિલે પોટોબા મગ વિઠોબા' આ મરાઠી કહેવતમાં તથ્ય છે એમ ગુરુદેવને લાગતું

પીડિત જનતાને ભાન ભૂલીને નર્યું આધ્યાત્મવાદી થવું તે પણ બીજા પ્રકારે સ્વાર્થની પિપાસા જ છે અધ્યાત્મ અને વ્યવહાર બન્ને પક્ષ સરલ સુંદર અને સમન્વિત રહેવા જોઈએ. એવી ગુરુદેવની સદા માટે ધારણા હતી જેણે ટેકું ધ્યાનથી ગુરુદેવને સાંભળ્યા હશે તેમને આ વસ્તુ લક્ષમાં આવ્યા વિના નહિ રહી હોય। તેમનું વલણ શુદ્ધ વ્યવહારપ્રધાન આત્મસ્પર્શી હતું જીવંત આત્માને અવગણીને કલ્પનાગત આત્માને પ્રધાનતા આપતા નહિ. રહસ્યવાદી ધ્યાનથી દૂર રહી યથાર્થવાદી ગુણાનુ અધિક પસંદ કરતા આ રિઘતા અને અંધશ્રદ્ધાની અને રી યથાયથી લોકોને દૂર રાખતા ગુરુદેવને ઉચિત ચાતુર્માસકે.

ક ક ત્યાં સુધી ગુરુદેવ પૂર્ણ વાસ્તવવાદી હતા
વિલ્પ યથાર્થની શિલા ઉપર જ નિર્માણ થયું

છે ગોડલ ચાતુર્માસમા ગુરુદેવને ચિંતન કરવાને ખૂબ જ અવકાશ મળ્યો એક કહેવત છે કે 'મનુષ્યનુ શરીર ધીમુ પડે છે ત્યારે મન ગતિશીલ બને છે અર્થાત્ શરીર શાત બેસે છે ત્યારે મનને પાખો આવે છે, અત્યારે ગુરુદેવના ચિંતનને પાખો આવી હતી

સૌરાષ્ટ્રના જૈન સમાજમા અધ્યાત્મની એક લહેર જન્મ પામી રહી હતી જ્યારે લડાઈ દ્વારા નિર્મિત પરિસ્થિતિ યથાર્થના દરવાજા ખખડાવી રહી હતી ખરેખર જ્યારે કર્તવ્યની અને ફરજની ઘડી આવે છે ત્યારે મનુષ્યનુ મન તેમાથી છૂટવા માટે વિપરીત દિશાનો આશ્રય સ્વીકારે છે એટલે ખરે વખતે એક આવશ્યક અને એક વિપરીત એમ બન્ને માનસનો ઉદય થાય છે ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ યથાર્થવાદી અને નૈતિક જીવનના પ્રહરી હતી તેમણે સ્વ-ચિંતનના આધારે મુખ્ય રાજમાર્ગ પર ચાલવાનુ જ પસદ કર્યું હતુ તે હતો કર્તવ્ય પ્રધાન નીતિમય ધર્મનો માર્ગ

ચાતુર્માસ ઉપરાત ગોડલમા ચાર માસ અધિક રોકાવાનુ બન્યુ રાજકોટ શ્રીસઘના ભાઈઓ અવારનવાર ગુરુદેવના દર્શન કરી પ્રવચનનો લાભ લેવા ગોડલ આવતા અને રાજકોટ ચાતુ-ર્માસ માટે વિનતિ મૂકતા ગોડલના છેલ્લા ચાર માસમા ગુરુદેવની તબિયત બાર આના સુધારા પર આવી

ગોડલના શ્રાવક સમુદાયે ગુરુદેવની ખૂબ જ સરસ સેવા બજાવી હતી વિહારનો દિવસ નિશ્ચિત થતા સૌને વસમા વિરહનુ દુખ સામે આવ્યુ ફાગણ વદ ૧૪ ના ગોડલથી પ્રસ્થાન કરવાનુ હતુ ગોડલના શ્રાવક સમુદાયને આટલા લાબા ગાળા પછી ગુરુમહારાજ જતા હોવાથી સૌ ગળગળા થઈ રહ્યા હતા શ્રી મણિભાઈ ધોરાજીથી ગુરુદેવના દર્શનાર્થે આવ્યા, તેઓશ્રીએ ચોથા વ્રતના પચ્ચખાણ લીધા સુલતાનપુરવાળા શ્રી માણેકચદ દેસાઈએ વિહારના ઉપલક્ષ્યમા નવકારસી જમણ

આપ્યું શ્રી ગુરુદેવ સમયની ગતિ જોતા આવા જમણવારોને જરાપણ મહત્ત્વ આપતા નહિ. પરંતુ પુરાણા રિવાજની અસર રહી હોય છે

એ રાત્રી રાજકોટ જવાનું હતું પહેલે દિવસે સુરેશ્વર મહાદેવની જગ્યામાં ઊતર્યા વિહારમાં સાથે એ લના ત્રણ ભાઈઓ જગજીવનભાઈ ભીમનભાઈ જસાણી મનસુખભાઈ હતા રાજકોટ સુધી સામે આવ્યા રીબડા સ્પર્શ કરી રાજપરા આવ્યા શ્રી જગજીવનજી મ. ને છઠનું પારણું હોવાથી તેઓ રાજપરા રોકાઈ ગયા. જ્યારે ગુરુદેવ પીપરાળા પધાર્યા રાજકોટથી શ્રી કાનજી પાનાચંદ ભીમાણી શ્રી ચુનીલાલ નાગજી વોરા, શ્રી ભાનુભાઈ કોઠારી અને મણિભાઈ વનમાળી મહુડીવાળા પીપરાળે સામા આવ્યા હતા. ગુરુદેવના દર્શનથી તેઓ કૃતકૃત્ય થઈ ગયા શ્રી ચુનીલાલ નાગજીનો અદમ્ય ઉત્સાહ હતો. તેઓ રાજકોટમાં જ ચોમાસું કરવા માટે ભાર દઈ રહ્યા હતા. ભા. કાનજીભાઈ ભીમાણીની લાગણી ખૂબ જ હતી. સૌના વતી મણીભાઈ બોલી રહ્યા હતા. બીજે દિવસે રાજકોટ જૈનશાળાના ૧૭ મોટાં બાળકો અને જૈન ગુરુકુળના બે વિદ્યાર્થી જયંતિલાલ તથા પ્રાણલાલ દર્શન કરવા માટે આવ્યા હતા. સૌનું સન્માન થયું હતું ઓડલ નિવાસી શ્રી ન્યાલચંદ સઘાણીએ રસ્તાની સેવાનો બધો ભાર પોતા ઉપર લીધો હતો

કોઠારીઆ આગમન થતા રાજકોટથી ઘણા ભાઈઓ બહેનો ત્યાં દર્શન કરવા આવવા લાગ્યા. ત્યાં રાજકોટ સંઘ તરફથી વ્યવસ્થા હતી. કોઠારીયાથી વિહાર કરી રાજકોટ પધરામણી થઈ રાજકોટમાં ખૂબ જ મોટી ધામધૂમથી પ્રવેશ થયો શેષ-કાળ માટે ગુરુદેવ પધાર્યા હતા ગુરુકુળનું સમસ્ત વિદ્યાર્થી સંઘ, જૈનશાળાના બાળકો તથા અધ્યાપક વર્ગ બહેન, અલગ

ઉપાશ્રયે બિરાજમાન સાધ્વીજી વૃન્દ તથા વિપુલ પ્રમાણમા શ્રાવક શ્રાવિકાઓ ગુરુદેવના સ્વાગત સમારોહમા જોડાયા હતા રાજકોટ ગુરુદેવના આગમનથી પુલકિત બની ગયુ હતુ રાજકોટ મુખ્યપણે ગોડલ સપ્રદાયનુ ક્ષેત્ર એટલે ક્ષેત્રીય ભાવના પણ જોઈ શકાતી નથી

ગુરુદેવની રાજકોટ પધરામણી થવાની છે, તેની જાણ થતા શ્રી જામનગર સઘના પ્રતિનિધિ ભાઈઓ જામનગરની વિનતિ લઈ દર્શને આવ્યા હતા તેઓ વકીલ ગોરધનદાસ તથા રાયચદભાઈ વગેરે ભાઈઓ હતા પરતુ ગુરુદેવ આ વખતે શેષકાળ પૂરતા રાજકોટ પધાર્યા હતા જામનગર જવાનો મનમા કોઈ સકલ્પ ન હતો રાજકોટને પૂરો એક માસ લાભ મળ્યો

એક મહિનો નિયમિત પ્રવચન ચાલ્યુ હવે ગુરુદેવની તબિયત કઈક ઠીક હતી પ્રવચન શરૂ થયુ હતુ છતા જાળ વીને કામ કરવા જેવુ રહેતુ એક માસ લગાતર ચિત-સભૂ તિનો અધિકાર ચાલ્યો ઘણા સતો શાસ્ત્ર વિવેચન સભળાવી ગયા હતા પરતુ ગુરુદેવના મધુર રણકાર અને ગભીર વિવે-ચનથી રાજકોટની જનતા મત્રમુગ્ધ બની ડોલવા લાગી હતી આ વરસે રાજકોટમા એક સાથે ૨૨ વરસીતપ હતા તેના ઉજવણાની મોટી ધામધૂમ હતી ગુરુદેવની દૃષ્ટિ લોકો ફાલતુ અર્થ ન કરતા રાહત કાર્ય કે જ્ઞાનકાર્ય તરફ વળે તે રહેતી તેમના ઉપદેશમા સેવા ધર્મનો રણકો ચભળાતો ઉજવણી વખતે સારા પ્રમાણમા દાન અને ત્યાગના ક્ષેત્રમા પ્રગતિ થઈ લોભ છોડવા વિષે ગુરુદેવ ખૂબ જ ઉપદેશ આપતા મહાવીર જય-તિના પ્રસગે ભાઈઓએ પુસ્તકાલય માટે ૨૨૦૦ રૂપિયાનો ફાળો કર્યો

રાજકોટમા એ વખતે જૈન સિદ્ધાંત શાળા ચાલતી હતી. તેમા ૧૫ થી ૨૦ ધર્મપ્રેમી જણ લાભ લેતા હતા. રાજકોટ ગુરુકુળના અધ્યક્ષ શ્રી પૂર્ણચંદ્રજી દક બપોરના તત્ત્વ ચર્ચા માટે આવતા. ગુરુદેવ સમેત ચારેઠાણા તેમના પાસેથી ગુણ સ્થાનકની ચર્ચા સાંભળતા હતા. તેઓ શાંત અને ગંભીર જણાતા હતા. પૂજ્યવરો તેમની ચર્ચાથી ખૂબ જ પ્રસન્ન થયા હતા. ગુરુદેવના રાજકોટ આગમન દરમ્યાન તેરાપંથી ત્રણ સાધુઓ ક મોઢજ્ઞાતિના વંડામા આવ્યા હતા. સહયોગ ન મળતા તેઓ વિહાર કરી ગયા. જોકે ગુરુદેવ આવા કોઈપણ પ્રકારના ખંડનમા પ્રત્યક્ષ ભાગ ન લેતા, વ્યવહાર દક્ષ હોવાથી બન્ને પક્ષવૃત્તિથી નિરાળા રહી શકતા હતા.

રાજકોટ શ્રીસંઘની ભક્તિસભર અને અવિધિસરની ચાતુર્માસ વિનંતિ શેષકાળ દરમ્યાન ચાલુ રહેતી જ હતી. રાજકોટથી વિહાર થયો ત્યારે સેક્રેટરી શ્રી પ્રાણજીવનભાઈએ માસલિક સમજાવ્યા પછી વિધિસરની જોરદાર શબ્દોમા ચોમાસાની વિનંતિ કરી. ગુરુદેવે સાધુ ઉચિત ઉત્તર આપી શ્રીસંઘને સંતોષ આપ્યો. જવાબમા નિરાશા ન હતી. રાજકોટ શ્રીસંઘના સભ્યો હર્ષાન્વિત થઈ ગયા. પુનઃ ગુરુદેવ ગોંડળ પધાર્યા. ત્યા પણ વરસીતપના પારણા હતા. ગોંડળના ભાઈઓ દૂર સુધી લેવા માટે આવ્યા હતા. મહાસુખભાઈ જેવા નવયુવક ખૂબ જ રંગાયા હતા. ગોંડળની જનતાને પુનઃ તુરત દર્શન થતા રોમ રોમ આનંદ ઉભરાયો.

*

## રાજકોટ માટે વિનંતિ ને આગમન

૩૯

ગોડલમા વરસીતપના પારણા પછી વૈશાખી પૂર્ણિમા ગુરુદેવ શ્રી ડુ ગરસિહજી મ ની તિથિ અને ચાતુર્માસ નિયુક્તિનો ઉત્સવ હતો ગોડલમા પ્રાય વૈશાખ પૂર્ણિમા સારી રીતે ઉજવવામા આવતી ગુરુદેવની હાજરી હોવાથી જનતામા તપશ્ચર્યા કરવાનો ઉમગ ખૂબ જ વધ્યો ગુરુદેવ ભોજપરામા બિરાજમાન હતા ચાતુર્માસની સૂચિ તૈયાર થઈ રહી હતી. રાજકોટ શ્રીસઘને ગુરુદેવના ચાતુર્માસ માટે તાલાવેલી હતી

વૈશાખ સુદિ ૧૪ના રાજકોટથી છ ભાઈઓ ગુરુદેવના ચરણોમા વિન તિ કરવા માટે આવી પહોચ્યા સૌરાષ્ટ્રના સ્થા જૈન સમાજમા અત્યારે રાજકોટ સઘ ચુડામણિ સઘ છે. રાજકોટ શ્રીસઘનુ વર્ચસ્વ અ ગ્રેજ રાજ્ય થયા પછી રાજકોટ વધવાની સાથે બરાબર વધતુ જ ગયુ ઉપરાત રાજકોટના પ્રયાસ અને ઉત્સાહ પ્રશ સનીય રહ્યા છે આજે રાજકોટથી ભાઈઓ ખાસ વિનતી માટે આવ્યા હતા શ્રીયુત રામજીભાઈ વીરાણી, શ્રી જેચદભાઈ કોઠારી, કપુરચ દ રણછોડ તથા ગુલાબચ દ પાનાચ દ, કીરચદ કચરાભાઈ અને સ ઘના મ ત્રી શ્રી પ્રાણજીવનભાઈ નારણજી ડેપ્યુટેશનમા જોડાયા હતા ગોડલ શ્રીસ ઘે તેઓશ્રીનુ હાર્દિક સ્વાગત કર્યું

આગલે દિવસે પ્રાસ્તાવિક ચર્ચાઓ થઈ બીજે દિવસે વૈશાખ પૂર્ણિમા હતી સવારથીજ સ્થાનેકમા હજારો લોકોનુ આગમન થઈ રહ્યુ હતુ ગુરુદેવ પાટ પર બિરાજ્યા રાજકોટના

ભાઈઓ અવસ્થાને લેઈ ગયા હતા શ્રીસંઘના શેઠિયાઓ તેમની સાથે જોડાયા. સભાનુ રૂપ ભક્તિનુ ચિત્ર ઉપસ્થિત કરતુ હતું વાતાવરણ સૌમ્ય અને દિવ્ય હતુ ભાઈ ડુંગરસિહજી મહા રાજનો પ્રકાશ પથરાઈ રહ્યો હતો ગુરુદેવે પૂજ્યવરની જીવન ગાથાનુ વિવેચન કરી સુદર રીતે પ્રકાશિત કરી. સૌના હૃદય ગદ્ગદ્ થયા પૂર્વ પુરુષોનો મહિમા સમજાયો

ત્યારબાદ શ્રી. રામજીભાઈ વીરાણી ઊભા થયા સભા સમક્ષ તેઓએ ગુરુદેવને રાજકોટ ચાતુર્માસ કરવા માટે અંતઃકરણના ભાવો ઠાલવીને હાર્દિક વિનતિ કરી વિનતિમાં રાજકોટ શ્રી. સઘ અને વીરાણી પરિવારની ભક્તિનુ પ્રતિબિબ પડી રહ્યું હતુ શ્રીયુત રામજીભાઈની યોગ્યતા અને વચનોમા એટલી નિમળતા પ્રગટતી હતી કે તેઓએ ગુરુવરના હૃદયને આકર્ષ્યું સૌને પ્રતિભાસ થયો કે રાજકોટ ચાતુર્માસ કરવુ પરમ આવ શ્યક છે

શ્રી. જેચદભાઈએ પણ વિનતિના અનુસંધાનમા ભાવના વ્યક્ત કરી વિનતિને પુષ્ટ કરી ગુરુદેવે જણાવ્યુ કે પુરુષોત્તમજી મ જેતપુર બિરાજે છે તેમની તબિયત ઠીક ન હોવાથી તેઓશ્રી સાથે વિચાર વિમર્શ કરી નિર્ણય લેશુ બાકી અમારી ભાવના રાજકોટ પ્રત્યે છે ભાવના છે' એ શબ્દોમાં લગભગ ભર્યો ઉત્તર મળી રહેતો હતો રાજકોટના ભાઈઓ ખૂબ જ ખુશ થયા. વૈશાખ પૂર્ણિમા સરસ રીતે ઉજવાઈ ગઈ

ગુરુદેવ ગોંડલથી જેતપુર પધાર્યા ત્યાં મહાપુરુષ શ્રી પુરુષો તમજી મ સાથે મુલાકાત થઈ યથાવિધિ વદન વ્યવહાર કરી પરસ્પર સુખ સમાધિ પૂછી આહાર પાણી સાથે લીધા. બાર વરસ પછી મળવાનુ થતા ઉત્કટ ભાવના ઉભરાતી હતી પોરાજીથી બા. બ્ર. શ્રી. મણીબાઈસ્વામી પણ પધાર્યા. તેઓની તેજસ્વિતા, વાક્છટા, અને વિદ્વતા પ્રસિદ્ધ છે તેઓએ ગુરુવરોના દર્શન

કરી ધન્યતા અનુભવી બધા મુનિરાજો પાઠશાળામા સાથેજ બિરાજ્યા

પાઠશાળાના ભૂતકાલીન સસ્મરણો ચિત્તમાથી પસાર થઈ જતા હતા પક્ષભેદનો અગ્નિ સર્વથા ઠંડો પડી ગયો હતો

જનતામા કેવો આનદ છવાયો હતો તેનો મુનિરાજોને પણ સ્પષ્ટ ખ્યાલ આવી રહ્યો હતો રાજકોટથી સાતભાઈઓ જેતપુર ગુરુદેવને ચાતુર્માસની પ્રાર્થના કરવા અને આપેલા વચનની સ્મૃતિ આપવા પુન આવ્યા ફરીથી જેતપુરમા રાજકોટસઘનુ આગમન થતા ઉત્સાહની લહેર આવી શ્રી કરસનજી નદલાલે ઊભા થઈને વિનતિ કરી તેમની મર્મભરી વાણીથી હાસ્યતરગ પણ ફેલાયા આ વખતે અદરજી ચેલાભાઈ, મણીભાઈ મટુલીવાળા વગેરે સાથે હતા

ચાલીસ અને વીસ લોગસ્સના કાઉસગ્ગ સબધે વાત-નીકળતા શ્રી મણિભાઈએ સ્પષ્ટ કર્યું કે ગોડલ ગચ્છમા હજુ ચાલીસ લોગસ્સનો કાઉસગ્ગ થાય છે, પણ અમે કોન્ફરન્સના નિયમમા બધાઈ ચૂકયા છીએ એટલે અમારે ત્યા વીસ લોગ-સ્સનો કાઉસગ્ગ ચાલે છે શ્રી પરુસોતમજી મહારાજે વાતનો પાસો પલટાવી સમાધાનકારી વલણ પ્રદર્શિત કર્યું અને રાજકોટ શ્રીસઘની વિનતિ માન્ય રખાશે તેવું શ્રી પ્રાણલાલજી મ તરફથી આશ્વાસન આપ્યુ શ્રી રાજકોટ સઘના ભાઈઓએ મહાવીર સ્વામીની જય બોલાવી ચાતુર્માસ થશે એવી ખાતરી સાથે સફળ થઈને માગલિક સાભળી રાજકોટ રવાના થયા

ભવાન કાળાભાઈના ધર્મપત્નિશ્રી ઉજમબાઈ શ્રાવિકાજીને છઠ વરસીતપનુ પારણુ હતુ ભુરાભાઈ કાળાના ધર્મપત્નિ શ્રી મણિબેન અને જાદવજી ફેકકડના ઘરેથી એકાતર વરસી-તપના પારણા હતા વિધિવત આલોચના કરાવી પારણા અને

ઉપવાસ પર ગુરુદેવે સુન્દર પ્રકાશ નાખ્યો. મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ. પણ આલોચણાનું આટલું સૂક્ષ્મ વિવેચન સાંભળી પ્રાણમુનિ પર ખૂબ જ ખુશ થયા.

સાવર-કુંડલાથી દોશી રૂગનાથભાઈ, જમનાદાસ ભાઈ ચત્રભુજભાઈ તથા કાળુ દોશી વગેરે દસ ભાઈઓ શ્રીસંઘરૂપે ગુરુદેવના દર્શન કરવા અને ચાતુર્માસની વિનંતિ કરવા જેતપુર આવ્યા. સાવર કુંડલા સંઘનો ઠાઠ નિરાળો હતો. આ તરફના મહાજનોને ગોહિલવાડના ભાવભર્યા સંઘની હલકનો એટલો અનુભવ ન હતો. જેતપુરના શ્રાવકો સાવરકુંડલાની ભક્તિ અને વિનંતિ કરવાની રીતથી ખૂબ જ આશ્ચર્ય પામ્યા. શ્રીસંઘની સાથે ત્યાંના બારોટ જૈનશાસનની પ્રભાવના કરવા સાથે રહેલા. ગોહિલવાડી પાઘડી સાથે ગુરુદેવને ચરણે નમી રહેલો શ્રાવક સમુદાય સૌને આનંદ ઉપજાવી રહ્યો. નાવલીના નીર જેવા મોઢા પર તેજ તરવરતા હતા. તેઓ એક દિવસ મોડા પડયા હતા. રાજકોટનું ચોમાસું નિમાઈ ગયું હતું.

શ્રી. શાપુર સંઘ પણ હાજર જ હતો. સ્વાસ્થ્ય ઠીક ન રહે તો શાપુર જવું એવી ગુરુમહારાજની ધારણા હતી. જુનાગઢથી શ્રી. જેઠાલાલ વકીલ, કપુરભાઈ પટેલ, નાગજી કામદાર, દેવચંદભાઈ તથા પુરજી માસ્તર ઉભય ગુરુવર્યોના દર્શન માટે આવ્યા હતા. જુનાગઢ શ્રાવક સમુદાયના પ્રયાસથી જુનાગઢ સંઘ ખૂબ જ સમર્થ અને માતબર સંઘની ગણનામાં આવી ગયો હતો.

પૂ. પુરુષોતમજી મ. જેતપુરથી વિહાર કરી ગયા. ગુરુદેવ શ્રી માણેકલાલજી મ. પૂ. શ્રી. જયચંદજી મ.ની તિથિ સુધી ત્યાંજ રોકાયા. તિથિના ઉપલક્ષમાં શહેર અને પરોપકાર નિમિત્તે ૬૦૦ રૂપિયાનો ફાળો થયો જે રકમ તુરતમાં જ વાપરી નાખવામાં

આવી. દાનમા અપાએલી રકમ સગ્રહિત થાય તો દોષ આવે છે જેતપુરથી તુરતમા જ પ્રસ્થાન થયુ પીઠડીયા સુધી જેતપુરના યુવકો રસ્તા ગજાવી રહ્યા હતા જયા ગુરુદેવ પધારતા ત્યા ભક્તજનોનો મેળો લાગી જતો વીરપુર પધારતા નાથાલાલ ભાઈ કામદાર તથા શાતિલાલ વનમાળી આવ્યા શ્રી શાતિલાલે સ્થા જૈન સમાજની સાહિત્યિક સેવા ખૂબ જ બજાવી છે તેઓ ગુરુદેવ પ્રત્યે અનન્ય લાગણી ધરાવતા

રાજકોટ જતા ગોડલનો સ્પર્શ કરવાનો હતો ગોડલવાળા ભાઈઓએ શ્રી જયચદજી મ ની તિથિનો ઉત્સવ એ જેઠ હોવાથી બીજા જેઠમા રાખ્યો હતો ગુરુદેવ ગોડલ બોર્ડિંગમા રોકાયા ત્યા તિથિ ઉત્સવ થયો માનવરાહત માટે રૂપિયા ૧૮૦૦નો ફાળો થયો

રાજકોટથી શ્રી પુનમચદજી દક ૧૫ વિદ્યાર્થીઓ લઈને ગુરુદેવના દર્શનાર્થે આવ્યા જલદી રાજકોટ પધારવા વિનતી કરી રાજકોટ માટે પ્રસ્થાન થયુ કોલીથડમા એક દિવસ રોકાયા ત્યા શ્રી. મોરારજી ડુગરસિહ આદિ શ્રાવકના પાચ છ ઘર છે મેગણીના શ્રી વનેચદભાઈ રસ્તામા વિનતિ કરવા આવ્યા હડમતાલાના શ્રાવકને લાભ આપી મેગણી પધાર્યા દરબારશ્રીની વિનતીથી જાહેર પ્રવચન થયુ શ્રી વનેચદભાઈએ સઘજમણુ કર્યું તથા ગરીબો અને બાળકોને મદદ કરી ઉત્તેજન આપ્યુ વિહારમા શ્રી વણારસીભાઈ અને મનસુખભાઈ સારી સેવા બજાવી રહ્યા હતા

ખભાળીયામા શ્રી વીરચદભાઈના પુત્રોએ અને ત્યાના ગરાસીયા ભાઈઓએ ગુરુવરોનો લાભ લીધો વરસાદની ઋતુ બરાઈ ગઈ હતી વિહારમા તકાતકી થઈ રહી હતી એક દિવસ થાળ ગામના ચોરામા રોકાઈને રાજકોટ પધાર્યા નર- સીહભાઈ મેનેટોરિયમમા સ્થા જૈન ગુરુકુળ ચાલતુ હતું ત્યા

પધરામણી થઈ એ વખતે ગુરુકુળમાં લગભગ ૧૦૦ જેટલા વિદ્યાર્થી હતા શ્રી પુનમચંદજી શેઠ કુલપતિ હતા તેઓ બધી રીતે યોગ્ય ધર્મપ્રેમી વ્યક્તિ હતા તેઓએ ગુરુકુળ તરફથી ગુરુદેવોનું હાર્દિક સ્વાગત કર્યું ગુરુકુળ એક આદર્શ સંસ્થા હતી. સમાજના કમનસીબે અત્યારે તે સંસ્થાનો વિલય થઈ ગયો છે ગૃહપતિ તરીકે કુકાવાવના લક્ષ્મણભાઈ પટેલ હતા. ગુરુકુળના વિદ્યાર્થીઓને સારો એવો ધર્મલાભ મળ્યો

સં ૧૯૯૮ના ચોમાસા માટે અષાઢ સુદિ ૭ના રોજ રાજકોટ ઉપાશ્રયમાં ગુરુદેવની પધરામણી થઈ રાજકોટ શ્રીસંઘે સ્વાગતની ભવ્ય તૈયારી કરી હતી જૈનશાળાના બાલાશ્રમના ગુરુકુળના વિદ્યાર્થીઓની વ્યવસ્થિત હાર ધર્મધ્વજ સામે મોખરે ચાલતી હતી. વિશાળ જનસમૂહ પાછળમાં હતો રાજકોટની પ્રમુખ વ્યક્તિઓ ગુરુદેવના સ્વાગતમાં હાજર હતી. વિશાળ વાજું સરઘસ રાજકોટ સંઘની વિશાળતાને અનુરૂપ હતું જયનાદો અને ધર્મ ગર્જનાઓથી રાજકોટનું આકાશ ગાજી ઊઠયું ગુરુવરોને રાજકોટ જેવા કેંદ્રમાં જૈનશાસનનો મહિમા જોઈને ખૂબ જ આનંદ થયો ઉપાશ્રય સુધીમાં સારો સમય લાગી ગયો ઉપાશ્રયમાં પહોંચતા મહાવીર પ્રભુની અને ગુરુદેવોની પ્રચંડ જયઘોષણા થઈ

*

૪૦

(રાજકોટ ચાતુર્માસ સં. ૧૯૯૮)

ગુરુદેવની ભવ્ય ભાવે રાજકોટ ઉપાશ્રયમાં પધરામણી થઈ કોઠારિયાના નાકેનો ઉપાશ્રય ભારે ભીડથી ગાજી ઊઠયો. ગુરુવર પાટપર બિરાજતા સભા શાંત ભાવે ગોઠવાઈ ગઈ. થોડીવારમાં વાતાવરણ મંગળમય બની ગયું મુનિવરોએ ઇર્યાપથિકના કાઉસગ્ગ કર્યા ત્યારબાદ સર્વ પ્રથમ રાજકોટના ધર્મ અને વ્યવહાર જ્ઞાનના નિષ્ણાત શ્રી પ્રાણજીવન ભાઈએ ગુરુદેવોનું પદ્ય પુષ્પોથી સ્વાગત કર્યું તેમના પદોમાં હૃદયાગત ભાવોની અભિવ્યકિત હતી

આવો અમારે આંગણે, આદર્શ અમ જીવન તણા
ઉરભાવથી સત્કારીએ, ત્યાગી મુનિવર વિશ્વના
તપસી મહા ત્યાગી મહા, જ્ઞાની પ્રતિભાવંત એ
જીન માર્ગના સાચા ઉપાસક, પ્રાણ મહિમાવંત છે
પ્રાણ તો જનતા તણાને, ધર્મ પ્રેરક આપ છો
સંસારના જીવો તણા, સાચા સુધારક આપ છો
મુક્ત છો સંસારથી, સર્વ ત્યાગી સંત છો
પ્રાણ છો મુકિત તણા, મુનિવર મહા આનંદ છો
છે ભવ્ય વાણી આપની, જનહૃદયને પડકારતી
જાગ્રત કરે છે પ્રાણને, ને ત્યાગીને લલકારતી
સન્માન અભ્યંતર તણા, સત્કાર ને સ્વીકારજો
અમ પ્રાણના એ પ્રાણ, સાચા પ્રાણને પ્રગટાવજો
એકતા સમતા રૂડીને, સાધુતા નયને ભરી

બ્રહ્મચારી બાળ તણી એ તેજની સુરખી વસી
શાંત છો મૃદુમૂલ છો ને વિશ્વપ્રેમી આપ છો
સમતાના પ્રતીક સમ શોભી રહેલા લાલ છો,
ભવ્ય પ્રતિભા આપની જોઈ હૃદય નાચી જતું
શાંત મૂર્તિ આપના, નિરખી જીવન રાજી થતું
વંદન અમારા ઉરના હૃદયથી ઝીલજો આ પ્રાણના
ઓ પ્રાણ! આવ્યા છો ભલે, આવી વસો અમ પ્રાણમાં.

ત્યારબાદ માંગલિક સાંભળી ગુરુદેવના દર્શન કરી જન-વૃંદ વીખરાયો.

બે ત્રણ દિવસ આરામ લઈ અષાઢ શુદિ ૧૧થી પ્રવચનનો આરંભ થયો. રાજકોટની વિવિધ જનતાનું ગુરુદેવ પ્રત્યેનું આકર્ષણ અને સૌરાષ્ટ્રમાં ગુંજતું ગુરુદેવનું નામ આવા ગુરુદેવના પ્રવચનમાં જનસમાજની ભીડ થવી સહજ હતી. સર્વ પ્રથમ અનુકંપાનો મંગળમય પ્રસંગ શરૂ થયો. પહેલા પ્રવચનથી ગુરુદેવની ભાવનાનું પ્રતિબિંબ ઝળકતું હતું. મહાન ઇસપ નાના દૃષ્ટાંતો અને ન્યાયોથી જન જીવનને સ્પષ્ટ કરતો ગુરુદેવની પણ એવી જ શૈલી હતી. કેટલાક બુદ્ધિમાનો ઝીણું કાંતીને ગૂઢ અને અગમ્ય વાતોના આડંબરમાં જનતાને અન્યાય કરી પોતાની બુદ્ધિમતાનું પ્રદર્શન કરનારા હોય છે જ્યારે જનહિતેચ્છુ સંત મહાત્માઓ જનતાના જીવનમાં અને તેના સરળ મનમાં પ્રવેશ કરી તેમની સમસ્યાઓને સ્વચ્છ કરી નીતિનું દર્શન કરાવે છે ધન્ય છો ગુરુદેવ! આપ પણ માયાભેદથી પર રહી જન કલ્યાણને મહત્ત્વ આપતા.

કેટલી સરસ અને સુંદર કથાનો પ્રારંભ થયો! મેઘરથ રાજાનું ઉદાહરણ પીરસાયું મહારાજા મેઘરથની અનુકંપાનું વર્ણન કરતાં ગુરુદેવ એવો રસપ્રવાહ વહાવતા કે લોકો કરુણા સિન્ધુમાં સ્નાન કરતા. ગુરુદેવ કેવળ તાર્કિક વક્તા ન હતા, પરંતુ તેમનામાં રસાભિવ્યંજન ખૂબ જ હતી. કરુણ-રસમાં

લોકોના દીલ પીગળીને રસમય બની જતા મેઘરથ રાજાનુ કથાનક કરુણા ભડારનુ અણુમોલ રત્ન છે તેમના પારખુ ગુરુદેવ જેવા ઝવેરી જ્યારે મળે ત્યારે પૂછવુ શુ ! વ્યાખ્યાનના અતે ભીનાશહેર (મારવાડ)મા પૂ શ્રી જવાહરલાલજી મહારાજને લકવાની તકલીફ થયાના સમાચાર આપવામા આવ્યા ગુરુદેવને આ સદેશથી આઘાત થયો જેતપુરમા ગુરુદેવને પૂજ્યશ્રીના મીલનનો લાભ મળ્યો હતો, રાજકોટની જનતાને પણ બહુ દુ ખ થયુ

અષાઢ સુદિ ૧૪ સુધી અહી સ્થાનકમા જ વ્યાખ્યાન થવાના હતા ચાર દિવસ બરાબર વ્યાખ્યાન થતા રહ્યા સ્થાનકમા શ્રોતાગણુ સમાઈ શકતો નહતો ચારે તરફ વધારે પડતી ભીડ થવાથી સાભળવુ દુર્ગમ બન્યુ એટલે અષાઢ પૂર્ણિમાથી મહાજનના વડાની વિશાળ જગ્યામા પ્રવચનો ગોઠવવાનુ નક્કી થયુ

ચાર દિવસના પ્રવચનથી શ્રોતા એટલા પ્રભાવિત થઈ ગયા કે રાજકોટમા ગુરુદેવના પ્રવચનોની સર્વત્ર ચર્ચા થવા માડી સાભળનારાઓએ તારીફ કરીને સ્વત પ્રવચન માટેના પ્રચાર કર્યો સાધારણ જનતા બાળક, તરુણ અને બહેનોને પણ ખૂબ જ રસ પડતો હોવાથી જનસમૂહ ઉમટવા લાગ્યો

આજે અષાઢ પૂર્ણિમા હતી ચાતુર્માસનો પ્રારભ હતો ગુરુદેવો સ્થાનકમાથી વિહાર કરી મહાજનના વડે પધાર્યા દવાખાનાના ઉપરના ભાગમા ગુરુદેવોએ ચાતુર્માસ ગાળવા માટે જગ્યા કલ્પી સાથે જ વડાનુ મકાન લાગેલુ છે, એટલે સગવડતા રહે સવારથી જ માણુસોના જથ્થા વાડીમા આવવ લાગ્યા હતા પ્રવચનના સમય પહેલા જ મહાજનવાડી ભરાઈ ગઈ

ચાતુર્માસનો મંગળમય પ્રારંભ થયો. 'સંયોગવિયોગના પ્રવાહો' એ વિષય પર બોલતાં ગુરુદેવે સૌનાં હૃદય વૈરાગ્ય–રસ–રંજીત કરી દીધાં. દ્વારકા નગરીનું એક સમયનું ઉત્થાન અને રંગરાગ ધર્મનો પ્રભાવ, જનતાનું સુખમય જીવન, શ્રી કૃષ્ણ વાસુદેવની રાજ્યનીતિ અને ધર્મભક્તિની ઝલક દેખાડી ગુરુદેવે પુન: વિયોગાત્મક વિલયનું વર્ણન કર્યું. દ્વૈપાયન દેવે પ્રગટાવેલી જ્વાળાઓ અને દ્વારકાનું પ્રલયકર સ્વરૂપ અને અંતમાં મહાવિલય સાંભળીને શ્રોતાઓના હૃદયમાં વ્યાપ્ત મમતા ઉપર ઘણો પ્રહાર થઈ રહ્યો. પુન્યોદયના પ્રભાવે પ્રાપ્ત થયેલ સંયોગો પૂરવ ક્ષીણ થતાં કેવાં ક્ષણગામી બને તે સિદ્ધાંત સમજાવવામાં આવ્યો. कारणाभावात् कार्याभाव ના દાર્શનિક સિદ્ધાંત પર પ્રકાશ પાડ્યો.

રાજકોટની જનતાને ગુરુદેવના મનમંદિરમાં પ્રવેશવાનો સુઅવસર જેમ જેમ મળતો ગયો તેમ તેમ પૂજ્યશ્રીની મહાનતાના દર્શન તે કરતી ગઈ.

રાજકોટમાં એ સમયે તેરાપંથી સાધુઓનું આગમન શરૂ થયું હતું. પંથ પ્રચારની તેઓ ઉત્કટ કામના ધરાવતા હતા. સૌરાષ્ટ્રમાં તેમના મતનો પ્રતિકાર થઈ રહ્યો હતો. આ મત વિરોધમાં તે સાધુઓને પણ ઘણું સહન કરવું પડે તે સહજ છે. ગોકુળદાસ ગાંધી વિશેષ પ્રયોજનને લઈ તે સાધુઓ પ્રત્યે હમદર્દી બતાવતા. તેમણે ગુરુદેવની અષાઢ વદિ ૧ ના દિવસે મુલાકાત લીધી.

ગુરુદેવ ઘણા જ વ્યવહારકુશળ હતા. વાત કરનારના અંતરંગનો અભ્યાસ કરી લેતા. તેમના આ વ્યવહાર ચાતુર્યથી તેઓ ઘણી માયાફૂટથી પોતાને બચાવી લઈ તે સમય યોગ્ય કાર્યમાં ખર્ચ કરતા. વાદવિવાદથી તો ઘણા જ પર રહેતા. મનબુદ્ધિના વાચાળ માણસોને તેમનાથી જવાબ આપી પરે થવાની

ગુરુદેવમા અદ્ભુત કળા હતી ગાધી સાથેના વાર્તાલાપની તેઓ-શ્રીની નોધ વાચવી ઘણી જ રસિક થઈ પડશે

"પૂ તપસ્વીજીના ૧૯૭૩ના ચોમાસાની યાદી આપી પોતે તેમનાથી પરિચિત હતા તે કહ્યુ " મહારાજશ્રીએ કોઈ વાત ન ઉચ્ચારતા બીએક મિનિટ મૌનમા પસાર કરી ત્યારબાદ તે ઊઠયા અને અને પૂછ્યુ "આપને કયારે ટાઈમ હોય? મારે હાલમા આવેલા સાધુજીઓની બાબત જાણવુ છે" મહારાજશ્રીએ (સયોગ જોઈને) કહ્યુ "તમો મોટા સમર્થ આચાર્ય આદિ હોય તેવા મહાપુરુષ પાસે જઈને ચર્ચા કરો" તે ભાઈ પ્રત્યુતર આપતા બોલ્યા "આપ અહી છો તો આપથી જ "ગુરુદેવે વચમા જ કહ્યુ "મારી ઇચ્છા તમારી સાથે તે બાબતની વાત-ચીત કરવાની નથી" તે ભાઈને નિરાશ ભાવે પાછુ ફરવુ પડયુ નમ્રતા સાથે કેવી સરલ સ્પષ્ટવાદિતા ગુરુદેવને આવી જાતનો વિવાદાત્મક ભાષણનો વ્યામોહ ન હતો

અષાઢ વદિ બીજનુ એક સ્વતત્ર વ્યાખ્યાન અપાયું. અનુકપા એ ધર્મનુ પ્રધાન વ્યાવહારિક અગ છે દયા બાદ કરતા ધર્મ એ કેવળ આડબર રૂપ બની રહે ગુરુદેવ વ્યવહાર ધર્મનુ ઉડાણથી સ્થાપન કરી તે પર પ્રવચન કરતા

અષાઢ વદિ ત્રીજથી ઉત્તરાધ્યયનના ૧૯મા અધ્યયન પર પ્રવચન શરૂ થયા શ્રી જવાહરલાલજી મહારાજે તેમના ચાતુર્માસમા અનાથી મુનિનુ ૨૦મુ અધ્યયન વાચ્યુ હતુ કેમ જાણે ગુરુ-દેવ તેજ ૨૦મા અધ્યયનની પૂર્વભૂમિકા સમજાવવા માગતા હોય તે રીતે મૃગાપુત્રનુ આખ્યાન શરૂ કર્યું મૃગાપુત્રની વૈરાગ્યમય ભૂમિકા અને અનાથીમુનિની વૈરાગ્ય ભૂમિકા પરસ્પર અનુસધાન ધરાવે છે મૃગાપુત્રે ગત જન્મોની અનાથતા પર પ્રકાશ નાખ્યો છે જ્યારે અનાથી મુનિએ વર્તમાન જન્મની અના થતા બતાવી છે મૃગાપુત્ર એમ કહેવા માગે છે "હુ ભૂતકાળના

ચાતુર્માસનો મંગળમય પ્રારંભ થયો 'સંયોગવિયોગના પ્રવાહો' એ વિષય પર બોલતા ગુરુદેવે સૌના હૃદય વૈરાગ્ય–રસ–રંજીત કરી દીધા દ્વારકા નગરીનુ એક સમયનુ ઉત્થાન અને રંગરાગ, ધર્મનો પ્રભાવ, જનતાનુ સુખમય જીવન, શ્રી. કૃષ્ણ વાસુદેવની રાજ્યનીતિ અને ધર્મભક્તિની ઝલક દેખાડી ગુરુદેવ પુન વિયોગાત્મક વિષયનુ વર્ણન કર્યુ દ્વીપાયન દેવે પ્રગટાવેલી જ્વાળાઓ અને દ્વારકાનુ પ્રલયકર સ્વરૂપ અને અંતમા મહાવિલય સાંભળીને શ્રોતાઓના હૃદયમા વ્યર્થ મમતા ઉપર ભારે પ્રહાર થઈ રહ્યા. પુન્યોદયના પ્રભાવે પ્રાપ્ત થએલ સંયોગો, પૂણ્ય ક્ષીણ થતાં કેવા ક્ષણગામી બને તે સિદ્ધાંત સમજાવવામા આવ્યો કારણમાત્ર કાર્યનાશ ના દાર્શનિક સિદ્ધાંત પર પ્રકાશ પાડ્યો

રાજકોટની જનતાને ગુરુદેવના મનમંદિરમા પ્રવેશવાનો સુઅવસર જેમ જેમ મળતો ગયો તેમ તેમ પૂજ્યશ્રીની મહાનતાના દર્શન તે કરતી ગઈ

રાજકોટમા એ સમયે તેરાપંથી સાધુઓનુ આગમન શરૂ થયુ હતુ પંથ પ્રચારની તેઓ ઉત્કટ કામના ધરાવતા હતા. સૌરાષ્ટ્રમા તેમના મતનો પ્રતિકાર થઈ રહ્યો હતો. આ મત વિરોધમા તે સાધુઓને પણ ઘણુ સહન કરવુ પડે તે સહજ છે ગોકુળદાસ નામી વિશેષ પ્રયોજનને લઇ તે સાધુઓ પ્રત્યે હમદર્દી બતાવતા. તેમણે ગુરુદેવની અષાઢ વદિ ૧ ના દિવસે મુલાકાત લીધી.

ગુરુદેવ ઘણા જ વ્યવહારકુશળ હતા વાત કરનારના અંતરંગનો અભ્યાસ કરી લેતા તેમના આ વ્યવહાર ચાતુર્યથી તેઓ ઘણી માથાકૂટથી પોતાને બચાવી લઈ તે સમય યોગ્ય કામમાં મગ્ન કરતા. વાદવિવાદથી તો ઘણા જ પર રહેતા. મનબુદ્ધિના વાચાળ માણસોને તેમનાથી જગ્યા આપી પરે થવાની

ગુરુદેવમા અદ્ભુત કળા હતી ગાધી સાથેના વાર્તાલાપની તેઓ-શ્રીની નોધ વાચવી ઘણી જ રસિક થઈ પડશે

"પૂ તપસ્વીજીના ૧૯૭૩ના ચોમાસાની યાદી આપી પોતે તેમનાથી પરિચિત હતા તે કહ્યુ" મહારાજશ્રીએ કોઈ વાત ન ઉચ્ચારતા વીસેક મિનિટ મૌનમા પસાર કરી ત્યારબાદ તે ઊઠયા અને અને પૂછયુ "આપને કયારે ટાઈમ હોય? મારે હાલમા આવેલા સાધુજીઓની બાબત જાણવુ છે" મહારાજશ્રીએ (સયોગ જોઈને) કહ્યુ "તમો મોટા સમર્થ આચાર્ય આદિ હોય તેવા મહાપુરુષ પાસે જઈને ચર્ચા કરો." તે ભાઈ પ્રત્યુતર આપતા બોલ્યા "આપ અહી છો તો આપથી જ "ગુરુદેવે વચમા જ કહ્યુ "મારી ઇચ્છા તમારી સાથે તે બાબતની વાત-ચીત કરવાની નથી" તે ભાઈને નિરાશ ભાવે પાછુ ફરવુ પડયુ નમ્રતા સાથે કેવી સરલ સ્પષ્ટવાદિતા ગુરુદેવને આવી જાતનો વિવાદાત્મક ભાષણનો વ્યામોહ ન હતો

અષાઢ વદિ બીજનુ એક સ્વતત્ર વ્યાખ્યાન અપાયું. અનુકપા એ ધર્મનુ પ્રધાન વ્યાવહારિક અગ છે દયા બાદ કરતા ધર્મ એ કેવળ આડબર રૂપ બની રહે ગુરુદેવ વ્યવહાર ધર્મનુ ઉડાણથી સ્થાપન કરી તે પર પ્રવચન કરતા

અષાઢ વદિ ત્રીજથી ઉતરાધ્યયનના ૧૯મા અધ્યયન પર પ્રવચન શરૂ થયા શ્રી જવાહરલાલજી મહારાજે તેમના ચાતુર્માસમા અનાથી મુનિનુ ૨૦મુ અધ્યયન વાચ્યુ હતુ કેમ જાણે ગુરુ-દેવ તેજ ૨૦મા અધ્યયનની પૂર્વભૂમિકા સમજાવવા માગતા હોય તે રીતે મૃગાપુત્રનુ આખ્યાન શરૂ કર્યું મૃગાપુત્રની વૈરાગ્યમય ભૂમિકા અને અનાથીમુનિના વરાગ્ય ભૂમિકા પરસ્પર અનુસધાન ધરાવે છે મૃગાપુત્રે ગત જન્મોની અનાથતા પર પ્રકાશ નાખ્યો છે જ્યારે અનાથી મુનિએ વર્તમાન જન્મની અના-થતા બતાવી છે મૃગાપુત્ર એમ કહેવા માગે છે "હુ ભૂતકાળના

દુઃખ નથી ભૂલ્યો. હે મા ! ફરીથી તેજ દુઃખ ન આવે તે માટે આ સુખોને તિલાજલી આપી વૈરાગ્ય માર્ગે વળવા માગુ છુ" અનાથી મુનિ કહે છે કે પ્રાપ્ત થએલી સપદા પણ મારુ દુઃખ મીટાવી શકી નહિ. આમ બન્ને મહામુનિ ભૂતકાળ અને વર્તમાનકાળ ગત જન્મ અને વર્તમાન જન્મ, ઉભય સસારિક પરાધીનતા બતાવે છે

જ્યા સુધી મૃગાપુત્રની ભૂમિકા સ્પષ્ટ ન થાય, ત્યા સુધી અનાથી મુનિની ભૂમિકા સ્પષ્ટ થતી નથી. ગુરુદેવે કેમ જાણે પૂ. શ્રી. જવાહરલાલજી મહારાજની અધૂરી કડીની પૂર્તિ કરવાનો ઇરાદો રાખ્યો હોય તેમ મૃગાપુત્રના અધ્યયનનુ વિવરણ આપવુ ઉચિત માન્યુ આખા ચાતુર્માસ સુધી બરાબર મૃગાપુત્રનો જ અધિકાર ચાલતો રહ્યો

રાજકોટ ચાતુર્માસ ગુરુદેવના સમગ્ર ચાતુર્માસમા વિશેષ મહત્ત્વ ધરાવે છે ગુરુદેવની ચારે માસની દૈનિક હસ્તનોધ જોવા મળે છે તેમા ચાતુર્માસ દરમ્યાન શુ શુ પ્રસ્તાવ થયા, ગુરુદેવના મન પર શી અસર પડી તે જાણવા મળે છે

એકદરે રાજકોટ ચાતુર્માસ ખૂબ જ આનદપૂર્વક સમાધિથી પસાર થાય છે હવે પછી રાજકોટ ચાતુર્માસની ઝાંખી દર્શાવતું એક ખાસ પ્રકરણ મૂકવામાં આવશે તેમાં ગુરુદેવની સૂક્ષ્મ નોધનુ યથાશક્ય પ્રતિબિબ જોઈ શકાશે. કેવી છે એ નોધ !

*

## ૪૧

### (રાજકોટ ચાતુર્માસ ચાલુ)

રસિક પ્રવચનકાર મળ્યા હોવાથી મહાજન વાડીમા જનતા બરાબર ઉભરાતી હતી મધ્યમ વર્ગના કલ્યાણની ચર્ચા ગુરુ મહારાજના અતરમા વસી હતી ફક્ત બુદ્ધિજીવીઓને સતોષવા અથવા શબ્દપ્રધાન વિવેચનોમા સરકી પડવુ તે ગુરુદેવની તાસીર ન હતી સમાજ સક્રિય બને અને વાસ્તવિક અર્થપૂર્ણ કદમ ઉપાડે તેમ તેઓશ્રી ચાહતા હતા

લડાઈ અતિમ તબક્કામા હતી કારમી મોઘવારી કાઠિયાવાડને પીસી રહી હતી અનાવૃષ્ટિથી ઉત્પાદન પણ ઓછુ હતુ. મધ્યમ વર્ગ રાહત વગર ગુગળાતો હતો ગુરુદેવ આ કાર્ય માટે યત્કિંચિત પણ કરી છૂટતા દરેક સમાજ પોતાના વર્ગ માટે કાર્ય કરી રહ્યા હતા ત્યા જૈન સમાજ માટે પણ કઈક થવુ જરૂરી હતુ

ગુરુદેવે સાધર્મી વાત્સલ્ય સમજાવતા પરસ્પરનુ કર્તવ્ય શુ છે તે બાબત ઉપદેશ દેવો શરૂ કર્યો સામાજિક દૃષ્ટિબિન્દુ ધરાવતા ભાઈઓને આ વાત રૂચિકર હતી કેટલાક કટ્ટરપથી ભાઈઓ ફડફાળાની વાતને ધર્મક્ષેત્રથી બહારની વાત સમજતા હતા ગુરુદેવ સમાજ પ્રધાન વિચારોને વધારે મહત્ત્વ આપતા વિચાર વિનિમયના અતે સાધર્મી રાહતફડ શરૂ થયુ આરભ નાનો હતો પરતુ ગુરુકૃપાથી સિચન પામેલુ કાર્ય વિશાળ વૃક્ષનુ રૂપ ધરી રહ્યુ બે ત્રણ દિવસમા ૬થી૭ હજારનો ફાળો થયો જેમાથી ઓછા ભાવે ખાદ્યસામગ્રી આપવાની હતી આ

કાય ખૂબ જ સરસ રીતે ચાલ્યુ અને બરાબર ચાલતુ જ રહ્યુ

દર્શનાર્થીઓનો પ્રવાહ પણ ચાલુ હતો તેઓ પણ દાન કાયમા યથાશક્તિ ફાળો આપતા હતા. વેરાવળથી જેઠા સુંદરજીનો પરિવાર તારાબેન રેવાબેન, સંતોકમા તથા પુત્ર ને પુત્રવધૂ અને કરમચંદભાઈ માવાણી વગેરે વારાફરતી આવ્યા હતા જામનગરથી ૧૦ ભાઇઓ આવ્યા તેમા નવલબેન મુખ્ય હતા. બીલખાથી શ્રી. રામજીભાઈ સંઘ લઈને આવ્યા હતા. રાણપુરથી છબલભાઈ પોપટભાઈએ લાભ લીધો. પણ વધુ પહેલા આ ભાઈઓ આવ્યા હતા એક દિવસ મુનિમાર્ગથી પડવાઇ થયેલા શ્રી. જેઠાલાલભાઈ પોતાની નવવધૂ સાથે ગુરુમહારાજ પાસે પહોચ્યા. મુનિવરોને મનુષ્યની નબળી બાજુના અધ્યયનનો અવસર મળ્યો ન બોલવા છતા તેમના મુખપર એક ગુપ્ત પશ્ચાત્તાપ રમી રહ્યો હતો.

વર્તમાન કાળે ખાસ આવશ્યકતા શું છે તે બાબત અવાર નવાર શ્રાવકોમા ચર્ચા ચાલતી રહેતી ભાઈઓ અવારનવાર ગુરુદેવ પાસે પોતાના સૂચન રજૂ કરવાની તક લેતા હતા. કોઈ કહેતા કે ગૌરક્ષા બાબત આપનો ઉપદેશ અપાય તો સારુ કેટલાક તો વળી સમાજસુધારા પર જોર દેતા ક્રિયાવાદી લોકો ધર્મકરણી અને કટ્ટરતાની હિમાયત કરતા. ધનવાનોને કગાલ થાય તેમ કેટલાક ઇચ્છતા હતા ગુરુ મહારાજ સૌની વાત સાંભળી લેતા. ચક્કીનો લોટ ન ખાવા બાબત ઉપદેશ આપવાની ક્યારેક સૂચના મળતી. શ્રી વવેરચંદભાઈ, સંઘરાજકા અને શ્રી કપુરચંદભાઈ રણછોડ તરફથી સૂચના મળી કે માણસો ચોખ્ખુ દૂધ વાપરે તેવી પ્રેરણા મળે તો સારૂ શ્રી. રામજીભાઈ વીરાણી તથા કેશુભાઇએ ગુરુદેવ પાસે પ્રસ્તાવ મૂક્યો કે સાચુ વકુના ગ્રંથ । ટકે તેવા ઉપદેશની ખાસ જરૂર છે

ગુરુદેવે પોતાના અનુભવમા ટાકયુ છે કે જ્યારે કોઇ ગૌરક્ષા આદિ પ્રસ્તાવ મૂકતા ત્યારે જવાબ અપાતો કે "તમો મળીને આવો પછી શાસ્ત્રીય પ્રમાણ દ્વારા તે વાતને ટેકો અપાશે" પરતુ પછી કોઈ ન આવતુ ગુરુદેવે પોતાની ડાયરીમા આ શબ્દ ખાસ નોધ્યા છે સમાજની તાસીરનુ આ પ્રતિબિબ છે પ્રશ્ન ખાતર પ્રશ્ન પૂછનાર કે પ્રસ્તાવ મૂકનારા આપણા સમાજમા ભારોભાર છે પરતુ પોતાની જવાબદારીનુ ભાન સમજતા હોય તેવા ઓછા છે

ગુરુદેવના પ્રવચનોની નોધ થતી હતી એક શ્રીસઘ તરફથી નોધ થતી, બીજી કોઈ બહારના વ્યકિત પણ નોધ કરતી અજાણ માણસ નોધ કરે તે બાબત ગુરુદેવનો વિરોધ હતો નોધ ભલે કરે પરતુ તેની નકલ મળવી જોઈએ આવી જાતની નોધ લેનાર પાછળ બીજા સપ્રદાયના જૈન સાધુની પ્રપચવૃતિ હોય છે પૂજ્યશ્રી વ્યવહારિક ક્ષેત્રે સાવધાન રહેતા કોઈનો પ્રપચ ભેદ પારખી લેવો એ તેઓશ્રીનુ કૌશલ્ય હતુ

આ ચાતુર્માસ દરમ્યાન એ ચર્ચા પણ ચાલી કે ગોડલ ગચ્છનુ વિસર્જન કરી કાઠિયાવાડ સઘ–સમિતિમા ભળી જવુ કે કેમ? ગુરુ મહારાજે કરેલી નોધ અનુસાર વધારે મત 'ન ભળવા' તરફના હતા રાજકોટના અગ્રગણ્ય શ્રાવકોમા બે ચાર છોડીને બહુધા મત અલગ રહેવા માટે જ હતો પેલી વિચારણાનો વધારે વેગ ન મળ્યો ગોડલ ગચ્છના શ્રાવકોને મન પોતાની પરપરાનુ ગૌરવ ખૂબ જ છે વર્ષોથી પૂજ્ય પુરુષોએ સિચન કરેલ ગચ્છનો વિલય કરવો તે ઉચિત ન લાગ્યુ

મૃગાપુત્રનો અધિકાર પૂરજોશમા ચાલી રહ્યો હતો વચમા વચમા અનેક ન્યાય અને ઉદાહરણ આપવામા આવતા હતા પર્યુષણ સુધીમા ખાસ કરીને જમાલિકુમાર, મેઘકુમાર, સયતિ રાજાના આખ્યાનનો ઉલ્લેખ થયો હતો ઉપરાતમા સુગ્રીવ નગરનુ વર્ણન ત્યા સતોના આગમન અને રામાયણ-

કાળની જનતાની ભક્તિનું વિશદ વિવરણ આપવામાં આવ્યું મૃગાપુત્રનો જ મથી વૈભવ, વૈરાગ્ય, અને જાતિ સ્મરણ થઈ ભવ સુધીનો અધિકાર આવ્યો. પર્યુષણ નજીક આવતા મુનિઓના કેશ લોચ થયા બે દિવસ શ્રી નાના રતીમુનિએ બંધક ઋષિનું આખ્યાન સંભળાવ્યું બપોરનો રાસ તપસ્વી મુનિ શ્રી. જગજીવનજી મહારાજ સંભળાવતા હતા તેઓ છઠ છઠ તપ કરતા રાસ વાંચવાની તેમની એટલી આદત ન હતી, પણ સુદર્શન ચારિત્રના આખ્યાન વખતે અપાતા અનુભવ જ્ઞાન અને રેશી ચાળખા લોકોના કલેજામાં ઉતરી જતા. ઉપરાંત 'મૌનમપિ ઉપદેશ' કથનાનુસાર શ્રી મોટા રતીલાલજી મહારાજ મૌન ભાવે શાસન પ્રભાવના કરતા હતા.

પર્યુષણ સુધીમાં સારા સારા વ્રતો લોકો ધારણ કરી રહ્યા હતા. એટલે ધર્મ પ્રત્યેનો ઉત્સાહ વૃદ્ધિગત હતો ઠાંગરવાળા શ્રી. પોપટભાઈ કેશવજીએ ચોથા વ્રત ધાર્યા. તે દિવસે ગુરુદેવે બ્રહ્મચર્યની મહિમાનું અલૌકિક વ્યાખ્યાન કર્યું પર્યુષણ પર્વ નજીક આવતા ધર્મનો ઘટ જોરથી વાગવા માંડયો હતો. રાજકોટ જેવો વિશાળ સંઘ શ્રી. પ્રાણલાલજી મહારાજ જેવા સમર્થ સાધુ-પુરુષ અને મહા પવિત્ર પર્યુષણ પર્વનું આગમન ત્રિવેણી સંગમ થયો. આજે શ્રાવણ વદિ ૧૨ હતી. આવતી કાલથી શ્રી. પર્યુષણ પ્રારંભ થવાના હતા. ગુરુદેવે આઠ દિવસ પૂરતું ચાલુ વ્યાખ્યાન બંધ કર્યું શ્રી. પાર્શ્વનાથ ભગવાનના ભવ સંભળાવવાનો નિશ્ચય કર્યો બ્રહ્મચર્યની નવ વાડનો મહિમા સાંભળતા સંયમની બહુ મૂલ્યતા સમજાવી હતી ચાર હજાર માણસોથી વંડો ચીકાર ભરાઈ જતો. ભગવાન પાર્શ્વના ભના આગલા ભવની કથા અને વર્તમાન સમયની પરિસ્થિતિનું તુલનાત્મક વિવેચન આઠ દિવસ સુધી ચાલુ રહ્યું ક્ષમા એ પર્યુષણનો અંક છે ગુરુદેવે ક્ષમાનું અદ્ભુત વિવેચન કરી મહાવીર સ્વામીની જ મહત્તા ઉપર પ્રકાશ ફેંક્યો. પર્યુષણના

આઠે દિવસ મુખ્યત્વે કષાય નાશનો ઉપાય અને સ્વ સ્વરૂપની પ્રાપ્તિ વિષે પ્રવચન થયાં પાચમના દિવસે બે કલાક સુધી આલોચણા પ્રસગ ચાલ્યો

સાજના પ્રતિદિન હજારોની સખ્યામા પ્રતિક્રમણ થતા પાચમનુ મહા પ્રતિક્રમણ ગુરુદેવની સાનિધ્યમા પરમ સમાધિ ભાવે નીપજ્યુ ઉત્તમ પ્રકારની ધર્મકરણી થઈ શ્રી ડુગર સિહજી પુસ્તકાલયની સ્થાપનાને ગુરુદેવે મહત્ત્વ આપ્યુ સઘના અગ્રેસર ભાઈઓ શ્રી રામજીભાઈ વીરાણી, ચુનીલાલ નાગજી વોરા, શ્રી મણિભાઈ, પ્રાણજીવનભાઈ, મણિભાઈ વનમાળી વગેરે ભાઈઓ વચ્ચે ચર્ચા થઈ શ્રી મણિભાઇ વનમાળીનુ માનવુ હતુ કે સાપ્રદાયિક નામ શા માટે આપવુ રાજકોટ તો કોઇ એક સઘાડાનુ ક્ષેત્ર નથી ગુરુદેવ રાજકોટને ગોડળ સઘાડાનુ ક્ષેત્ર માનતા હતા બધી વિચારણાઓને અતે નિર્ણય થયો કે રાજકોટ ગોડલ સઘાડાનુ ક્ષેત્ર છે 'શ્રી ડુગરસિહજી પુસ્તકાલય' સ્થાપવાની જાહેરાત કરવામા આવી તે માટે ફાળાની શરૂઆત પણ સારી થઈ

સવત્સરી મહાપર્વ ખૂબ જ ઠાઠ અને શાસન પ્રભાવના સાથે ઉજવાયુ સ્વદયા અને પરદયાનુ સૂક્ષ્મ વિવેચન સાભળી શ્રોતાજનો ચિતનના સાગરમા નિમગ્ન બની જતા સવત્સરી પછી શ્રી મોટા રતીલાલજી મહારાજે નવાઈનુ અને ત શ્રી જગજીવનજી મહારાજે અઠાઈનુ પારણુ કર્યું તે પ્રસગે પોરબદરના બહેનો તરફથી શુભ ખાતામા રૂા ૨૫૧નો ખુમચાની લાણી કરવા માટે પત્ર આવ્યો

ડૉ કેશવલાલભાઈએ સારા સારા નિયમો ધારણ કર્યા તેમના તરફથી ધર્મકાર્યોમા સારી રકમ આવી શ્રી હીરાલાલભાઇ અમૃતલલ શ્રી શીરાજભાઈ, મેઘપરવાળા કાનજી પરશોતમ,

મોટી જમનાદાસ માણેકચંદભાઈ વગેરે ભાઈઓએ ચોથાવ્રતના પચ્ચખાણ લીધા આ પ્રસંગે તે ભાઈએ તરફથી સારી એવી રકમ સત્કાર્યોમાં વપરાઈ હતી ચાતુર્માસ પછી સારી રકમ જ્ઞાનપુસ્તકમાં આવી શ્રી સંઘરાજકા ભાઈઓએ રૂ ૧૦૦૧ માતુશ્રી તથા વડીલભાઈના સ્મરણાર્થ આપ્યા. વેરાવળથી લીલાધર હીરાચંદ તરફથી રૂ ૫ ૧, શ્રી. મૂળજીભાઈ તરફથી રૂ ૧૨૫ શ્રી ગુરુસિંહજી મ ની તિથિ નિમિત્તે મુકાયા

કે કાળા બરાબર ચાલતા જ રહ્યા. ભાદરવા સુદિ સાત મના વ્યાખ્યાન બંધ હોવાથી આજે શાંતિનાથ ભગવાનનો અખંડ જાપ અને જીવદયા પળાવવાનો કાર્યક્રમ રખાયો હતો. તેમાં સેંકડો નરનારીઓએ ભાગ લીધો ભાદરવા સુદિ ૮ જાપની પૂર્ણાહુતિ થઈ અને પ્રવચનનો પુનઃ પ્રારંભ થયો શ્રી પાર્શ્વ નાથ ભગવાનના ભવોનું વિવેચન ચાલુ જ હતું મરૂભૂતિના ત્રીજા ભવનું વિવેચન થયું પર્યુષણ પર્વનાં વિશેષ વ્યાખ્યા નોની અલગ નોંધ લેવાણી હતી.* ૧૧મી થી મૃગાપુત્રનો અધિ કાર બરાબર ચાલુ થઈ ગયો જાતિસ્મરણ જ્ઞાન થતાં શ્રી. મૃગાપુત્રે પોતાના આત્માને મોહથી કેવી રીતે પાછો હઠાવ્યો એ પ્રસંગ નિર્મોહ ભાવની ઝલકના છાંટણા કરી ગયો

*

* કે જે અત્યાર સુધી સુધર્મના પ્રવચનોને પ્રગટ થયા નથી.

## ૪૨

### (રાજકોટ ચોમાસુ ચાલુ)

પર્યુષણ પછીના દિવસોમા મૃગાપુત્રના અધિકાર પર નિરંતર પ્રવચનો થતા રહ્યા કાર્તિક પૂર્ણિમા સુધી મહાજનના વંડામા જ વ્યાખ્યાન થયા ગુરુદેવની પ્રવચન શૈલી રોચક અને તાત્ત્વિક હોવાથી જનતામા ખૂબ જ રસ જળવાઈ રહ્યો શ્રાવકો નાના પ્રકારના વ્રત નિયમો ધારી તપઆદિ સંવર કરણીમા વધારો કરતા ગયા શ્રી મણિભાઈ વનમાળીએ પૂ શ્રીચરણોમા કેટલાક નિયમો ધાર્યા એક વરસ માટે છ પ્રકારની અલગ અલગ પ્રતિજ્ઞાઓ લીધી શ્રી ભુદરભાઈ વનરાવને એક વરસ માટે કેટલાક નિયમો ધારણ કર્યા દલખાણીયાવાળા શ્રી હીરાચંદભાઈ તપસ્વી ગુંદાળાના ઉપાશ્રયના ફાળા માટે આવેલા તેઓએ પણ પૂ ગુરુદેવ પાસે કેટલાક પચ્ચખાણ કર્યા ફાળો પણ ઠીક થએલ હતો

દિવાળી સુધી દર્શનાર્થી ભાઈઓની સારી ધમાલ રહી ગામ ગામના શ્રીસંઘો દર્શન કરવા અને વિનંતિ કરવા આવતા જ રહ્યા જેતપુરથી ૧૧ ભાઈઓ આવ્યા હતા વિનંતિ કરી અલગ અલગ ખાતામા રૂા ૩૦૩ વાપર્યા ગોધાવીના ડાહ્યાભાઈ ૧૫ માણસો સાથે આવ્યા મોરબીના હલીચંદ સંઘવી આવ્યા તેઓએ પૂ ગુરુદેવને નવા ક્ષેત્રને લાભ આપવાની વિનંતી કરી જામનગરના ગોરધનભાઈ વકીલ તથા મીઠાના અગરવાળા શ્રી નટવરલાલભાઈ આવ્યા સાથે શ્રી ગોરધનભાઈના

ધમપત્ની તથા તેમના પુત્રને પુત્રવધુ પરિવાર સહ આવ્યા તે દરમ્યાન કુકાવાવવાળા ભાઈઓનુ પણ આગમન થયુ હતુ

વેરાવળથી લીલાધર હીરાચંદ સુગચંદ ગુલાબચંદ ૧૨ માણસો સાથે દર્શને આવ્યા તેઓએ પ્રવચનનો લાભ લીધો ક્રમથ પૂજ્ય દેવજી સ્વામીની તિથિમા રૂા ૫૦૧ પૂ ગુમર સિંહજી મ ની તિથિમા રૂા ૧૨૨ આપ્યા ગોંડલ અને રાણપુરનો શ્રાવક સઘ પણ પહોચ્યો જામનગરથી ડૉ માણ જીવનભાઈ માણેકચંદ દોશીએ ગુરુદેવના દર્શનનો લાભ લીધો તેઓ સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ ડોક્ટર છે સેલેરિયમ વિદ્યામા વિશ્વવિખ્યાત ડોક્ટર તરીકે તેમની ગણના છે તેઓ ગુરુદેવ પ્રત્યે અનન્ય શ્રદ્ધા ધરાવતા હતા જુનાગઢથી જેઠાભાઈ રૂપાણી વકીલ નો પરિવાર જબાબેન, કમુબાબેન સૌ દર્શનાર્થે આવ્યા એજ વખતે વેરાવળથી ન્યાલચંદ રામજી તેમના માતુશ્રી સાથે લાભ લેવા આવ્યા આ રીતે દિવાળી સુધી ભક્તજનોનો દર્શનાર્થી પ્રવાહ ચાલુ રહ્યો

ભાદરવો માસ ઊતરતા સુધી બધા ઠાણાઓની તબિયત ઠીક ઠીક જળવાઈ રહી પછી કેમ જાણે તાવને વિશેષ આમ ત્રણ મોકલવામાં આવ્યુ હોય અને આવ્યા પછી ઘર ન છોડ નાર મહેમાનની જેમ લપીઓ થઈને બેઠો હોય તેમ મોટા મહારાજશ્રી લઈને ચારે ઠાણાઓને વારાફરતી લાભ દેવા માડયો પછી તો કટાળાને કહ્યું કે ભાઈ! હવે જા; પરંતુ તાવ તો કહે કે ખાસ આમ ત્રણથી રાજકોટ જેવા સઘમાં આવ્યો છુ અને આરૂ લાલનપાલન થાય છે તો પછી જાઉ શી રીતે ?

ગુરુમહારાજની તબિયત વધારે નરમ થઈ ગઈ શ્રી જયજીવનજી મહારાજને નસકોરી ફૂટવા માંડી છઠ છઠ ના તપની જરની જણાવા લાગી છતાં અમુક સમય સુધી ઉપવાસ

ચાલી રહ્યા છતા મધુરકંઠથી માતાજનોને રસતરબોળ કરી દેવા એ ગુરુદેવની અનુપમ વચનકળા હતી

આના સુદ ૯ શ્રી દુલભજીભાઈ ખેતાણી ગુરુદેવના દર્શન કરવા આવ્યા ગોંડલના સિંહ કહેવાતા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મ નુ ખમીર જોઈને તેમના છાતી ઉછળવા માડી શ્રી દુલભજીભાઈને સૌરાષ્ટ્રના ખમીર માટે ઊડુ ગૌરવ છે ગુરુદેવની હાક તેમના હૃદયને પ્રભાવિત કરી રહી ચારે બાજુથી સઘ સમુદાય દર્શન અને વિનતિ માટે આવતા જ હતા બીલખાથી જેચદભાઈ નાં ૧૯ જણ આવ્યા જામનગરથી મોતીચદભાઈ દોશીઆ ૩૫ માણસો સાથે વિનતિ કરવા આવ્યા તેઓ ગુરુદેવના અનન્ય ભક્ત હતા અગસરાથી ૧૧ ભાઈઓ ગુરુદેવના ચરણમા ઉપસ્થિત થયા. રાજકોટ શ્રીસઘ આગતુક સઘોએને દર્શનાર્થીઓની સેવા બજાવી લાભ લેવામા આગેકદમ હતો.

ગુરુદેવના રાજકોટ ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રી ૧૦૮ શ્રી. સપ્રદાય સસ્થાપક મહાપુરુષ શ્રી ડુગરસિહજી મ ના જીવનચરિત્રને પ્રકાશિત કરવાની ભાવનાને પ્રેરણા મળી પ્રકાશન સુદર થયુ દિવાળીના દિવસોમા શ્રી મહાવીર નિર્વાણ ઉત્સવ ઉજવતા ગુરુદેવે બૌધિક દિવાળી મનાવવા આદેશ આપ્યો જ્ઞાનદીપક સમાજમા પ્રગટાય તે સાચા અથમા દિવાળી છે તે વાત પર ભાર મૂક્યો. પૂજ્ય શ્રી. ડુગરસિહજી મ. ના જીવનચરિત્રના લેખક શ્રી શાતિલાલ વનમાળી ગુરુદેવ પ્રત્યે બહુ જ શ્રદ્ધા ધરાવે છે તેઓ જૈન સાહિત્યને ધમના અભ્યાસી છે ગુરુદેવના દર્શન અર્થે આવે ત્યારે જૈન આગમ બાબત ગુરુદેવ સાથે વિશદ ચર્ચા કરતા

શ્રી રામજીભાઈ વીરાણીના હાથે રાજકોટમા શ્રી. ડુગરસિહજી જૈન પુસ્તકાલયનુ ઉદ્ઘાટન થયુ તે ચાતુર્માસની બીજી સિદ્ધિ હતી. વીરાણી બધુઓ ગુરુદેવનો પડ્યો બોલ

ઝીલતા અને ઉપદેશ શિરોધાર્ય કરી શાસન પ્રભાવનામા ખૂબ વૃદ્ધિ કરતા હતા મેઘપુરવાળા શ્રી કાનજી પુરુષોત્તમે ચોથા વ્રતના પચ્ચખાણ લીધા ગુરુદેવે આ પ્રસગે બ્રહ્મચર્યનો ભાવ અર્થ સહિત સમજાવી આ સનાતન વિષય પર માર્મિક પ્રકાશ નાખ્યો આ બધા ધાર્મિક સામાયિક કાર્યો સાથે નાના મોટા ફાળા થતા જ રહેતા હતા અરોડા સ્થાનક માટે રૂ ૩૦૦નો ફાળો થયો

રાજકોટ ચાતુર્માસ અનેક આરોહ-અવરોહ લેતુ ઘણુ જ સમાધિ ભાવે સમાપ્ત થયુ ખાભાવાળા શ્રી ઝવેરચદ જાદવજી ભાઈએ છેલ્લે દિવસે ભાવવાહી ભાષણ આપ્યુ અને ગુરુદેવના ચાતુર્માસને યોગ્ય શબ્દોથી બીરદાવ્યુ ચોમાસુ પૂરુ થતા તપસ્વી શ્રી જગજીવનજી મ ની તબિયત નરમ થઈ ગઈ હતી એટલે તેમની તબિયત ન સુધરે ત્યા સુધી રાજકોટમા વધારે રોકાવુ પડશે એવી જાહેરાત થઈ

કારતક વદ ર થી પુન જૂના ઉપાશ્રયમા પ્રવચન શરૂ થયા મુબઈ શ્રીસઘના સેક્રેટરી ગિરધરભાઈ દફતરી મુબઈ ચાતુર્માસ કરાવાની વિનતિ લઈ આવ્યા શાસન, સમાજ, અને મધ્યમ વર્ગના ઉત્કર્ષ માટે તેમની સાથે ઘણી જાતની ચર્ચાઓ થઈ હાલ તુરત સૌની તબીયતની પ્રતિકૂળતા હોઈ મુબઈનો વિચાર મોકુફ રાખ્યો છે તેમ ગુરુદેવે ઉત્તર આપ્યો

કેટલાક દિવસ ત્યા દવાખાનાના મકાનમા જ રોકાવાનુ થયુ બાદ મહારાજશ્રી ઉપાશ્રયના મકાનમા પધાર્યા ચાતુર્માસ પછી પખવાડિયુ અર્થાત્ કારતક વદિ અમાવાસ્યા સુધી શ્રી મૃગાપુત્રનો અધિકાર ચાલુ રહ્યો અતે શ્રી મૃગાપુત્ર મહામુનિ પરમ કૃપાળુ, ચરમ શરીર, કેવળ જ્ઞાની થઇ મોક્ષપદ પામી ગયા તેના પર પરમ વૈરાગ્ય પ્રેરક વિવેચન કરી મૃગાપુત્રનો અધિકાર સમાપ્ત કર્યો

ચાતુર્માસ પછી લગભગ ચારમાસ વધારે રાજકોટમાં સ્થિરતા થઈ પૂજ્ય ત. શ્રી. માણેકચંદજી મ. તથા શ્રી. દેવજી સ્વામીની તિથિઓ રાજકોટમા જ ઉજવવામા આવી શ્રી તપસ્વીજી મ.ની તિથિના દિવસે સ્થાનકવાસી જૈન' પત્રના સંપાદક જીવણલાલ છગનલાલ સંઘવી તથા આગમ જ્ઞાતા શ્રી રતિલાલ ઠાશી શેલાનાની હાજરી હતી

તિથિ પછી તુરતમા વિહારનો કાર્યક્રમ નિશ્ચિત થયો જે પ્રથમ ગામમા મહારાજ શ્રી પધારે ત્યા ગરીબોને અન્ન, વસ્ત્રનુ દાન કરવુ તેમ નક્કી થયુ અને તે માટેનો ફાળો રૂ. ૬૦૦નો થયો અંતમા જ્યુબિલીમાં ગુરુદેવનું જાહેર પ્રવચન પણ રાખવામાં આવ્યુ ત્યારબાદ પીઠડીયા દરબારના ઉતારે પધાર્યા

*

## વિદાયના વિમળ વળામણા

## ૪૩

માગસર વદિ ૧૦ ના પીઠડીયા ઉતારેથી વિહાર કરી જ્યુબીલી પાસે હાઇસ્કૂલમા પધાર્યા ત્યા પૂ ગુરુદેવે પ્રવચન આપ્યુ પ્રવચન પછી શ્રી મણિભાઈ, પ્રાણજીવનભાઈ, મોહનભાઈ વૈદ અને પ ડિતજી સૌએ વિદાયના બે શબ્દો બોલી શ્રદ્ધાજલિ અર્પણ કરી રાહત કાર્યમા ફાળો આગળ વધ્યો ૨૭૫૦ રૂપિયા નોધાયા વિહાર શરૂ થયો પણ રાજકોટના અ જળ વધારે હતા માધાપુર પહોચતા ગુરુદેવને ખૂબ જ તાવ ચઢી આવ્યો શરીર તપીને ત્રાબાના ઘડા જેવુ થઈ ગયુ આખી રાત તાવે મહેમાનગતી લીધી, સવારમા વિહાર ન થઈ શકયો

રાજકોટ ખબર મળતા શ્રી વીરાણી ચ દુભાઈ ડોકટરને તેડીને આવ્યા સ પૂર્ણ તપાસને અ તે શ્રી ચ દુભાઇએ એવો અભિપ્રાય આપ્યો કે ફેફસામા શરદી ભરાઈ ગઈ છે એટલે ન્યુમોનિયા થવાની શકયતા છે માટે ડોળી દ્વારા પૂજ્યશ્રીને પુન રાજકોટ લઈ જવા જરૂરતુ છે શ્રીસઘ તરફથી તુરત ડોળીનો પ્રબ ધ થયો શ્રી પ્રાણજીવનભાઈ ડોળીની વ્યવસ્થા કરી સાથે આવ્યા અને માગસર વદિ ૧૨ના માધાપર પુન મક્ષાવાડીમા ગુરુદેવની પધરામણી થઈ ત્યા શાહ ત્ર બકલાલ દેવચ દ ભાઇના નવા મકાનમા ઉતરવાનુ થયુ મકાન બધી રીતે અનુકૂળ હતુ

ડો ચ દુભાઇ, ડો લલ્લુભાઇ તથા તેમના પુત્ર પ્રસિદ્ધ

ડૉ રસીકભાઈએ મળીને નિદાન કર્યું ઉચિત ઔષધ ઉપચાર શરૂ થયા ગોંડલથી સાંકેરાભાઈ જસાણી જેતપુરથી શ્રી કપુરભાઈ ગાંધી રેવાશંકરભાઈ તથા નાનાભાઈ કામદાર વગેરે દશ થી બાર શ્રાવકો સુખશાતા પૂછવા આવ્યા. પૂજ્યશ્રીને બીમારીને લીધે પાછા ફરવું પડ્યું તે સમાચાર સર્વત્ર ફેલાઈ ગયા આગલી નાદુરસ્ત તબિયત છતાં પૂજ્યશ્રીની ડાયરી બરાબર લખાતી રહેતી 'આજે દલખાણીઆથી જયંતિલાલનો પત્ર હતો જે જગજીવન મુનિને વાચવા આપ્યો' આવી ઝીણી નોંધ ગુરુદેવે તે દિવસની ડાયરીમાં લખી છે કેટલી સૂક્ષ્મતાથી પૂજ્યશ્રી નોંધ સંગ્રહ કરતા !

શ્રી પુનમચંદજી મ તરફથી પત્ર આવ્યો કે રાજકોટમાં રત્નચંદજી જ્ઞાનમંદિર ખોલવા બાબત આપનો શું અભિપ્રાય છે? ગુરુદેવે જ્ઞાન–મંદિરની કલ્પનાનો સહર્ષ સ્વીકાર કરતા યોગ્ય મત આપ્યો કે લીબડી સંપ્રદાયના મુખ્ય ક્ષેત્રમાં આ સંસ્થા હોય તો વ્યવસ્થા સુંદર જળવાશે. ગુરુદેવ વ્યવહારિક કાર્યમાં વ્યવહાર ઉચિત અભિપ્રાય જ આપતા. ભાવાવેગમાં ન તણાતા દીર્ઘદષ્ટિથી વિચાર કરી પગલું ભરવાનું કહેતા.

આજરોજ પોષ વદિ ૮ ના રાજકોટમાં જેતુબાઈ આર્યાજીના શિષ્યા શ્રી છબલબાઈ મ કાળધર્મ પામ્યા. ગુરુદેવના સાંનિધ્યમાં દિવંગત આત્માને શાંતિ અપવામાં આવી બાઈઓ બહેનોએ કાયોત્સર્ગ કર્યો વરતળથી પ્રભાબેન દિક્ષાર્થી બહેન સામે આવ્યા વેરાવળ દીક્ષા સમયે પધારવા વિનંતિ કરી. શ્રી ચુનીલાલ નાગજી શ્રી રામજીભાઈ વીરાણી, શ્રી. કાનજી પાનાચંદ અને જામનગરના શ્રી માનસંગભાઈ વિગેરે પૂ. માણેકચંદજી મહારાજ (બોટાદ)ને સાતા પૂછવા જુનાગઢ ગયા. તેઓશ્રીનું ઓપરેશન થયું હતું એમ ગુરુદેવની નોંધ છે બતિવય શ્રી.

હેમચંદજીનું રાજકોટ આગમન થતા મક્કાવાડીમા પૂ ગુરુદેવને શાતા પૂછવા આવ્યા પૂર્વ ગુરુવરોનું સ્મરણ એ મુખ્ય વાર્તા વિષય હતો

આજ દિવસો દરમ્યાન સુપ્રસિદ્ધ આગમ પંડિતા શ્રી લીલાવતીબાઈ સ્વામીનું રાજકોટમા પદાર્પણ થતા ધર્મ જાગૃતિમા વૃદ્ધિ થઇ તેઓ પોતાની શિષ્યાઓ સાથે ગુરુદેવના દર્શન કરવા માટે પધાર્યા વંદન કરી સુખશાતા પૂછી તેઓએ સંતોષ અનુભવ્યો તે સમયે દલપતભાઈ કોઠારી જેતપુરથી આવ્યા હતા તેમણે મહાસતીજીને બરમાની યાદી કરાવી ત્યાર બાદ સમય સાર વાચન સંબંધે મીઠી ધર્મ ચર્ચા થઈ

રાજકોટના એક ભાવ દીક્ષિત શ્રી પ્રભાબેન દર્શન કરવા આવ્યા તેમણે ઉજ્જવલ કુમારી મહાસતીજી પાસે દીક્ષા લેવાના ભાવ જણાવ્યા ગુરુદેવે જણાવ્યું 'ગમે ત્યા દીક્ષા લ્યો, મનની પરિપક્વતા પછી પગલું ભરવું ' એવું ઉચિત સૂચન કર્યું ચત્રભૂજભાઇ જેલમાથી છૂટયા પછી ભાનુભાઈ કોઠારી સાથે દર્શન કરવા આવ્યા સામાજિક ચર્ચા થઈ

ભાવનગરમા પૂ હુંગરસિંહજી મ નુ જીવનચરિત્ર છાપવાનું કામ શરૂ થઇ જતા ગુરુદેવને આનંદ થયો ગુરુદેવને આરામ મળતા સ્વાસ્થ્ય સુધારા પર ધ્યાન દેવાયું તત્ત્વ પ્રેમી જીવો અવારનવાર ધર્મ ચર્ચા માટે આવતા રહેતા શ્રી. જગજીવનજી મ ફરીથી છઠ છઠનો તપ કરવા લાગ્યા શ્રી મોટા રતીલાલજી મ ખડેપગે ગુરુદેવની સેવા બજાવતા હતા શ્રી નાના રતીલાલ મ સમય સમય પર પ્રવચન આપતા હતા ધર્મ પ્રચારનું કામ સહજ ભાવે વિસ્તરી રહ્યું હતું

ગુરુદેવ પાસે ઘણા શાસ્ત્રીય પ્રશ્નોની નોધ રહેતી તેઓની જિજ્ઞાસાવૃત્તિ અતુટ હતી કોઈ શાસ્ત્રીય પ્રશ્ન આવે ત્યારે તુરત જ નોધ કરી લેવાની ગુરુદેવની ચીવટ હતી મારવાડી

સંત જગજીવનલાલજી મ. નું ચોમાસું ખંભાત ક્ષેત્રમાં હતું. ગુરુદેવ ફક્ત ઉતરાધ્યન સૂત્રમાંથી ૨૯ પ્રશ્નો તેઓશ્રીને પૂછાવ્યા.

તબિયત સુધરતા જ ગુરુદેવને પ્રસ્થાન કરવાની ઇચ્છા હતી. રાજકોટમાં ઘણો સમય થઈ ગયો હતો. અન્ય ક્ષેત્રો ગુરુદેવના દર્શન માટે તલસી રહ્યા હતા. વિહારની વાત થતા શ્રીસંઘના ભાઈઓ વધારે આરામ લેવાનું કહી રોકી રહ્યા હતા. કલ્પવૃક્ષની છાયા છોડવા કોણ રાજી હોય? બીજી બાજુ શ્રીસંઘના અગ્રેસર ભાઈઓ બીજું ચોમાસું રાજકોટ કરાવવા માટે ગતિશીલ બન્યા હતા.

મહા સુદિ ૪ ના રાજકોટ શ્રીસંઘના ભાઈઓ વિધિસર વિનંતિ કરવા એકત્ર થયા. શ્રી રામજીભાઈ વીરાણી, ચુનીલાલ નાગજી વિગેરે ૧૩ થી ૧૪ અગ્રેસરભાઈઓ ગુરુદેવના ચરણમાં ઉપસ્થિત થયા. પૂ. શ્રી કાનજી મ., પૂજ્ય શ્રી પુરુષોત્તમજી મ. તથા પૂ. ગુરુદેવને સાથે મળીને રાજકોટમાં ચોમાસું કરવા આગ્રહ કર્યો. શ્રીસંઘનો આ રીતે સામુહિક ચાતુર્માસ કરાવવામાં એક હેતુ પણ હતો. શ્રીસંઘે પ્રાર્થના કરી કે 'આપશ્રીની શરીર સ્થિતિ બરાબર રહેતી નથી. અહીં કલ્પતા ઉપચાર સારી રીતે થઈ શકશે અને આપ જેવા સમર્થ સંતો રહેવાથી રાજકોટ સંઘ વધારે સંગઠિત થશે." સાથે સાથે શ્રીસંઘે એક નવો પ્રસ્તાવ મૂક્યો કે ગોંડલ ગચ્છના ચાતુર્માસ વૈશાખ પુનમના નીમાય છે તે બદલીને માઘ ફાગણ કે ચૈત્ર સુધીમાં જાહેર થવા જોઈએ તેથી દૂરના સંતોને વિનંતિ કરવાનો અવકાશ રહે.

ગુરુદેવે ધ્યાનથી શ્રીસંઘની વિનંતિ સાંભળી. હાલ તુરત તો કંઈ ઉત્તર આપવાની શક્યતા ન બતાવી. તિથિ પરિવર્તન માટે આ પ્રસ્તાવ પૂ. પુરુષોત્તમજી સ્વામી. તથા પૂ. શ્રી.

કાનજી સ્વામી પાસે મૂકવા માટે ગુરુદેવે સૂચન કર્યું શ્રીસઘ પ્રત્યે ગુરુદેવની કુણી લાગણી જોઈને સૌ હર્ષિત થયા. માગલિક સાભળી રવાના થયા બીજી આજુ મહા સુદિ ૭ ને ગુરુવારના રાજકોટથી વિહાર કરવાનો નિર્ણય કર્યો

રાજકોટમા લાબા સમયની સ્થિરતા પછી પ્રસ્થાન હોવાથી જનતામા રહેલી ભકિત વિરહરૂપે પ્રગટ થયા અને પ્રેમનો એક ઉછળતો સાગર નજર સામે તરવરી રહ્યો

સવારથી ભક્તજનોના ટોળા ઉભરાઈ રહ્યા હતા ગુરુદેવના વિહાર સમાચાર સકળ શ્રીસઘમા ઘેર ઘેર મળી ગયા હતા સમય થતા મક્કાવાડીથી શ્વેત ચાદરોમા સજ્જ થએલી મુનિ મડળી માનસરોવરના હસોની હાર જેવી ચાલી નીકળી ગુરુદેવનુ પ્રભાવશાળી મુખારવિન્દ શ્રાવકજનોના હૃદય આકાશમા ચદ્ર જેવો શીતળ પ્રકાશ પાથરી રહ્યુ હતુ ચદ્રની સાથે તારાઓના જૂથ જેવા શિષ્ય નિશાકરની શોભામા જાણે વૃદ્ધિ કરી રહ્યા હતા ભગવાન મહાવીરના જયનાદો વચ્ચે ગુરુદેવો સ્વચ્છ સરિતાના જળના જેમ જાણે વહી રહ્યા

દરબારગઢ રોડ પર થઈ માડવી ચોક ઉપાશ્રયને સ્પર્શ કરી હાઈસ્કૂલ મેદાનમા ગુરુદેવ શિષ્ય મડળ સાથે પધાર્યા જુલુસ થોડીવારમા સભારૂપે ફેરવાઈ ગયુ હજારો નરનારી ઉપસ્થિત હતા શહેરમાથી મહાસતીજી વૃન્દ પણ ગુરુદેવોને વિદાય આપવા માટે પધાર્યા હતા ડો લલ્લુભાઈના મોટાભાઈ શ્રી છગનભાઈ અમદાવાદથી રાજકોટ આવેલા હતા તેઓએ ગુરુદેવને થોડુ પ્રવચન આપવા પ્રાર્થના કરી તેમને પ્રવચન સાભળવાની તીવ્ર ઇચ્છા હતી એક ભવ્ય જીવની ભાવનાથી સમસ્ત સમુદાયને અનુપમ લાભ મળ્યો ગુરુદેવે ૧૫ મિનિટ અમૃતવચનો સભળાવવાની કૃપા કરી સૌના અતકરણના

આ મીઠી મધુરીનો વિયોગ ખટકી રહ્યો માંગલિક સંભળાવાયું સૌએ યથાશક્તિ વ્રત, નિયમ પ્રતિજ્ઞા, પચ્ચખાણ કર્યાં

શ્રી અમુભાઈ વખતચંદે આગળથી હાજર રહી દરબારી ઉતારામાં ગુરુદેવને બિરાજવાની વ્યવસ્થા કરી હતી. તદ્નુસાર પૂજ્યશ્રીએ ત્યાં નિવાસ કર્યો આજ સુધી રાજકોટ સંઘમાંથી દર્શનાર્થીઓનો એકધારો પ્રવાહ ચાલુ રહ્યો સૌ આવી આવીને ગુરુદેવના ચરણે મૂક ભાવે પોતાના વંદન અર્પણ કરી જતા હતા પૂજ્યશ્રી સૌના ઉપર આશીર્વાદ વરસાવી રહ્યા હતા. માંગલિકના શબ્દો ગુંજતા જ રહ્યા. સંધ્યાના પ્રતિક્રમણ પછી સંતોએ વિશ્રામ લીધો.

*

## હાલારની ભક્તિ

### ૪૪

રાજકોટથી વિચરણ શરૂ થતા સંતોના હૃદયમા વિહારનો ઉમંગ ઉભરાતો હતો આઠ માસની પગ બંધણ પછી વિહાર મુક્તિના દ્વાર ખૂલ્યા હતા નાના ગામોમા શ્રીસંઘ તૃષિત નેત્રથી ગુરુદેવોના આગમનને ઝંખી રહ્યા હતા રાજકોટ નિવાસ દરમ્યાન સરપદડ શ્રીસંઘના ભાઈઓ બહેનો બરાબર ગુરુદેવના ચરણે દર્શન માટે દોડી આવતા

સરપદડ ધર્મપ્રેમી અને ધર્મજ્ઞ શ્રાવકોથી સભર હતુ સરપદડ શ્રીસંઘ નાનો છતા પોતાની ભક્તિ અને જ્ઞાન ઉપાસનાથી ખૂબ જ પ્રસિદ્ધિ પામ્યો હતો સંતોને સરપદડ જવામા અનેરો ઉત્સાહ થતો સરપદડ એ પૂ શ્રી જશાજી મહારાજની આરાધના ભૂમિ બન્યુ હતુ ગુરુદેવને સરપદડ પધારવા માટે નિરંતર વિનંતિ થઈ હતી

વેજાગામ ઢાંકરિયા થઈને સરપદડ જવા માટે ગુરુદેવે રાજકોટથી પગ ઉપાડયો જ્યા જ્યા ગામડામા પૂજ્યશ્રી રોકાયા ત્યા વીરાણી ભાઈઓ તરફથી ગરીબોને વસ્ત્ર દાન કરવામા આવ્યુ હતુ પૂજ્યશ્રીના દર્શન કરી કપડુ લઈ ગરીબજન પ્રફુલ્લિત બની જતા હતા અહી જામનગરથી ડો પ્રાણજીવનભાઈના પિતાશ્રી પરિવાર સાથે દર્શન કરવા આવ્યા એ જ વખતે વેરાવળથી ભાઈઓ બહેનો આવેલા. તેમને લઈને રાજકોટમા ભાઈઓ દર્શન કરવા માટે આવ્યા સરપદડના શ્રાવકો તો

હાજર હતા / સર્વત્ર આનંદ થઈ રહ્યો ડોકરિયા આવતા સરપદડથી શ્રી સૌભાગ્યચંદભાઈ વગેરે ૭ શ્રાવકો હરખાતે હહેરે ગુરુદેવના ચરણોમા હાજર થઈ વાટી રહ્યા

મહા સુદિ દશમના સરપદડમાં પ્રવેશ થયો ઋતુ પણ અનુકુળ હતી ધમ ભાવુ શ્રાવકોને રોમરોમ આનંદ વ્યાપી રહ્યો સંતોની અમૃતમયી વાણી સાભળીને સરપદડ ભાવે પોતાની પ્યાસ બુઝાવવા લાગ્યુ ગામની સમગ્ર જનતા ગુરુદેવના પ્રવચનમા ઉમટવા લાગી પ્રતિદિન સવારમા વ્યાખ્યાન ચાલુ રહેતુ રાત્રે જ્ઞાન ચર્ચાનો કાય ક્રમ રહેતો.

પડધરી કાળાવડ કંડોરડા પીપળી અને સુલતાનપુરના શ્રાવકો ગુરુદેવના દર્શન માટે સરપદડ સ્થિરતા દરમ્યાન દર્શન કરવા માટે પધાર્યા હતા સરપદડના ભાઈઓએ અતિથિઓની હાર્દિક સેવા બજાવી ઉત્તમ લાભ લીધો.

પૂજ્યશ્રીએ સરપદડની વિશેષ ભાવના લક્ષમા લઈ આઠ દિવસ સુધી સ્થિરતા કરી તા ૧૪ ૨ ૪૩ના રોજ સરપદડમાં પધરામણી થઇ પ્રવચનનો રગ ખૂબ જ જામ્યો. તાત્વિક અને ધાર્મિક ભાવોની સુગંધથી ભરેલી મધુર વાણી ભક્તજનોને ખૂબ જ આકર્ષી રહી ક્રમશઃ નિમ્નોક્ત વિષયપર વિવેચન થયા

(૧) ઇન્દ્રિયનો સદુપયોગ (૫) ત્યાગ વૈરાગ્ય અને આત્મ વિકાસની શ્રેણી
(૨) અમરત્વથી અમર થવાય (૬) જ્ઞાની પુરુષોના હૃદય કેવા ?
(૩) શ્રાવકની દિનચર્યા (૭) જ્ઞાનથી મનોવિજય
(૪) બુદ્ધિફલ તત્ત્વવિચાર

ગામ ગામથી દરરોજ વિનંતિનો પ્રવાહ ચાલુ રહેતો. પડધરીના પોપટભાઈ વગેરે વિનંતિ કરી ગયા કેશવલાલ તલકચંદભાઈ તથા પીપળીના કામદાર, મથુરદાસ પોપટ દર્શન કરવા માટે આવ્યા. ગોંડલથી શ્રી ચીમનભાઈ સુલતાન પુરવાળા

ભીલખાના પ્રાણજીવનભાઈ તથા છોટાલાલભાઈ મેદરડાના ભુદરજીભાઇ અને લાઠીયા મોટર દ્વારા દર્શનાર્થે આવ્યા રાજકોટથી કીરચદ કચરાભાઈ પધાર્યા

સરપદડમા પ્રવચનના પ્રભાવે ઘણા ભાઈઓ તથા બહેનોએ સજોડે ચોથુવ્રત આરભ્યુ શ્રી અદરજી ઘેલાભાઈ અને તેમના ધર્મપત્ની શ્રી ગગાબાઈએ બ્રહ્મચર્યવ્રતનો પ્રારભ કર્યો સરપદડમા રૂા ૨૫૧, ગરીબજનોની સેવા માટે અર્પણ કર્યા. શ્રી ધનજીભાઈ ઘેલાએ ચોથુવ્રત સ્વીકારી ઉત્તમ લાભ લીધો એજ રીતે ભીમજી તારાચદ, સરપદડવાસીએ ચોથુવ્રત આદરી અનુપમ લાભ લીધો ઉપરાત બીજા ઘણા વ્રત પચખાણો થયા

સરપદડનુ હૃદય જીતી અને ત્યાની જનતાને ભક્તિરસમાં ભીજવી ગુરુદેવે પ્રયાણ કર્યુ મહા વદિ ત્રીજ ને સોમવારના બપોર પછી ગુરુદેવો કેરાળા તરફ વિચરણ કરી ગયા સરપદડના આઠ શ્રાવકો વિહારમા સાથે ચાલ્યા રાત્રિના જામનગરથી હેમચદ ગોરધનભાઈ તથા તેમના પરિવાર લાલજીભાઈ વગેરે ભાઇઓ મોટર લઇ દર્શન કરવા આવી પહોચ્યા ગામડામા ગુરુદેવોને મળતા ધન્યતા અનુભવી

ક્રમશા કેરાળા, ઈટાવા, ખીરસરા, આદિ ગામોનો સ્પર્શ કરી ચીભડા જવા માટે ભેઠો બાધી, ત્યા જામનગરથી ભાવ દીક્ષિતા શ્રી છબલબાઈ સરપદડ થઈને ખીરસડા સવારમા આવી ગયા પૂજ્ય મહારાજશ્રીને રોકયા પોતાની તુરતમા દીક્ષા લેવાની ભાવના જણાવી દીક્ષા પ્રસગે અવશ્ય આપે પધારવાનુ જ છે તેવી હાર્દિક વિનતિ કરી શુ વૈરાગી જીવોની હૃદયની ભાવના ખાલી જાય ? ગુરુદેવોનો ચીભડાનો વિહાર અટકી ગયો ચીભડા ન જતા જામનગર જવા માટે વડા જવાનુ નક્કી થયુ

ખીરસરામા પાલનપુર નિવાસી શ્રી અમૃતલાલભાઇ ન્યાયા ધીશ હતા અને શ્રી પોપટભાઇ (સાયલાના) કારભારી હતા. બન્ને ભાઇઓ દેરાવાસી છતા ગુરુદેવો પ્રત્યે અનુપમ ભક્તિ દર્શાવી ત્યાના દરબાર તથા તેમના પરિવારે પ્રવચન વિગેરેનો વિશેષ લાભ લીધો.

ખીરસરાથી વડા આગમન થયુ અહી આવતા શ્રી જગ જીવનજી મુનિને છાતીમા શૂળ નિકળતા તકલીફ થઈ ગઈ જામનગર જવાનુ જરૂરી હોવાથી મોટા રતીલાલજી મહારાજ તથા જગજીવનજી મુનિ ઠા. ૨ ત્યા રોકાયુ. મહારાજશ્રી નગર પીપળીયા પધાર્યા ત્યા બે ત્રણ દિવસ રોકાયા. જામનગરથી દફીમા મોતીચદ ભાઈલાલભાઈ વિગેરે પુન દીક્ષા પ્રસગે પધારવાની વિનતી કરવા આવ્યા વડામાં મુનિશ્રી જગજીવનજી મહારાજની તબિયત વધારે ખરાબ થઇ ગઇ શ્રી મોહનભાઈ નગરપીપળીયાથી વડા ગમા ડોળી દ્વારા વિહાર કરાવી બન્ને મુનિવરોને નગરપીપળીયા લઈ આવ્યા પુન ત્યા સૌ મુનિ ઓની મુલાકાત થઈ

કેટલાક દિવસ સુધી તબિયતની પ્રતીક્ષા કરવામા આવી. છેવટે નિર્ણય કરવામા આવ્યો કે શ્રી રતીલાલજી મ. તથા શ્રી જગજીવનજી મ બન્ને હાલ આ બાજુ વિચરણ કરશે અને ગુરુદેવ અન્ય મુનિવરો સાથે જામનગર પધારશે. નગર–પીપળીયા ગુરુદેવના નિવાસ દરમ્યાન એક ધર્મક્ષેત્ર બની ગયુ જામનગર રાજકોટ, કાળાવડ આદિ ગામોથી બરાબર શ્રીસઘના ભાઈઓ બહેનો આવતા જ રહ્યા. મોહનભાઈએ પોતાના આંગણે ગુરુદેવ બિરાજતા હોવાથી અનન્ય સેવા બજાવી. વોરા પોપટભાઈ દેવસી અને તેમના ધર્મપત્ની શામકુવર બહેન તથા શ્રી મોહનભાઈ અને તેમના ધર્મપત્ની શામકુવરબહેન આ બન્ને દપતિ યુગલોએ

ચોથા વ્રતના પચ્ચખાણ કરી અનુપમ લાભ લીધો તેઓ તરફથી સઘજમણ થયુ રૂપિયા ૨૫ પારેવાની ચણમા વાપર્યા

કાળાવડથી ગુલાબચદ કડવાના દીકરા બચુભાઈ સાથે ઝવેરચદ કડવાના પુત્ર ખ ડુભાઈ, છગનભાઇ દોશી વગેરે દર્શન માટે આવ્યા તેઓની સાથે ચરોતરના વધાસીયા ગામના રહે વાસી શ્રી હનુમાનદાસ જેઓ આર્યસમાજી હતા, તેઓ આવ્યા તેમણે સારી એવી ધર્મચર્ચા કરી, ઉપદેશ સાભળવાની ભાવના પ્રગટ કરી ગુરુદેવે નાનુ એવુ પ્રવચન આપ્યુ આથી તેઓ ઘણા જ સતુષ્ટ થયા તેઓ સૌના તરફથી સઘજમણ થયુ અને સાકર વહેચવામા આવી

જામનગરથી સઘરાજ વકીલના પુત્રી શ્રી મણિબહેન બે ચાર બહેનો સાથે દર્શન કરવા આવ્યા આખા ગામના બાળકોને તેઓએ સાકર વહેચી કોળીવડથી ત્યાના વહીવટદાર શ્રી અમીચદભાઈ સઘાણી દર્શને આવતા તેઓએ વાટકા તથા સાકરની લહાણી કરી લાભ લીધો નગરપીપળીયામા બરાબર પ્રવચન ચાલુ જ રહ્યુ નિરતર બહારથી આવતા ભાઈઓ બહેનોને પ્રવચનનો લાભ મળી જતો

રાજકોટથી માણસ પત્ર લઈને આવ્યો શ્રી રળીયાતબાઈ આર્યાજી દેવલોક પધાર્યાના સમાચાર મળ્યા દિવગત આત્માની શાતિ માટે ગુરુદેવે સ્વય વિધિ કરાવી તથા તેમના શિષ્યા પરિવાર માટે આશ્વાસન પાઠવ્યુ આજના પ્રવચનમા દ્રવ્ય ચડાળ અને ભાવ ચડાળનુ વિવેચન કરવામા આવ્યુ જાતિ ચડાળ અને કર્મ ચડાળના પ્રસિદ્ધ ભેદની તુલના કરી લોકોને અસલી ચડાળપણાના દર્શન કરાવ્યા

ગુરુદેવ ન પધારે ત્યા સુધી જામનગર દીક્ષાનુ મૂહુર્ત લબાતુ જતુ હતુ નગર પીપળીયાથી વિહાર કરી ચારે ઠાણા

ખીરસરામા પાલનપુર નિવાસી શ્રી અમૃતલાલભાઇ નાયબ પીશ હતા અને શ્રી પોપટભાઇ (સાયલાના) કારભારી હતા. બને ભાઇઓ દેરાવાસી છતા ગુરુદેવો પ્રત્યે અનુપમ ભક્તિ દર્શાવી ત્યાના દરબાર તથા તેમના પરિવારે પ્રવચન વિગેરેનો વિશેષ લાભ લીધો.

ખીરસરાથી વડા આગમન થયુ અહી આવતા શ્રી. જગજીવનજી મુનિને છાતીમા શૂળ નિકળતા તકલીફ થઈ ગઈ જામનગર જવાનુ જરૂરી હોવાથી પૂજ્ય રતીલાલજી મહારાજ તથા જગજીવનજી મુનિ ઠા. ૨ ત્યા રોકાણા. મહારાજશ્રી નગર પીપળીયા પધાર્યા ત્યાં બે ત્રણ દિવસ રોકાયા જામનગરથી દલીચા મોતીચદ ભાઈલાલભાઈ વિગેરે પુનઃ દીક્ષા પ્રસગે પધારવાની વિનતી કરવા આવ્યા વડામા મુનિશ્રી જગજીવનજી મહારાજની તબિયત વધારે ખરાબ થઈ ગઈ શ્રી. મોહનભાઈ નગરપીપળીમાથી વડા ગયા. ડોળી દ્વારા વિહાર કરાવી બને મુનિવરોને નગરપીપળીયા લઈ આવ્યા પુન ત્યા સૌ મુનિઓની મુલાકાત થઈ

કેટલાક દિવસ સુધી તબિયતની પ્રતીક્ષા કરવામાં આવી છેવટે નિર્ણય કરવામા આવ્યો કે શ્રી. રતીલાલજી મ. તથા શ્રી જગજીવનજી મ. બને ઠાણા આ બાજુ વિચરણ કરશે અને ગુરુદેવ અન્ય મુનિવરો સાથે જામનગર પધારશે. નગર–પીપળીયા ગુરુદેવના નિવાસ દરમ્યાન એક ધર્મકેન્દ્ર બની ગયુ જામનગર રાજકોટ કાલાવડ આદિ ગામોથી બરાબર દર્શનાર્થે ભાઈઓ બહેનો આવતા જ રહ્યા. મોહનભાઈએ પોતાના આ લેકે ગુરુદેવ બિરાજતા હોવાથી અનન્ય સેવા બજાવી. વોરા પોપટભાઈ દેવસી અને તેમના ધર્મપત્ની રામકુવર બહેન તથા શ્રી મોહનભાઈ અને તેમના ધર્મપત્ની રામકુવર બહેન આ બને દપતિ યુગલોએ

ચોથા વ્રતના પચખાણ કરી અનુપમ લાભ લીધો તેઓ તરફથી સઘજમણ થયુ રૂપિયા ૨૫ પારેવાની ચણમા વાપર્યા

કાળાવડથી ગુલાબચદ કડવાના દીકરા બચુભાઈ સાથે ઝવેરચદ કડવાના પુત્ર ખડુભાઈ, છગનભાઇ દોશી વગેરે દર્શન માટે આવ્યા તેઓની સાથે ચરોતરના વધાસીયા ગામના રહેવાસી શ્રી હનુમાનદાસ જેઓ આર્યસમાજી હતા, તેઓ આવ્યા તેમણે સારી એવી ધર્મચર્ચા કરી, ઉપદેશ સાભળવાની ભાવના પ્રગટ કરી ગુરુદેવે નાનુ એવુ પ્રવચન આપ્યુ આથી તેઓ ઘણા જ સતુષ્ટ થયા તેઓ સૌના તરફથી સઘજમણ થયુ અને સાકર વહેચવામા આવી

જામનગરથી સઘરાજ વકીલના પુત્રી શ્રી મણિબહેન બે ચાર બહેનો સાથે દર્શન કરવા આવ્યા આખા ગામના બાળકોને તેઓએ સાકર વહેચી કોળીવડથી ત્યાના વહીવટદાર શ્રી અમીચદભાઈ સઘાણી દર્શને આવતા તેઓએ વાટકા તથા સાકરની લહાણી કરી લાભ લીધો નગરપીપળીયામા બરાબર પ્રવચન ચાલુ જ રહ્યુ નિરતર બહારથી આવતા ભાઈઓ બહેનોને પ્રવચનનો લાભ મળી જતો

રાજકોટથી માણસ પત્ર લઈને આવ્યો શ્રી રળીયાતબાઈ આર્યાજી દેવલોક પધાર્યાના સમાચાર મળ્યા દિવગત આત્માની શાતિ માટે ગુરુદેવે સ્વય વિધિ કરાવી તથા તેમના શિષ્યા પરિવાર માટે આશ્વાસન પાઠવ્યુ આજના પ્રવચનમા દ્રવ્ય ચડાળ અને ભાવ ચડાળનુ વિવેચન કરવામા આવ્યુ જાતિ ચડાળ અને કર્મ ચડાળના પ્રસિદ્ધ ભેદની તુલના કરી લોકોને અસલી ચડાળપણાના દર્શન કરાવ્યા

ગુરુદેવ ન પધારે ત્યા સુધી જામનગર દીક્ષાનુ મૂહુર્ત લબાતું જતુ હતુ નગર પીપળીયાથી વિહાર કરી ચારે ઠાણા

મેઘપુર પધાર્યા મેઘપુર પધારતા સારો એવો સંઘ સમુદાય એકત્ર થઈ ગયો રાજકોટથી કાનજી પાનાચંદ ભાનુભાઈ કોઠારી, કપુરચંદ રણછોડ, ઝવેરચંદભાઈ સંઘરાજકા ચુનીભાઈ નાગજી દામાણી જી ધીરૂભાઈ કોઠારી, સેક્રેટરી પ્રાણજીવનભાઈ મોહનલાલ કપુરચંદ વગેરે ભાઈઓ આવ્યા જામનગરથી ભાઈલાલભાઈ દોશી જેસંગભાઈ કચરભાઈ રાયચંદભાઈ મોદી ભાનુભાઈ ઝીબુ અને લાલજીભાઈ આવ્યા દીક્ષા પર પધારવા ખૂબ જ આગ્રહ કર્યો

ગુરુદેવે સમય જોઈને નગર પીપળીઆના જુનું ઉપાશ્રયની ચર્ચા કરી વાતચીત થતા ત્યાં જ રૂપિયા ૮૧૯નો ફાળો થઈ ગયો. નગરપીપળીઆના શ્રી મોહનભાઈએ આજે સંઘજમણ આપ્યુ હતુ સૌ જમીને તૃપ્ત થયા મોહનભાઈને પણ ઘણો સંતોષ થયો ગુરુદેવની જયકાર બોલાવતા સૌ રવાના થયા.

*

## શ્રી. છબલબાઈની દીક્ષા મહોત્સવ

### ૪૫

મુનિશ્રી જગજીવનજી મહારાજની તબિયત ઠીક ન હોવાથી ગુરુદેવનુ મન માનતુ ન હતુ કે બે ઠાણા અલગ પડી જામનગર દીક્ષા પર પધારે જગજીવનજી મ નુ કહેવાનુ હતુ કે "આપ પધારો અમે બે ઠાણા આ બાજુ રોકાશુ હરકત નહિ આવે પુન જામનગર શ્રીસઘનો પત્ર આવ્યો કે છબલભાઇ (દહીયા પરિવાર)ની દીક્ષા સવત ૧૯૯૯ ફાગણ વદિ સાતમને રવિવારના રાખવામા આવી છે અહીના શ્રીસઘની ગુરુદેવના ચરણમા હાર્દિક વિનતિ છે કે આપ અહી દીક્ષા પ્રસગે લાભ આપી અમારા નગરને પાવન કરો"

ગુરુદેવે જવાબમા લખાવ્યુ કે 'જગજીવનજી મુનિની તબિયતની અનુકૂળતા પ્રમાણે નિર્ણય થશે' બીજે દિવસે સૌ મુનિઓએ મળીને નિર્ણય કર્યો કે બે ઠાણા આ બાજુ રોકાશે અને ગુરુદેવ તથા શ્રી નાના રતીલાલજી મ જામનગર લાભ આપવા પધારશે દરમ્યાન બાવીસીના બરવાળાવી ભાઈઓ વલભજીભાઈને ત્યા વરસીતપના પારણા પર પધારવાની વિનતિ માટે આવ્યા રાણપુરથી શ્રીસઘનો પત્ર આવ્યો કે ચપાબેનની દીક્ષા માટેની આજ્ઞા તેમના કુટુબીજનો તરફથી મળી ગઈ છે પૂજ્યશ્રીએ આ બધી બાબત લક્ષમા રાખી જામનગર પ્રસ્થાન કર્યુ

કાળાવડના છ ભાઈઓ કાળાવડ લાભ આપીને જામનગર પધારવાની વિનતિ કરવા આવ્યા જેઠાલાલ પ્રેમચદ, ધરમસી સુદરજી, છગનલાલ જાદવજી, વકીલ જાદવજી નાથાલાલ, વકીલ

છગનલાલ તથા ચુનીભાઈ આ છએ ભાઈઓએ આગ્રહભરી વિનતિ કરી મેઘપરથી મોતી મહેતાના વડાળા જવાનુ હતુ સવારમા બે ગામ છૂટા પ ચા વિહાર શરૂ થયો છૂટા પડતા ચારે ઠાણાને સ વેદન થયુ કર્તવ્યની પ્રધાનતા સમજી સૌએ સમભાવ દાખવ્યો વડાળામા જૈનના આઠ ઘર છે પ ાળા પધારતા ખૂબ જ ધમ આનદ ઉપજ્યો સૌ ભાઈઓએ સ ઘજમણુ કર્યું નગરપાપળીથી શ્રી. મોહનભાઈ તથા કાળાવડથી છગનભાઈ દોશી આવેલા શીરાગના પાચ ભાઈઓ દશન નાંે આવ્યા હતા સવારે સાકરની લાણી થઈ

વડાળાથી વિહાર કરી સીધા કાળાવડ પધાર્યા કાળા—વડમા આનદ ઉત્સવ વર્તાય રહ્યો. એક માઈલ સુધી સેકડો શ્રાવક શ્રાવિકાઓ સામે લેવા માટે આવ્યા કાળાવડમા એ સમયે જગજીવનભાઈ સ્વામી સતોકબાઈ મોટાપુરીબાઈ નાના સતોકબાઈ આદિ પાચ ઠાણા બિરાજતા હતા તેઓએ ગુરુ—દેવનુ હાર્દિક સ્વાગત કર્યુ ઉચિત વ્યવહારથી સાતા ઉપ—જાવી પૂજ્યથી લોકાગચ્છીય ઉપાશ્રયમા ઊતર્યા હતા.

જામનગર માટે શીઘ્રતા હોવાથી બે દિવસનો જ કાર્યક્રમ હતો શ્રી બચુભાઈ વકીલે વલ્લભીપુરના શાસ્ત્ર લખાણ સ બધી કેટલીક ઐતિહાસિક માહિતી આપી સારી એવી ચર્ચા કરી બીજે દિવસે સવારના પ્રવચનમા અપાર ભીડ હતી. જ્ઞાનીની અમોઘ વાણી અને શ્રોતાઓની પાત્રતા" ઉપર ગુરુદેવ પ્રવચન આપ્યુ શ્રોતાઓ મ ત્રમુ ધ બન્યા બપોર સુધી ઉપાશ્રયમા જ્ઞાનચર્ચાનો દરબાર ચાલતો જ રહ્યો પટેલ ડો શ્રી. મોરારજી ભાઈએ ભતે શબ્દનાગ્નુત્પત્તિ વિષયમા ચર્ચા કરી બપોર પછી વિશેષ તાત્વિક ચર્ચા રાખવામાં આવી ગુણસ્થાનના ક્રમિક વિકાસમાં આવતી ક્ષપક ઉપશમ શ્રેણિના વિભાજન

ક્યારે, કેવો અને શા માટે તે મુખ્ય વિષય હતો ઉપશમ શ્રેણિમા ચડેલા જીવના પતનમા ૧૧ ગુણસ્થાને ઉદય, ઉદીરણા શુ ભાવ ભજવે છે તે બાબત પૂજ્યશ્રીએ ઊડાણથી વિવેચન કર્યું

સાજના અહીના રાજકવિ શ્રી માવદાન ભીમજી તથા તેમના ભાઈ વકીલ ચતુરજી ભીમજી દર્શનાર્થે આવ્યા હતા એક કલાક ગુરુદેવના સાનિધ્યમા ગાળ્યો પ્રથમ નાના રતીમુનિએ એક ભજન સભળાવ્યુ ત્યારબાદ કવિએ સ્વરચિત તથા બ્રહ્માનદજીના ગાયન–ભજન સભળાવ્યા ઉપસ્થિત જનતાને આનદ થયો તેઓ આ સત્સગથી ખૂબ જ હર્ષ પામ્યા

જામનગરથી ભાનુભાઈ ઝીણાભાઈ, ભાવદીક્ષિત છબલબેન તથા નવલબેન સૌ દર્શનાર્થે આવ્યા ઉપરાત કેશવજી આણદજી શ્રી પુનાતર વકીલ પોતાના પરિવાર સાથે ગુરુદેવની સેવામા આવ્યા સૌ દર્શન આદિ લાભ લઈ તૃપ્ત થયા

પાત કાળાવડથી વિહાર શરૂ થયો આશરે ચારસો માણસો વળામણામા હતા વાવડીમા શ્રીસઘ તરફથી વળામણાનુ જમણ થયુ શ્રી છગનભાઈ દોશી તથા છગનભાઈ વકીલ વિહારમા આગળ ચાલ્યા

ક્રમશ ખડેરા, જગા, અલીઆબાડા અને હાપા થઈ ગુરુદેવ જામનગર પધાર્યા માર્ગમા ભાનુભાઈ, જેસીગભાઈ, દડીયા, વલમજીભાઈ સૌ અવારનવાર દર્શનાર્થી આવ્યા હતા. અલીઆબાડામા શ્રીસઘ જમણ થયુ જામનગરથી ૪૦૦ ભાઈઓ બહેનો આવ્યા હતા શ્રી છગનભાઇ અહીથી પાછા કાળાવાડ ગયા હાપા પધારતા તો જામનગરથી સારોએવો શ્રાવક સમુદાય દર્શનાર્થે આવી ગયો હાપામા ૬૦૦ માણસોની હાજરી હશે

રાજકોટથી ચુનિલાલ સોમચંદ ગુરુદેવ પાસે આવ્યા તેઓએ શ્રી લીલાવતીબાઈ સ્વામી સાથે તેમના ભાણી જે કુંવરબાઈ દીક્ષા લેવા માગે છે તેથી થએલા ઉહાપોહની વાત જણાવી. ગુરુદેવે સૌને સમભાવ રાખવા માટે સલાહ આપી અને કેવળી ગમ્ય ભાવોની મહત્તા સમજાવી

હાપાથી જામનગર પ્રવેશ થતા સકળ સંઘમા અપૂર્વ આનંદ છવાઈ ગયો સમગ્ર સમાજ ગુરુદેવને લેવા માટે આવ્યો હતો એ વખતે ઉજમબાઈ મહાસતીજી ઠાણા ૫ જામનગરમા જ બિરાજતા હતા. બે માઈલ સામા આવી સાધ્વીજી સમુદાયે ગુરુદેવનુ સ્વાગત કર્યું લોંકાગચ્છીય જૈનશાળામા માગલિક સભળાવાણુ

ગુરુદેવની પધરામણી અને દીક્ષા પરિવાર જેવા સમૃદ્ધ પરિવારમાથી શ્રી છબલબેનની દીક્ષા સોનામાં સુગંધ જેવો પ્રસંગ હતો. સમસ્ત સમાજમાં આનંદ અને ભક્તિની છોળ ઉછળતી હતી. શાસન પ્રભાવનાની અપૂર્વ તક હતી. લોંકાગચ્છના જૂના ઉપાશ્રયે ગુરુદેવના પ્રવચન શરૂ થયા. પૂજ્યશ્રીની મધુર વાણી પર સમાજ ઝુલવા લાગ્યો. મુખ્ય વિષય હતો 'મનુષ્યત્વ' દીક્ષાનો દિવસ પણ નજીક જ હતો

દીક્ષા પ્રસંગે લાભ લેવા માટે સંઘે એક શુભફાળો શરૂ કર્યો ફાળાની વહેંચણી નીચે પ્રમાણે કરવામાં આવી હતી. આઠ આના જૈન શ્રાવિકા શાળા બે આના જૈનશાળા બેઆના જીવદયા બે આના સ્થાનક, બે આના રાજકોટ સ્થા જૈન ગુરુકુળ માટે રખાયા. દીક્ષા દિવસ સુધી ફાળો ચાલુ જ રહ્યો સારી એવી રકમ ભરાતી ગઈ

આજે ફાગણ વદિ ૭ ને રવિવાર શ્રી છબલબાઈનો દીક્ષા દિવસ હતો, સવારે ૯ વાગે ધામધૂમથી વરઘોડો નિકળ્યો.

ત ખોળી શ્રી કુલચ દ ભાઈના ઇદ્રમહેલમા, દીક્ષા આપવાની હતી ભગવાન મહાવીર સ્વામીના જયનાદ સાથે વિશાળ જનસમૂહ દીક્ષા મ ડપમા આવી પહોચ્યો પૂજ્યશ્રીએ સ્વય દીક્ષાનો પાઠ ભણાવ્યો સમગ્ર વિધિ કરાવી દોઢ કલાક સુધી વિવેચન થયા પછી અ તિમ વિધિ સમાપ્ત થયો છબલબેન છબલબાઈ આર્યાજી બની ગયા શ્રીસ ઘે ગુરુદેવનો હાર્દિક ઉપકાર માન્યો

જામનગર ગુરુદેવના પધારવાથી શાસનનો જયકાર વર્તાયો દીક્ષા પ્રસ ગ પછી લગભગ જામનગરમા ૧૧ દિવસની ગુરુદેવે સ્થિરતા કરી નિમ્નોક્ત વિષયપર પ્રવચન થતા રહ્યા

"ભૂખ શુ ન કરે ?," "સરલતા કેળવ્યા પછી સેવા"
"હૃદયનો ઉત્કટ ભાવ," "વિનય," "કેશી પર દેશી સ વાદ"
"વીતરાગ" "અહ કાર" "જડ ચેતનનુ વિજ્ઞાન" "સ પતિમદ"

આ વિષયોને ગુરુદેવ ગમ્મત સાથે ગ ભીરાઈથી સ્પર્શ કરી વિષયના અ તર ગનો ઘટસ્ફોટ કરતા ગુરુદેવના પ્રવચનો બૌદ્ધિકની અપેક્ષાએ અધિક હૃદય પ્રભાવક હતા કાવ્યમય વાણીથી માનવ-મેદની ખૂબ જ આન દ પામી

જામનગર સ્થિરતા દરમ્યાન રાજકોટ ગુરુકુળથી સ સ્કૃત સેન્ટરમા પરીક્ષા દેવા માટે કેટલાક વિદ્યાર્થી આવેલા સાથે અધ્યાપક શ્રી કનૈયાલાલજી હતા સૌએ ગુરુદેવના દર્શનનો લાભ લીધો કનૈયાલાલજીનુ પ્રવચન રાખવામા આવ્યુ હતુ

જામનગર શ્રીસ ઘ તરફથી આજે વ્યાખાનમા ચોમાસાની જોરદાર વિન તિ કરવામા આવી ગુરુદેવે દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવ અનુસાર લાભ મળશે તેવો અર્થગ ભીર ઉત્તર આપ્યો ગુરુકુળના વિદ્યાર્થી પ્રતિદિન દર્શનનો લાભ લઈ માગળિક સાભળતા હતા આ વિદ્યાર્થીમા વૈરાગી જય તિલાલ સાથે હતા જેમની દીક્ષા સ બ ધી હકીકત આગલા પાનાઓ પર આવશે ગુરુદેવે તેમની રોજનીશીમા આ વસ્તુનો વિશેષ ઉલ્લેખ કર્યો છે

જામનગર સ્ટેટના પ્રમુખ ડૉક્ટર શ્રી. પ્રાણજીવન માણેકચંદ મહેતા સેોલેરિયમ સિસ્ટમના જાણકાર હતા. તેઓએ ગુરુદેવના દર્શનનો વિશેષ લાભ લીધો. સમુર્છિમ જીવો અને સમાધિ મરણ બે વિષય પર સૂક્ષ્મ ચર્ચા કરી. કેટલોક પોતાનો અનુભવ બતાવ્યો. તેઓ શાસ્ત્રના પણ ઊંડા અભ્યાસી હતા. રાત્રિના સમયે સ્થાનકમાં પૂજ્યશ્રીના ચરણોમાં પોતાનું નિવેદન કરવા વૈરાગી જયતિલાલે વિશેષ સમય મેળવ્યો. "હવે મારે તુરતમાં દીક્ષા લેવી છે" એવા ભાવ બતાવ્યા. ગુરુદેવે યોગ્ય આશ્વાસન આપ્યું.

બગસરાથી નરસોત્તમ દેવચંદના ધર્મપત્નિ જેકુવરબેન તથા તેમના પુત્રી જયાબેન ગોંડળવાળા વારાણસીભાઈ સાથે દર્શન કરવા માટે આવ્યા. સાધારણ ખાતામાં રૂા.૫૧) પ્રદાન કરી લાભ લીધો. પાખીના પારણે પ્રવચન બંધ હતું. ડૉ. પ્રાણજીવનભાઈએ સાથે ચાલીને પ્રતાપવિલાસ, ચીઠીયાખાનું સોલેરિયમ, ઈરવીન હોસ્પીટલ, અને વિશાળ આયુર્વેદિક વિદ્યાલયનું ગુરુદેવને નિરીક્ષણ કરાવ્યું. આ વૈજ્ઞાનિક નિરીક્ષણથી કેટલીએ શાસ્ત્રીય વાતોને અનુમોદન મળ્યું.

રાજકોટથી આવેલા ડૉ. કેશુભાઈને માનપત્ર આપવાનું નક્કી થયું. તેઓનો પત્ર આવ્યો કે માનપત્ર લેવા મારી ઈચ્છા નથી. પુનઃ તેઓ બપોરના દર્શન કરવા આવ્યા ત્યારે જામનગર સંઘે રૂા. ૧૫૧ ખર્ચનાં તેમને આપ્યા.

સવારના વૈરાગી જયતિલાલ સાથે ગુરુદેવે મહાસતી ઉજમબાઈ સ્વામી તથા પ્રભાબાઈ સ્વામી સમક્ષ દીક્ષા સંબંધે ચર્ચા કરી. પ્રથમ એક વર્ષ જાળવવા માટે પ્રસ્તાવ રજૂ કર્યો. બીજી વાત વેરાવળમાં બે બાપાબાઈની દીક્ષાઓ થવાની છે તેમની સાથે દીક્ષાનો કાર્યક્રમ ગોઠવવો તે બતાવ્યું.

ગુરુદેવે તેમને સૂચન કર્યું "તારે શ્રી જગજીવનજી મુનિના શિષ્ય થવું હોય તો હું રાજી છું પરંતુ તેમની ગેર હાજરી પછી મારી છાયા નીચે રહેવાનું છે" વગેરે પરંતુ ભાવિભાવ કોણ જાણે છે કે ગુરુદેવ આટલા જલદી સ્વર્ગ પથે વિચરણ કરી જશે?

છેવટે એ નિર્ણય થયો કે જયતિલાલે કાળાવાડ શ્રી જગજીવનજી મ ના દર્શન માટે જવું અને ત્યાં ચર્ચાને અંતે જે વિચાર હોય તે પૂજ્યશ્રીને જણાવવા જયતિલાલે કાળાવડ જઈ શ્રી જગજીવનજી મ સાથે વિચારણા કરી પત્ર પાઠવ્યો ગુરુદેવે પત્રની નકલ માટે રોજનીશીમાં જગ્યા રાખી છે પ્રવૃત્તિવશાત તેઓ પત્રની નકલ ઉતારી શકયા નથી

'પત્રમાં જણાવવામાં આવ્યું કે' જયતિલાલ ગુરુદેવના જ શિષ્ય થશે શ્રી જગજીવનજી મ શિષ્ય કરવા માગતા નથી દીક્ષા વહેલામાં વહેલી તકે લેવાની ભાવના છે વેરાવળમાં સાથે દીક્ષાઓ યોજાય તે ઇચ્છવા યોગ્ય છે

જામનગર નિવાસ દરમ્યાન ધર્મની ઘણી જ જાહોજલાલી થઈ ડૉ મહેતા દંપતીની ભક્તિથી ઘણું નવું જાણવા જોવાનું મળ્યું શ્રીસંઘને ઘણો જ સંતોષ થયો ચૈત્ર સુદિ ૭ રવિવારના ગુરુદેવે નગરથી કાળાવડ માટે વિહાર કર્યો

હાપામાં ૨૫૦ જેટલા ભાઈઓ બહેનો આવ્યા સંઘજમણ થયું ગુરુદેવોના જયજયકાર સાથે સૌ માંગળિક સાંભળી વિદાય થયા ઘણા પરિશ્રમ પછી ગુરુવરોએ પ્રતિક્રમણ પછી આરામ લીધો વેરાવળ જેટલા દૂરક્ષેત્રમાં નવી દીક્ષાઓ આપવાના સૂક્ષ્મ તરંગો પૂજ્યશ્રીને સ્પર્શી રહ્યા હતા

*

જામનગર સ્ટેટના પ્રમુખ ડૉક્ટર શ્રી પ્રાણજીવન માણેકચંદ મહેતા સેનેટોરિયમ સિસ્ટમના જાણકાર હતા તેઓએ ગુરુદેવના દર્શનનો વિશેષ લાભ લીધો સમુચ્છિમ જીવો અને સમાધિ મરણ એ વિષય પર સૂક્ષ્મ ચર્ચા કરી કેટલોક પોતાનો અનુભવ બતાવ્યો તેઓ શાસ્ત્રના પણ ઊંડા અભ્યાસી હતા રાત્રિના સમયે સ્થાનકમા પૂજ્યશ્રીના ચરણોમા પોતાનુ નિવેદન કરવા વૈરાગી જયતિલાલે વિશેષ સમય મેળવ્યો. હવે મારે તુરતમા દીક્ષા લેવી છે ' એવા ભાવ બતાવ્યા. ગુરુદેવે યોગ્ય આશ્વાસન આપ્યુ

બગસરાથી નરસેરામ દેવચંદના ધર્મપત્નિ જેકુવરબેન તથા તેમના પુત્રી જયાબેન ગોંડળવાળા વારાણુમીબાઈ સાથે દર્શન કરવા માટે આવ્યા. સાધારણ ખાતામા રૂ ૫૧) પ્રદાન કરી લાભ લીધો. પાખીના પારણે પ્રવચન બંધ હતું ડૉ પ્રાણજીવનભાઈએ સાથે ચાલીને પ્રતાપવિલાસ, મીઠીમાખાનુ સેનેટોરિયમ, ઇરવીન હૉસ્પીટલ અને વિશાળ આયુર્વેદિક વિદ્યાલયનું ગુરુદેવને નિરીક્ષણ કરાવ્યુ આ વૈજ્ઞાનિક નિરીક્ષણથી કેટલીએ શાસ્ત્રીય વાતોને અનુમોદન મળ્યુ

રાજકોટથી આવેલા ડૉ. કેશુભાઈને માનપત્ર આપવાનુ નક્કી થયુ તેઓનો પત્ર આવ્યો કે માનપત્ર લેવા મારી ઇચ્છા નથી. પુન તેઓ બપોરના દર્શન કરવા આવ્યા ત્યારે જામનગર સંઘે રૂ ૧૫૧ ખર્ચના તેમને આપ્યા

સવારના વૈરાગી જયતિલાલ સાથે ગુરુદેવે મહાસતી ઉજમબાઈ સ્વામી તથા પ્રભાબાઈ સ્વામી સમક્ષ દીક્ષા સંબંધે ચર્ચા કરી. પ્રથમ એક વર્ષ ભણવવા માટે પ્રસ્તાવ રાખ્યો. બીજી વાત વેરાવળમાં બે રૂપાબાઈની દીક્ષાઓ થવાની છે તેમની સાથે દીક્ષાનો કાર્યક્રમ ગોઠવવો તે બતાવ્યુ

ગુરુદેવે તેમને સૂચન કર્યું "તારે શ્રી જગજીવનજી મુનિના શિષ્ય થવું હોય તો હું રાજી છું પરંતુ તેમની ગેરહાજરી પછી મારી છાયા નીચે રહેવાનું છે" વગેરે પરંતુ ભાવિભાવ કોણ જાણે છે કે ગુરુદેવ આટલા જલદી સ્વર્ગ પથે વિચરણ કરી જશે ?

છેવટે એ નિર્ણય થયો કે જયંતિલાલે કાળાવાડ શ્રી જગજીવનજી મ ના દર્શન માટે જવું અને ત્યા ચર્ચાને અંતે જે વિચાર હોય તે પૂજ્યશ્રીને જણાવવા જયંતિલાલે કાળાવડ જઈ શ્રી જગજીવનજી મ સાથે વિચારણા કરી પત્ર પાઠવ્યો ગુરુદેવે પત્રની નકલ માટે રોજનીશીમા જગ્યા રાખી છે પ્રવૃત્તિવશાત તેઓ પત્રની નકલ ઉતારી શકયા નથી

'પત્રમા જણાવવામા આવ્યું કે' જયંતિલાલ ગુરુદેવના જ શિષ્ય થશે શ્રી જગજીવનજી મ શિષ્ય કરવા માગતા નથી દીક્ષા વહેલામા વહેલી તકે લેવાની ભાવના છે વેરાવળમા સાથે દીક્ષાઓ યોજાય તે ઇચ્છવા યોગ્ય છે

જામનગર નિવાસ દરમ્યાન ધર્મની ઘણી જ જાહોજલાલી થઈ ડો મહેતા દંપતીની ભક્તિથી ઘણુ નવું જાણવા જોવાનુ મળ્યું શ્રીસંઘને ઘણો જ સંતોષ થયો ચૈત્ર સુદિ ૭ રવિવારના ગુરુદેવે નગરથી કાળાવડ માટે વિહાર કર્યો.

હાપામા ૨૫૦ જેટલા ભાઈઓ બહેનો આવ્યા સંઘજમણ થયું ગુરુદેવોના જયજયકાર સાથે સૌ માગળિક સાભળી વિદાય થયા ઘણા પરિશ્રમ પછી ગુરુવરોએ પ્રતિક્રમણ પછી આરામ લીધો વેરાવળ જેટલા દૂરક્ષેત્રમા નવી દીક્ષાઓ આપવાના સૂક્ષ્મ તરંગો પૂજ્યશ્રીને સ્પર્શી રહ્યા હતા

*

જામનગર સ્ટેટના પ્રમુખ ડોક્ટર શ્રી પ્રાણજીવન માણેકચંદ મહેતા સેનેટોરિયમ સિસ્ટમના જાણકાર હતા. તેઓએ ગુરુદેવના દર્શનનો વિશેષ લાભ લીધો સમુર્છિમ જીવો અને સમાધિ મરણ એ વિષય પર સૂક્ષ્મ ચર્ચા કરી કેટલોક પોતાનો અનુભવ બતાવ્યો તેઓ શાસ્ત્રના પણ ઊંડા અભ્યાસી હતા. રાત્રિના સમયે સ્થાનકમા પૂજ્યશ્રીના ચરણોમા પોતાનુ નિવેદન કરવા વૈરાગી જયતિલાલે વિશેષ સમય મેળવ્યો. હવે મારે તુરતમા દીક્ષા લેવી છે એવા ભાવ બતાવ્યા ગુરુદેવે યોગ્ય આશ્વાસન આપ્યુ

બગસરાથી નરશેરામ દેવચંદના ધર્મપત્નિ જેકુવરબેન તથા તેમના પુત્રી જયાબેન ઓખળવાળા વારાણસીભાઈ સાથે દર્શન કરવા માટે આવ્યા સાધારણ ખાતામા રૂા ૫૧) પ્રદાન કરી લાભ લીધો. પાખીના પારણે પ્રવચન બંધ હતું ડૉ. પ્રાણજીવનભાઈએ સાથે ચાલીને પ્રતાપવિલાસ, ચીડીયાખાનુ સેનેટોરિયમ, ઈરવીન હોસ્પીટલ અને વિશાળ આયુર્વેદિક વિદ્યાલયનું ગુરુદેવને નિરીક્ષણ કરાવ્યુ આ વૈજ્ઞાનિક નિરીક્ષણથી કેટલીએ શાસ્ત્રીય વાતોને અનુમોદન મળ્યુ

રાજકોટથી આવેલા શેઠ કેશુભાઈને માનપત્ર આપવાનુ નક્કી થયુ તેઓનો પત્ર આવ્યો કે માનપત્ર લેવા મારી ઈચ્છા નથી. પુનઃ તેઓ બપોરના દર્શન કરવા આવ્યા ત્યારે જામનગર સંઘે રૂા. ૧૫૧ ખર્ચના તેમને આપ્યા

સવારના વૈરાગી જયતિલાલ સાથે ગુરુદેવ મહાસતી ઉજમબાઈ સ્વામી તથા મણીબાઈ સ્વામી સમક્ષ દીક્ષા સંબંધે ચર્ચા કરી. પ્રથમ એક વર્ષ જાળવવા માટે પ્રસ્તાવ રાખ્યો. બીજી વાત વેરાવળમાં બે સંપાબાઈની દીક્ષાઓ થવાની છે તેમની સાથે દીક્ષાનો કાર્યક્રમ ગોઠવવો તે બતાવ્યુ

ગુરુદેવે તેમને સૂચન કર્યું "તારે શ્રી જગજીવનજી મુનિના શિષ્ય થવુ હોય તો હુ રાજી છુ પરતુ તેમની ગેર હાજરી પછી મારી છાયા નીચે રહેવાનુ છે" વગેરે પરતુ ભાવિભાવ કોણ જાણે છે કે ગુરુદેવ આટલા જલદી સ્વર્ગ પથે વિચરણ કરી જશે ?

છેવટે એ નિર્ણય થયો કે જયંતિલાલે કાળાવાડ શ્રી જગજીવનજી મ ના દર્શન માટે જવુ અને ત્યા ચર્ચાને અતે જે વિચાર હોય તે પૂજ્યશ્રીને જણાવવા જયતિલાલે કાળાવડ જઈ શ્રી જગજીવનજી મ સાથે વિચારણા કરી પત્ર પાઠવ્યો ગુરુદેવે પત્રની નકલ માટે રોજનીશીમા જગ્યા રાખી છે પ્રવૃત્તિવશાત તેઓ પત્રની નકલ ઉતારી શકયા નથી

'પત્રમા જણાવવામા આવ્યુ કે' જયતિલાલ ગુરુદેવના જ શિષ્ય થશે શ્રી જગજીવનજી મ શિષ્ય કરવા માગતા નથી દીક્ષા વહેલામા વહેલી તકે લેવાની ભાવના છે વેરાવળમા સાથે દીક્ષાઓ યોજાય તે ઇચ્છવા યોગ્ય છે

જામનગર નિવાસ દરમ્યાન ધર્મની ઘણી જ જાહોજલાલી થઈ ડૉ મહેતા દપતીની ભક્તિથી ઘણુ નવુ જાણવા જોવાનુ મળ્યુ શ્રીસઘને ઘણો જ સતોષ થયો ચૈત્ર સુદિ ૭ રવિવારના ગુરુદેવે નગરથી કાળાવડ માટે વિહાર કર્યો

હાપામા ૨૫૦ જેટલા ભાઈઓ બહેનો આવ્યા સઘજમણ થયુ ગુરુદેવોના જયજયકાર સાથે સૌ માગળિક સાભળી વિદાય થયા ઘણા પરિશ્રમ પછી ગુરુવરોએ પ્રતિક્રમણ પછી આરામ લીધો વેરાવળ જેટલા દૂરક્ષેત્રમા નવી દીક્ષાઓ આપવાના સૂક્ષ્મ તરગો પૂજ્યશ્રીને સ્પર્શી રહ્યા હતા

*

# જામનગરથી વેરાવળ વિહાર

## ૪૬

નગરથી કાળાવડ જતા રસ્તામા દરેક નાના ગામોને સારો એવો લાભ મળ્યો. મતવા ગામમા ઉપાશ્રયની દરકાર હતી. ૧૬૫૬ રૂપિયાનો ફાળો થઈ ગયો. આ વિહારયાત્રામા જામનગરના શ્રી શાંતિભાઈ દડીયા લાલજીભાઈ તથા નાથાલાલભાઈ સાથે હતા. વિજરખી ગામમા સ્વામીનારાયણના મંદિરમા ઉતર્યા. જામનગરથી શેઠિયાઓ દર્શન માટે આવ્યા. જેતપુરના મગનલાલ કપુરચંદ આપી તથા તેમના માતુશ્રી જામનગર થઈ અહી આવ્યા. દર્શન કરી ખુશ થયા.

કાળાવડને રસ્તે મોટરો દ્વારા જામનગર સંઘના ભાઈઓ બહેનોનુ પુરજોશમા આગમન થતુ જ રહ્યુ. દરેક જગ્યાએ ધર્મધ્યાન થતા જ રહ્યા. મતવાના મહેતા કાનજી વીરજીએ ચતુર્થવ્રત અને યાવત જીવન ચોવિહારના પચ્ચખાણ કર્યા. મતવાથી માટલી આવતા મોટા રતીલાલજી કાળાવડથી સ્વાગત માટે આવી પહોંચ્યા. ગુરુદેવના દર્શન કરી પરમ શાંતિ અનુભવી. માટલીથી ખંઢેરાને લાભ આપ્યો. નાના રતીલાલજી શ્રી જગજીવનજી મ. ની સેવામાં સીધા કાળાવડ પધારી ગયા.

પૂજ્યશ્રી કાળાવડ પધારતાં શ્રીસંઘને ખૂબ જ લાભ મળ્યો. મહાવીર જયંતિનો અમૂલ્ય પ્રસંગ હતો. ગુરુદેવની હાજરીથી તે પવિત્ર દિવસ ધામધૂમથી ઉજવાયો. દોશી ઓધવલાલ કાલીદાસ, તેમના ધર્મપત્ની જેકુંવરબાઈ તથા ત્રિભોવન જસરાજ તેમના ધર્મપત્ની છબલબાઈ એ બન્ને દંપતિએ ચોથાવ્રતના પચ્ચખાણ આદર્યા. શ્રી પાનાચંદભાઈ હીરાચંદ તથા તેના ધર્મપત્ની

સરપદડથી દર્શનાર્થે આવ્યા તેઓએ ગુરુદેવના પવિત્ર વચનામૃત સાભળી જીવન પર્યંત શીલવ્રત સ્વીકાર્યું ત્રીજે દિવસે નરભેરામ ટોકરસી વકીલ તથા તેના ધર્મપત્ની જખકબાઈ એ શીલવ્રત આદરી જીવન પાવન કર્યું

કાળાવાડ શ્રીસઘે પણ ચાતુર્માસની ભક્તિ ભરી વિનતિ કરી આયબીલની ઓળી ખૂબ જ વિશાળ પ્રમાણમા ચાલી રહી હતી પુનમના દિવસે વિધિવત્ ઓળી સમાપ્ત થઈ તપશ્ચર્યાના દિવસોમા ગુરુવરોની હાજરીથી શ્રીસઘ હર્ષઘેલો થઈ રહ્યો હતો

અહીના ન્યાયાધીશ શ્રી હર્ષદરાય વેણિમાધવ વકીલ મડળ સાથે દર્શન કરવા આવ્યા ગુરુદેવની પ્રતિભાથી તેઓ પ્રભાવિત થયા શ્રી ઉજમબાઈ મહાસતીજી જામનગરથી કાળાવડ પધાર્યા કાળાવડમા ચતુર્વિધ સઘની હાજરી થઈ ચોથો આરો વર્તાય રહ્યો

દરમ્યાન નવી દીક્ષાઓ આપવા બાબતની ચર્ચા વિચારણા ચાલી રહી હતી વેરાવળના ચપાબાઈ, રાણપુરના ચપાબાઈ તથા વૈરાગી જયતિલાલ એ દીક્ષાના ત્રણ ઉમેદવાર હતા સૌને આજ્ઞાઓ મળી રહી હતી આજે દલખાણીયાથી વૈ જયતિલાલના મોટાભાઈ અમૃતલાલનો પત્ર ગુરુદેવના ચરણમા આવ્યો તેમા અનુકુળ સમયે અનુકૂળ સ્થળે દીક્ષા આપવાની આજ્ઞા હતી જયતિલાલના માતુશ્રી ઘણા જ બીમાર છે તે વાત સાથે દર્શાવી હતી

નગરથી સ્પેશિયલ બસ દ્વારા દડીયા કુટુબ તથા વલમજી બાપાનો સકળ પરિવાર લગભગ ૧૦૦ માણસો દર્શન કરવા આવ્યા કાળાવડ શ્રીસઘને શ્રાવકોની સેવાનો અમૂલ્ય લાભ મળ્યો તેઓએ સ્થાનકમા રૂા ૧૦૧ અર્પણ કર્યા તે દિવસે

પ્રવચન બાદ શ્રી ગોકળ ભીમજી તના ધમ પત્ની શ્રી ગ ગાબાઈ શ્રી છગન ગોકળ, તના ધમ પત્ની શ્રી વજકુવરબાઈ શ્રી પાપટ બેચર તના ધમપત્ની શ્રી લાડુબાઈ એમ ત્રણ દપતિએ શીલવત આદર્યા સવ ચાસનનો જયકાર ગવાઈ રહ્યો કાળાવડમા સાત દિવસ સ્થિરતા થઈ વૈરાગી જયતિલાલ તથા તેમના નાના બેન જયાબેન (ભાવિં મહાસતીજી જયાબાઈ) જુનાગઢ તેમના માતુશ્રીને શાતા પૂછવા માટે ગયા. જયાબેન ઉજમબાઈ મહાસતીજી પાસે ભાવિ દીક્ષિતરૂપે અભ્યાસ કરતા હતા

કાળાવડથી વિહાર શરૂ થયો. ઘણો જ લાબો વિહાર હતો સમુદ્રતટ વેરાવળ સુધી જવાનુ હતુ કેમ જાણે ગુરુદેવની જન્મ ભૂમિ પુન પોતાના વિરક્ત પુત્ર પુરુષસિંહની ગજ ન સાભળવા આતુર થઈ હોય ! નાના નાના ઘણા ગામોને લાભ આપવાનો હતો. પુન ચારે ઠાણાનો વિહાર સાથે શરૂ થયો.

ભાડુકીયા થઈ પીપર પધાર્યા ત્યાં રાતના ઘણુ જ સુદર આયોજન થયુ ચારે બાજુથી શ્રાવકો આવી ચડયા ગામના ગરાસીયા ભાઈઓએ અનુપમ ભક્તિ દર્શાવી પીપરથી ખરેડી પધાર્યા દરબારગઢમાં પ્રવચન થયુ ખરેડીમા જૈન શાળા ઉદ્ઘાટન થયુ ખરેડીથી મનાવડાળા પધાર્યા કાળાવડથી શ્રી છગનભાઈ દોશી વિહારમા સાથે જ ચાલી રહ્યા હતા. નીકાવા વડાળા, કાળાવઠ અને અગલબગલ ગામના શ્રાવકો જ્યાં જ્યાં ગુરુદેવ પધારતા ત્યા પહોચી જતા હતા. શ્રી છગનભાઈ દોશી તન મન ધનથી ગુરુદેવની સેવા બજાવી શાસન પ્રભાવના કરી રહ્યા હતા વડાળાથી સાતોદડવાવડી આવ્યા કેશરગામથી શ્રી સોભાગ્યાલભાઈ શ્રી. છગનભાઈ વકીલ આવી પહોચ્યા દોશી બેચર જીવરાજ, તેમના ધમપત્ની મોઘીબાઈ આવ્યા. ઉપદેશના પ્રભાવથી શીલવ્રતનાં પચ્ચખાણ આદર્યા. આમ શાસન પ્રભાવના થઈ રહી હતી

વાવડીથી કડોરણા પધાર્યા કડોરણા સારુ એવુ મોટુ ગામ છે ત્યા ૧૦૦ વર્ષ જૂનો ઉપાશ્રય જોવામા આવ્યો સ્કૂલમા જાહેર વ્યાખ્યાન થયુ જૈનશાળા શરૂ કરવામા આવી રાતના સારો એવો જલસો જામી ગયો બારોટ હિમતલાલે પહાડી કંઠથી નીતિમય દોહા સભળાવ્યા પચીસ વરસની ઉમરમા બારોટે નામ કાઢયુ હતુ

કડોરણાથી દુધિઆવદર આગમન થયુ આજે શ્રી છગનભાઈ દોશી પાછા ફર્યા, ગુરુદેવના વિરહથી તેમનુ હૈયુ ભરાઈ આવ્યુ ધોરાજી નજીક આવી જતા ધોરાજીથી કાર મારફત શ્રીસઘના શેઠિયાઓ દર્શનાર્થે આવ્યા ધારીના મોહનભાઇ સાથે હતા શ્રી મોતીબાઈ આર્યાજી વીસાવદર તરફ વિહાર કરી રહ્યા છે તે સમાચાર આપ્યા

ગુરુદેવ વેગડી થઈને ધોરાજી પધાર્યા ધોરાજી પધારતા જેતપુરથી શ્રી કપુરચદભાઈ ગાધી, નાથાભાઇ કામદાર, જેચદ ભાઇ ગૌવરીશકરભાઇ આવી પહોચ્યા, તેમની સાથે દલખાણીઆ વાળા વજુભાઈ ઉર્ફે અમૃતલાલભાઈ પણ આવ્યા હતા

તે વખતે સઘાણી સપ્રદાયના મણિબાઇ સ્વામી તથા બરવાળા સપ્રદાયના જતનબાઇ સ્વામી આદિ ઠાણા ૬ બિરાજતા હતા શ્રી મહાસતીજીઓ ગુરૂદેવના પ્રવચનમા પધાર્યા હતા ધારીથી ભાઈચદભાઈ, તારાચદભાઈ, બાવચદભાઇ, દલખાણી-આથી બચુભાઇ એ ચારે જણ મોટરમા દર્શનાર્થે આવ્યા બધા સઘોની ગુરુદેવને વિનતિ હતી શ્રી ઉજમબાઇ મહાસતીજી ઠાણા ૬ વિહારમા પાછળ આવી રહ્યા હતા તે આજે ધોરાજી પહોચી ગયા તેઓશ્રી પણ વેરાવળ પધારી રહ્યા હતા નવા ભાવ દીક્ષિતોમાથી એક શિષ્યા તેમને મળવાના હતા બપોરના બગસરા શેઠ નરભેરામભાઈ તથા તેમના પુત્ર શ્રી ઉત્તમભાઇ, તોરીવાળા મણિભાઇ વગેરે જેતપુર દર્શન કરવા પહોચ્યા ગુરુ ગોરાણીના એક સાથે દર્શન કરી ધન્યતા અનુભવી

શ્રી નરભેરામભાઈ પ્રસ્તાવ લાવ્યા કે આ વરસ આપનુ તથા શ્રી પુરુષોત્તમજી મ.નુ ચાતુર્માસ સાથે કરાવવા ભાવ છે તેઓએ આપને પૂછીને નક્કી કરી લેવા જણાવ્યુ છે ગુરુદેવે જવાબ આપ્યો કે ' આ સાલ હુ તેમ કરી શકુ તેમ નથી. અભ્યાસ વાચન નિમિત્તે મારુ મગજ કામ આપી શકે તેમ નથી દીર્ઘ દ્રષ્ટિએ વિચારી ગુરુદેવે સરળતાથી સમજાવ્યુ ગુરુદેવ વાસ્તવિક ભૂમિ પર જ ઊભા રહેવાનુ પસદ કરતા. ધોરાજી શ્રીસઘના ભાઈઓએ હાર્દિક ભાવે ચાતુર્માસ માટે વિનતિ કરી

વેરાવળથી શ્રી મદનજી રતનજી તથા મણિબેન તારાબેન વગેરે ખાસ ગુરુદેવના પ્રેરણા લેવા માટે આવ્યા. નવી દીક્ષાર્થીઓ માટે વેરાવળની માનસિક તૈયારી ચાલી રહી હતી. શ્રી મદનજીભાઈ દીક્ષા ઉત્સવના મુખ્ય પાત્ર હતા ગુરુદેવના દર્શન કરી પ્રેરણા લેવી જરૂરી હતી. રાત્રિના સમયે મુનિ શ્રી. જયજીવનજી મ. રૂબરૂ દીક્ષા સબધમા વિશેષ વાર્તાલાપ થયો

રાજકોટથી શ્રી. ચવેરચદભાઈ સઘરાજકા તથા અમરાપુરવાળા શ્રી. ન્યાલચદ મૂળચદ દર્શન કરવા આવ્યા. ધર્મ ચર્ચા થઈ શ્રી. ચવેરચદભાઈએ નવ દીક્ષિતો માટે પાબણીના નમૂના લેવા. જુનાગઢથી શ્રી. જેઠાલાલ વકીલ, મત્રમૂર્તિભાઈ તથા મગનભાઈ દર્શનાર્થે આવ્યા શ્રી જેઠાભાઈને શ્રી. મદનજીભાઈ સાથે થયેલી દીક્ષા ચર્ચાથી વાકેફ કરવામાં આવ્યા શ્રી. જેઠાલાલભાઈ સોરઠના ધર્મ ઉત્સવો અને આયોજનોમા મુખ્ય ચાવી રૂપે રહેતા આવ્યા હતા તેમનુ યશસ્વી અને નિરાળુ વ્યક્તિત્વ આયોજનનુ પ્રધાનઅગ બની રહેતુ

જેતપુરથી શ્રી ભવાન કાળા તથા તેમના ધર્મપત્ની શ્રી ઉજમબાઈ દર્શન કરવા માટે આવ્યા તેઓ શ્રી. ગુરુદેવના અનન્ય ભક્ત હતા. બપોરના એક વિશેષ વિમર્શ સભા થઈ શ્રી. જેઠાભાઈ મદનજીભાઈ ભગવાનભાઈ તથા નાથાલાલભાઈ

કામદાર વગેરે ખાસ વ્યક્તિઓએ ભાગ લીધો શ્રી ઉજમબાઈ મહાસતીજીનુ અનુભવ પૂર્ણ માર્ગદર્શન મહત્ત્વપૂર્ણ હતુ

ધોરાજી સઘના પ્રમુખ ભાઈઓએ મળીને પુન ગુરુદેવને ચોમાસા માટે જોરદાર વિનતિ કરી ભાડેરવાળા શ્રી મગનલાલ દેસાઈએ જવાબદારી માથે લઈને ગુરુદેવને ચોમાસુ કરવા હાર્દિક ભાવના બતાવી. બીજી બાજુ વેરાવળથી પુન પ્રમુખ શ્રેષ્ઠિ ચક્ર શ્રી મદન ભાઈ, મુળચદભાઈ, મણિલાલભાઈ, શેઠ જમનાદાસ, શેઠ નેમિદાસભાઈ તથા માણેકલાલભાઈ વગેરે ભાઈઓ દીક્ષા અગેની વિધિસર વિનતિ કરવા આવી પહોચ્યા રાણુ-પુરથી કેશવલાલ શામળજી, કાનજી વીરજી, દુર્લભજી લક્ષ્મીચદ, ગીરધરભાઈ તથા જયતિલાલ મોરારજી સઘ પ્રતિનિધિ રૂપે દર્શન કરવા અને ચોમાસાની વિનતિ કરવા આવ્યા

ધોરાજીમા ઘણી ધામધૂમ વર્તાણી યથાયોગ્ય પ્રત્યુતરો સાથે ગુરુદેવે ધોરાજીથી પ્રયાણ આરભ્યુ દેસાઈ જગજીવન ભાઇ તથા કામદાર મણિભાઈએ ચતુર્થ વ્રતના પચ્ચખાણ કર્યા.

ધોરાજી પ્લોટમા લીબડી પૌષધશાળાએ પદાર્પણ કર્યું ચાલીસ ભાઈઓએ મળીને ત્યા રોકાવા વિનતિ કરી સમયના અભાવે તેમ બની ન શકયુ મોટી મારડ, ખાટલી થઈ ભાડેર પધાર્યા અહી ખીલખાથી શ્રાવકો દર્શન અને વિનતિ કરવા આવી પહોચ્યા છત્રાસા પીપલાણાને સ્પર્શ કરી અગતરાઈ પધરામણી થઈ અહી મેદરડાથી દામોદરભાઈ લાઢીયા, કુરજી કલ્યાણજી, સવચદભાઇ દોશી, ત્રીભોવનભાઈ હાપાણી દર્શન અને વિનતિ માટે આવ્યા "અવસરે" ઉત્તરથી ગુરુદેવે ઉત્તર વાળ્યો

અહી પૂ હુગરસિહજી મની તિથિ મનાવવામા આવી. માગરોળથી શ્રી નેમિદાસ વેલજી, ગુલાબચદ લીલાધર, ગાધી ગિરધરભાઈ, પાનાચદ અદરજી અને અમીલાલ નરભેરામ પાંચ

ભાઈઓ દર્શન કરવા આવ્યા અને શેષકાળ પધારવા વિનંતિ કરી

અગતરાઈ છોડ્યું કેશોદ પધાર્યા સુંદરબાઈ દીવાળીબાઈ
વગેરે પાંચ બહેનો માગરોળથી આવી પહોંચ્યા. સાંજના દોશી
જગજીવન લાલજી નાગર ડોકટર તથા વહીવટદાર ત્રણે જણ
ગુરુદેવના વંદન માટે આવ્યા. ધર્મચર્ચા થઈ

અગતરાઈથી પ્રેમલાભ થઈ માળીયા પધાર્યા અગતરાઈના
પોપટભાઈ ગોરધનભાઈ તથા બાબુભાઇ સાથે હતા માળીયા
આવતા વેરાવળના પ્રમુખ શ્રાવકો પુનઃ આવ્યા. દીક્ષા સંબંધે
ઘણી સલાહ લીધી. વેરાવળથી શ્રાવિકા મંડળ માળીયા આવ્યું
વેરાવળમા ગુરુદેવના આગમનનો ઘંટ વાગી રહ્યો હતો. ભક્ત
જનોના હૃદય નાચી રહ્યા હતા.

ભંડુરી, ગડુ થઈ ચોરવાર રોડ આવ્યા. રાજકોટથી
શ્રીમા કુટુંબના તથા સૌભાગ્યચંદ વસ્તાના પરિવારના ૨૧
માણસો દર્શન કરવા આવ્યા રસ્તામાં શ્રી જેઠાલાલ વકીલ
આવ્યા. દીક્ષા સંબંધે મહત્વપૂર્ણ વાત કરી પાછા ફર્યા. ચોર
વાડ રોડથી આડુવાવ થઈ ગુરુદેવે વેરાવળની ભૂમિનો સ્પર્શ
કર્યો આડુવાવ સુધી વેરાવળનો શ્રાવક–શ્રાવિકા સમુદાય પ્રવા
હરૂપી દર્શન ભાવનાથી વહી રહ્યો હતો. ગુરુદેવના જય જય
કારથી આકાશ ગાજી ઊઠ્યું વેરાવળમા પધરામણી થતાં અનેરા
આનંદની સૌને અનુભૂતિ થઈ રહી હતી.

પૂ. ડુંગરસિંહજી મ. થી લઈને પૂ. જયચંદજી મ
સુધી ઉત્તરોત્તર જે ક્ષેત્રની ઉત્તમોત્તમ ખેતી થઈ હતી. અને
આ મહાપુરુષોએ જે ભૂમિને કૃપાપાત્ર બનાવી હતી, તે ભક્તિથી
લીલીનાઘેર ભૂમિમાં પગ ધરતાં ગુરુવરને એક પછી એક
દશ્યોની મધુર સ્મૃતિ ચિત્તને સ્પર્શ કરી ગઈ જ્યાં બાળ
પણ વીત્યું હતું તે જ માતૃભૂમિમાં પ્રવેશ કરતાં ગુરુદેવની
આંખોમાં આહ્લાદની એક ઝડપી લહેર સમાઈ ગઈ

*

વેરાવળમા નિયમિત રીતે પ્રવચન શરૂ થયા "માનવ ભવની તૈયારી" વિષયપર વિવેચન થતુ હતુ શ્રી ઉજમ-બાઈ મહાસતીજી પણ પધારી ગયા બપોર પછી ભાવ દીક્ષિતના દીક્ષા મૂહુર્તો જોવરાવવામા આવ્યા શ્રી જયતીલાલ વૈરાગી શ્રી ચપાબેન મોટા તથા ચપાબેન નાના આમ, ત્રણ વિરક્ત-આત્માઓ દીક્ષાના ઉમેદવાર હતા જેઠ સુદિ એકમને ગુરુવારના દીક્ષાનુ મૂહૂર્ત આવ્યુ મુનિ બાલ ભટ્ટે દીક્ષાનુ મૂહૂર્ત જોયુ હતુ આ વખતે રાયચદ શેઠ, નેમિદાસ શેઠ, શેઠશ્રી મદનજી ભાઇ, ત્રિકમદાસભાઈ, બબાઈ મદનજીભાઇ, પાનાચદ શેઠ તથા શેઠશ્રી જમનાદાસભાઈ વગેરે પ્રમુખ શ્રાવકો ઉપસ્થિત હતા શ્રી મોતીબાઇ સ્વામી ઠાણુ ૪ સુખશાતાથી વેરાવળ પધાર્યા ત્રણ વ્યક્તિને દીક્ષાની આજ્ઞા આપવા બાબત શ્રી પૂજ્ય કાનજી મહારાજશ્રીની સેવામા વિધિવત પત્ર લખવામા આવ્યો

પ્રવચનમા બ્રહ્મચર્યનો વિષય નિકળતા શ્રી જેચદ જેઠા-ભાઇ, રાયચદ સુંદરજી, માકરબાઈ તથા લાધીબાઇ બને દપતીઓએ ચતુર્થવ્રતના પચ્ચખાણુ લીધા રૂપિયા ૫૧–૫૧ ધર્મ ખાતામા વાપર્યા જુનાગઢથી શ્રી જેઠાભાઇ વકીલ, રાજકોટથી રામજીભાઇ વીરાણી, વીસાવદરથી ગોપાળજી ત્રિભોવન, હરજીવનભાઇ તથા વલભદાસભાઈ આવી પહોચ્યા સૌરાષ્ટ્રની ધુરધર વ્યકિતઓની આ પ્રસગે હાજરી હોવી આવશ્યક રહેતી તેઓ શ્રીસઘના વિશેષ આમત્રણથી પધાર્યા હતા

વેરાવળ શ્રીસઘમા દીક્ષાની ભરચક તૈયારીઓ ચાલી

રહી જૈનશાળાના બાળકોએ સારી એવી તૈયારી કરી યુવકોનુ સ્વયસેવક દળ આ ગમ્યુ ગુરુદેવના પ્રવચન શેઠ શ્રી. જમનાદાસભાઇના રેઘામા શરૂ થયા હતા પ્રતિદિન આગન્તુકોની સખ્યા વધી રહી હતી શેઠ શ્રી તનજી વીરપાલ તરફથી એક સભા કરવામા આવી તેમણે જૈનશાળાના બાળકોને વસ્ત્રોનુ ઇનામ આપ્યુ અને અલગ અલગ કાર્યો માટે રૂપિયા દશ હજાર ના ધમાદો કરવામા આવ્યો આ ઉદારતા માટે ધન્યતા વરસી રહી

ગામે ગામના શ્રીસઘો શ્રીઓ બાળકોનુ વેરાવળ તરફ એકધારુ આગમન થઇ રહ્યુ હતુ વેરાવળ શ્રીસઘ સેવા બજાવવા ખડે પગે તૈયાર હતો. લગભગ આગન્તુકોની સખ્યા આઠથી દશ હજાર જણાતી હતી. નગર તોરણ, ધ્વજ પતાકા અને દરવાજાથી શોભી રહ્યું હતું શાસન પ્રભાવનાનો ઉત્કૃષ્ટ પડઘો પડી રહ્યો હતો ગુરુદેવની બુલદ વાણીથી લોકોનો ઉત્સાહ વધી રહ્યો હતો. વૈરાગી ૪૫ તિલાલ હલખાણીયાના હતા તેમની દીક્ષા ગુરુદેવના ચરણે થવાની હતી શ્રી મોટા મપાબાઈ વેરાવળના હતા તેમની દાક્ષા ઉજમબાઈ સ્વામી પાસે થવાની હતી. નાના મપાબાઇ રાણપુરના હતા. તેમની દીક્ષા મોતીબાઇ મહાસતીજી પાસે થવાની હતી ત્રણ ત્રણ દીક્ષાનો અનેરો આનદ છવાઈ રહ્યો હતો. સ્ટેશન પાસે દોલતપ્રેસમા દીક્ષાસ્થળ નક્કી કરવામા આવ્યુ હતુ

બધા અગ્રગણ્ય કામ કતાઓએ દીક્ષા વખતે શ્રી. તપસ્વીજી માણેકચદજી સ્વા જૈન વિદ્યાલય સ્થાપિત કરવાનુ નક્કી કરતા તેના માટે ફાળો કરવો તવો નિર્ણય કર્યો હતો. દીક્ષાનુ સમગ્ર ખર્ચ શ્રી. મદનજી રતનજી અર્થાત રતનજી વીરપાળ તરફથી કરવામાં આવ્યું હતું દીક્ષા પ્રસગની બોલીની રકમો અને ફાળો શુભ કામ માંજ વાપરવાનો હતો શ્રી. તપસ્વીજી વિદ્યાલયની

પુનઃ સ્થાપના થાય તે માટે ગુરુદેવનો ભગીરથ પ્રયાસ હતો શ્રી જેઠાલાલ ભાઇ પણ આ બાબતમા ઊંડો રસ ધરાવી રહ્યા હતા

દીક્ષાનો દિવસ આવી ગયો વહેલી પ્રભાતથી બેડ વાજાઓ અને સુરીલા વાજિંત્રોથી નગન આગન ગાજવા માડયુ હતુ ગુરુવરો તથા મહાસતીજી મંડળ યથાસમય દીક્ષા સ્થાને પધારી ગયા સૌરાષ્ટ્રની પ્રમુખ વ્યક્તિઓ ઉપસ્થિત હતી દીક્ષાર્થીઓનુ અભિનિષ્ક્રમણ થયુ. વેરાવળના માર્ગો પર વૈરાગ્યની એક લહર પથરાઇ રહી ગુરુદેવોના નામનો જયજયકાર ગવાઈ રહ્યો ભગવાન મહાવીરના જયઘોષ સાથે દીક્ષા નગરમા જનસમૂહ આવી પહોચ્યો.

ગુરુદેવે ઉપદેશ ચાલુ રાખ્યો બીજી બાજુ રાવટીઓમા દીક્ષાની પૂર્વ તૈયારી થઇ રહી ગુરુદેવે લોકોને પરિગ્રહ અને મમતા ઓછા કરવા માટે અને ગુરુદેવોની અમરગાથાઓને ન ભૂલતા પરમ ભક્તિથી તે નામની વિખ્યાતિ કરવા હૃદય-ભેદક ઉપદેશ આપ્યો એજ વખતે "શ્રી તપસ્વીજી માણેકચંદજી સ્થા-જૈન વિદ્યાલય" સ્થાપવાની વાતને વેગ અપાયો લોકોની સામે તે પ્રશ્ન ધરતા ગોડલ-ગચ્છના ઘણા શ્રાવકોએ એ વાતને ભક્તિ સાથે ઝીલી લીધી શ્રી ભવાન કાળાએ રૂ ૫૦૦૧ થી ફાળાની શરૂઆત કરી જોતજોતામા રૂ ત્રીસ હજાર લગભગ ભરાઇ ગયા આગળ ચાલી આ સંસ્થાએ વિરાટરૂપ ધારણ કર્યુ અત્યારે સોએક વિદ્યાર્થી લાભ લઇ રહ્યો છે અને એકંદરે આશરે પ્રોપર્ટી ત્રણ લાખની ગણાય છે.

દીક્ષાર્થીઓ વેષ પરિવર્તન સાથે રાવટીમાથી બહાર આવતા ચારે તરફ શાંતિ છવાઈ ગઈ ગુરુદેવે તરંગિત લહેરાતી વૈરાગ્યમય વાણીથી લોકોને દીક્ષાનો મહિમા સમજાવીને ત્રણે આત્માઓને દીક્ષા વિધિ કરાવ્યો અને મુનિપદ તથા

આચાર્યપદ અર્પણ કર્યું જયંતિમુનિ પૂ. ગુરુદેવના શિષ્ય તરીકે, મોટા બાપાબાઈ શ્રી ઉજમબાઈ મ.ના શિષ્યા અને નાના બાપાબાઈ શ્રી મોતીબાઈ મ.ના શિષ્યા–તરીકે જાહેર થયા. વેરાવળને આગણે સુંદર ઈતિહાસ સર્જાઈ રહ્યા

એક અઠવાડિયા પછી વેરાવળમાં જ વડી દીક્ષાનો કાર્ય–ક્રમ ઉજવાયો આજે ખાટવાળા રૂપાણી નેમચંદની સભા હતી. આ શુભ પ્રસંગે તેમણે રૂ ૮    ધર્મ સંસ્થાઓમાં રૂ ૨૫૧ વિદ્યાલયમાં અર્પણ કર્યા શ્રી. નારણજી સવચંદે રૂ ૨૫૧, જેતપુર પાઠશાળા, (ત. માણેકવાડીજી સ્થા. જૈન વિદ્યાલયમાં પ્રદાન કર્યા શ્રી ભીમજીભાઈ કુલચંદ તરફથી નોકારસી જમણ કરવામાં આવ્યું

પૂ. શ્રીએ વેરાવળથી વિહાર કર્યો પ્રતિદિન પ્રવચનો થતા હતા. જનતા રસમય બની હતી પ્રારંભમાં જયંતમુનિ તથા નાના રતીલાલજી મ. બોલતા. મહાસતી વર્ગ પણ ક્રમશ: ઉપદેશ આપતા. ત્યારબાદ ગુરુદેવની મધુર બંસરી બજતી જનતા મુગ્ધભાવે ડોલી ઉઠતી. ગામ બહાર બે ત્રણ દિવસ રોકાઈને થોડો વધારે લાભ આપવા વિનંતિ થઈ ગુરુદેવે તે મંજૂર કરી.

તે બે દિવસ દરમ્યાન એક સ્થાયી કામનો યોગ મળ્યો. વેરાવળથી ૨૫ માઈલ સુધીમાં નાના નાના જૈન ઘરોના સમુદાયો હોવા છતાં ધર્મકરણી માટે ક્યાંયે ઉપાશ્રય ન હતા 'ધર્મ સ્થાનક એ સ્થા જૈનોની સંસ્કૃતિનું કેન્દ્ર છે અને તેના આધારે સંઘ સંગઠિત રહે છે આ જાતનો ઉપદેશ નીકળતા શ્રાવકભાઈઓની એક વિશેષ સભા થઈ ધર્મ માટે અને વેરાવળ પ્રાંતની સ્થાપના માટે શોભેચંદ શાહે કેવો જોમ આપ્યો તે હકીકત ગુરુદેવે વર્ણવી એ જ વખતે રૂ ૧૧ ૦૦ પંદર હજાર આ કામ માટે એકત્ર થયા.

એ વખતે દેરાવાસી આચાર્ય શ્રી રામવિજયજી મ. ત્યા વેરાવળમાજ બિરાજતા હતા તેમની નેશ્રાયમા તેજ દિવસે દીક્ષા થવાની હતી એ ત્રણ ભાઈઓ શેઠ રાયચદભાઈને દીક્ષાનુ આમત્રણ આપવા ગુરુ મહારાજની હાજરીમા આવ્યા સાથે સાથે ગુરુ મહારાજને કહ્યુ આપ પણ પધારશો અમારે ત્યા દીક્ષા છે પૂજ્ય ગુરુદેવે આ વાતનો રોજનીશીમા ઉલ્લેખ કર્યો છે" આમત્રણ જે રીતે અપાયુ તે વિવેકવાળી વાત ન હતી ત્રુટિ ભરી વાત હતી ત્રુટિ આ પ્રમાણે હતી (૧) અમો સઘ તરફથી આમત્રણ આપવા આવ્યા છીએ (૨) દીક્ષા લેનાર કલ્યાણજીનો ખાસ આગ્રહ છે (૩) શ્રી રામ વિજયજી મહારાજે આગ્રહ પાઠવ્યો છે (૪) આપને માટે દીક્ષા સ્થળે બેસવા યોગ્ય બદોબસ્ત રહેશે (૫) દીક્ષાનો સમય કયો છે? એ બાબતમા તેઓ કઈ જ બોલ્યા નહિ ગુરુદેવે જવાબમા "અવસરે" કહ્યું તેઓ તુરત ચાલ્યા ગયા

આ હકીકતથી પરસ્પર પ્રેમ વધારવા માગતા જનોએ બોધપાઠ લેવાનો છે ગુરુદેવની આ નોધ મહત્ત્વપૂર્ણ બની રહે છે કટ્ટરપથી એક બીજાના હૃદય જીતી શકતા નથી. પૂજ્યશ્રીએ વેરાવળથી ચાડુ વાવ માટે પ્રસ્થાન કર્યુ

*

# ધોરાજી ચાતુર્માસ ૧૯૯૯

## ૪૮

શ્રી મગનલાલ ઝવેરચંદ દેસાઈ (ભાડેરવાળા) તરફથી એક પત્ર ગુરુદેવની સેવામા આવ્યો. આ પત્રમાં તેઓએ ચોમાસા માટે હાર્દિક વિનંતિ કરી હતી. ગુરુદેવે પોતે રોજ નીશીમા આ વસ્તુની નોંધ કરી છે 'ધોરાજીથી ભાડેરવાળા મગનલાલ દેસાઈનો પત્ર હતો. તેમાં તે લખે છે કે ચોમાસું પધારશો તો અમે બે ભાઈઓ મેમાન માટે બધો ખરચો આપશું" આ સરલ શબ્દોમાં મગનભાઈની ભાવના ચમકી રહી છે બે ભાઈમાં મોટા ભાઈ શ્રી. માણેકચંદ દેસાઈ; જે ઓએ શાસન સેવામા મોટો ભાગ ભજવ્યો છે મગનભાઈનો આ પત્ર હૃદયની ભાવનાના રંગે લખાયો હતો અર્થાત્ હાર્દિક વિનંતિ હતી.

વેરાવળથી વિહાર થતાં ચાંડુવાવમાં પ્રથમ ક્ષેત્રસ્પર્શ થયો. ત્યા શ્રી. રતનજી વીરપાળ તરફથી જમણ હતુ ગડુ સ્ટેશન પધારતાં શ્રી નાથાલાલ મકનજી અને શ્રી. ધરમશી મકનજી દર્શન કરવા આવ્યા. ચાંડુવાવથી શ્રી. જાદવજી પોપટભાઈ સાથે જ હતા. પુનઃ ભંડુરી થઈ માળીયા પધાર્યા. આ વખતે બે રાત રહેવાનુ હતુ માળીયામા જનતાએ પ્રવચનનો લાભ લીધો. જાહેર પ્રવચન થયુ કલકત્તાવાળા શેઠશ્રી. ત્રિભોવન હીરાચંદ હાજર હતા. તેઓ ઘણા જ ગુણગ્રાહક વ્યક્તિ છે ઉપરાંત વકીલ ભાઈચંદ કરભાઈ તથા વકીલ છગનલાલ અને વકીલ દામોદરદાસ પણ પ્રવચનમાં હતા. શેઠશ્રી ત્રિભોવન હીરાચંદભાઈએ ગુરુદેવના શિષ્ય તપસ્વીજી જગજીવન મ. ઠાણા ૨ કલકત્તા

પધારતા દરેક કાર્યમા આગળ રહી અનુપમ સેવા બજાવી રહ્યા હતા

માળીયાથી અવાણીયા જવાનુ હતુ માળીયાના ભાઈઓ તરફથી ત્યા જમણુ હતુ ઉપરાત અવાણીયા સ્થાનક માટે રૂપિયા ૨૫૧ નો ફાળો થયો અવાણીયાથી અજાબ પધરામણી થઇ ત્યા દેરાવાસી ભાઇઓ ઘણા જ ભક્તિવાળા છે સૌ બેન્ડવાજા સાથે સામે આવ્યા સ્થાનકવાસી પરપરા રૂએ ગુરુદેવે વસ્તુ સ્થિતિ સમજાવી વાજા માટે 'ના' કહી એટલે વાજા પાછા મોકલી દેવામા આવ્યા અજાબમાં સઘ જમણુ થયુ માળીયાના બે તરુણ ચુનીલાલ તથા નગીનદાસ અજાબથી પાછા ફર્યા અજાબથી ગુરુદેવ મેદરડા પધાર્યા

મેદરડાએ પ્રશસનીય સ્વાગત કર્યું ડૉ વેણિ માધવ, શ્રી વહીવટદાર પ્રાણશકરભાઈ સ્વાગત માટે સુશબ્દો બોલ્યા **खेयन्नेसे कुसले महेसी** પદ પર વિવેચન થયુ મેદરડામા ગુરુદેવ પધારતા જ શાણા શ્રાવક શ્રાવિકાઓએ અઠમની પચરગી શરૂ કરી દીધી

દોશી સવચદ મૂળજીએ ચોથા વ્રત આદર્યા પ્રવચન પછી વિશેષ વિધિપૂર્વક પૂજ્યશ્રીએ પચ્ચખાણ કરાવ્યા તેઓ તરફથી સઘ જમણુ થયુ ગામના પ્રતિષ્ઠિત વ્યક્તિ હેડમાસ્તર, પોસ્ટ માસ્તર, ફોજદાર સાહેબ, ડૉક્ટર સાહેબ, તથા શ્રી કેશુભાઈ સૌ હાજર હતા સ્વર્ગસ્થ ગુરુદેવ શ્રી જયચદજી મ ની તિથિ ઘણી ધામધૂમ સાથે મનાવવામા આવી પચરગીના એકત્રીસ અઠમવાળાને શ્રી હીરાણી તરફથી પારણા થયા યુવક મડળ તરફથી જૈનશાળાના બાળકોને વસ્ત્ર ઇનામ આપવામા આવ્યુ

ગુરુદેવનુ જાહેર વ્યાખ્યાન ગોઠવવામા આવ્યુ હજારેક માણસોએ ભાગ લીધો ગરીબ માણસોને મીઠા ભાતનુ ભોજન મળ્યુ

મેદર ાથી દાતરાણા વીજાપુર થઈ જુના ાદને સ્પશ કર્યો સોરઠની અલબેલી ઓજતને રસ્તામા પાર કરી. પૂ જેઠમલજી સ્વામી અહી બિરાજતા હતા. મણિબાઈ તથા ધનકુવરબાઈ આયાજી ઠાણા ર બિમારીના કારણે જુનાગઢ રોકાયા હતા સૌ સત–સતીઓનો મિલાપ થયો. અલ્પ પરિગ્રહ વિષયપર પ્રવચન થયા રૂ ૨૫૧ થી. જોવિંદજી નાથાલાલ રૂ ૧૫૧ માતુશ્રી હેમકુવરબાઇ, રૂા૧૦૧ કપુરબેન મકનજી તરફથી પૂ. શ્રી જયચંદજી મ ની તિથિ માટે મૂકાયા બોલબાથી ૨૫ માણસો સમરૂપે દશન કરવા આવ્યા.

જુનાગઢથી ખામધ્રોળ થઈ વડાલ પધાર્યા બીજે દિવસે વડાલને સ્પશ કર્યો વાલ ભાવિક શ્રાવકોનુ કેદ્ર છે શેઠ શ્રી. કાળીદાસભાઇ મુખ્યપણે ભાગ લેતા હતા વાલ સારો ધર્મો ધોત થયો આજરોજ શ્રીપૂજ્ય જવાહરલાલજી મ બીકાનેરમા કાળધર્મ પામ્યાના સમાચાર મળ્યા દિવગત આત્માને શાતિ અપ વામા આવી

વરસાદના કારણે તોરણીયાનો માગ છોડી ચોકી પધાર્યા સીધા પોરાજી જવાનુ હતુ આ વખતુ ચાતુર્માસ પોરાજી નિશ્ચિત થયુ હતુ વડાલ અને જુનાગઢના શ્રાવકો દશનાર્થે આવ્યા શ્રી જેઠાલાલભાઇ મુખ્ય હતા વડાલથી ૧૧ તરુણો આવ્યા હતા. ચાકીથી વિહાર કરી તોરણીયા ગયા અહી શ્રી લવચદભાઇ શ્રાવકનુ એક ઘર છે પણ જ ભાવિક શ્રાવક છે પોરાજીથી બીસ ઘના ભાઈઓ આવી પહોંચ્યા. બપોર પછી પર બડી પધાર્યા.

પોરાજી શ્રાવક સમુદાયમા આનદ ઉત્સવ વ્યાપી રહ્યો. પોરાજીની વિનતિ આ મ કરવાથી ગુરુદેવ પ્રત્યે શ્રદ્ધાથી સૌના હૃદય ભાવવિભોર બની રહ્યા હતા પ્રાતઃકાળે શ્રી. પોરાજી સધે ભવ્ય સ્વાગત કર્યું ગુરુવરો જનશાસનના જયનાદ સાથે પોરાજી પધારી રહ્યા શ્રી. મગનલાલ ઝવેરચદ તથા મોટાભાઇ

માણેકચદભાઈએ સમગ્ર સઘને પ્રોત્સાહન આપી ચાતુર્માસમાં શ્રીસઘ અને ગુરુવરોની સેવાના મધુર સ્વપ્ન સેવ્યા

આ વખતે ઘેરાજીમા લીબડી સપ્રદાય શ્રી દેવકુવરબાઇ મહાસતી તથા પ્રભાબાઈ મહાસતી આદિ ઠાણા ૪ બિરાજતા હતા. તેઓએ હૃદયથી પૂજ્યશ્રીનુ સ્વાગત કરી એકતાના આદર્શને વેગ આપ્યો ઘેરાજી ગુરુદેવની પધરામણીથી ધન્ય બની રહ્યુ

ઘેરાજીમા ગુરુદેવના મર્મસ્પર્શી પ્રવચનોનો પ્રારભ થતા શ્રોતાઓ ગ્સબોળ બની રહ્યા ઉપયોગના ઉતરાધ્યયન સૂત્રની વાચણી શરૂ થઈ શ્રી પ્રભાબાઈ મહાસતી શાસ્ત્ર-જિજ્ઞાસુ હતા અવાર-નવાર શાસ્ત્ર ચર્ચા અને સમાધાન મેળવવા ગુરુદેવના જ્ઞાનનો લાભ લેતા દર્શનાર્થી બરાબર આવતા હતા શ્રી માણેકચદ ભાઇ તથા મગનભાઇ દેસાઇએ અતિથિ સેવાનો સમગ્ર બોજો પોતાના ઘેર આગળ જ સેવા બજાવતા શ્રી નર્મદાબેન તથા લાભ-કુવરબેન બને દેરાણી જેઠાણી ખડે-પગે રહી આગતુકોનુ આતિથ્ય જાળવતા હતા નિરતર ગુરુદેવોની માગલિક સાભળી વ્રત નિપજાવી પછી બીજી પ્રવૃત્તિમા જોડાતા આવનારને એક આદર્શ જોવા મળતો હતો

પૂજ્યશ્રી જે મકાનમા ઊતર્યા હતા, ત્યા જ પ્રારભમા પ્રવચન થતુ ગોડલ સઘની પાસે એવો સરસ હોલ તે વખતે ન હતો લીબડી સપ્રદાયની સખ્યા વિશેષ હોવાથી પ્લોટમા એક સરસ પૌષધશાળા છે ત્યા આર્યાજી પ્રવચન આપતા હતા પરતુ વિવેકી શ્રાવકોએ મળીને એક જ પ્રવચન માટે નિર્ણય કર્યો ગુરુદેવને દસ પ્રમુખ શ્રાવકોએ વિનતિ કરી તદનુસાર પૌષધશાળામા એક જ પ્રવચન શરૂ થયુ આ વસ્તુનો સૌની ઉપર ઘણો જ સરસ પ્રભાવ પડયો પરસ્પરના પ્રેમમા સારી એવી વૃદ્ધિ થઈ ઘેરાજી પ્લોટના ગુરુદેવ બિરાજતા હતા.

ગામમાં દેરાવાસી ઉદાર વિચારવાળા શ્રી ન્યાયવિજયજી મ. ઠાણા ૩ બિરાજતા હતા તેમના હાર્દિક આમંત્રણથી ગુરુદેવ ત્યાં પધાર્યા પરસ્પર મિલનથી સરસ જ્ઞાન ચર્ચા થઈ બહેનોએ અઠ્ઠમનાં પચરંગી તપ-આરાધના કરી તેમનાં પારણાં શ્રી માણેક ચંદભાઈ તરફથી કરવામાં આવ્યાં.

વકીલ શ્રી. મોહનલાલ ચીનાઈ દર્શને આવ્યા તેઓએ કર્મવાદ અને પુરુષાર્થવાદ ઉપર સારી એવી તત્ત્વચર્ચા કરી. ચાતુર્માસ દરમ્યાન મુનિશ્રી જયંતિલાલજીએ અંગ્રેજી તથા સંસ્કૃત અભ્યાસ શરૂ રાખ્યો. પેટલાદી માસ્તર સંસ્કૃત વાચન કરાવતા અંગ્રેજી ભણાવવા સવારે એક અધ્યાપક આવતા હતા.

ધોરાજી ચાતુર્માસમાં ચિત્ત-સંભૂતિ મુનિના આગલા છ જન્મની હકીકત અને ઉત્તરોત્તર તેના જીવનમાં આવતું પરિવર્તન તે વિષય ઉપર નિરંતર પૂજ્યશ્રીના પ્રવચન ચાલુ રહ્યા હતા. ગુરુદેવ વિસ્તાર શૈલી સાથે સાથે ઘણા વિષયોને આવરી લેતા પ્રાચીન કથાના આધારે નૂતન સમાજરચના અને ધર્મમય જીવન જીવવાની પ્રેરણા મળી રહેતી હતી. ગુરુદેવનું સમગ્ર કથન રસાત્મક બની રહેતું વિશે કરુણરસ ઊભો કરવામાં ગુરુવર સિદ્ધહસ્ત હતા હાસ્યરસ, ઝલક અને છાંટણા ચર્ચા જ કરતા મૃગનાં જ મથી ચિત્તસંભૂતિ સુધી બંને જીવોનો સ્નેહતંતુ પ્રવચનનો મુખ્ય દોર હતો.

પર્યુષણ પર્વ દરમ્યાન ગુરુદેવને કાનમાં સખત દુખાવો થઈ આવ્યો. તેથી લગાતાર પ્રવચન આપવાનું અશક્ય બન્યું છતાં ઉપકારી વૃત્તિ દુઃખની પરવાહ કરતી ન હતી. મહારાજશ્રીએ બોલવાની પૂરી કોશિશ કરી જેટલો આપી શકાય તેટલો લાભ આપ્યો

મુનિશ્રી જગજીવનજી મ. બારણમાં બોલતા નાના રતીલાલજી મુનિ થોડો સમય બોલતા જયંતિમુનિને પણ દસ વીસ મિનિટ ઉપદેશ આપવાનો અવસર મળતો. ગુરુદેવનું શિષ્ય

મ ડળ બરાબર તૈયાર થઈ રહ્યુ હતુ એથી પ્રવચનનુ કાર્ય ક્યારેય અટકી જતુ નહિ શ્રી જગજીવનજી મુનિ દ્દષ્ટાંતો સાથે દેશી ગુજરાતીમા બરાબર ચાબખા દેતા નાના રતિમુનિ સ ગીત સાથે આખ્યાન સ ભળાવતા જયતિમુનિ આધુનિક શૈલીથી બૌધિક પ્રવચન આપવાનો પ્રયાસ કરતા જે કાંઈ કથન રહી જતુ તે વિષયને શ્રી ગુરુદેવ આવરી લેતા

ધોરાજી ચાતુર્માસ ઘણુ જ દીપતુ થયુ અતિથિઓનુ પુરજોશમા આગમન થતુ પાઠશાળાના ફાળાને ખૂબ જ વેગ મળ્યો જેતપુર પાઠશાળા માટે વ્યવસ્થિત વિચારણા થઈ ભ ડાર ધોરાજીથી જેતપુર લઈ જવાનો નિર્ણય થયો લીબડી સ પ્રદાયના મહાસતીજી પ્રભાબાઈ સ્વામી ત્યા બિરાજતા હોવાથી અવારનવાર શાસ્ત્રીય પ્રશ્નોતર થતા રહ્યા શ્રી માણેકચદભાઈ અને શ્રી મગનભાઈ પરિવાર સમેત ત્યા જ રોકાયા શાસનની અનુપમ સેવા બજાવી પડયો બોલ ઝીલતા રહ્યા પ્લોટમા ગોડલ સ પ્રદાયની નવી પૌષધશાળા બાધવા માટેનો ફાળો શરૂ થયો તેમા પણ હજારો રૂપિયા એકત્ર થયા તપશ્ચર્યા અને વ્રત પચ્ચખાણમા ઘણી-વૃદ્ધિ થઈ

જ્ઞાન-ધ્યાનના દિવસો વહી ગયા સમય સમય પર વિશેષ સભાઓ અને જાહેર પ્રવચન થતા રહ્યા ગુરુદેવે પૂજ્ય શ્રી ૧૦૦૮ અજરામરજી મહારાજની તિથિ પર વિશેષ રૂપથી પ્રવચન આપી અસ પ્રદાય ભાવની ઝલક દર્શાવી પૂ શ્રી ડુ ગરસિહજી મ તથા પૂ શ્રી અજરામરજી મહારાજના જીવનની તુલના તથા ઘણા પ્રસ ગો કહી સ ભળાવ્યા શ્રી ગાધી જયતી મનાવવામા આવી ત્યા ગુરુદેવને આમ ત્રણ મળતા પધારી પ્રવચન આપ્યુ કારતક સુદિ પુનમ સુધી જ્ઞાનની ગ ગા વહેતી રહી વિહારનો દિવસ પાસે આવતા ધોરાજીના ભાવિક શ્રાવક-શ્રાવિકા સમુદાયની આખ ભીજાવા લાગી

*

# જેતપુર પાઠશાળાની પુનઃસ્થાપના

## ૪૯

જેતપુર પાઠશાળાનો કાળો વૃદ્ધિગત થઈ રહ્યો હતો પરંતુ તેની વ્યવસ્થા માટે હજુ નિશ્ચયાત્મક પગલું ભરવામાં આવ્યું ન હતું આ કાર્ય પોરાજી ચાતુર્માસમાં સંપન્ન થયું પોરાજી મુકામે સમગ્ર ગો. લ. સંપ્રદાયના અગ્રેસર શ્રાવકોની એક સભા રાખવામાં આવી શ્રી દુલભજીભાઈ કેશવજી ખેતાણીને પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું પાછલા પ્રકરણોમાં શ્રી તપસ્વીજી મ.ની પુરુષાર્થથી ચાલુ થયેલી પાઠશાળા વિષે વાચકને સારો એવો પરિચય મળ્યો છે અત્યારે એક સંસ્થાનો પુનરુદ્ધાર કરી તેઓશ્રીના સ્મારક રૂપે નૂતન સંસ્થા સ્થાપવાના વિચારો ગતિમાન થયા હતા

બે વિચારધારાઓ કામ કરી રહી હતી એક શ્રી તપસ્વીજી મ.નું નામ જોડી શ્રી તપસ્વીજી માણેકચંદજી સ્મા. જૈન વિદ્યાલય' સ્થાપવું; જ્યારે રૂઢિવાદી વર્ગ સંસ્થા સાથે ત્યાગી વર્ગનું નામ જોડવા સામે અણગમો દર્શાવતો હતો. જોકે તેઓ પાસે કોઈ મુસઅત તર્ક ન હતો કે "શા માટે સાધુપુરુષનું નામ સંસ્થા સાથે ન જોડવું" પરંતુ તેઓ પોતાના વિચાર સંસ્કારથી લાચાર હતા. શ્રી. દુલભજીભાઈ ખેતાણી ઘણા જ વ્યવહાર કુશળ અને શાણા વ્યક્તિ છે તેઓ અણવગરની ઉગ્રતાને અવકાશ ન આપવાની કળા સરસ રીતે અજમાવી શકે છે આમ પ્રમુખસ્થાન યોગ્ય વ્યક્તિના હાથમાં જ હતું

પૂજ્ય ગુરુદેવ આ બાબતમાં પોતાનો અભિપ્રાય ધરાવતા હતા. પરંતુ તેમનો આગ્રહ ન હતો કે આમ જ થવું જોઈએ.

તે એઓશ્રી સસ્થામા તપસ્વીજી મ નુ નામ જોડાય તેવુ ઇચ્છતા હતા પરતુ શું કરવું કે ન કરવુ તેનુ સચાલન કે કોઈ બાબતનો ભાર પોતાને સ્પર્શ કરે તેવુ ઇચ્છતા ન હતા સસ્થા ચલાવવાની જવાબદારી શ્રાવકોની છે, એટલે તેઓ જ નિર્ણય કરે તટસ્થ ભાવે માર્ગદર્શન મેળવે તો અભિપ્રાય વ્યક્ત કરવો તેવુ મતવ્ય ગુરુદેવનુ હતુ પરતુ મહાપુરુષોની અભિલાષા સૂક્ષ્મ રીતે સૌના ચિત્તતત્રને સ્પર્શ કરતી જ હોય છે એટલે ગુરુદેવની અભિલાષા પ્રમાણે જ શ્રાવકોના વિચારોને આકાર મળી રહ્યો હતો ધન્ય છે જ્ઞાનીઓના સકલ્પ બળને !

મીટિગમા એ નક્કી કરવામા આવ્યુ કે "શ્રી તપસ્વીજી માણેકચદજી સ્થા જૈન વિદ્યાલય નામે સસ્થા ખોલવી પોતાની જ શાળા અને છાત્રાવાસ રાખવા ધર્મ-પ્રધાન શિક્ષણ આપવું સાથે સાથે સાધુ સાધ્વીજીઓને ભણવા સિદ્ધાત શાળાની સ્થાપના કરવી જેતપુર પાઠશાળાના મકાનમા જ ભાદર કાંઠે સસ્થા શરૂ કરવી

આ ચાતુર્માસ દરમ્યાન "જેતપુર વિદ્યાલય" માટે જ મુખ્ય ફાળો થયો પૂ ગુરુદેવના પ્રભાવથી આ શુભ કાર્યનો પાયો ઘણો મજબૂત થવા લાગ્યો ગોડલ ગચ્છના ગામોગામના શ્રાવકો ગુરુદેવની અમૃત વાણી સાભળી આ સસ્થા માટે પૈસા વરસવા લાગ્યા નીચે પ્રમાણે રકમો નોધાણી

| | |
|---|---|
| ૧૫૦૯ કલ્યાણજી હેમચદના ધર્મપત્નીના નામે | ૨૫૦ ગોપાળજી મીઠા માળીયા |
| ૫૦૧ ચત્રભૂજ હેમચદના ધર્મપત્નીના નામે" | ૨૫૦ ગાધી મોતીચદભાઈ ,, |
| ૫૦૧ સ્વ દોશી નાથાલાલ જુનાગઢ | ૨૫૧ મુળચદ ધારસી ચાવડ |

૫ ૧ , ના ધર્મપત્ની કેમકુવરબાઈ | ૨૫૧ બહાદુરી રામજી હીરાચંદ ,,
---|---
૫ ૧ કલ્યાણજી કુરજી વીસાવદર | ૨૫૧ વૈદરાજ હીરજી ,,
૫૦૧ લખાભાઈ ભીમજી મેંદરડા | ૨૫૧ જેચંદ ટીકા ,
૫૦૧ માણેકચંદભાઈ બીલખા | ૨૫૧ ગાંધી ભગવાનજી વઠાલ
૨૫૧ સુંદરજી નથુ મેંદરડા | ૨૫૧ દોશી સુંદરબાઈ
૨૫૧ દોશી રાયચંદ નથુ , | ૫ ૧ વૈદ્ય કાળીદાસ અમુલખ રાણપુર
૨૫૧ જેરામ લવચંદ , | ૫૦૧ માણેકલાલ ભગવાનજી ધારાજી
૨૫૧ હીરાણી હેમચંદ નાપુત્રી નંદુબેન | ૫ ૧ લક્ષ્મીચંદ હીરાચંદ જેતપુર (કુંવરબાઈના સ્મરણાર્થે)
૧૦૦૧ તેજાણી કુબેરદાસ તથા કપાસી મોહનલાલ, સાવરકુંડલા | ૧૦ ૧ નરસિંહદાસ ગોપાળજી ઢઢીઆ
૫ ૧ વછરાજ ધરમસી જેતપુર | ૫ ૧ ચેલાણી ઓધવજી બગસરા
૨૫૧ ના ધર્મપત્ની સમરતબેન | ૫ ૧ એક સદ્‌ગૃહસ્થ
૨૫૧ વલ્લભચંદ ભાવજી | ૭૫૧ જસાણી અમરસી ગોંડલ
૨૫૧ લક્ષ્મીચંદ હીરાચંદના, ધર્મપત્ની કડવીબાઈ | ૭૫૧ વલભજી અભેચંદ સરસાઈવાળા
૧ ૧ દોશી જેચંદ કાનજી અમરાપર | ૨૦૧ દેસાઈ ઝવેરચંદ સાંઢેર
૫ ૧ ખેતાણી કેશવજી મોનજી વડીઆ | ૫૦૧ ભાણજી રાયચંદ બીલખા
૫ ૧ ગાંધી રાયચંદ કુંડલા | ૫૦૧ વસંતજી બાયચંદ,જેતપુર.

| | |
|---|---|
| ૫૦૧ દોશી સુદરજી અમરાપર | ૫૦૧ કેશવજી ઝીણા, બીલખા |
| ૨૫૧ વીઠલજી બેચર | ૫૦૧ ગોવિંદજી ગીરધર, જુનાગઢ |
| ૧૦૦૧ ગાધી ભાઇચિ દભાઈ, જેતપુર | ૧૦૦૧ નથુભાઈ રામજી, ચીતળ |
| ૫૦૧ માતુશ્રી જેઠીબાઈ ,, રા રેવાશ કર મ ગળજી | ૩૫૧ ચ દ્રકાત કીરચ દ, રાજકોટ |
| ૫૦૧ ઉમેદચ દ નરસેરામ | ૩૦૧ નાથાલાલ લાધાભાઈ, બગસરા |
| ૨૫૧ ગોપાળજી જેઠાભાઈ ,, | ૨૫૧ ભાનુલાલ ઝીણા, જામનગર |
| ૨૫૧ જેકુવર જેઠાભાઈ ,, | ૨૫૧ વાલજી ભીમજી, છત્રાસા |
| ૨૫૧ કોઠારી વૃજલાલ | ૨૫૧ બેચરભાઈ રણછોડ, ધારી |
| ૨૫૧ કહોઈ રામજી રાણુપુર | ૨૫૧ દુલર્ભજી રામચ દ ,, |
| ૨૫૧ અમરસી ગોવિ દજી સુલતાનપુર | ૨૫૧ માણેકચ દ ,, ,, |

ચાતુર્માસ દરમ્યાન બે દિવસ થયેલી તત્ત્વ ચર્ચાને અહીં સ્થાન આપવામા આવ્યુ છે મુખ્ય તથા લીબડી સ પ્રદાયના શ્રી પ્રભાબાઈ મહાસતીજી તથા શ્રાવક મોહનભાઈ ચિનાઈ પ્રશ્ન કર્તા ને ગુરુદેવે ઉત્તર આપ્યા

શ્રી પ્રભાબાઈ મહાસતીજીના પ્રશ્નો ને તેના ઉત્તર

પ્ર જીવે બાધેલા કર્મ કેવી રીતે અને કયારે ઉદયમા આવે ?

ઉ જેમ જેમ કર્મની સ્થિતિ પાકતી જાય તેમ તેમ બીજા કર્મ જે ઉદયમાન હોય તેની સાથે આ અભિનવ ઉદય યોગ્ય પર-

માણુઓ ભળતા જાય પરમાણુઓના જથ્થાક્રમશ છૂટા પડતા જાય. ઉદય થતાની સાથે બીજે ક્ષણે નિર્જરે

પ્ર. કોઈ જીવે ૧૬૨ કોડાકોડી સાગરની સ્થિતિનું સાતા વેદ નીય બાંધ્યુ તે ઉદય આવે ત્યારે શુ ૧૬૨ કોડાકોડી સુધી ભોગવે?

ઉ આ લાંબી સ્થિતિ સુધીનો ઉદય તે પ્રદેશોદય હોય પણ વિપાક ઉદય નહિ. વિપાક ઉદયને વિપાક-ઉદય આવલિકા કહે વાય છે અર્થાત વિપાક તો એક આવલિકા પય ત જ ભોગવાય. રસ અને ભાવ પ્રમાણે પ્રદેશ ઉદયમાંથી વિપાક આવલિકામા જયારે કમ સમૂહ આવી પડે ત્યારે જ સ્થૂલ ફળ ચખાડે પરંતુ આવો વિપાક-આવલિકાનો પ્રવાહ ચાલે એટલે નિરંતર લાંબા સમય સુધી અનુભવ થઈ શકે છે પ્રદેશ ઉદય સૂક્ષ્મ છે વિપાક-ઉદય સ્થૂલ છે

પ્ર. અબાધા કાળ એટલે શુ ?

ઉ બાંધેલ સ્થિતિના કર્મો પ્રદેશ ઉદયમાં ન આવે ત્યા સુધી નો જે કાળ તે અબાધા કાળ.

શ્રી વિનાઇ મોહનભાઈના પ્રશ્નો ને ઉત્તર

પ્ર. માથમા જુ" પડે તો કેમ કરવુ ?

ઉ આજકાલના સમયનો વિચાર કરીએ તો પ્રથમ માથુ સાણુ કે એવા કોઈ પદાર્થથી સાફ કરવામાં ઢીલ ન કરવી અને સમય સમય પરત્વે સ્વચ્છ રાખે તો જુ' પડે નહિ.

પ્ર. કદાચ પડી હોય ત્યારે શુ કરવું ?

ઉ પડી હોય તે માટે તે જુ નો બચાવ થાય તેમ કરવુ અને નવી ન પડે તેની સાવચેતી રાખવી.

પ્ર સાધુએ ખાવરા કેટલાં રાખવા ?

'ઉ શાસ્ત્રીય નિયમ પ્રમાણે દરેક સાધુ દીઠ ત્રણ પાત્રા કલ્પે

પ્ર વધારે ગખાય છે તેનુ શુ ?

ઉ દરેક સપ્રદાયની ગુરુ પરપરા પ્રમાણે વધારે રખાય છે બાકી ઓછી વસ્તુનો ઉપયોગ કરે તો પાત્ર ઓછા જોઈએ અને ઉપાધી ઓછી થાય

પ્ર અમારા સાધુજીની જેમ તમે અમદાવાદી ઘડા સાથે રાખો કે નહિ તે લોકોનો ઘડો ભાગે ત્યારે અફસોસ થાય છે? (શ્રી મોહનભાઇ દેરાવાસી હતા)

ઉ કોઈ વખત વિહારમાં રાખવો પડે તો રાખીએ બાકી જ્યા ઉપાશ્રય હોય ત્યા સુજતા ઘડા હોય છે અને સાધુઓ ઉપયોગ કરે છે કદાચ જરૂર પડે તો ગામમાથી થએલા આગળ પાછળ ગખાય છે અમદાવાદી જોઈએ એવુ નહિ બાકી ફૂટે ત્યારે અફસોસ થાય નહિ અમે ઘડાને બદલે તુબડા અગર લાકડાની લોટી પરપરા પ્રમાણે રાખીએ

પ્ર રોજ સવારે દાત સાફ કરો કે નહિ ?

ઉ કોઈને દાતની બિમારીનુ કારણ હોય તો રોજ સાફ કરે પાયોરીયા જેવા દરદ આ જમાનામા થતા વાર લાગતી નથી એટલે સાવચેતીથી પણ કોઈ રોજ દાત સાફ કરે છે અને કોઈ કારણ ન માનતા હોય તો સાફ કરતા નથી

પ્ર શાથી સાફ કરો છો ?

ઉ રાખથી અચેત મીઠાથી કે તેવા કલ્પતા પદાર્થથી

પ્ર શહેર વિના સાધારણ ગામમા જ્યા શ્રાવક નહોય ત્યા પાણી માટે શુ થાય ? આગળથી ઓર્ડર દેવાય કે નહિ ?

ઉ અમે અનાર્ય પ્રવૃત્તિ અને અભક્ષ્ય માસાદિ ખોરાક ખાનાર સિવાયની દરેક કોમમાથી આહાર પાણી લઈએ

માણુઓ ભળતા જાય. પરમાણુઓના જથ્થાક્રમશ છૂટા પડતા જાય ઉદય થતાની સાથે બીજે ક્ષણે નિર્જરે

પ્ર. કોઈ જીવે પંદર કોડાકોડી સાગરની સ્થિતિનું સાતા વેદનીય બાંધ્યું તે ઉદય આવે ત્યારે શું પંદર કોડાકોડી સુધી ભોગવે?

ઉ આ લાંબી સ્થિતિ સુધીનો ઉદય તે પ્રદેશોદય હોય પણ વિપાક ઉદય નહિ. વિપાક ઉદયને વિપાક-ઉદય આવલિકા કહેવાય છે અર્થાત વિપાક તો એક આવલિકા પર્યંત જ ભોગવાય. રસ અને ભાવ પ્રમાણે પ્રદેશ ઉદયમાંથી વિપાક આવલિકામા જ્યારે કર્મ સમૂહ આવી પડે ત્યારે જ સ્થૂલ ફળ ચખાડે પરંતુ આવો વિપાક-આવલિકાનો પ્રવાહ ચાલે એટલે નિરંતર લાંબા સમય સુધી અનુભવ થઈ શકે છે પ્રદેશ ઉદય સૂક્ષ્મ છે વિપાક-ઉદય સ્થૂલ છે

પ્ર અબાધા કાળ એટલે શું ?

ઉ બાંધેલ સ્થિતિના કર્મો પ્રદેશ ઉદયમાં ન આવે ત્યા સુધીનો જે કાળ તે અબાધા કાળ

શ્રી ચિનાઇ મોહનભાઇના પ્રશ્નો ને ઉત્તર

પ્ર. માથમા   જુ   પડે તો કેમ કરવુ ?

ઉ આજકાલના સમયનો વિચાર કરીએ તો પ્રથમ માથુ સાબુ કે એવા કોઈ પદાર્થથી સાફ કરવામાં ઢીલ ન કરવી અને સમય સમય પરત્વે સ્વચ્છ રાખે તો   જુ   પડે નહિ.

પ્ર. કદાચ પડી હોય ત્યારે શુ કરવું ?

ઉ પડી હોય તે માટે તે   જુ નો બચાવ થાય તેમ કરવુ અને નવી ન પડે તેની સાવચેતી રાખવી.

પ્ર. સાધુએ પાતરા કેટલા રાખવા ?

ઉ શાસ્ત્રીય નિયમ પ્રમાણે દરેક સાધુ દીઠ ત્રણ પાત્રા કલ્પે

પ્ર વધારે રખાય છે તેનુ શુ ?

ઉ દરેક સપ્રદાયની ગુરુ પરપરા પ્રમાણે વધારે રખાય છે બાકી ઓછી વસ્તુનો ઉપયોગ કરે તો પાત્ર ઓછા જોઈએ અને ઉપાધી ઓછી થાય

પ્ર અમારા સાધુજીની જેમ તમે અમદાવાદી ઘડા સાથે રાખો કે નહિ તે લોકોનો ઘડો ભાગે ત્યારે અફસોસ થાય છે? (શ્રી મોહનભાઇ દેરાવાસી હતા)

ઉ કોઈ વખત વિહારમા રાખવો પડે તો રાખીએ બાકી જ્યા ઉપાશ્રય હોય ત્યા સુજતા ઘડા હોય છે અને સાધુઓ ઉપયોગ કરે છે કદાચ જરૂર પડે તો ગામમાથી થએલા આગળ પાછળ રખાય છે અમદાવાદી જોઈએ એવુ નહિ બાકી ફૂટે ત્યારે અફસોસ થાય નહિ અમે ઘડાને બદલે તુબડા અગર લાકડાની લોટી પરપરા પ્રમાણે રાખીએ

પ્ર રોજ સવારે દાત સાફ કરો કે નહિ ?

ઉ કોઇને દાતની બિમારીનુ કારણ હોય તો રોજ સાફ કરે પાયોરીયા જેવા દરદ આ જમાનામા થતા વાર લાગતી નથી એટલે સાવચેતીથી પણ કોઈ રોજ દાત સાફ કરે છે અને કોઈ કારણ ન માનતા હોય તો સાફ કરતા નથી

પ્ર શાથી સાફ કરો છો ?

ઉ રાખથી અચેત મીઠાથી કે તેવા કલ્પતા પદાર્થથી

પ્ર શહેર વિના સાધારણ ગામમા જ્યા શ્રાવક નહોય ત્યા પાણી માટે શુ થાય? આગળથી ઓર્ડર કેવાય કે નહિ?

ઉ અમે અનાર્ય પ્રવૃત્તિ અને અભક્ષ્ય માસાદિ ખોરાક ખાનાર સિવાયની દરેક કોમમાથી આહાર પાણી લઈએ

છીએ એટલે તપાસ કરતા જ્યાંથી કલ્પતુ પાણી મળે ત્યાંથી લઈએ

પ્ર. ન મળે તો ?

ઉ. છાશ ઉપર નસાવી લઈએ પરાશથી કામ લઈએ.

પ્ર. એ તો ઠીક પણ દિશાએ જવા કે પાત્રા સાફ કરવા હોય ત્યારે શુ કરો ?

ઉ. કુભારના ચેરથી માટીવાળુ અચેત પાણી મેળવીએ અથવા ૨૧ જાતના ધોવણમાંથી જે મળે તેનો ઉપયોગ કરીએ.

(તેઓએ સંતોષ પામી પ્રણામ કરી ગુરુદેવ પ્રત્યે ઉપકાર માન્યો

## ધોરાજીથી વિહાર સં. ૨૦૦૦

### ૫૦

ધોરાજીથી પ્રસ્થાન સમયે શ્રી પ્રભાશકર રણછોડ ખખાઈએ વિદાય ગીત ગાયું ગુરુદેવનો મગળ વિહાર શરૂ થયો વિદાય ગીતના નીચેના શબ્દો ગુજતા રહ્યા

મણિતુલ્ય મહારાજ કરુ અર્જ આજ, સાર્યા સર્વેના કાજ
પ્રાણલાલ મહારાજ વહેલા પધારજો,
આપ્યો અમુલ્ય બોધ કાપ્યો કામને ક્રોધ વધ્યો ધર્મનો ધોધ
શોધ લેવાને વહેલા પધારજો

આદિ પદોથી સુદર રીતે ગાઈને ગુરુચરણમા વિનતિ કરી

ફરેણીમા ગુરુવરની પધરામણી થઈ વડાળથી શ્રી કાળીદાસ નેમચદના સુપુત્ર શ્રી શાતિલાલ સઘવી દર્શન કરવા માટે આવ્યા તેઓએ રૂા ૫૦૧ પિતાશ્રીના નામે જેતપુર વિદ્યાલયમા, રૂા ૨૫૧ ધોરાજી ઉપાશ્રયમા પ્રદાન કર્યા તેઓ ખૂબ જ હસામણા હોઈ ગુરુ મહારાજને આનદ કરાવી પાછા ફર્યા ધોરાજીવાળા ભાઈઓ સાથે હતા

ફરેણીથી જેતલસર જ કશન આગમન થયુ ત્યા લગભગ એ મહિનો સ્થિરતા રહી ચારે બાજુથી દર્શનાર્થીઓની ઘણી જ ભીડ રહી જેતપુરથી ખા બ્ર મણિબાઈ સ્વામી પચાસ જેટલા ભાઈઓ બહેનો સાથે ગુરુદેવના દર્શન કરવા માટે પધાર્યા સોરઠના સિહના દર્શન કરી તેઓ ધન્ય થયા શ્રી મગનભાઈ પરિવાર સાથે બરાબર જેતલસર જકશન સુધી દર્શન ને સેવાનો લાભ મેળવતા જ રહ્યા ધોરાજી ચાતુર્માસ પછી તેની ભકિતનો રગ ખૂબ જ ગાઢો થયો હતો

પોરાળજીથી શાસ્ત્ર ભંડાર જેતપુર લાવવાનો હતો શ્રી નાથાલાલ ઝવેરચંદ ભાઈએ ઘણી જ કુશળતાથી આ કામ પૂરૂ કર્યું ગુરુદેવને જેતપુર પધારવા પ્રાર્થના કરી અને ખબર મોકલ્યા કે સમગ્ર ભંડાર તથા પુસ્તકો આવી ગયા છે

જેતલસર જંકશનથી વિહાર કરી પૂ. શ્રી જેતપુર ખોડપરામાં વડાળાવાળા શેઠશ્રી નેમચંદભાઈ કચરાના મકાનમાં ઉતર્યા. ત્યાં કેટલાક દિવસ શાંતિપૂર્વક રોકાવાનું થયું નાના રતિ મુનિ તથા જયંતિ મુનિને ગુરુદેવ શાસ્ત્ર વાચન કરાવી પાઠ આપતા હતા ઉત્તરાધ્યયનની વાચણી પોરાળજી શરૂ થયેલ તે જેતલસર જ પૂરી કરવામાં આવી હતી ત્યાર બાદ ગુરુદેવે શ્રીસુત્રથી 'પુચ્છીસુણં' સમજાવવું શરૂ કરેલ હતું

ખોડપરામાં માગશર સુદિ ૧૩ આવતા પૂ. શ્રી ૧ ૮ દેવજી સ્વામીની તિથિ તથા માગસર સુદિ ૧૫ ના પૂ. શ્રી ૧૦૮ ત. નાગકચંદમ ની તિથિઓ મનાવવામાં આવી માનવ શાંતિ માટે પૂ. શ્રીએ ઉપદેશ આપ્યો. દરમ્યાન જેતપુરથી શ્રી સંઘ સૌ મળીને આવ્યા. કામદાર દેવશંકર મંગળજીએ ઉપાશ્રયની આવશ્યકતા જણાવી. તે ઉપરથી ગુરુદેવે ધર્મ સ્થાનકની મહત્તા સમજાવી ત્યાં જ નવા ઉપાશ્રય માટે ફાળા શરૂ થયા.

રૂ. ૧૦૧ શ્રી ભગવાન કાળાભાઈ રૂા ૧૦૧ શ્રી કપુર ભાઈ ગાંધી રૂા ૧ ૧ શ્રી નેમચંદ કચરાભાઈ રૂા ૧ ૧ શ્રી દેવશંકર મંગળજી આ રીતે સારી એવી શરૂઆત થઈ ચૂકી જે આગળ જતા પરિપૂર્ણ થઈ અને રૂા ૬૦ થી ૭ હજારનું મકાન બાંધવામાં આવ્યું

દેસાઈ ગુલાબશંકર કાળીદાસ દિગંબર ધર્મના ઉપાસક અને ધર્મમાં ઊંડો રસ ધરાવતા હતા તેઓ ગુરુદેવના દર્શન કરવા આવ્યા. મહારાજશ્રી સાથે ભૂગમત તથા ઉત્તર મત ક્યા ગુણ સ્થાને હોય? આત્મા લક્ષ કેમ સમજવું? તે બાબત ચર્ચા

એક કલાક ધર્મ ચર્ચા કરી જમાલ કાસમના નામે ધોરાજીમા જેની દુકાન ચાલે છે તે ગોડલના મેમણભાઈનો પરિચય થયો

જેતપુરમા પાઠશાળા વ્યવસ્થિત ચાલુ કરવાના ચક્ર ગતિ પકડી રહ્યા હતા શ્રી નાથાભાઈ દોડધામ કરી રહ્યા હતા પૂ પુરુષોતમજી મ તથા કામદાર ઝવેરચદભાઈની ધાર્મિક અભ્યાસ ક્રમ માટે સલાહ લઈ જુનાગઢ શ્રી જેઠાલાલભાઈને મળ્યા હવે ગુરુદેવ પાસે તે અભ્યાસક્રમને અ તિમ રૂપ આપવા માટે તેઓ આવ્યા ગુરુદેવે ખધુ સમજીને ધાર્મિક અભ્યાસક્રમ નિશ્ચિત કરાવ્યો

ઉપાશ્રયની પૂરી વિચારણા માટે પુન· જેતપુરના ભાઈઓ ગુરુદેવ સમક્ષ એકત્ર થયા તે વખતે વિચારણાની સાથે રૂા ૪૦૦૦નો વધારે ફાળો ઉમેરાયો ગુરુદેવ ખાલી શ્રાવકો ગપ્પા મારી કે વાતોના તડાકા ચલાવી ઊભા થઈ જાય તે પસ દ કરતા નહિ નક્કર કામ કરે તેવુ ઇચ્છતા હતા

જેતપુર પાઠશાળાના ઉદ્ઘાટન, અભ્યાસક્રમ અને વ્યવસ્થા માટે ખાસ કાર્યવાહક સભ્યો અને કેટલાક આમ ત્રિત સદ્ ગૃહસ્થોની એક સભા મળી પૂજ્યશ્રીને તે સભા વખતે પધારવા વિન તિ કરી, ત્યારે ગુરુદેવ ત્યા પધાર્યા કાર્યવાહી સુચારૂ રૂપે ચાલી અને પાઠશાળાના પ્રાર ભ માટે યોગ્ય નિર્ણયો લેવાયા શ્રી ભાયચ દ અમરસી ગાધી તરફથી આગન્તુકોની સરભરા અને જમવાની વ્યવસ્થા કરવામા આવી તેઓએ અનુપમ સેવા બજાવી.

સાવરકુ ડલાથી ૧૬ ભાઈઓ દર્શને આવ્યા તેઓએ જૈનશાળાના બાળકોને જમાડયા ઉપરાત સારો લાભ લીધો ખોડપુરા નિવાસ દરમ્યાન દર્શનાર્થીઓનો પ્રવાહ ચાલુ જ હતો ઉપગત પાઠશાળા તથા જેતપુર ઉપાશ્રય બ નેના ફાળા ચાલુ હતા દરરોજ પ્રવચન થતુ 'પ્રકૃતિ અને પ્રાણુ' એ પ્રવચનનો

મુખ્ય વિષય હતો શ્રી નેમચંદભાઈ કચરા તરફથી સારામાં સારી સેવા થઈ રહી હતી.

રાજકોટથી શામજી વેલજી વીરાણી શ્રાવિકા કડવીબાઈ, પુત્રો દુલભજીભાઈ તથા રામજીભાઈ વગેરે દર્શન કરવા માટે આવ્યા શ્રી. દુલભજી વીરાણી માટે ગુરુદેવના પરિચયનો પ્રારંભ હતો. ત્યારબાદ આગળ ચાલીને શ્રી દુલભજીભાઈએ શ્રી. તપસ્વીજી વિદ્યાલય વડીયામાં પ્રમુખ ભાગ લીધો અને ધર્મના રંગે રંગાઈ જૈન શાસનની અનુમોદ સેવા બજાવી રહ્યા છે તેઓ ગુરુદેવનો અનન્ય ઉપકાર માને છે

રાજકોટ ચાતુર્માસ માટે સૂક્ષ્મભાવે ગુરુદેવને વિનંતિ શરૂ થઈ ગઈ હતી. શ્રી ગુલાબચંદ પાનાચંદ તરફથી વ્યક્તિગત રાજકોટ પધારવા ભાવના પ્રદર્શિત કરવામાં આવી. પૂજ્યશ્રી પરાભાથી જેતપુર શહેરમાં પધાર્યા પાઠશાળામાં સ્થિરતા હતી. લીંબડી સંપ્રદાયના શ્રી. જેઠમલજી મ. પધારતા મુનિરાજ હેવા માટે સાથે ગયા હતા અને સંભળતા વ્યાખ્યાન સાથે જ થતા હતા.

રાજકોટથી સંઘરાજકા, શ્રી. ઝવેરચંદભાઈ તથા કેશવલાલ ભાઈ આવતા ગુરુદેવના દર્શન કરી તેઓએ શાસ્ત્રભંડારનુ નિરીક્ષણ કર્યું ઉપરાંત વિદ્યાલયની યોજના તેમને સમજાવવામાં આવતા ઘણા જ ખુશ થયા

જેતપુર નિવાસ દરમ્યાન ગુરુદેવે ભગીરથ પ્રયાસ કર્યો સમગ્ર શાસ્ત્રભંડારના પુસ્તકો, તાડપત્ર તથા હસ્ત લિખિત શાસ્ત્રો મળી લગભગ ત્રણ હજાર શાસ્ત્રો ને ગ્રંથો હતા. તે બધા ગ્રંથોનુ અતિ શ્રમસાધ્ય પ્રતિલેખન કરી સુંદર સૂચીપત્ર (લીસ્ટ) બનાવ્યુ એક રીતે પૂરા ભંડારનો પુનરુદ્ધાર કરવામાં આવ્યો લગાતાર દશથી બાર કલાક સુધી બેસીને આ કામ પૂરુ કરવા

યત્ન કર્યો નવા પૂઠા, નવા બધન અને ડબ્બાઓ દ્વારા આગમોને સુરક્ષિત રાખવા માટે સુદરમા સુદર વ્યવસ્થા કરી

ફાગણ વદી આઠમના શ્રી સતબાલજી જેતપુર પધાર્યા તેઓ છોટુભાઈને સાથે લઈ ભડાર જોવા તથા ગુરુદેવની મુલાકાત માટે પાઠશાળામા પધાર્યા ત્યા બધુ નિરીક્ષણ કર્યું એક કલાક રોકાયા કેટલાક કિમતી સૂચન તેઓશ્રીએ આપ્યા આ દરમ્યાન શ્રી જેઠમલજી મ ના પ્રવચન બરાબર પાઠશાળામા થતા જ રહ્યા લીબડી સપ્રદાયના પૂ શ્રી નાનચદજી મ ઠાણા ર તેરસને બુધવારના જેતપુર પધાર્યા જેતપુરના આગણે આનદ વર્તાઈ રહ્યો ગુરુદેવ ઠાણા ૪ ત્યા દર્શન કરવા ગયા શ્રી નાનચદજી મ ને યથાયોગ્ય વ્યવહાર સાથે સુખશાતા પૂછી

શ્રી નાનચદજી મહારાજના જાહેર પ્રવચન રાજમહેલના મેદાનમા શરૂ થયા તેમની લાક્ષણિક શૈલી શ્રોતાઓને આકર્ષી રહી લીબડી સપ્રદાયના શ્રાવકભાઈઓ ગુરુદેવને વિનતિ કરવા આવ્યા મહારાજશ્રીએ ફરમાવ્યુ કે હુ તો પ્રવચનમા આવવાનો જ હતો ગુરુદેવે બરાબર પૂ નાનચદજી મ ના પ્રવચનમા હાજરી આપી આવા આદર્શ સમિલનથી શ્રીસઘમા ઘણો જ હર્ષ ફેલાયો પૂ ગુરુદેવે પોતાની રોજનીશીમા આ બધા પ્રવચનોની ટૂક નોધ લીધેલી છે, જે અવસરે પ્રગટ થશે

જામનગરથી શ્રી મોતીચદભાઈ દડીયાના પરિવારના ૩૫ માણસો જેતપુર ગુરુદેવના દર્શન કરવા માટે સઘ રૂપે આવ્યા જેતપુર સઘ તરફથી તેમનુ સ્વાગત કરવામા આવ્યુ પડિત પુનમચદ દક પણ આવ્યા તેઓને પાઠશાળાની જવાબદારી સોપવાની હતી તેઓએ રાજકોટ ગુરુકુળ ચલાવી સારો યશ સપાદન કર્યો હતો શ્રી નેમચદ કચરાના પુત્ર શ્રી ઝવેરચદભાઈ મુબઈથી આવતા ગુરુદેવના દર્શન કરવા આવ્યા તેમને સમગ્ર ભડાર તથા પાઠશાળાની યોજના દેખાડવામા આવી

શ્રી. પુનમચંદ દફને શેફી લેવામા આવ્યા તેઓએ મુનિશ્રી જયતિલાલજીને પ્રાકૃત વ્યાકરણનો પ્રારભ કરાવ્યો. અને નાના રતીલાલજીને શાસ્ત્ર વાચન શરૂ કરાવ્યુ થી તપસ્વીજી વિદ્યાલય માટે વિદ્યાર્થી લેવાનુ નક્કી થઈ ગયું હતુ મહાવીર જયતિ ઉપર વિદ્યાલયની સવ સાધારણ સભા બોલાવવામા આવી. ઘણા ગામના ભાઈઓ જેતપુરના આગ્રહે પધાર્યા આસપાસનુ દૃશ્ય ઘણુ જ સોહામણુ હતુ આ ટે વિદ્યાલયનુ ઉદ્‌ઘાટન શ્રી. શામજી વેલજી વીરાણીના વરદ હસ્તે ચાંદીનુ તાળુ ખોલીને ભગવાન મહાવીરના જયનાદો સાથે કરવામા આવ્યુ

એ સમયે શ્રી જેઠાભાઈ વકીલ, રતિભાઈ ગોડા બેચર ભાઈ મ. પુનમચદજી દક પ રોશનલાલજી વગેરેના ભાષણો થયા. મુનિ મડળમા મુનિ શ્રી. જયંતિલાલજીએ ભાષણ આપ્યુ પૂજ્ય ગુરુદેવે માગદશન કરાવ્યુ નાના રતિમુનિએ ભજન ઊચ્ચ્યા. જેતપુરના પ્રસિદ્ધ ગાયક કાંતિલાલ ઉર્ફે કેડીએ ભાવ વાહી શૈલીમા ગીતોની રમઝટ ચલાવી. પ્રસગ સારામા સારી રીતે ઉજવાયો. મહાસતી વૃદમાથી કુલકુવરબાઈ મહાસતીજીએ એસ્તાર શબ્દોમાં સમાજનુ કર્તવ્ય" વિષય રજૂ કર્યો તેમની વેધકવાણી સૌને અસર કરી ગૂઈ બીજે દિવસે કેટલાક વિદ્યાર્થીઓથી પાઠશાળાનો મગળ પ્રારભ થયો.

ચારે બાજુએથી વિનતિઓ આવી રહી હતી પાઠશાળા ફંડમાં પૈસાનો આગમન–પ્રવાહ ચાલુ હતો. મહાવીર જયતી પછી ગુરુદેવની તબિયત નરમ થઈ ગઈ વૈશાખ સુદિ ૧૩ સુધી જેતપુરમા સ્થિરવા રહી. ગુરુદેવનુ પ્રવચન બધ રહ્યું ત. મુનિ શ્રી જગજીવનજી મહારાજે લગભગ એક માસ વ્યાખ્યાન ફરમાવ્યુ

જેતપુરથી ગોંડલ માટે વિહાર થયો પીઠડીયા થઈ ગોમટા પધાર્યા. રસ્તામા ત. મુનિશ્રી જગજીવનજી મ. પ્રવચન કર

માવતા હતા જામનગરથી શ્રીસઘના સદસ્યો ચાતુર્માસ માટેની નિશ્ચિત વાત સાભળવા દર્શનાર્થે ગોમટા પહોચ્યા સાત ભાઈઓ હતા જગજીવન મ ઠાણા ૨ જયતિ મુનિના અભ્યાસ નિમિત્તે જેતપુર રહેશે બાકી ઠાણાઉ ની સભાવના છે તેવો ઉત્તર અપાયો ચોરડી થઈ ગોડલ આગમન થયુ મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ રેલના પાટા સુધી પધાર્યા હતા તે પછી આર્યાજી સતોકબાઈ સ્વામી સામે આવ્યા હતા ગાદીપતિ પૂ. શ્રી કાનજી સ્વામી ગોડલ દરવાજા બહાર પધાર્યા તેઓએ પરમ હર્ષ વ્યક્ત કર્યો

પૂ પુરુષોતમજી મ બપોરના ઉત્તરાધ્યાનના ૧૩ મા અધ્યયનની વાચણી આપતા હતા સવારના પ્રવચન સમયે સૌને બોલવાનો અવકાશ મળતો હતો વૈશાખ વદિ ૫ ના સાધુ સાધ્વીજીના ચાતુર્માસ બહાર પડયા રાજકોટ શ્રીસઘ તરફથી સાત ભાઈઓનુ ડેપ્યુટેશન આવ્યુ રાજકોટને ચાતુર્માસ મળવા બાબત પ્રાર્થના કરી પૂ નાનચદજી મ ગોડલ પધાર્યા શ્રી. કાનજી સ્વામી તથા ગુરુદેવ ઠા ૪ તેઓશ્રીને સાતા પૂછવા માટે ગયા

ગોડલના દિવસો આનંદપૂર્વક વ્યતીત થયા વ્રત પચ્ચખાણ સારા પ્રમાણમા થયા બે યુગલોએ બ્રહ્મચર્ય વ્રત–આદર્યુ. પાઠશાળાના ફડમા શાહ શાતિલાલ મૂળચદે રૂા ૨૫૧ લખાવ્યા. ડૉ કલ્યાણજી દેવકરણના સ્મરણાર્થે તેમના પુત્ર શ્રી નાનાલાલ ભાઈએ ૧૭૪ પુસ્તક શ્રી ત જૈન વિદ્યાલયને ભેટ આપ્યા. પૂ ગુરુદેવે ગોડલમા ગચ્છ–નાયક શ્રી પૂજ્ય ડુગરસિહજી મના નામથી પુસ્તકાલય ખોલવા માટે પ્રેરણા આપી ફાળાની ઘણી સારી શરૂઆત થઈ વ્યવસ્થિત ધારા–ધોરણ તૈયાર થયા બાર જણની સમિતિ બની "શ્રી ડુગરસિહજી જૈન પુસ્તકાલયની ગોડલ' મા સ્થાપના કરવામા આવી

લીંબડી સંપ્રદાયના શ્રી પૂજ્ય ગુલાબચંદજી મ. ઠાણા ૭ જેતપુર ચાતુર્માસ જતા ગોંડલ પધાર્યા ગુરુદેવ તથા કાનજી સ્વામી સૌ સંતો મળીને તેમના દર્શન કરવા ભોજપુરામા ગયા સંતોનો પરિચય થયો શ્રી રૂપચંદજી મ શ્રી. નાનજી મ શ્રી. નવલચંદજી મ. કેવળચંદજી મ અને શ્રી મહેંદ્રજી મ એ મુનિ મ ભાપા યથાયોગ્ય વ્યવહાર સાથે પરસ્પર વાર્તાલાપ થયો

ગુરુદેવે ગોંડલથી પ્રસ્થાન કર્યું તેજ દિવસે શ્રી. દલસુખ ભાઈ માલવણીયા મહારાજશ્રીના દર્શનાર્થે આવ્યા તેઓ ખાસ જેતપુર સ ાર લેવા માટે ગયા હતા. સંસ્થા સબંધે તેઓએ કિંમતી માર્ગદર્શન આપ્યુ

સુદામા સુધી પાંચે ઠાણા સાથે હતા. ત્યાથી જેતપુર અને જામનગરના રસ્તા અલગ થયા ત. જગજીવન મ ઠાણા ૨ અલગ પડી જયંતિ મુનિના અધ્યયન માટે જેતપુર પધારવાના હતા ચાતુર્માસ માટે ગુરુદેવને જામનગર જવાનું હતું ગુરુદેવના હૃદય મા પ્રેમાવેશ ઉભરાયો. અલગ થતા સૌની આંખ ભીનાણી છૂટા પડતાં ગુરુદેવે શિષ્યને આપવા યોગ્ય કિંમતી સલાહ સૂચના આપી. સદ્જ્ઞાન મેળવવા ભલામણ કરી શ્રી જગજીવન મહારાજે જરૂર પડતાં વચમા પણ તુરત જ બોલાવી લેવાની પ્રાર્થના કરી. ગુરુદેવની ભાવમૂર્તિ હૃદયમા સમરી અને ઠાણા ગુરુદેવને વંદન કરી માંગલિક સાંભળી જેતપુર રસ્તે વીચરી ૧૫. પૂજ્યશ્રી અનીડા પધાર્યા.

ગોંડલથી ચીમનલાલ જસાણી મહાસુખભાઈ આદિ આઠ દશ જણ સાથે હતા. અનીડામાં કડવા કણબી શામત પટેલની ડોસીનું કારજ હોવાથી આ ભાઈઓને પણ જ આગ્રહ કરી પટેલે પ્રેમથી જમાડયા બપોર પછી રાજકોટથી રામજીભાઈ

વિરાણી, ચુનીલાલ નાગજી, કેશવલાલ પારેખ પ્રાણજીવનભાઈ વગેરે ભાઈઓએ ગુરુદેવના દર્શનનો લાભ લીધો

કોળીથડ, હડમતાળા, થોરડીનો સ્પર્શ કરી ચાદલી પધાર્યા અહી જાડેજા રજપૂતના ૪૦ ઘર હતા તેઓના ખાનપાનમા પરિવર્તન થતા અભક્ષ્ય ભોજન અને દારૂની લતમા કેટલાક સપડાયા હતા ગુરુદેવે દયાનો ઉપદેશ આપતા ૨૦ જેટલા ભાઈઓએ સૂર્યની સાક્ષીએ પ્રતિજ્ઞાઓ લીધી દારૂ માસનો ત્યાગ કર્યો ચાદલીમા શ્રી ઓધવજી કાનજી દોમડીયા, ધર્મપત્ની અચરતબાઇ, નરભેરામ હીરજી, ધર્મપત્ની મણિબાઈ તથા પાનાચદ નાનજી ને તેમના ધર્મપત્ની આ ત્રણે દપતીએ ચાતુર્થ-વ્રતનો પ્રારભ કર્યો

નીકાવા આવતા ઝવેરબાઈ મહાસતી ઠાણા ૩ નો મેળાપ થયો તેઓએ ગુરુદેવને વાદ્યા, અહી નીકાવા, મેઘપુર વડાળા પીપર, શીશાગ, ચાદલી વગેરે ગામોના શ્રાવકસમુદાયનુ સમૂહ ભોજન શ્રી ચાદલીના દોમડીયા તરફથી કરાવવામા આવ્યુ ધર્મનો જયજયકાર થયો વડાળા, ભાડુકીયા થઈ કાલાવડ પધાર્યા કાલાવડ ભક્તિવાળુ નગર છે ઘણી જ ધામધૂમ સાથે ધર્મ પ્રભાવના થતી રહી જેતપુર પાઠશાળા માટે લગભગ રૂા ૨૦૦૦ નો ફાળો થયો શ્રી જેતુબાઈ મહાસતીજી ઠાણા ૬ નુ ચાતુર્માસ કાલાવડમા હતુ તેઓ પધારવાથી વિશેષ આનદ રહ્યો

જામનગર જતા ઘણા નાના નાના ગામોને લાભ આપી અલીયાબાડા ગુરુદેવ પધાર્યા સ્થા જૈન ઉપાશ્રયમા ઊતર્યા બીજે દિવસે ધ્રુવાવ થઈ નગર પહોચવાનુ હતુ ધ્રુવાવ જતા નગરના શ્રાવક શ્રાવિકા સમુદાય ઉમટવા લાગ્યા ગુરુદેવના જયનાદથી આકાશ ગર્જી ઊઠ્યુ અષાઢ સુદિ છઠના રોજ ઘણા દબદબા સાથે જામનગરમા ગુરુદેવની પધરામણી થઈ

*

## જામનગરમા જમાલીના અધિકારની વિરાદ્ધ વ્યાખ્યા

### ૫૧

### (જામનગર ચાતુર્માસ સ ૨૦૦૦)

જામનગરના ભક્તિવત શ્રાવકોએ ગુરુવરોનુ ભ વ્ય સ્વાગત કર્યું લોકાગચ્છ વીશા શ્રીમાળીની જગ્યામા ઉતર્યા માગળિક બાદ શાતિલાલ માણેકચદ દલાલ તરફથી સાગની પ્રભાવના થઈ એક પ્રભાવનામા રૂ. ૧૫૦ ખર્ચ થયો

આ વખતે મારવાડ તરફના બે મુનિ નગરમા ચાતુર્માસ હતા. કેટલાક વિઘ્ન સતોષી શ્રાવક કહેવાતી વ્યક્તિઓએ પરસ્પર વાતને જુદે જુદે રૂપે ચીતરી વધારવા પ્રયાસ કરેલો. પરતુ ગુરુદેવની સમાધિ તથા શાણપણથી પ્રપચ જરાપણ વધી શક્યો નહિ. વિઘ્ન સતોષીઓને મુખ્ય બધ કર્યા વિના બીજો કોઈ ઉપાય જ ન રહ્યો

જામનગર જતા પ્રારભમા જ્ઞાન-વિકાસ પર પ્રવચન શરૂ થયા. ક્યા ક્યા ગુણો જ્ઞાન-વિકાસમા સહકારી છે ને પર ક્રમશ પ્રકાશ પાડવામા આવતો હતો જેમ કે સરળતા, નમ્રતા, અનુકપા વગેરે વગેરે ગુણો સાથે કેટલો જ્ઞાન-વિકાસ સભવ છે શ્રોતાઓ આ જાતના તુલનાત્મક રસમય પ્રવચનથી આભલામા મોઢુ જોઈએ તેરીતે આત્મ નિરીક્ષણ કરી શકતા હતા. મૂખ અને પડિત બન્નેને સમાન ભાવે આનદ મળતો હતો.

અષાઢ પૂર્ણિમાં આવતા વિધિસર ચાતુર્માસ કાળ પ્રારભ થયો. બહુ જ ભાવપૂવક મોટી પાખી મનાવવામા આવી. પ્રવચનમાં ૧૫ મી ૨૦૦૦ માણસોની હાજરી હતી. આજે પ્રવ

ચનનો મુખ્ય વિષય बुद्धिफल तत्त्व विचारणा એ હતુ અર્થાત્ બુદ્ધિનુ ફળ શુ ? તત્ત્વ વિચાર આવા તાત્ત્વિક વિષયો પર ગુરુદેવ બોલવા માડતા ત્યારે તેમની આધ્યાત્મિક શક્તિની ઝલક જોવામા આવતી એ વખતે જાણે તેમનુ મુખમડળ જ્યોતિર્મય બની જતું

પાખીના બીજે દિવસે પ્રવચન બધ રહેતા નાગમતી નદીના કિનારે નાગનાથ નાકા બહાર બે સ્મશાન છે તે તરફ ગુરુદેવો પધાર્યા મૃત દેહ બાળવાનુ સ્થાન છતા કેવુ રમણિય બનાવ્યુ છે તે જોતા ગુરુદેવ ડાયરીમા લખે છે કે “નદ મણિયારનો પ્રસગ યાદ આવ્યો” આમ પણ જામનગર શોભા યમાન નગર છે એટલે ત્યાનુ સ્મશાન આવુ રમણિય હોય તેમા નવાઈ શુ ?

અષાઢ વદી રથી શ્રી ભગવતી સૂત્રમા “જમાલી અધિકાર” પર પ્રવચન શરૂ થયા શ્રુત દેવીની સાધના અને ભગવતી શબ્દનો અર્થ–ત્યાથી પ્રવચનનો પ્રારભ થયો શ્રી મોટા રતિલાલજી મહારાજે પણ થોડુ થોડુ બોલવાની વૃતિ કેળવી ઘણા દીર્ઘમૌન પછીથી તેમને બોલવાનુ અટપટુ લાગતુ

ડૉકટર પ્રાણજીવન મહેતા રાજકવિ કેશવલાલ શામજી સાથે દર્શનાર્થે આવ્યા રાજકવિએ સુદર પદો ગાઈ સભ ળાવ્યા ડૉકટર સાહેબ અવાર નવાર આવતા જ રહેતા તેમને શાસ્ત્ર સશોધન અને જૈન સસ્કૃતિમાથી મળતુ લોકજીવન તથા કેટલીક ઐતિહાસિક ઘટનાઓ વિષે રસ હતો ધાન્ય માટે આપણા શાસ્ત્રમા પ્રાચીન શબ્દો શુ હતા, તે બાબત તેઓએ પોતાનુ સશોધન બનાવ્યુ

શ્રી હેમચદ કોઠારી ગુરુદેવના સાન્નિધ્યમા આવ્યા તેઓએ પોતાની માન્યતા બતાવી કે “મૂર્તિ, ફોટા વગેરે એકાગ્ર ધ્યાન

માટે તથા ગુણ ચિંતન માટે લાભરૂપ છે આ વખતે બીજા શ્રાવકો પણ સામે હતા. ગુરુદેવે પ્રત્યુત્તર આપતા જણાવ્યું કે નામ તથા સ્થાપના નિક્ષેપની આ રીતે માન્યતા કરવી તે શાસ્ત્ર વિરુદ્ધ છે અને મૂર્તિ કે ફોટા લાભ વિનાના છે 'એક આકારને પકડી રાખવો તે પણ અહિતનું કારણ છે વગેરે સમજાવ્યું તેઓએ પુન શાસ્ત્રીય પ્રશ્ન કર્યો કે રાયપસેણી જબુદ્વિપ પન્નતિ અને જીવાભિગમ આદિ શાસ્ત્રોમા 'પ્રતિમા કહી છે તે કેમ? પૂજ્યશ્રીએ તેનો મમ સ્ફોટ કરતાં કહ્યું કે 'ભાઈ! તે શાશ્વત પ્રતિમાઓ છે તે કોઈ માનવા કે પૂજવા માટે નથી. શાસ્ત્ર ઉલ્લેખથી ભ્રમમા પડવાની જરૂર નથી દેવને પણ જીન આચાર પૂરતો જ સબધ છે સમ્યક્ દૃષ્ટિ દેવ તેને પર પદાર્થ માની ધમનુ કારણ માનતો નથી

'દ્રૌપદીજીએ જ્ઞાતા સુત્રમા જીન પ્રતિમા પૂજી છે આ વાત શ્રી હેમચદભાઈ ઉલ્લેખ કરતા કઈક ગભીર બની ગયા હતા મહારાજશ્રીએ શબ્દનો ઘટસ્ફોટ કરતા જણાવ્યું કે ત્યા દ્રૌપદીજીએ લગ્નવેળાએ પ્રતિમા પૂજન કર્યું છે તે હકીકત ધ્યાન એ છે આ પ્રસગે અરહિત પૂજન કરતા લૌકિક પૂજનનો અવકાશ છે એટલે અહી જીન શબ્દનો અર્થ કદપ (કામદેવ) તેવો થાય છે તે સમયે દ્રૌપદીજીના આત્માનુ સમ્યક્ પરિણમન ન હતુ પ્રથમ ગુણ સ્થાને હોવાથી શ્રદ્ધા યુક્ત જીન પૂજન પરતુ નથી જીન શબ્દનો અર્થ કદપ થાય છે તે વસ્તુ શ્રી હેમચદ્રાચાર્ય રચિત અભિધાન નામ માળામાં પણ છે" આ બધી ચર્ચાના અતે શ્રોતાઓને પણ જ સ્પષ્ટીકરણ થયુ

શ્રી. હેમચદભાઈને ધર્મ ચર્ચામાં રસ પડતા અવાર નવાર ગુરુદેવ પાસે ચર્ચા કરવા અને સમાધાન મેળવવા આવતા રહેતા. કોઠારી છબીલદાસ તથા રગીલદાસ બને ભાઈઓએ

સઘ, સમાજ અને સાધુના વિષયમા ગુરુદેવ તરફથી સારુ એવુ માર્ગદર્શન મેળવ્યુ તેઓ સમાજ ક્ષેત્રે જાણીતા શાસન ભક્ત કાર્યકર્તા રૂપે પ્રસિદ્ધ પામ્યા છે અને આ બાબતોમા ઘણો ભોગ આપે છે

જામનગરમા પૂ ડુગરસિહજી પુસ્તકાલય સ્થાપવા માટેની ચર્ચા શરૂ થઈ પૂ ગુરુદેવે ગચ્છનાયકના સ્મારક રૂપે પુસ્તકાલયનો ઉપદેશ દેતા પ્રવચનની વચ્ચે જ ઊભા થઈ શ્રી માનસગમગ ળજીએ કહ્યુ કે "તનથી, મનથી અને ધનથી સર્વ રીતે આપની આજ્ઞા પ્રમાણે હુ સેવા આપવા તૈયાર છુ" આવા માતબાર વ્યક્તિના ઉત્સાહથી કાર્યમા સારો વેગ આવ્યો

રાજકોટ નિવાસી ચદુભાઈ વખતચદ, છોટુભાઈ વગેરે પાચ દેરાવાસી શ્રાવક ભાઈઓ દર્શન કરવા આવ્યા હતા. ગુરુદેવ ખાસ કોઈ ચર્ચા ન કરે ત્યા સુધી સાપ્રદાયિક વાતોનો ઉલ્લેખ કરી સમાજભેદને અવકાશ ન આપતા સૌને ન્યાય આપતા. આથી બધા ભાઈઓનુ ગુરુદેવ પ્રત્યે આકર્ષણ રહેતુ

પર્યુષણ પર્વ નજીક આવતા તપશ્ચર્યાની લાગણી ચાલી રહી હતી બહેનોએ અઠ્ઠમની પચરગી કરી, પર્વાધિરાજનુ સ્વાગત કર્યુ આ દિવસો દરમ્યાન પૂ ડુગરસિહજી પુસ્તકાલયની સ્થાપનાનો નિર્ણય થયો તે વખતે સોમચદ કાનજી તરફથી તેમના સુપત્રો દ્વારા રૂપિયા ચાર હજારની કિમતના પુસ્તકો અને રૂા ૧૦૦૧ નગદ આપવાની જાહેરાત થઈ રૂા ૧૦૦૧ વલમજી ખેતસી રૂા ૧૦૦૧ નરભેરામ ઝવેરચદ રૂા ૧૦૦૧ શ્રી મોતીચદ દડીયા ૫૦૧ શ્રી માણેકચદ પાનાચદ રૂા ૫૦૧ શ્રી માનસગ મગળજી તરફથી એજ વખતે જાહેર થયા શરૂઆત સારી થતા ફાળો આગળ ચાલતો જ રહ્યો અને ચાતુર્માસ દરમ્યાન રૂા. તેર હજારની આસપાસ પહોચી ગયો કેમ જાણે બહેનોની તપશ્ચર્યા ફળીભૂત થતી હોય ! બાસઠ જેટલા અઠ્ઠમ નોધાયા હતા

જમાલીકુમારના અધિકારના અનુસંધાનમા કર્મ અને તેના ફળને આશ્રયે ચાર ભાગાપર સુન્દરપણે પ્રવચન આપ્યુ

(૧) પૂર્વે સંચિત છે અને નીતિના નિમિત ઉભા કરે

(૨) પૂર્વ સંચિત છે છતાં લોભથી અનીતિના નિમિત ઉભા કરે

(૩) પૂર્વનુ સંચિત નથી પરંતુ નીતિ માર્ગ પર ચાલે.

(૪) પૂર્વનુ સંચિત નથી પરંતુ તૃષ્ણાથી અનીતિના નિમિત ઉભા કરે ખરેખર નીતિના માર્ગ પર ચાલ્યો જાય સંચિત છે તો મળશે. સંચિત નથી તો ઋદ્ધિ નહિ મળે. પરંતુ તેમા આત્મહાનિ નથી. જો તૃષ્ણાવશ અનીતિના માર્ગે ચડશે તો સંચિત હશે તો મળશે પરંતુ અધમ આચરી નાહક પાપ બાંધશે સંચિત નહિ હોય તો નહિ મળે. નાહક પાપ બાંધશે. આ ચારે ભાગા ગુરૂદેવે સરસ રીતે સમજાવ્યા નીતિમય જીવન બનાવવાની પૂરી પ્રેરણા મળી રહે તેવો સિદ્ધાંત સ્પષ્ટ કરવામા આવ્યો

પર્યુષણ પર્વ ઘણી જ ઉત્તમ રીતે મનાવવામાં આવ્યા. ગુરુદેવની પ્રેરણાથી ઘણી જ તપશ્ચર્યાઓ થઈ, કચ્છશાળા ઘણા જ ઉત્કૃષ્ટ થયા દરેક ખાતામાં રૂપિયા સારો વરસીજ ગયા. જેતપુર પાઠશાળાનો ફાળો સારો ચાલુ રહેતો તેમા મોટી રકમો નીચે મુજબ ભરાઈ હતી. રૂા ૧૦૦૧ શ્રી મોતીચંદ કઠીયા

૧૦ ૧ શેઠ શ્રી નરશીરામ    ૧ ૦૧ ,, પુરષોતમભાઈના ધર્મ પત્નિ સંતોકબાઈ

૧ ૧ એક સદ્ગૃહસ્થ    ૫૦૧ ,, પોપટલાલ કાળીદાસ ના ધર્મ પત્ની

૫ ૧ શ્રી માણેકચંદ દેસાઈ    ૧૫૧ શાંતીલાલ બારીયા

આ ઉપરાંત બીજી રકમો ભરાતા આ ચાતુર્માસ દરમ્યાન

પાઠશાળાનો ફાળો રૂપિયા સાત હજાર આસપાસ પહોચ્યો હતો બહારથી શ્રીસઘો સવત્સરી પછી દર્શનાર્થે આવવા લાગ્યા બોટાદ શ્રીસઘના આઠ ભાઈઓ આવ્યા તેઓએ બોટાદ માટે હાર્દિક વિનતિ કરી ધોરાજીવાળા શ્રી માણેકચદભાઈ દેસાઈએ પૂજ્યશ્રીના દર્શનનો લાભ લીધો રાજકોટથી કેટલાક ભાઈઓ બહેનો આવ્યા

પર્યુષણ પછી પણ 'જમાલી અધિકાર' ચાલતો રહ્યો પુણ્યશાળીના ભોગ અને પુદગલા નદીના ભોગ કેવા હોય, તે પર વિવેચન કર્યું, જ્યારે પ્રવચન બધ રહેતુ ત્યારે બહારના નિરીક્ષણનો અવકાશ રહેતો આયુર્વેદ વિદ્યાલયની વૈદ્યસભાનો શાસ્ત્રાર્થ સાભળવા ગુરુદેવ પધાર્યા ચરક સહિતા પરની ચર્ચા મુખ્ય હતી

શ્રી લક્ષ્મીબાઈ મહાસતીજીએ ૧૫ ઉપવાસની રમણીય તપશ્ચર્યા કરી પૂજ્યશ્રીએ પારણે તેમને આલોયણા આદિ સભળાવી સાતા ઉપજાવી કચ્છરાવના ખાનગી મત્રી શ્રી હીરાચદ ટોકરશી સઘવી દર્શનાર્થે આવ્યા પોણા કલાક સુધી ધર્મોપદેશ સાભળ્યો રાજકોટ સઘના આગેવાન શ્રી દુર્લભજી ભાઈ વીરાણી દર્શનાર્થ આવ્યા તેઓએ શાસન અને ધર્મભાવના પર ચર્ચા કરી ગુરુદેવથી માર્ગદર્શન મેળવ્યુ

જામનગરમા શ્રી ડુગરસિહજી જૈન પુસ્તકાલયનુ વિજયાદશમીના રોજ ઉદ્દઘાટન કરવામા આવ્યુ ત્યારે ઘણુ જ સરસ આયોજન કરવામા આવ્યુ હતુ ગુરુદેવે "જ્ઞાન અને સમ્યક જ્ઞાન"નો મહિમા સમજાવ્યો આ પ્રસગ પછી પૂજ્યશ્રીનુ એક જાહેર પ્રવચન થયુ વિષય બ્રહ્મચર્યનો હતો ત્રણ હજાર માણસોએ હાજરી આપી નગરની પ્રતિષ્ઠિત વ્યક્તિઓ ઉપરાત દીવાન સાહેબ મહેરવાનજી પેસ્તનજીએ ખાસ હાજરી આપી હતી એજ પ્રવચનમા ત્રણ દપતીએ ચતુર્થવ્રત ગ્રહણ કર્યું

ગોંડલી નરસીરામ ઝવેરચંદભાઈને ઉત્કૃષ્ટ ભાવ આવતા અલગ અલગ સસ્થાઓમાં એજ દિવસે લગભગ છ હજારનુ દાન કર્યુ ને સારો લાભ લીધો ચાતુર્માસ દરમ્યાન "શ્રી કુઅર સિંહજી પુસ્તકાલય જેતપુર વિદ્યાલય ઉપરાત શ્રી જેસગ ભાઈ વ્યાખ્યાન હોલ માટે કારતક સુદ પુનમના રોજ ફાળો થયો જેમા તજ વખતે રૂા પાચ હજારની રકમ એકત્ર થતા શરૂઆત થઈ ગુરુદેવનુ જ્યા પદાર્પણ થતુ ત્યા લોકોનો ધન મોહ ખૂબ જ છુટતા પુન્યશ્રી ઘણા જ પ્રતાપી હતા એટલે બધુ સહેજ બની રહેતુ

જમાલકુમારે ભારે ઠાઠથી દીક્ષા લીધી અને ઉત્કૃષ્ટ વૈરાગ્ય કેળવ્યો ત્યા સુધીના પ્રવચન અપાયા ત્યા ચાતુર્માસ સમાપ્ત થયુ

ગુરુદેવે ચાતુર્માસના અ તિમ પખવાડિયામા ચાર સ સ્થાનુ નિરીક્ષણ કર્યું (૧) હંસરાજ લાધાભાઈ અપગાશ્રમ (૨) શ્રી આણંદબાવા અનાથાશ્રમ (૩) જામનગર સ્ટેટ જેલ તથા કેદી માટેની વ્યવસ્થા (૪) શ્રી. દયારામ લાઇબ્રેરી આ બધી સ સ્થાઓ માટે ગુરુદેવે ઠીક ઠીક નોંધ લીધી છે તથા ઉપયોગી સ સ્થા ઓને માટે જનતાએ દાનગુણ કેળવવો જોઈએ, તેવો અભિપ્રાય દર્શાવ્યો છે ગુરુદેવના અ તિમ પ્રવચનોથી પ્રભાવિત થઈ લગ ભગ સાત દપતીઓએ શીલવ્રત આદર્યા

ચાતુર્માસ ખૂબ જ ભવ્યભાવે સમાપ્ત થયુ તપશ્ચર્યા, જ્ઞાનધ્યાન વિશેષ આયોજનો ઉપરાત યોગ્ય સસ્થાઓને મદદ આદિ મુકાર્યો સપન્ન થયા ગુરુદેવે જામનગર સમગ્ર જનતા અને વિશેષ કરી જૈન સમાજ ઉપર એક ઊડી અસર પાથરી દીધી વિહાર સમયે હજારો ભાવુકહૃદય ભાવાવેશ અનુભવી રહ્યા બેઉના નાકાપર રોકાવા માટે શ્રી સ ઘે ગુરુદેવને હાર્દિક વિનતી કરી. પરતુ ગુરુદેવે વિહારનો નિર્ણય અફર રાખ્યો અને પ્રસ્થાન માટે ભેટો બાધી

# નગરની વિદાય અને ભાવિક શ્રાવકો

## ૫૨

(જામનગરથી રાજકોટ તરફ સં. ૨૦૦૧)

જામનગર શ્રીસંઘને અપૂર્વ લાભ આપી બીજા ચાતુર્માસ માટેની ભૂખ જગાડી ગુરુવરોએ કલ્પ પૂરો થતા વિહાર આરંભ્યો. લીંડલજન રોડ ઉપર શ્રી ભાણજી લવજીના બંગલે રોકાયા. શ્રી નરભેરામભાઈ શેઠના બંગલામાં સમીયાણો ઊભો કરવામાં આવ્યો હતો. ત્યાં જ વિદાય દેશના આપવામાં આવી.

અહીં ત્રણ દિવસ સ્થિરતા થઈ. પ્રવચન ત્યાં જ થતા રહ્યા. કચરાભાઈ–ધર્મપત્ની મણિબાઈ, ખોડીદાસભાઈ–ધર્મપત્ની રંભાબાઈ આ બંને દંપતિએ શીલવ્રત આદરી આદર્શ જીવનનો આરંભ કર્યો. વિહાર પુનઃ શરૂ થતા ગુરુદેવ 'હાપા' પધાર્યા. ૫૦૦ માણસો નગરથી લાભ લેવા માટે આવ્યા. પ્રવચન સાંભળી પુનઃ પાછા ગયા. ૨૫ યુવાનો સેવામાં રોકાયા.

'હાપા'થી અલીયાબાડા પધાર્યા. રેલ્વે રસ્તે વિહાર કરવો પડયો. યુવક મંડળી સાથે જ હતી. અલીયાબાડા પહોંચતા જામ-નગરથી હજાર જેટલા નરનારી દર્શનાર્થે પહોંચ્યા. બપોરના પ્રવચન થયું. સાંજના રાજકોટથી શ્રી રામજીભાઈ વીરાણી દર્શનાર્થે આવ્યા, રાજકોટ ચતુર્માસની વિનંતિના બીજ રોપી ગયા. ગુરુદેવ અહીં જ રોકાયા. રાજકોટ તથા નગરના શ્રાવકો આવતા ઉપાશ્રયના સુધારા માટે રૂપિયા હજારનો ફાળો થયો.

લાખાબાવળ થઈ ખીલોસ પધાર્યા. ખીલોસ લગભગ ૫ થી ૬ દિવસ સ્થિરતા થઈ. જામનગરથી ભાઈઓ બહેનો દર્શનાર્થે આવતા રહ્યા. ત્રણ દંપતિએ બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર્યું. ઠક્કર

ભવાનજીભાઈ દવચંદે વ્રત લીધાની ખુશાલીમાં રૂા. ૨૫૧ જેતપુર પાઠશાળામાં અર્પણ કર્યા શ્રી. બા. બ્ર. મણિબાઈ સ્વામીના બાર ખીયા મુકામે કાળધર્મ પામ્યાના સમાચાર-પૂજ્યશ્રીને ખીલોસ મળ્યા. આ સમાચારથી ગુરુદેવના મન ઉપર ઊંડી અસર થઈ શ્રી મણીબાઈ મહાસતીજી ગોંડળ ગચ્છના એક સમર્થ સાધ્વીજી હતા

વણથલી ને સ્પર્શ કર્યો ત્યાં જૈન ઘરો હોવાથી સૌએ ઉપદેશનો સારી રીતે લાભ લીધો જામનગરના શ્રી ફુલચંદ તંબોળી ગુરુદેવના દર્શનાર્થે આવ્યા વણથલીથી જાલીયા પધારવાનુ થયું અહીં જૈનભાઈઓએ ઉપદેશનો સારો એવો લાભ લીધો જામનગરના લાલજીભાઈ તથા કુંઢલાવાળા પ્રભુદાસભાઈ સેવામાં હતા જાલીયાથી વિહાર કરી હડમતીયા પધાર્યા જામ નગરવાળા ભાનુલાલ ઝીણુભાઈ કેટલાક ભાઈઓ સાથે દર્શનાર્થે આવ્યા. શ્રી ઝબુબાઈ સ્વામી ઠાણા ૨ એ ગુરુદેવના દર્શનનો લાભ લીધો હડમતીયામાં શ્રી. હીરચંદભાઈ અનન્ય ધર્મ પ્રેમી શ્રાવક છે તેમણે સાધર્મી ભાઈઓની અમુલ્ય સેવા બજાવી

ગુરુદેવ હડમતીયાથી ઈટાળા થઈ ધ્રોળ પધાર્યા મણિલાલ કાનજી ગોમટાવાળાના પુત્ર ભુપતલાલ (ગિરીશમુનિ) ગુરુદેવ સાથે વિહારમા હતા. તેમના પિતાશ્રી હડમતીયાથી તેમને પુન ઘેર લઈ ગયા. ધ્રોળનો શ્રીસંઘ ભક્તિવંત છે હાલાર પ્રદેશમાં ધ્રોળ જાણીતુ ક્ષેત્ર છે સાધુસંતોને માટે ઘણુ જ સાતાકારી ક્ષેત્ર ઉપરાંત ત્યાં ધર્મની લાગણી ઉભરાતી રહે છે ૯ જેટલા સ્થા. જૈન ઘરો છે ઘણા જ ભાવપૂર્વક ગુરુદેવની પધરામણી કરાવી બીજે દિવસે બાલભા તરફથી શ્રી જડાવબાઈ સ્વામી ઠાણા ૩ પધાર્યા ભાવ દીક્ષિત શ્રી. હીરાબેન પણ રાજકોટથી અહીં દર્શનાર્થે આવતા ગુરુદેવના દર્શનનો તેમને લાભ મળ્યો

જામનગરથી વલમજી ખેતશી ભાનુભાઈ મહેતા તથા

હાથીભાઈ પરિવાર સમેત દર્શનાર્થે ધ્રોળ આવ્યા. રાજકોટથી મણિબેન તથા વ્રજકુવર આવ્યા અલગ અલગ વિષય પર ધ્રોળમા પ્રવચનની રગરેલી વરસી રહી જનતાએ ગુરુવરના પ્રવચનથી પરમાનદ અનુભવ્યો ત્રણ ગૃહસ્થોએ રૂા ૭૫૧ જેતપુર વિદ્યાલયમા લખાવ્યા અઠમ પચરગી થઇ શ્રી કેશવલાલ તલકચદ તરફથી પારણા કરાવી એક એક રૂપિયો આપવામા આવ્યો પૂ દેવજી સ્વામી તથા તપસ્વીજી માણેકચદજી સ્વામીની તિથિઓ સારી રીતે ઉજવવામા આવી જામનગરથી દડીયા પરિવારના ત્રીસેક જેટલા ભાઈઓ તિથિપર આવ્યા

શ્રી બાલભાના શ્રાવકો ત્યા પધારવા માટે વિનતિ કરી ગયા આધ્યાત્મિક અને સામાજિક બને પ્રકારની રસમય વાણીમા ગુરુદેવના પ્રવચનના પડઘા દૂર દૂર સુધી પથરાતા હતા. ધ્રોળ માટે ગુરુદેવ ડાયરીમા લખે છે કે ધ્રોળ ગામના બાયુ ભાયુ ધર્મની સારી લાગણીવાળા છે ભક્તિવાળા છે ધર્મધ્યાન વિગેરેમા રસવાળા દેખાય છે ”

ધ્રોળને સારો એવો લાભ આપી ગુરુદેવ બાવાપુર પધાર્યા ૨૨ જણ અહી સુધી વિહારમા સાથે હતા ભાદરા આવતા શ્રાવકનુ એક ઘર જોવામા આવ્યુ ત્યા વિવેક શૂન્યતાના દર્શન થયા બીજે દિવસે જોડીયા પધરામણી થઈ. જોડીયા સઘ વ્યવસ્થિત થઈ રહ્યો છે ગુરુદેવના ઉપદેશથી જૈનશાળા શરૂ કરવામા આવી જામનગરના મહેમાનો આવતા જૈનશાળાના બાળકોને ઇનામ વહેચાયુ ભાણવડવાળા ભાઈઓ દર્શન કરવા આવતા તેઓએ પણ જૈનશાળામા લાભ લીધો આમરણથી શ્રી મોહનલાલ દામાણી દર્શને આવ્યા આમરણ પધારવા તેઓએ હાર્દિક વિનતિ કરી કોઠારી દયાળજી જીવરાજ ભાઈએ જેતપુર વિદ્યાલયમા ૨૫૧ રૂપિયા લખાવ્યા બપોરના દરબારગઢમા ગુરુદેવનુ ખાસ પ્રવચન

રાખવામા આવ્યુ માનવધમ ઉપર ગુરુદેવે ઉપદેશ આપ્યો ૪૦૦ જેટલા ભાઈ—બહેનોએ લાભ લીધો.

વિહાર થતા કેશીયાને સ્પર્શ કરી બાલંભા પધાર્યા જામનગરના શ્રાવક શ્રાવિકાએ મુખ્યત્વે શ્રી. ભાનુભાઈ ઝીણાના પરિવાર નિરંતર ગુરુદેવના દર્શન અર્થે આવતા રહેતા દરેક જગ્યાએ લાભ લેતા શ્રી. છગનભાઈ બાદવજી પણ અવારનવાર દર્શનાર્થે આવતા અને અગલ બગલમા ધર્મભાવનાનો ખૂબજ પ્રચાર કરતા હતા. અહી પાંચ વરસથી જૈનશાળા બંધ હતી, તે ચાલુ કરવામા આવી. શ્રી. ભાનુભાઈ તરફથી બાળકોન સારુ એવુ ઇનામ અપાયુ જનશાળાના શિક્ષકનો બાર માસનો પગાર બાકી હતો તે તેઓએ ચૂકતે કર્યો સૌને સારો એવો ઉત્સાહ મળ્યો

બાલભાના બાઈઓનો પણ ઉત્સાહ વધતા બરીબસેવા માટે ફાળો થયો. ઉપરાત મહેતા બાબુજી પુ આજી તરફથી જેતપુર પાઠશાળાને રૂ. ૨૫૧ દાનમાં મળ્યા. બાલભાને લાભ આપી ગુરુદેવ હજામચોરા થઈને લેસદડ આવ્યા. શ્રી નાના રતિમુનિએ લેસદડમાં પ્રવચન આપ્યુ અને સૌને બોધ કર્યો.

લતીપુર આવતાં ત્યાના શ્રાવકોને અત્યંત હર્ષનો અનુભવ થયો. રાજકોટથી શ્રી દુલભજી ભાઈ વીરાણી, મણિલાલ વનમાળી, અ દરજી પેથાભાઈ કોઠારી ભાનુભાઈ વગેરે દર્શનાર્થે આવ્યા રાજકોટ દીક્ષા ઉપર પધારવા ગુરુદેવને લીધી વિનંતિ કરવામા આવી દીક્ષા વીરાણી બ ધુઓના પેરથી સમગ્ર ખર્ચે થવાની હતી. તબિયતના કારણે ગુરુદેવે આવવાની ભાવના છતાં અશક્યતા બતાવી.

કેટલાક દિવસ નજીકના ગામોમાં વિહાર કરી ગુરુદેવ પુન: ધ્રોળ પધાર્યા કેટલાક દિવસ ત્યાં લાભ આપી જોડીયા,

લેયાળા, દેવળીયા થઈ પડધરી પધાર્યા આ પ્રદેશના કણબી ભાઈઓ સાધુસતોની ઘણી જ સારી સેવા બજાવે છે અહી મણિબાઈ આદિ ત્રણ ઠાણાની મુલાકાત થઈ તેઓ ઘણા જ બીમાર હતા પડધરી ગામ ધર્મક્ષેત્ર છે જૈનોની સખ્યા લગભગ ૮૦૦ માણસોની હશે જામનગર, રાજકોટથી કેટલાક ભાઈઓ આવ્યા રાજકોટ ચાતુર્માસ કરાવવા માટે ચક્રો ગતિમાન બન્યા છે તે સમાચાર ગુરુદેવને આપ્યા પુન જામનગરથી સઘના દશ અગ્રેસર ભાઈઓ પડધરી દર્શન કરવા આવ્યા

શ્રી નાથાલાલભાઈ જેતપુરથી આવ્યા પાઠશાળાના ટ્રસ્ટ ડીડનો મુસદ્દો લાવ્યા ગુરુદેવને વાચી સભળાવ્યો મૂળ પાઠશાળાની (પ્રોપર્ટી) મિલકત વેચાય જ નહિ તે બાબતમા ઊંડી ચર્ચા કરી ઉપરાત નાના સાધુ સમાજવાદી વિચારધારા સેવે છે તેવો રિપોર્ટ આવ્યો

પડધરીમા ગુરુદેવની સારી એવી સ્થિરતા થઈ ચાર દપતીઓએ શીલવ્રત આદર્યા જૈનશાળામા ઇનામ અને બીજા દાન પુન્ય ઘણા જ પ્રમાણમા થયા બીમાર મહાસતીજી ડોળી દ્વારા રાજકોટ પધાર્યા દર્શનાર્થી શ્રાવક પ્રવાહ આવતો જ રહ્યો પડધરીના મુખ્ય શ્રાવકોએ અનુપમ સેવા બજાવી જેતપુર પાઠશાળામા રૂા ૫૦૧ શ્રી કાળીદાસ પાશવીર તથા રૂા ૨૫૧ કેવળચદ જશવીર તરફથી નોધાયા ગુરુદેવે પડધરીના વિષયમા આ પ્રમાણે નોધ કરી છે "પડધરીનો શ્રાવક સમાજ એકદરે ધર્મ પ્રેમી, સતપ્રેમી, સેવાપ્રેમી અને ભક્તિવાળો છે તેઓએ ધર્મોપદેશ સાભળી અનેક વ્રત નિયમોનો લાભ લીધો છે "

પડધરીથી પ્રસ્થાન થયુ બીજડીયા પધાર્યા પટેલ કડવા પ્રેમજીના પરિવારના આઠ ઘર છે અહી અચાનક અમરેલી વાળા શેઠ શ્રી નરસેરામ કામાણી તથા ધર્મપત્ની શ્રી હેમ

કુવરબેન પરિવાર સાથે જામનગરથી મોટર દ્વારા દર્શનાર્થે આવ્યા ગુરુદેવની પ્રતિભાથી તેઓ ખૂબ જ ખુશ થયા. ઉપદેશામૃતનુ પાન કર્યું. ૫ ધરી સ્થાનકમા રૂપિયા ૭૦૧ તથા શાહત રૂ. મા ૩૧ ૧ ૧ અર્પણ કર્યા

સાલપીપળા હોમડા થઈ મોતી મહેતાના વડાલને સ્પર્શી કાલાવડ આગમન થયુ સામે લણા ગામનો શ્રાવક સમુદાય આવતો હતો. ખેડુત આમોમા દરેક જગ્યાએ દયાધર્મનો ઉપદેશ થતો. નાના મોટા શાહત કાર્યો થતાં હતા. ગુરુદેવની મીઠી વાણી જનતાના હૃદયમા ગુજતી હતી.

કાલાવડમાં સાચા શ્રાવક' એ વિષય પર નિરંતર પ્રવચન થયા જૈન કન્યાશાળા ચાલુ કરવાનુ નક્કી થયુ જ્યાં જ્યા ગુરુદેવ પધાર્યા ત્યાથી શ્રાવક સંઘોના માણસો દર્શન કરવા આવતા જ રહ્યા સૌ યથાશક્તિ જૈનશાળા આદિ કાર્યોમા લાભ લેતા હતા બા બ્ર. જેતુબાઈ મહાસતીજીને માદગી હોવાથી આયુષ્યનો ભરુસો નથી તેમ જાણી ગુરુદેવ પાસેથી બે કલાક વિધિવત આલોયણા સાંભળી ૪ જેટલા સ્ત્રી પુરુષો ઉપસ્થિત હતા આર્યાજીએ છેઠા સુધારવા બદલ ગુરુદેવનો ઉપકાર માન્યો. રાજકવિ માવદાનભાઈ દર્શને આવતા તેઓએ 'યદુવંશ પ્રકાશ અને સ્વરચિત જામનગરનો ઇતિહાસ એ બે પુસ્તક ગુરુદેવને અર્પણ કર્યા શ્રીસંઘ સાથે મળીને તેઓએ કાલાવડ ચાતુર્માસ કરવા હાર્દિક વિનતિ કરી

•

*

## ૫૩

કાળાવડમાં ખૂબ જ ધર્મપ્રચાર થયો રાહત માટેનો રૂા ૧૭૦૦ નો ફાળો નોંધાયો આવા પુણ્યકાર્યનો ઉપદેશ આપતાં ગુરુદેવ કાળાવડથી વીચરી શીશાંગને લાભ આપ્યો નગર પીપળીયા દોમડા થઈ સરપદડ આવ્યા દોમડા ગરાસિયાનું ભક્તિ પ્રધાન ગામ છે પડધરી રાજકોટના શ્રાવકો આવ્યા મણિબાઈ આર્યાજીના રાજકોટમાં કાળધર્મ પામ્યાના સમાચાર અત્રે મળ્યા. શાંતિ કાઉસ્સગ અહીં કરાવવામાં આવ્યો

સરપદડ ચાર દિવસ રોકાયા ધૂળચડેલા ભંડારના પુસ્તકો તથા શાસ્ત્રોને વ્યવસ્થિત કરી આપવામાં આવ્યા સરપદડથી ઢોકળીયા, નીયાગ, માધુપુરને સ્પર્શ કરી રાજકોટ આગમન થયું માધુપુરથી રાજકોટ સંઘના આગેવાનોએ આવતા ચાતુર્માસની વિનંતિનો આરંભ કરી દીધો હતો જેઠાલાલભાઈ વકીલ સાથે હતા તેમની પણ રાજકોટ ચોમાસા માટે પ્રેરણા હતી. ધારીના ચાર શ્રાવકો મણિભાઈ ઠોસાણી, સૌભાગ્યચંદ દેસાઈ, નાથાભાઈ રૂપાણી તથા મારફતિયાના પુત્ર દર્શનાર્થે આવ્યા શ્રી મણિભાઈએ કેટલીક જૈન ઇતિહાસ સંબંધમાં ચર્ચા કરી.

'મનુષ્યત્વ' એ વિષય પર ગુરુદેવે પ્રવચન આપવા શરૂ કર્યા મેદની વધવા લાગી ચારે બાજુના 'હા હા કાર' માં માનવતાને પુનં જાગૃત કરવાની જરૂર હતી એક દિવસ શ્રી પ્રભાબાઇ મહાસતીજીએ થોડું વ્યાખ્યાન આપ્યું નોંધપોથીમાં ગુરુદેવ લખે છે કે "શ્રોતાઓને ઘણું રોચક બન્યું હતું"

રાજકોટ શેષકાળ દરમ્યાન સેવામંડળ, પાંજરાપોળ ઇત્યાદિ સંસ્થાઓના સભ્યો ગુરુદેવ પાસે આવતા રહેતા શ્રીસંઘના પરસ્પરના નાના મોટા સંઘર્ષો ચાલતા. તેને પૂજ્યશ્રી સંગઠન વાળવા સારો પ્રયાસ કરતા શ્રી ચુનીલાલ નાગજી વોરા શ્રી.નં ઘમા ઘણો સારો ભાગ લેતા તેઓએ ગુરુદેવ પર પોતાની વસ્તુસ્થિતિ સમજાવતો પત્ર લખીને માર્ગદર્શન મેળવતા. સમાધિ રસ્તે જ સમાધાન આ સૂત્ર પર અટલ રહી ગુરુદેવ પ્રેરણા આપતા. તે વખતે શ્રી. જેતપુર પાઠશાળા માટે રૂપિયા ૭૬૩ નો ફાળો થયો

શ્રી જેઠુબાઈ મહાસતીજી કાળાવડમાં કાળધર્મ પામ્યાના રાજકોટ ખબર મળ્યા તેમના આત્માની શાંતિ માટે ગુરુદેવે કાયોત્સર્ગ આદિ ક્રિયાઓ કરાવી તેમના શિષ્યાઓને સંદેશ આપવા રાજકોટથી કરસનજીભાઈ નારણજીને ખાસ મોકલવામાં આવ્યા જૈનશાળાના નાનામોટા કાર્યક્રમો અને ઇનામો આપવાનું કામ ચાલુ રહેતુ ગુરુદેવનું જ્યાં આગમન થતુ ત્યાં જૈનશાળાને ખૂબ જ વેગ મળતો. રાજકોટ શ્રીસંઘે એકત્ર થઈ ચોમાસા માટે ગુરુદેવના ચરણોમાં વિનંતિ કરી. શ્રી. રામજીભાઈ વીરાણીએ એકાંત સમય મેળવી ચોમાસા માટે ખાસ ભાર દીધો. શેષકાળ પૂરો થતા કોઠારીયા તરફ ગુરુદેવનો વિહાર થયો. માંગલિક વખતે શ્રીસંઘ વતી ડૉ. લલ્લુભાઈએ ચાતુર્માસ માટે ભાવભરી ભાષામાં વિનંતિ કરી. કોઠારીયામાં ગરીબોને કપડાં તથા ગાયોને ઘાસ આપવામાં આવ્યું

પારડી પધારતા પોરબંદર જામનગર રાજકોટના શ્રાવકો દર્શનાર્થે આવ્યા હતા ગુરુદેવ રીબડા બીલીયાળા થઈ ગોંડલ પધાર્યા. ગોંડલમાં સારો ધર્મોદ્યોત થયો. શ્રી ડુંગરસિંહજી પુસ્તકાલયનું નિરીક્ષણ કરવામાં આવ્યું શ્રી. જગજીવનજી મ. ઠાણા ૨ જેતપુર હતા જેતપુરમાં શ્રી.

મહાવીર જયતીના ઉપલક્ષ્યે પાઠશાળાની સાધારણ સભા રાખવામા આવી હતી જેમા ગોડલગચ્છના સમસ્ત ક્ષેત્રોના શ્રાવકો આવવાના હતા પૂજ્યશ્રી પોતાના શિષ્યવૃદની ખબર લેવા આતુર હતા પાઠશાળાની સભામા માર્ગદર્શન આપવાનુ હતુ એટલે ગોડલથી જેતપુર માટે પ્રસ્થાન થયુ.

ગોમટા, વીરપુર થઈ પીઠડીયા પધાર્યા પાઠશાળાના વિદ્યાર્થીઓ સાથે મુનિશ્રી જયતિલાલજી ગુરુદેવના ચરણોમા ઉપસ્થિત થયા પૂજ્યશ્રીનુ દયામય હૃદય લઘુ શિષ્ય પર વાત્સલ્ય વરસાવી રહ્યુ પીઠડીયાથી જેતપુર પધારતા શ્રીસઘના હજારો નરનારી સ્વાગત કરવા માટે સામે આવ્યા મુનિશ્રી જગજીવનજી મ સામે આવ્યા ભગવાન મહાવીરના જયનાદ સાથે ગુરુદેવને વાદ્યા જેતપુરમા આનદ ઉત્સવ વર્તાઈ રહ્યો

જેતપુરમા પ્રવચન શરૂ થયા પ્રારભમા જયંતિલાલજી મુનિ નાના રતીમુની પછી બોલતા, ત્યારબાદ ગુરુદેવ પ્રવચન ફરમાવતા હતા ચૈત્ર સુદિ દશમથી જ ભાઈઓનુ પ્રતિનિધિ મડળ આવી પહોચ્યુ લીબડી સપ્રદાયના શ્રી પુનમચદજી મહારાજ પણ આ પ્રસગે જેતપુર પધાર્યા

મહાવીર જયતીના પવિત્ર દિવસ અને પાઠશાળાની સભા—આમ જેતપુરના આગણે ધર્મ ઉત્સવ વર્તી રહ્યો પાઠશાળાના આગણામા વિશાળ મડપ ઊભો કરવામા આવ્યો હતો બને સઘનુ વ્યાખ્યાન સાથે રાખવામા આવ્યુ હતું જેતપુરના આગણે સાધુ સાધ્વીજી મોટી સખ્યામા બિરાજતા હતા ગામે ગામના શ્રાવક શિરોમણિ સભામા શોભી રહ્યા હતા શ્રી પુનમચદજી મહારાજે પ્રથમ ઉપદેશ આપ્યો ત્યારબાદ શ્રી જયતિલાલજી મુનિએ મહાવીર જયતી બાબત ભાષણ આપ્યુ તથા રતીમુની એ પણ ત્યાર બાદ જૈનશાળાનો કાર્યક્રમ યોજાયો અતમા ગુરુદેવનુ સાર ગર્ભિત પ્રવચન થયુ બીજા

કેટલાક ભાઈઓ સમયાનુકૂળ બોલ્યા આબે પ્રસંગ સુચારૂ રૂપે પૂરો થયો. રાહત કાર્ય માટે રૂપિયા ૧૬૫૩ નો ફાળો થયો.

ત્યારબાદ પૂજ્યશ્રી જેતપુરમાં એક સપ્તાહ રોકાયા પાઠશાળામાં છુટી હોવાથી પાંચે ઠાણાનો સાથે જ વિહાર થયો. જેતલસર જંકશન થઈ ગુરુદેવે પીરાણાને લાભ આપ્યો. લીંબડી સંપ્રદાયની પૌષધશાળામાં ઊતરવાનું થયું જનતાને પ્રવચનનો લાભ મળ્યો.

માગરોળથી શ્રાવક મંડળ પૂજ્યશ્રીના દર્શનાર્થે આવ્યું શ્રી. નેમીદાસ વેલજી ગુલાબચંદ લીલાધર, અમીલાલ નરોત્તમદાસ, ઓધવલાલ લીલાધર ગાંધી આ મંડળમાં જોડાયા હતા. તેઓએ માગરોળ સંઘની સ્થિતિ અને બગડતી પરિસ્થિતિ બંને ગુરુદેવ પાસે રજૂ કર્યા ત્યાં પૂજ્યશ્રી જેવા સમર્થ મહાપુરુષે માગરોળ ક્ષેત્રની ખબર લઈ ઉપકાર કરવો જોઈએ તેવી હાર્દિક પ્રાર્થના કરી. તથા કોઈ સાધ્વીજીને ચાતુર્માસ માટે ત્યાં આજ્ઞા ફરમાવવા પ્રસ્તાવ મૂક્યો ગુરુદેવે નકારાત્મક ઉત્તર આપ્યો.

શ્રી. જેઠમલજી સ્વામી જુનાગઢથી વિહાર કરી અજિયાર બજતા સીધા પીરાણા પધાર્યા ત્યાં પૌષધશાળામાં જ ઊતર્યાં તેઓશ્રીના પણ પ્રવચન થયા. મિલનથી સૌને હર્ષ થયો.

કેટલાક દિવસ પીરાણામાં રોકાઈ પૂજ્યશ્રી ઉપલેટા પધાર્યાં ત્યાં ધર્મપ્રચાર સારા પ્રમાણમાં થયો. અહીંના શેઠ નરોત્તમદાસ હકીચંદે ગુરુદેવ સાથે સંપ્રદાયની સ્થિતિ તથા સાધુ સમાજ પર કેટલીક ચર્ચા કરી વિશેષ રૂપે શ્રી સંતબાલ જીની સ્વતંત્ર પ્રવૃત્તિનો ઉલ્લેખ કરી ચિંતા વ્યક્ત કરી. ઉપલેટામાં બહાર ગામથી ઘણા ભક્તજનો દર્શનાર્થે આવતા

ત્હ્યા ત્યાના ભાઈની અનુપમ સેવા થતા ધર્મકરણી સારા પ્રમાણમા થઈ

ગુરુદેવે નોધપોથીમા ઉપલેટા માટે આ શબ્દો ટાકયા છે, ઉપલેટાના શ્રાવક શ્રાવિકાઓ ધર્મ ભાવનાવાળા, સત પ્રત્યે લાગણીવાળા તેમ સત સાધ્વીજીની ખટપટમા ન પડે તેવા જણાય છે તટસ્થ વૃત્તિવાળા છે,

ઉપલેટાથી સમઢીઆળા થઇ પાટણવાવ પધાર્યા પાટણ વાવના નાના એવા જૈન સઘમા પહેલા સ્થાનકવાસીના અધિક ઘર હતા કાળાતરે બધા દેરાવાસી ઘર બની ગયા પાટણવાવના બહારના ભાગરા દર્શનીય પહાડી છે જેમા ટપકેશ્વર મહાદેવનુ સ્થાન ઘણુ જ રમણિય છે બે ત્રણ દિવસ પાટણવાવને ગુરુદેવનો લાભ મળ્યો રાતના ખેડૂત ભાઇઓની વિશાળ સભા થતી હતી

પાટણવાવથી મજેવડી ઉપર થઈ જુનાગઢ આગમન થયુ જગમાલ ચોકના સ્થા જન ઉપાશ્રયમા ઊતર્યા પ્રવચનનો પ્રારભ થયો શરૂઆતમા જયતિ મુનિ તથા રતીમુની અરધો કલાક બોલતા ત્યારબાદ ગુરુદેવ પ્રવચન આપતા હતા

વૈશાખ સુદ પુનમ પૂ ડુગરસિહજી મ ની તિથિ મનાવવામા આવી શ્રી જેઠાલાલભાઈ વકીલે તે દિવસે રૂા ૮૨૫૧ના દાનની જાહેરાત કરી તેમની ઉદારતાની પ્રશસા થઈ રહી કેટલાક દપતીએ ગીલવ્રત સ્વીકાર્યુ શ્રી નરોત્તમદાસ તથા તેમના બહેન બને ભાઈ બહેનના સોળ સોળ વરસની ઉમરના તરુણ પુત્રો ગીરનાર પર બ્રહ્મકુડમા ડૂબી જતા મૃત્યુ પામ્યા પૂજ્યશ્રી સ્વત ત્યા પધાર્યા તેમની શાતિ અર્થે એવા વૈરાગ્યમય વચનો કહ્યા કે તેમનુ દુખ હલકુ થઈ શકયુ તેઓએ ગુરુદેવનો પરમ ઉપકાર માન્યો

બીલખાથી દશ ભાઈઓ દર્શનાર્થે જુનાગઢ આવ્યા તેઓની વિનતિનો ગુરુદેવે સ્વીકાર કર્યો જુનાગઢથી ખડીયા થઈ

બીલખા આગમન થયુ ત્યા ત્રણ દંપતીએ શીલવ્રત આદર્યા પાઠશાળામા વૈદ્ય અવિચળ વાલજી તરફથી નોંધાયા. અહીંથી સરસઈ થઈ વીસાવદર પધાર્યા સ્વાંગના ડાહ્યાભાઈએ રૂા ૨૫૧ જેતપુર પાઠશાળા માટે આપ્યા. વીસાવદર પૂ. પુરુષોત્તમજી મ ના દર્શન થયા. અહીંથી રાણપુર બેલાણ, આદિ ગામોને લાભ આપતા વડીયા પધરામણી થઈ દરેક જગ્યાએ પ્રવચન તથા વ્રત નિયમોની લાણી થતી રહેતી.

વડીયા દરબાર શ્રી. સુર ગવાળા તથા હડાળાના દરબાર શ્રી. વાઈસુરવાળાએ સકળ અમલદાર વર્ગ સાથે પ્રવચનોનો લાભ લીધો વડીયામા ખૂબ ધર્મનો ઠાઠ રહ્યો યતિ શ્રી. હેમચંદજી (મૂળનામ ભીખાલાલ) આજે દર્શનાર્થે મળવા આવ્યા. તેઓનુ અત્રે આગમન થયુ હતુ ઘણા દંપતીઓએ ચોથુ વ્રત સ્વીકાર્યું

શ્રી. જડાવબાઈ મહાસતીજીએ ગુરુદેવના દર્શનનો લાભ લીધો. તેઓએ નિમ્નોક્ત પ્રશ્ન પૂછી ઉત્તર મેળવ્યા

પ્ર. દૃષ્ટિવાદનો અભ્યાસ કોણ કરે

ઉ તિર્થંકર અથવા ગણધરોના હાથથી દીક્ષા પામેલા અને દીક્ષિતના શિષ્યો હોય તે જ ક્ષયોપશમ થતા દૃષ્ટિવાદ ભણી શકે

પ્ર. પઈન્ના કેટલા અને શુ કહેવાય?

ઉ તિર્થંકરના જેટલા શિષ્ય તેટલા પઈન્ના. પઈન્ના એટલે પ્રકરણ.

પ્ર. હાલ દશ પઈન્ના છે તે શુ?

ઉ દશ પ્રકરણ હાલ મૂર્તિપૂજક આચાર્યોએ જુદા જુદા વિષય પર રચ્યા છે તે સતોના જીવન વિષે

પ્ર. ભગવતી કેટલા હોય?

ઉ દરેક સૂત્રો સાધુજીના તથા સાધ્વીજીના જુદા જુદા હોય અને જેટલા ગણધર દેવોની વાચના ચાલે તેટલા દરેક અંગાદિ હોય.

વડીયામા શ્રી મણિભાઈ ખેતાણીના ખને ધર્મપત્ની હૈયાત હતા. તેમાથી મોટા રૂક્ષ્મણિ બહેને પતિની સમતિથી ગુરુદેવ પાસે યાવત–જીવન શીલવ્રત આદરી આત્મકલ્યાણનો નિર્ણય કર્યો દરબારગઢમા વિશેષ શ્રદ્ધાપૂર્વક પૂજ્યશ્રીના પગલા કરાવવામા આવ્યા વડીયામા દાનપુણ્ય ઉપરાત ઘણાં ઉપકારી કાર્યો થયા

વડીયાથી થાણાદેવળી, સુલતાનપુર, ખોખરી, મોવૈયા થઈ ગુરુદેવ ગોડલ પધાર્યા ગોડલ પૌષધશાળામા પધરામણી થઈ રાજકોટથી ઘણા શ્રાવક શ્રાવિકાઓ દર્શનાર્થે આવવા લાગ્યા ચાતુર્માસનો સમય ભરાઈ ગયો હતા ગોડલને થોડો લાભ આપી પૂજ્યશ્રી ઠાણા ૩ રાજકોટ તરફ પધારી ગયા ત જગજીવનજી મ ઠાણા ૨ જેતપુર તરફ જયતિ મુનિના અભ્યાસ નિમિત્તે પધાર્યા પીરની આંબલી સુધી સાથે જ વિહાર થયો

વિદાય વખતે ગુરુદેવે નીચેના શબ્દો ટાકયા છે" "પ્રાણલાલજી મહારાજ ઠા ૩ તથા જગજીવનજી મહારાજ ઠા ૨ ને દીલમા સહજ લાગી આવે પણ મહારાજશ્રી પ્રાણલાલજી સ્વામીને જરા વધારે લાગ્યુ આખમા અશ્રુ આવવાની તૈયારી થઈ પણ આત્માને જ્ઞાન દષ્ટિ, સયમી દષ્ટિ અને તે જીવનનો ખ્યાલ આવતા આત્મશાતિ સમાધિ તરફ વળી જવાયુ" વદન કરી શ્રી કાનજી સ્વામી દ્વારા માગળિક સાભળ્યુ

## ૫૪

### (રાજકોટ ચાતુર્માસ ૨૦૦૧)

ગુરુદેવ સૌંઠવથી શિષ્યોથી છૂટા પડતા ત્યારે હૃદયે આગળ વધ્યા છૂટા પડ્યા પછીની નોંધ ગુરુદેવે આ પ્રમાણે કરી છે જયંતિલાલજી મુનિશ્રી એટલુ બોલી જવાયુ બસ અહીંથીજ આપ જુદા પડે છે બધાઓને નમન કરી ગુરુજીને (પ્રાણલાલજી મ) કહ્યુ કે આપનો વિહાર શાંતિરૂપ થાઓ અને શારીરિક શાંતિ રહે અને આત્મ આનંદમાં બિરાજો એટલુ જ બોલી શક્યા અને મહારાજશ્રીના મીઠા આશીર્વાદ અને કૃપાદષ્ટિ મેળવી પાછુ વાળી જોતા જોતા છૂટા પડ્યાં ગુરુવરની આ નોંધ તેમના અમૃતમય હૃદયની સાક્ષી પૂરે છે

રીબડા થઇ રાજકોટ ચાતુર્માસ જવાનુ હતુ રાજકોટ હાથ વેંતમા જ હતુ ગોંડલના કેટલાક ભાઈઓ વિહારમા સાથે હતા. વરસાદ આવતાં એક જગ્યાએ ગુરુદેવે થોડીવાર વિશ્રામ લીધો તે સ્થાનના અનુસંધાનમાં ગુરુદેવને વિચાર આવતાં સમાજ સબંધે એક નોંધ લખી છે તે મહત્ત્વ પુર્ણ બની રહે છે નોંધ આ પ્રમાણે છે 'ભગવતસિંહજી પટેલ બોર્ડિંગનું ભવ્ય મકાન—તેમાં ગૃહપતિની રજા લઈ બેઠા કેવી વ્યવસ્થા છે ઇત્યાદિ ગૃહપતિને પૂછવામાં આવ્યુ ગૃહપતિએ દરેક વિના સમજાવી. ગોંડલ રાજ્યના કણબી પટેલના તરફથી ખરચો લાખ ઉપરાંતનુ મકાન છે વિદ્યાર્થીઓની ખરચી રૂા. ૧૦(દશ) તેમાં તૂટે છે તે કણબીઓ અમુક વખતે ભેળા થાય છે અને ફરી લે છે ખોરાક સાદો અને સુંદર અપાય છે વિદ્યાર્થીઓ

'ઉપર ગૃહપતિની દેખરેખ સારી હોઈ ગખડવાનુ, સીનેમા ઇત્યા દિમા જવાનુ, વ્યસનો ન આવી જાય તેનો ખ્યાલ વગેરે રાખે છે"

આ સંસ્થા જોયા બાદ વિચાર થયો કે "જે કણબી કોમ કે જે અભણ ગણાતી તે કેળવણીમા કેટલી આગળ વધી અને તે તેને સાટે ખરચા કેટલા કરી રહી છે, કેટલી લાગણી એ પોતાના જાત ભાઈઓનું કેટલુ અભિમાન છે વળી પોતાની જાતના ગૃહપતિ તે ગૃહપતિને પણ કેટલી બધી લાગણી છે આની તુલના જ્યારે સ્થાનકવાસી જૈન(વણિક સાથે પોતાના જાત ભાઈઓ તથા પોતાના સમાજ માટે તથા ધાર્મિક સંસ્થાઓ પુણ્ય સંસ્થાઓ અને તેમની વ્યવહારિક સંસ્થાઓ સાથે કરવામા આવે તો હોશિયાર ગણાતી કોમ છે, છતા દાતારપણુ, લાગણીપણુ, કાર્યદક્ષપણુ, તેમા જોઈતો રસ વગેરે ઘણુ જ ઓછુ દેખાય છે આનુ પણ કારણ જોતા એમ લાગે છે કે કંજુસ અને લોભીપણુ, કુસંપ, કલેશીવૃતિ, કોઈ યશ ન પામી જાય તેવી દ્વેષી ભાવના, લાગણી ન હોવાપણુ, કરવું નહિ અને કરતા હોય તેને કરવા દેવુ નહિ, તેના અવગુણો બતાવવા અને પોતાનું અજ્ઞાન ઇત્યાદિ કારણો છે પરમાત્મા સ્થાનકવાસી જૈનોને દરેક કાર્યમા સદ્‌બુદ્ધિ આપે એવી છેવટમા ભાવના ભાવવામા આવી *

ગુરુદેવ રાજકોટ પધારતા ભવ્ય સ્વાગત થયુ મોટા ઉપાશ્રયે ઉતર્યા. શાંતિપૂર્વક ચાતુર્માસ કાળનો પ્રારંભ થયો અષાઢ સુદિ ૧૩ રવિવારના બેડીના નાકે 'વ્યાખ્યાન ભવન'મા ગુરુદેવનુ પ્રવચન ગોઠવવામા આવ્યુ તેમા કોઠારી જેચંદ ભાઈએ પ્રમુખ ભાગ લીધો હતો ગુરુદેવના પધારવાથી તે

* ગુરુદેવની ડાયરીની આટલી લાંબી નોંધ એટલા માટે આપવામા આવી છે કે તેમાથી આપણો સમાજ પોતાની સ્થિતિ વિષે સમજ અને

સ્થાનને પણ ઘણુ મહત્ત્વ મળ્યુ ગુરુદેવ પુન પધારી ગયા. રતલામવાળા શ્રી સોમચદ તુલસી દાસ નામે આવ્યા. ધ્યાન લાના દોઢીવાળાના કુટુબના સામચદ તુલસીદાસનો મેળાપ થયો તેઓ આ જૈનના ઘણાખરા આચાર્યો, ઉપાધ્યાયો અને પ્રસિદ્ધ વકતાઓ અને નામાક્તિ સાધુઓના પરિચયવાળા છે પૂજ્યશ્રીએ આ નોંધ લઈ શ્રી સોમચદભાઈને ઉચિત ન્યાય આપ્યો છે

શ્રી ઘાસીલાલજી મ. ના આગમ સાહિત્ય સબધમાં નીચે પ્રમાણે તેમની સાથે વાર્તાલાપ થયો સોમચદભાઈએ ગુરુદેવને કહ્યુ કે પ્રકાશનમા કોઈ સાધુઓનો સહકાર નથી તમારી પાસે જામનગર ગુલાબચદભાઈ આવ્યા હતા પણ તમે સહકાર ન આપ્યો ગુરુદેવે પોતાનુ મતવ્ય સ્પષ્ટ કરતાં કહ્યુ કે ગુલાબચદભાઈને મે જવાબ આપ્યો. તેનો ભાવ એવો હતો કે મા વાડ, મેવાડ માલવા પજાબ ગુજરાત, કચ્છ કાઠિયાવાડના સપ્રદાયના વિદ્વાન શાસ્ત્રવેતા એક એક સાધુ મહારાજ અને તેના સાથે પૂજ્ય ઘાસીલાલજી મહારાજ એક સારા સ્થળમા પાંચ વરસ ભેળા રહી કામ કરે તો અવશ્ય સગીન કામ થાય, અને જલદી પૂરુ થાય.

સોમચદભાઈ વાતનો તતુ આગળ વધારતા બોલ્યા આચારગ સૂત્રનુ એક અધ્યયન સસ્કૃત ટીકા સાથે તૈયાર થઈ ગયુ છે ઉપરાત અનુતરોવવાઈ પણ તેવી જ રીતે તૈયાર થયુ છે આ બને શાસ્ત્ર તમને મોકલીએ. આપશ્રી તેને તપાસી આપો ગુરુદેવે સ્પષ્ટતાના નિમળ બિદુઓ છાટવા કહ્યુ "સાભળો ભાઈ! પ્રથમ મને વાંચો અનુભવ અને અતિશય જ્ઞાન નથી એટલે નકામુ સોમચદભાઈએ ગુરુદેવના કાર્નને ન પકડતાં આગ્રહ કર્યો. તમે અભિપ્રાય ન આપો ફક્ત વાચી જાઓ પૂજ્યશ્રીએ એટલી જ સ્પષ્ટતાથી વળતો જવાબ આપ્યો

તે પણ બની શકે નહિ કારણ કે અભિપ્રાય વગર પણ તમે તો છાપી જ દીઓ કે અમુકને બતાવ્યુ હતુ તો તે બોજો ખોટી રીતે મારા પર રહી જાય વળી આ વિષય મહાપુરુષ પૂ પુરુષોતમજી મ નો છે અને તેની આજ્ઞા પ્રમાણે જ થાય

ઉપરાત મહારાજશ્રીએ ઉમેર્યું કે "તપાસ કરાવવી હોય તો પૂ પુરુષોતમજી મ પાસે જાઓ અને તેમને વચાવો એટલે ભૂલ હોય તો નિકળી જાય"

ગુરુદેવે અતમા સલાહ આપતા કહ્યુ કે "જો બ્રાહ્મણ પડિત ટીકા બનાવે છે તો તે પુસ્તકોમા લખવુ જોઈએ કે પૂજ્ય ઘાસીલાલજી મ ની દેખરેખ નીચે અમુક પડિતે ટીકાની રચના કરી ટીકાકાર તરીકે પડિતનુ નામ આવવું જોઈએ આ વાત પણ જનાર ભાઈઓને રુચિ નહિ ગુરુદેવનો કોઈ આગ્રહ ન હતો સહજભાવે સ્વમતવ્ય ઉપસ્થિત કર્યું હતું તેઓ ચાલ્યા ગયા.

ચૌમાસી પાખી આવતા ભવ્ય રીતે રાજકોટ ચાતુર્માસનો પ્રારભ થયો સવાગના અતિમુક્ત મુનિ (એવતા મુનિ) ના આખ્યાન પર પ્રવચન થતુ હતુ. શ્રી મોતીબાઈ સ્વામીના ગુરુ બહેન શ્રી અચરતબાઈ સ્વામી બપોરના ઢાળ વાચતા હતા

ગુરુદેવોની પ્રભાવશાળી વાણીથી પ્રેરિત થઈ રાજકોટની ઉત્સાહી શ્રાવિકા બહેનોના તપશ્ચર્યાના પૂર પર્યુષણ પહેલાથી જ ચડવા લાગ્યા હતા પચરંગી તપની ઉપાસના સાથે ખૂબ જ તપશ્ચર્યા થઈ પર્યુષણનુ જાણે સ્વાગત કરવુ હોય–ચૌદ ગુણ સ્થાનની શ્રેણી ચડવી હોય તેમ ચૌદ અઠાઈ થઈ, ચારે ગતિને રોકવા ચાર સપ્તાઈ (સાત ઉપવાસ) થઈ, અગિયાર ઇદ્રિય વશ કરવા એક અગિયારસી (અગિયાર ઉપવાસ) થઈ, ચૌરાશી

લાખ યોનીમાથી છૂટવા ચોરાશી અઠમ ક્ષમા પાત્ર જ્ઞાનની ઉપાસના માટે ચાર પંચો થયા

ગુરુદેવના વ્યાખ્યાનનો મુખ્ય ઠરાવ—જૈન શાસનના મહા તપસ્વીઓને શાસ્ત્રોક્ત ઉજ્જવળ ચરિત્ર ધારી મહાપુરુષોને શ્રદ્ધાંજલિ આપવાની સાથે તપ અને સંયમની પ્રભુતા અને કાયક્ષયની પ્રધાનતા તરફ વળી રહ્યો હતો. વેગવતી વચન સરીતા ગુરુદેવના મુખમાથી વહીને જનતાના મનરૂપી ક્ષેત્રને ભીંજવી રહી હતી.

ફંડ ફાળા અને ધન ત્યાગને પણ મહત્ત્વ મળી રહ્યું હતું. માનવરાહત માટે કંઈક કરવાની આવશ્યકતા હતી તેનો પ્રારંભ કરતા તેમા ૨૬૦૦ રૂપિયા ભરાયા. તે ફાળો આગળ વધતો રહ્યો. રાજકોટ ગુરુકૂળ બંધ થતા તેનો ડેડસ્ટૉક (મૃત સંપતિ) જેતપુર વિદ્યાલયને વેચાતો આપવા માટે ભાઈઓ વિચારી રહ્યા. ગુરુદેવે ફરમાવ્યું 'બંને સંસ્થા સ્થા. જૈન સંસ્થા છે' વેચવા કરતા ભેટ આપો. વેચીને તમારે તે પૈસાથી બનારસ ભણતા ત્રણ વિદ્યાર્થીઓને મદદ આપવી છે તો તે માટે સંસ્થાના ત્રણ મહારથી થોડો થોડો ત્યાગ કરશે તો બની જશે. ભેટ આપવામાં જ શોભા છે. મહારથીઓ આ વાતથી વિચાર કરતા બન્યા.

રાજકોટના ખાસ ખાસ ભાઈઓ અવારનવાર ગુરુદેવ પાસે આવી માર્ગદર્શન મેળવતા હતા. વકીલશ્રી હરખચંદ ઝવેરી બપોરના ગુરુદેવના દર્શને આવ્યા. રાજકોટ દશા શ્રીમાળી બોર્ડિંગ તથા જૈન બાલાશ્રમની કેળવણી સંબંધમા તથા સ્થાનીય સમાજના પ્રશ્ન પરત્વે ઊંડાણથી વાતચીત થઈ ગુરુદેવે ધાર્મિક શિક્ષણને વેગ આપવાની ભલામણ કરી. વકીલ શ્રી. મણિલાલ ઉજાણીએ ગુરુદેવના સાંનિધ્યનો વિશેષ

લાભ લીધો શ્રી અ દરજી ઘેલાભાઈએ કોન્ફરન્સની પ્રેરણાના અનુસ ધાનમા એકલ વિહારી સાધુના પ્રશ્નપટ શાસ્ત્રોકત વસ્તુ સ્થિતિ જાણવા પ્રયાસ કર્યો પૂજ્યશ્રીએ શાસ્ત્ર સાથે દ્રવ્ય કાળની મહત્તા બતાવી

શ્રી રામજીભાઈ વીરાણીએ ખાસ સમય મેળવી સ્થાનીય સ ઘ પરત્વે ચર્ચા કરી જે નીચે મુજબ હતી (૧) સ ઘમા પરસ્પર વૈમન્યસ્ય વર્તે છે તેની શાતિ થવી ઘટે (૨) સ ઘ પર જે ભાઈએ કેસ કર્યો તેની ઉપશાતિ થવી જોઈએ (૩) સ્વય શા માટે રાજીનામુ આપવા તૈયાર થયા છે તેનો ખુલાસો (૪) રાજકોટ જેવો સમર્થ સ ઘ જાગ્રત નહિ થાય તો શાસન માટે તેના પરિણામો દૂરગામી હાનિકારક બની રહેશે

પૂજ્યશ્રીએ શ્રી રામજીભાઈની ચિ તા પ્રત્યે હમદર્દી વ્યકત કરી યોગ્ય ઉપાય માટે સમજાવટના પ્રયાસ થશે તેવુ આશ્વાસન આપ્યુ શ્રી દેસાઈ વિનોદરાય હરજીવને ગુરુદેવ સાથે વિશેષ તત્ત્વચર્ચા કરીને આન દ મેળવ્યો શ્રી ગુલાબચ દ પાનાચ દભાઈએ શ્રાવક આચાર સ બ ધી ચર્ચા કરી એક સમયાનુકૂળ વ્યવસ્થા માટે વિચારણા કરી

આ રીતે વિચારણા, પ્રવચન ને તપશ્ચર્યાના ઉત્સાહ સાથે ભાઈઓ જ્ઞાનલાભ મેળવવા લાગ્યા આન દમય વાતાવરણમા ચાતુર્માસ દિવસો વહી રહ્યા શ્રીસ ઘમા શાતિના લક્ષણ દષ્ટિ ગોચર થવા લાગ્યા

*

પ્રતિદિન પ્રવચન એકથી એક ચડિયાતા વિષયોને સ્પર્શ કરી રહ્યા હતા પ્રારંભમાં પ્રાય મોટા રતીલાલજી મુનિ બોલતા ત્યારબાદ સભા એકત્ર થતાં ગુરુદેવની અમીર ગિરાનો પ્રવાહ વહેવા માંડતો પ્રવચનના કેટલાક ભાગ ક્રમશ નીચે આપવામાં આવ્યા છે જે પાઠકને ઉપયોગી થઈ પડશે.

(૧) શ્રી સુધર્મા સ્વામી જ્ઞાની હતા પરંતુ જંબુસ્વામીની વિનયશીલતા કેટલી મહાન હતી ! જેમ વાછડુ (વત્સ) ગાયનો (માતાનો પ્રેમ જીતી તેમના પ્રેમ ઉભરા પછી પયપાન કરવા લાગે છે તેમ જિજ્ઞાસુ શિષ્ય ગુરુદેવની મહતી કૃપા મેળવી તેમની સૂક્ષ્મ પ્રસન્નતામાંથી જ્ઞાનનુ ધાવણ પ્રાપ્ત કરે છે

(૨) સ્થાનાગ સૂત્રના ચોથા સ્થાને ચાર પ્રકારની અંત. ક્રિયા બતાવાને પ્રરૂપી છે તે અંત.ક્રિયા શું છે ? તેનુ સ્વરૂપ કેવુ છે ? તેનો ક્રમ ક્યો છે ? જ્યારે જીવાત્મા બારમા ગુણ સ્થાને ક્ષીણ મોહી બની, તેરમા ગુણસ્થાનમાં કેવળ જ્ઞાનને વરી યથાસ્થિતિ આયુષ્યના દળીયા ત્યાં ભોગવી, આ નશ્વરદેહને સર્વથા છોડી, સદાને માટે અશરીરી થવાને જે ક્રિયા આદરે છે તે અંતઃક્રિયા છે અંત ક્રિયામાં યોગોનો સંક્ષેપ કરી તેને ખેરી નાખવાના હોય છે અને સાથે સાથે શેષ વધેલા પુદ્ગલ દલીકોને કેવળી સમુદ્ઘાત દ્વારા આત્મ પ્રદેશથી ઉતારી નાખવાના છે

સર્વ પ્રથમ સ્થૂલ મનોયોગને રૂધી ક્રમશ સ્થૂલ વચન યોગ અને સ્થૂલ કાય યોગનુ નિરુધન કરે છે ત્યાર પછી સૂક્ષ્મ મનોયોગ, સૂક્ષ્મ વચન યોગ તથા સૂક્ષ્મ કાયયોગને શાત પાડી અ ઇ–ઉ–ઋ લૃ જેટલી સ્થિતિમા અયોગી ભાવને સ્પર્શ કરવાની ક્રિયા સમાપ્ત કરી સદાને માટે અયોગી બને છે તે અ ત ક્રિયાનો ક્રમ છે

(૩) અલ્પકર્મી થઇને મુડિત થાય મુડિત (દીક્ષિત) થતી વખતે વૈરાગ્ય પામવાના અસખ્ય નિમિત્ત–કારણો હોય છે, તેની બહુ મહત્તા નથી સામાન્ય ચેતન દેહધારીથી માડી તિર્થ કર સુધીના નિમિત્તો મળે છે અસખ્યની જડ પદાર્થો પણ નિમિત્ત રૂપે સામે આવી મળે છે જગતમા જેટલા રાગદ્વેષ પામવાના સ્થાન છે, તેટલા વૈરાગ્ય પામવાના સ્થાન છે જે વૈરાગ્યના સ્થાનો બને છે, તેજ રાગદ્વેષ પામવાના સ્થાનો બને છે બળભદ્ર મહામુનિનુ દર્શન વૈરાગ્યનુ સ્થાન છે, ત્યારે તેને દેખીને તુ ગીયા નગરીની એક બાઇ રાગ પામે છે. તે આનુ ઉદાહરણ છે

(૪) તિલક જય તીના ઉપલક્ષ્યે પ્રવચનમા-તે મહાન ભારત સપુતને વ્યાખ્યાનમા ગુરુદેવે શ્રદ્ધાજલિ આપતા તેમના વિશદ જ્ઞાન અને દૃઢ સ કલ્પનો ઉલ્લેખ કર્યો સાથે સાથ જણાવ્યુ કે આજ મહાન તિલક છે, જેણે સત્યભાવે ઉચાર્યું છે કે "જેટલો વેદધર્મ પ્રાચીન છે તેટલો તો જૈન પ્રાચીન છે જ બલકે તેના કરતા વધારે પ્રાચીન જૈન ધર્મ હોવાનુ શકય છે" શ્રી તિલક કાળ–ગણના શાસ્ત્રના પ્રકાડ પડિત હતા

(૫) જીવનની અવશ્યક વસ્તુઓમા જરૂરિયાત ન હોય તે છોડવા યોગ્ય છે અરે જે આવશ્યક છે, તે પણ નીતિને વળગી પ્રાપ્ત કરવી યોગ્ય છે ટૂ કી મૂડીની મર્યાદામા રહી સુદર અને શાતિભરેલુ જીવન ગાળનાર અધિક પુણ્યશાળી છે. આવા પુણ્ય-

શાળીમાં પુણ્યાશ્રાવક (પુનીયા શ્રાવક)નું ઉદાહરણ આપણને માગદર્શક નાયે સાચી સમજ આપનારુ છે

( ) વિવેક એ દશમુ નિધાન છે ( विवेको दशमो निधि: ) ચક્રવર્તીને દ્રવ્ય નિધાન નવ મળે છે જે નવે નિધાન પુણ્યના પ્રભાવે પ્રાપ્ત થાય છે પરંતુ દશમુ નિધાન જે ભાવ-નિધાન છે તે ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે બધા નિધાનો મળ્યા છતા વિવેક નિધાન મળવું તે પરમ ઉપકારી છે

(૭) સુપાત્રની સેવા પરમ કલ્યાણનું નિમિત્ત છે શ્રી. ભરત ચક્રવતી આવા મહાન પદને કેમ પામી શક્યા? ભરતનો જીવ આગાઉ બાહુના ભવમા હતો ત્યારે સંતોના સાનિધ્યમા ૫ સંતોની અદ્ભુત સેવા બજાવી તે સેવાના પ્રભાવે ચક્રીપદના પુણ્ય પામી ૩૩ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી સર્વાર્થ-સિદ્ધ વિમાનમા ઉત્પન્ન થયા ત્યાંથી ચ્યવી, શ્રી ઋષભદેવના પુત્રપણે ઉત્પન્ન થયા અને એજ ભવમા મોક્ષપદને વર્યા આમ સેવા પરમ કલ્યાણકારિણી છે

(૮) સયોગી કેવળી ભગવંતનું સુખ શુદ્ધ આત્મસુખ તથા સિદ્ધનો આનંદ અગમ્ય અકથનીય અને અનિર્વચનીય છે

(૯) રાગ છોડી વૈરાગ્ય પ્રગટાવનારને બાહ્ય પદાર્થોની પ્રીતિ ન થાય. સંસાર રાગનો જ છે રાગ છે એટલે પ્રીતિ છે જ્યા જેની પ્રીતિ ત્યાં તેની ઉત્પતિ. માટે જન્મ મૃત્યુ ઘટાડવા હોય તો ક્યાએ પ્રીતિ ન રાખતા તમે તમારામાં જ સમાય જતા શીખો.

(૧૦) વજ્ર ઋષભનારાચ સંઘયણ આદિ ઊંચા સાધનોથી જે જ્ઞાન, ધ્યાન, ક્રિયા આદિ થાય તે નબળા સંઘયણથી ન થઈ શકે અને કઠણ ગૃહસ્થના મકાનો અને ધર્મના ઉપાશ્રય આદિ સ્થાનો કોઈવાર આશ્રય સ્થાનરૂપ અને કોઈવાર ધર્મ પરિણતિના સ્થાન રૂપ બને એટલે બાહ્ય જડ વસ્તુને પ્રધાનતા ન આપી શકાય.

નબળા માણસ માટે સારી વસ્તુ નબળાઈનુ સાધન બની જાય જ્યારે સમર્થ વ્યક્તિ માટે નબળી વસ્તુ પણ ઉત્કર્ષનુ સાધન બની જાય

અ ત ક્રિયાના ચાર વિભાગ શાસ્ત્રીય રીતે તમારી સામે વર્ણવ્યા ચારે અ ત ક્રિયાના વિવેચનમા ચાર માસ ગયા તેમા મુખ્યત્વે ગજસુકુમાર, સનતકુમાર ચક્રવર્તી અને મરૂદેવી માતાના ચરિત્ર વિસ્તારપૂર્વક કહેવામા આવ્યા એક એક ક્રિયાનુ વિશદ વર્ણન કરવામા આવ્યુ આપણે ક્યારે આવી અ ત ક્રિયાકરણ કરી શકીએ તે માટે અને અધ્યાત્મ શ્રેણીએ ચડવા માટે પ્રયાસ કરવાનો આ જન્મ કે પછીના જન્મમા ભલે સિદ્ધિ થવાની હોય પ્રયત્ન તો અત્યારથી જ શરૂ કરી દેવાનો

* * *

આ રીતે ચાર માસ સુધી નિર તર વાણી પ્રવાહ વહેતો રહ્યો અનેક દાખલા, દલીલ અને ન્યાયથી ભરેલી ગુરુદેવની મધુર વાણી રાજકોટના મુમુક્ષુ જીવોના કર્ણરન્ધ્રમા ગુ જતી જ રહી અને મોટા મોટા આચાર્ય અને તત્ત્વવેત્તા સ યમી મહા-પુરુષો રાજકોટને આગણે પધારી ગયા પર તુ ગુરુદેવની વાણીની જે જનમન સ્પર્શી મીઠાશ મળતી તે બીજે મળવી ઘણી જ દુર્લભ લાગતી હતી

એજ વાણીના પ્રભાવે તપશ્ચર્યાનો ઉછાળ, ત્યાગ અને દ ડ ફાળાની વિશદતા, પરમાર્થ કાર્યોની બહુલતા રાજકોટ ચોમાસામા વરસી રહી જોનારને આશ્ચર્ય થયુ શ્રી રતનલાલ ડોશી શૈલાના જેવા શાસ્ત્રજ્ઞ વ્યક્તિ પણ બે દિવસ ગુરુદેવના પ્રવચન સાભળવા ભાગ્યશાળી બન્યા તે સમયે અ ત ક્રિયાનો ચોથો ભાગ ચર્ચાતો હતો ગુરુદેવની મર્મજ્ઞતાથી તેઓ પણ હર્ષિત બની ઘણા નૂતન ભાવો તારવી શકયા

પર્યુષણ પર્વ ખૂબ જ રૂડી રીતે ઉજવાયા બહેનો ભાઈઓમાં તપશ્ચર્યાની સ્પર્ધા જ ચાલી રહી માસ ખમણથી લઈ સોળ, અગીઆર અને અઠાઈ નવાઈના મોકજ લાગી ગયા. તપસ્વીઓની આવી મોટી હારમાળાના દર્શન કરી જોનાર પાવન બની જતો.

પૂજ્ય શ્રીનો દીક્ષા તિથિ, શ્રી દેવકુંવરબાઈ સ્વામી આર્યાજી ની તથા બા બ્ર મહાસતીજી શ્રી મણિબાઈ સ્વામીની સ્વર્ગ ગમન તિથિ આમ ત્રણે તિથિ ઉજવવામાં આવી તે નિમિત્તના શ્રી સંઘના ધર્મપ્રેમી બંધુઓ તરફથી રૂપિયા ૫૦૦૦ પાંચ હજાર જમા કરવામા આવ્યા

સમગ્ર ચાતુર્માસ દરમ્યાન શ્રી વીરાણી બંધુઓએ ગુરુદેવનો પ ચો ભાલ ઝીલવા માટે પ્રયાસ કર્યો શ્રી દુર્લભજીભાઈ વીરાણીએ ગુરુદેવને ખાસ ગુરુસ્થાને માની અનન્ય ભક્તિ દર્શાવી. શ્રી શામજી બાપા વીરાણી પોતે ઘણા જ દયાળુ હૃદયના કોઈ દરેક રાહત કાર્યમા પુત્રોને ખૂબ જ પ્રેરણા આપતા અને સંતો તથા ગુરુદેવોની સેવા કરી લાભ લેવાની શિક્ષણ પીરસતા જ રહેતા. માતુશ્રી કડવીબાઈ પણ ઉત્તમ લાભ કમાઈ ગયા છે આ આદર્શ પરિવારે તન, મન, ધનથી સેવા બજાવી સૌરાષ્ટ્ર આરાની શ્રાવકનો નમૂનો ઉપસ્થિત કર્યો છે પૂજ્યશ્રીની પણ તે પરિવાર પર અનન્ય કૃપાદૃષ્ટિ હતી.

શ્રી જેતપુર પાઠશાળાનો ફાળો પણ ચાતુર્માસ દરમ્યાન ચાલુ જ હતો. નવહજાર છસોચોર-૯૬૧૪ રૂપિયા નોંધાયા પૂ. ગુ. ભરસિંહજી પુસ્તકાલયમા લગભગ રૂા ૧૫ નો વધારો થયો. વડીયા ઉપાશ્રય માટે રૂા ચાર હજાર ત્રણસોનો ફાળો થયો. આ સિવાય ત્યાના સ્થાનિક ફાળા અને નાના મોટા દાનપુણ્ય સત્કર્મના ફાળા થયા ગુરુદેવની વાણીમાં અદ્ભુત જાદુ હતું જે કંજુસને પણ ઉદાર બનાવી દેતા.

બહારનો અતિથિવર્ગ નિરંતર દર્શનનો લાભ મેળવી ગુરુદેવને સુખસાતા પછી પુન્ય ક્ષેત્રમા લાભ લઇ પોતાને કૃતાર્થ કરી રહ્યો હતો આગામી ચાતુર્માસ માટે વિનંતિ મૂકતો રહેતો મોરબીના શ્રી દુર્લભજીભાઇ ઝવેરીના સુપુત્ર આપણી કોન્ફરન્સના એક વખતના પ્રમુખ શ્રી વનેચંદભાઈ પૂજ્યશ્રીના દર્શન કરવા આવ્યા તેમની સાથે શ્રી ચુનીલાલ નાગજી વોરા હતા તેઓએ પ્રવચન બાદ ભાવણ કરતા પૂજ્ય શ્રી માટે અનન્ય લાગણી દર્શાવી જયપુર ચાતુર્માસ કરવા માટે હાર્દિક વિનંતિ કરી જો શકયતા હોય અને ગુરુદેવ ભાવ બતાવે તો જયપુરથી પોતે શ્રીસંઘનુ પ્રતિનિધિ મંડળ લઇને ગુરુદેવના ચરણોમા આવે તેવો ભાવ વ્યકત કર્યો

કલોલથી ૨૫ ભાઈઓ બહેનો દર્શનાર્થ રાજકોટ આવ્યા તેમા મુખ્યત્વે શેઠ છોટાલાલ અમથાભાઈ તથા બબાભાઈ કેશવજી આદિ અગ્રેસર ભાઈઓ હતા તેવી જ રીતે ખંભાતના ૨૦ જેટલા ભાઈઓ બહેનો આવ્યા તેમા શ્રી મોહનલાલ જગજીવન, શ્રી અંબાલાલભાઈ અને મંગળાબહેન મુખ્ય હતા તેઓ ગુરુદેવના પ્રભાવશાળી પ્રવચનથી ઘણા જ પ્રભાવિત થયા

ભિન્ન ભિન્ન રૂપે ગુરુદેવ બ્રહ્મચર્યનો મહિમા સમજાવતા હતા ઘણા ભાગ્યવાન દંપતી નાની મોટી ઉમરના બરાબર શીલવ્રત ધારણ કરતા હતા સ્થાનાભાવથી બધાના નામ અહીં આપી શકાતા નથી પરંતુ તેઓ આત્મકલ્યાણ સાથે શાસન પ્રભાવના વધારતા પૂજ્યશ્રીના ચરણે પ્રતિજ્ઞા લેવાથી ધન્ય બની રહેતા વિવેચન યુકત વિધિવત આવું ઉત્તમ વ્રત ધારણ કરતા તેઓનુ મન પ્રફુલ્લિત બની જતું

આસો વદિ અમાવાસ્યાના દિવસે શ્રી મહાવીર–નિર્વાણ મહોત્સવ નિમિત્તે વિવેચન થયુ ગુરૂદેવે દ્રવ્ય દિવાળી અને

ભાવ દિવાળીનો ભેદ બતાવી ભાવ દિવાળીની પ્રધાનતા ઓમા આનો સમય શેષ થવા આવ્યો. ભક્તજનોના હૃદયમા અભિરાઈ વ્યાપવા લા ||

રાજકોટ ચાતુર્માસ પછી બહોળાજલાલી સાથે સમાપ્ત થવા આ મુ પૂજ્ય શ્રીએ કાર્તિક પુનમના ચાતુર્માસની છેલ્લી દેશના આપી શ્રીસંઘના નરનારી કૃતકૃત્યતા અનુભવો રહ્યા. સૌના હૃદયમા ઉત્સાહ અને પ્રેમના ઝરણાં વહી રહ્યા.

કાર્તિક વદ બીજના વિહારનો નિર્ણય થતા ભક્તજનોના હૃદયમાં વિરહનો વેગ વધવા લાગ્યો. ભવ્ય જાહોજલાલી સાથે પૂજ્યશ્રીએ જ્યારે રાજકોટથી સદરમાં વિહાર કરવા માટે પગ ઉપાડ્યો ત્યારે હજારોની મેદનીએ શ્રી મહાવીર પ્રભુના નામનો જયજયકાર કર્યો સદર ઉપાશ્રયમાં ગુરુદેવને વિદાય આપતી વેળા રાજકોટ શ્રીસંઘના ચાર હજાર શ્રાવક શ્રાવિકા સમૂહની આંખમાં અશ્રુ ધારાઓ વહી રહી.

*

## પાચાળનો પચરંગી પરિચય

### ૫૬

### (રાજકોટથી વિહાર ૨૦૨૨)

પૂજ્યશ્રી સદરમા પધારતી વખત રાજકોટ શ્રીસંઘના ભાઈઓએ ગુરુદેવને વિદાય આપતા પરમ ઉપકાર અનુભવ્યો શ્રી મણિભાઈ રાવસાહેબે શ્રી સંઘ વતી આભાર માન્યો ને ચાતુર્માસમા થયેલ સદ્કાર્યોનો ઉલ્લેખ કરી ઉપસંહાર કર્યો પંડિત ચૌધરી શ્રી મદનલાલજીએ બે શબ્દો કહ્યા. સિદ્ધાંત શાળાની બહેનોએ સુંદર સ્વર લહરીથી ગુરુદેવ માટે સુરચિત સંસ્કૃત શ્લોકો ગાયા વાતાવરણ ગંભીર બની ગયુ પૂજ્યશ્રીએ જ્ઞાનાત્મક શબ્દોમા ઉપદેશ સાથે ઉત્તર વાળી સાધુ–ધર્મ અને તેની ચર્ચાનો મર્મ સમજાવ્યો

પૂજ્યશ્રીએ સદરમા શેષકાળની સ્થિરતા કરી ત્યાના શ્રાવક સમુદાયને પૂરો લાભ આપ્યો શરતચંદ્ર છોટાલાલ કોઠારીના મકાનમા ગુરુદેવે નિવાસ કર્યો હતો એ મકાન થોડા દિવસ માટે જાણે દેવમંદિર બની ગયુ આવા સંતોની ચરણરજથી પોતાને જ પાવન માનવા લાગ્યુ "જ્યા સંતો બીરાજે છે તે સ્થાન કૈલાસ બની જાય છે" આ વાક્યમા ઘણુ સદ્ રહસ્ય સમાયુ છે

સદરમા પણ નિયમિત પ્રવચન ચાલુ જ રહ્યુ પ્રવચન જ્યુબીલી હોલમા થતુ હતુ ભગવતી મરૂદેવી માતાના ચરિત્રનુ વ્યાખ્યાન થઈ રહ્યુ હતુ જૈનશાસનના અણમોલ રત્નોની ગુણ કથા શ્રોતાઓના ભાવવિભોર કરી દેતી ગામમાથી સેંકડો નરનારી પ્રવચનનો લાભ લેવા સદરમા પહોંચી જતા હતા -

આજે રવિવારે વિશેષ પ્રવચન હતુ વિદ્યાર્થીઓની હાજરી ખૂબ જ હતી. જૈન વણિક બોર્ડિંગ, દેવજીભાઈ બાલાશ્રમ તથા આમના વિદ્યાર્થીઓ ખાસ વ્યાખ્યાન શ્રવણ કરવા આવ્યા હતા પૂજ્યશ્રીએ વિદ્યાર્થીઓનુ જીવન એ વિષય પર પ્રવચન આપ્યુ વ્યાખ્યાનના અંતે વિદ્યાર્થીઓએ નાના મોટા વ્રત નિયમો લઈ વંદન કરી વિદાય લીધી

એક આદર્શ મારવાડી પરિવારના સભ્યો ગુરુદેવના સાનિધ્યમા આવ્યા. તે શ્રી મગનમલ વીરચંદ ચોપડા, બ્યાવરવાળા ગ્વાલીઅર સ્ટેટના વતની હતા તેઓ બંને માણસે ગુરુદેવ પાસેથી એક વર્ષના બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા કરી પોતે તથા તેમના બે પુત્ર શ્રી તારાચંદજી તથા કચ્ચરમલજીએ જિંદગી પર્યંત ક્રમશઃ સિનેમા ન જોવાના તથા લસણ ન ખાવાના પચ્ચખાણ લીધા. તેમની સાથે એક પઠાણ નોકર હતો. તેનુ નામ અસદ્ખાન હૈજમહમદ, તે નસીરાબાદનો હતો. તેણે અલ્લાહની સાક્ષીએ પશુ-પંખી ન મારવાનો નિયમ કર્યો

સદરમા સ્થિરતા દરમ્યાન ખાસ ખાસ પંડિત ગુરુદેવના સાનિધ્યમાં આવતા રહ્યા. બેરિસ્ટર શ્રી મણિલાલભાઈ ઉદાણી તથા શ્રી જેઠાભાઈએ ગુરુદેવથી પ્રથમ સમાજના ઉત્થાન સાથે આત્મ-ઉત્થાન કેમ થાય તે વિષય પર વાર્તાલાપ કર્યો વકીલ શ્રી સાકરચંદ ભીમજી ગુરુદેવના દર્શને આ વ્યા તેઓશ્રી સાથે વિશેષ વાર્તાલાપ થયો. ગુરુદેવની નોધપોથીમાં આ વાર્તાલાપ માટે ખાસ જગ્યા મૂકી દેવામા આવી છે પરંતુ તેનો ઉલ્લેખ મળી શક્યો નથી.

જામનગરથી ડૉ. શ્રી પ્રાણજીવનભાઈ પૂજ્યશ્રીના દર્શને આવ્યા. તેમની સાથે ડૉ. લલ્લુભાઈ છગનલાલ હતા તેઓએ કહ્યું કે જૈન શાસ્ત્રો સુંદર રીતે બહાર પડે જ્ઞાનનો ફેલાવો થાય, શાસ્ત્રો છપાય, અને જૈનોના હાથમા છાપવા માટે મોટા

પ્રેસ હોય તો પ્રચાર થઈ શકે" ઉપરાત તેમણે આ સમગ્ર કામ હાથ ધરવા ગુરુદેવને વિનતિ કરી

પૂજ્યશ્રીએ જવાબ આપ્યો કે કેટલુક કાર્ય અમારાથી થઈ શકે તેમજ નથી સામાન્ય જ્ઞાન સસ્થાઓ ઊભી થાય છે. તે પ્રત્યે પણ મતભેદ થાય છે એટલે લાભરૂપ વસ્તુમા પણ રાગદ્વેષના કારણો જન્મે છે સાક્ષાત રસ લેતા મતભેદ અને કષાય વધે તેવુ છે ડોક્ટર સાહેબ સમાજની તાસીરના અભ્યાસી હોઇ વિશેષ આગ્રહ ન કર્યો

શ્રી મોહનલાલ દલીચદ દેસાઈ જેઓ પ્રાકૃત ભાષા અને જૈન સાહિત્યના ઊડા અભ્યાસી હતા તેમને રાજકોટમા માન-પત્ર આપવાનો કાર્યક્રમ હતો ત્યા અચાનક તેઓ સ્વર્ગવાસી બન્યા તેમની શોકસભામા પધારી થોડો વૈરાગ્યમય બોધ આપવા માટે રાજકોટના પ્રસિદ્ધ શેઠ શ્રી ચકુભાઈ વખતચદ તથા વકીલ શ્રી ઉજમસીભાઈએ ગુરુદેવને વિનતિ કરી પૂજ્ય-શ્રીએ આ વિનતિનો સ્વીકાર કર્યો બીજે દિવસે દશ બજ્યે અગ્રેસર ભાઈઓ સાથે ગુરુદેવ ત્યા પધાર્યા સસારની અનિત્યતા વિશે વૈરાગ્યમય ઉપદેશ આપ્યો આવા પ્રખર અક્ષર ઉપાસકની શોકસભામા ફક્ત ૧૫૦ વ્યક્તિ ઉપસ્થિત હતા તેવો ગુરુદેવે ઉલ્લેખ કર્યો છે તે બતાવે છે કે ગમે તેવી જ્ઞાનની વાતો કરવા છતા હજુ આપણુ સમાજની મુખ્ય તાસીર ધન અને ધનિકની ઉપાસના છે

અમરાપુરવાળા ન્યાલચદ મૂળચદના પુત્રની જાન મુબઈથી આવતા નીચેના ભાઈઓએ દર્શનનો લાભ લીધો શ્રી ન્યાલચદ મુળચદ, શ્રી ચીમનલાલ પોપટલાલ શાહ, શ્રી નાગજીભાઈ કેશવજી ખેતાણી, શ્રી બાપાલાલ સોમચદ ગાધી, શ્રી નરભેરામ ભાઈ આટકીયા, શ્રી ચુનીલાલ પારેખ, શ્રી વ્રજલાલ ધરમચદ મેઘાણી આદિ ભાઈઓ હતા મુબઈમા વિકાસ પામેલા સૌરા

ષ્ટ્રના આ વતનીઓએ જ્યારે સૌરાષ્ટ્ર કેસરીના દર્શન કર્યા ત્યારે સૌરાષ્ટ્રના સતો વિષેનુ સ્વમાન પુન એકવાર તેઓના હૃદયમા રમી રહ્યુ

મુનિશ્રી મોગરતીલાલજીને દાતમાં કષ્ટ થયુ દન્તવિજ્ઞ જૈન ડોકટર શ્રી છોટાલાલ શીવલાલ જેઓએ દતવિદ્યામાં (L D S C M. F D I) ની ડિગ્રી મેળવી છે તેઓ ત સતની સેવામાં તુરત જ હાજર થયા. ગુરુદેવના પ્રવચનનો પણ લાભ લીધો. યોગ્ય સેવા બજાવી તેઓએ કૃતકૃત્યતા અનુભવી. પૂજ્યશ્રીના સદર નિવાસ દરમ્યાન આચાર્ય પ્રવર શ્રી દેવજી સ્વામી તથા ત. શ્રી. માણેકચદજી સ્વામીની તિથિ ખૂબ સારી રીતે ઉજવવામાં આવી આ તિથિ પ્રસગે રાહત કાર્ય તથા જૈનશાળાનાં બાળકોને સમૃદ્ધ ઇનામ વગેરેમાં લગભગ રૂપિયા પાંચ હજાર ખર્ચવામા આવ્યા. દરેક ફાળા સાથે ગરીબ માટે રાહત કાર્યનુ મુખ્ય લક્ષ્ય રહેતુ

સદર શ્રી કોઠારીજીના મકાનેથી વિહાર કરી આજી નદીના સામે પાર સદવી સેનેટોરિયમમાં ગુરુવર પધાર્યા હજારો ની સખ્યામા નરનારીઓ વળાવવા આવ્યા હતા. ગુરુદેવે સમગ્ર એઈ વર્તમાન સમયમાં ખોરાકની તકલીફ અને મધ્યમ વર્ગના મનુષ્યની હાડમારી માટે મુખ્ય ઉપદેશ આપ્યો. ઓસવાળના ભાઈઓએ એજ વખતે રાહત કાર્ય માટે એક ખાસ ફાળો શરૂ કર્યો. તેજ વખતે ત્યા નવ હજારની રકમ લખાઈ ગઈ ને ફાળો ચાલુ રહ્યો

સદવી સેનેટોરિયમથી વિહારયાત્રા આગળ વધારતા ગુરુદેવે પોરાળાને સ્પર્શ કર્યો. ત્યાં રાજકોટ સદવતી વળામણાનો પ્રોગ્રામ હતો લગભગ સાઠસત્તર હજાર માણસોએ તેમા ભાગ લીધો. પૂજ્યશ્રીએ રાજકોટનુ હૃદય જીતી લીધુ હતુ વિહતા

કરતા પણ જે વસ્તુ ચડિયાતી છે તેનો પ્રભાવ અને ઓજસ જોઈ શકાતા હતા. સેકડો ભક્તોએ ગુરુવરને પુન રાજકોટ પધારવા માટે અસખ્ય પ્રાર્થનાઓ કરી વિરક્ત સતો પોતાના સકલ્પ પર નિર્મોહ ભાવે વધારે આગળ વધવા લાગ્યા

ધોરાળાથી ત્રબા, સમઢીયાળા જઈ સરધાર પહોચ્યા સરધારના નાના એવા જૈન સમુદાયને પાચ દિવસનો લાભ આપ્યો બહારથી ઘણા દર્શનાર્થી આવ્યા રાજકોટથી શ્રી ચુનીલાલ નાગજી, શ્રી કાનજી પાનાચદ આદિ ૧૫ અગ્રેસર ભાઈઓ સરધાર આવ્યા ત્યા તેઓએ સઘજમણ કર્યું એ વખતે જેતપુરથી પણ શ્રી રતીભાઈ ન્યાલચદ વગેરે ૧૫થી ૨૦ જણ આવી પહોચ્યા હતા શ્રી મુળજી ઉજમશી તથા ધર્મપત્ની સવિતાબેને ચતુર્થવ્રતનો સ્વીકાર કર્યો શ્રી છબીલદાસ, બાલુભાઈ, નગીનદાસ તથા મનજી વાણદ—આ ભાઈઓએ ધૂમ્રપાનનો ત્યાગ કર્યો

સરધારથી ખારચીયા, હલેડા, કનેસરા, કુદણી થઈ ભાડલા પધાર્યા આ બધા ગામોમા સ્થાનકવાસી તથા દેરાવાસી ભાઈઓના બબ્બે પાચ પાચ ઘર છે પરસ્પર જરા જરા ભેદ અને સામ્પ્રદાયિક ક્લેશનુ વાતાવરણ હતું ગુરુદેવે સમાધિ અને સપનો અનુકૂળ ઉપદેશ આપ્યો વચ્ચે વચ્ચે રાજકોટથી ભાઈઓ અને બહેનો સારી સખ્યામા દર્શનાર્થે આવતા જ રહેતા

આણદપુર, કમળાપુર, પરિવાળા થઈ જસદણ આવ્યા જસદણ એ પાચાળનુ કેન્દ્ર છે સૌરાષ્ટ્રનો પાચાળ પ્રદેશ સરસ અને પ્રસિદ્ધ છે આ આખો પ્રદેશ તળાવોથી ખૂબ જ શોભી રહ્યો છે જસદણનુ આલનસાગર ખાસ દર્શનીય તળાવ છે જસદણમા ગુરુદેવ બે દિવસ રોકાયા સારો એવો ધર્મલાભ આપ્યો રૂા ૧૨૦નો રાહત ફાળો થયો

જસદણથી આટકોટ પધાર્યા ત્યાં રાહત કાર્ય માટે રૂા ૮૦૦નો ફાળો થયો પુન જસદણ સ્ટેશન પર પધાર્યા. બોટાદથી જામનગરવાળા રેલવેના ચીફ એન્જિનિયર શ્રી છબીલદાસભાઈ તથા તેમના ધર્મપત્ની મણિબેન સ્પેશ્યલ સલુન દ્વારા દર્શનાર્થે આવ્યા ગુરુદેવના સાનિધ્યમાં એક રાત રોકાયા. સવારના એક માઈલ સુધી વળાવવા આવ્યા

કાળાસર હીંગોળગઢ, અમરાપુર થઈ વીંછીયાનો સ્પર્શ કર્યો વીંછીયામાં શ્રીસંઘ વ્યવસ્થિત છે બાસઠ જેટલા સ્થા જૈન ઘરો ધર્મમાં ઊંડો રસ ધરાવે છે વીંછીયામાં ગુરુદેવ એક સપ્તાહ રોકાયા નિરંતર પ્રવચન થતું હતું વીંછીયામાં સોનગઢી માન્યતાના કેટલાક ઘરો બની જતા ઉપાશ્રયની સંપત્તિ માટે તેઓએ દાવો માગેલ હોવાથી ક્લેશ ચાલતો હતો બાકી સ્થા. સંઘ ઘણો જ સંગઠિત અને વ્યવસ્થિત છે ત્યાં જૈનશાળા બાળક અને બાલિકાઓની અલગ અલગ ચાલે છે ઉપરાંત આવિક શાળા છે આમ ત્રણે સંસ્થાઓ સારી રીતે ચાલી રહી છે. રાહત કાર્ય માટે રૂા. ૫ નો ફાળો થયો.

આ પાંચાળ પ્રદેશનો અનુભવ લઈ બોટાદ શ્રીસંઘની વિનંતિનો સ્વીકાર કરી ગુરુદેવે બોટાદ પ્રત્યે નજર લંબાવી.

*

બોટાદ એ ઝાલાવાડ, ગોહિલવાડ અને પાચાળનો સીમા પ્રદેશ છે બોટાદ સૌરાષ્ટ્રમા પોતાનુ વિશિષ્ટ સ્થાન ધરાવે છે ચીછીયાથી પીપરડી, સરવા થઈ પાળીયાદ પધાર્યા પાળીયાદમા જૈનશાળા ઘણી જ વ્યવસ્થિત ચાલે છે. અહી સ્થાનકવાસી ૧૦૦ ઘર હોવાથી અને સૌ સગઠિત હોવાથી શ્રીસઘ શોભારૂપ માલૂમ પડે છે અહી સોનગઢ મતનો જરાપણ ચેપ લાગ્યો નથી પૂજ્યશ્રીએ તાત્ત્વિક પ્રવચન કર્યું. જૈનશાળાના ઇનામ માટે રૂા ૧૨૫નો ફાળો થયો

પાળીયાદથી તરઘરા થઈ ગુરુવારે પોતાની શિષ્યમડળી સાથે બોટાદમા ચરણસ્પર્શ કર્યો પ્રથમ સ્ટેશન એરિયામા શ્રી છબીલદાસભાઇ કોઠારીના બગલા પાસે દરબારી મકાનમા ઊતર્યા ત્યા ઘણા વિદ્યાર્થીઓ સમક્ષ માગલિક આદિ ઉપદેશ દેવાયો અહી એક દિવસ રોકાયા શ્રી છબીલદાસભાઈના બધુ શ્રી રગીલદાસભાઈ પણ ભાવનગરથી દર્શનાર્થે આવી પહોચ્યા હતા આ બને બધુની જોડીએ ઉત્કૃષ્ટ ભક્તિ દ્વારા ધર્મના ક્ષેત્રમા પોતાના નામનો ડકો વગાડયો છે ત્યા બગલાના મેદાનમા ગુરુદેવનુ બીજે દિવસે પ્રવચન યોજવામા આવ્યુ હતું

બગલેથી બોટાદ શહેરમા ગુરુદેવની પધરામણી થઈ બોટાદના શ્રાવક સમુદાયમા ઉત્સાહ વ્યાપી રહ્યો ૩૫૦ જેટલા સ્થાનકવાસી ઘરોના સમર્થ સમુદાય છે અહી જૈન છાત્રાલય (બોર્ડિંગ) ચાલે છે ત્યાના બાળકોના પુસ્તકો માટે લગભગ રૂા ૪૦૦ ઉપરાત ફાળો થયો વેરાવળવાળા શેઠશ્રી મદનજી રતનજી વઢવાણથી

દર્શન કરવા આ યા તેઓએ રૂપિયા ૧૦૦ એક હજાર જૈન બોર્ડિંગમા લખાવ્યા

શ્રી છબીલદાસ કેઠારીએ પૂ વાસીલાલજી મ દ્વારા સક લિત શાસ્ત્રનો (અનુતરોવવાઈ) ગુજરાતી અનુવાદ જોઈ આપવા ગુરુદેવને પ્રાથના કરી મહારાજશ્રીએ ફરમાવ્યુ પૂજ્યશ્રી પુરુષોતમજી મ. ના આના વિના મારાથી બની શકે નહિ. બોટાદને એક અઠવાડિયુ લાભ આપી ગુરુદેવ વિહાર માટે તૈયાર થયા વિહાર વખતે માગલિક સમયે માનવ શહત ફડની પ્રેરણા મળવા લગભગ રૂા ૧૨૦ બારસો નોધાયા.

નાગલપુર રાજપુરા, ટાટમ થઈને કેરીનદી કોરે પગે પાર કરી પૂજ્યશ્રી ગઢડા (સ્વામીના) પધાર્યા ગઢડાની જૈન શાળાને સમસ્ત સૌરાષ્ટ્રમા પહેલો નબર મળ્યો છે તે ઘણીજ વ્યવસ્થિત છે અહી ત્રણ મજલાનુ જૈનશાળાનુ વિશાળ ભવન છે ગુરુવરો જૈનશાળામા લગભગ ૧૦ વરનો સુસગઠિત શ્રીસઘ છે ગુરુદેવના પ્રવચન શરૂ થયા ધીમે ધીમે જનતામા ઘણો જ રસ જાગ્રત થયો. ઉપાશ્રયમા લાઇન દોરીમા કપાઇ ગયો હતો ગુરુદેવના પ્રભાવથી ઉપાશ્રય માટે રૂ. ૧ ૨૫૦ દશહજાર બસો પચાસનો ફાળો થયો ગઢડામા પણ ગુરુદેવે એક સપ્તાહ સ્થિરતા કરી

ગુઢાળા પધારતા ત્યાં બાળપણથી અપગ, ધમના જાણીતા તપસ્વી શ્રાવક શ્રી. હીરાભાઇભાઇને ગુરુદેવે ખાસ દર્શનનો લાભ આપ્યો. મૂળ હળખાણુમાના વતની આ હીરાભાઇભાઈ ત્યાથી ગુઢાળા આવી વસ્યા હતા ગુઢાળાથી ઢસા થઈ ઢસા જ કશન પધાર્યા કુડલાથી ૩ જેટલા ભાઇઓ બહેનો દર્શન કરવા માટે આવ્યા. ત્યા બગડીયા શ્રી જગજીવનભાઈએ સેવાનો અનુપમ લાભ લીધો. ઢસા જકશનથી દામનગર પધાર્યા

દામનગર ઘણુ જ પુન્ય ક્ષેત્ર છે. ગુરુદેવ ત્યા આવતા કુ ડલા, લીલીયા, ચિતળ, લાઠી વગેરે શ્રીસ ઘો વિન તી કરવા આવી પહોચ્યા દામનગરમા ગુરુદેવે માનવરાહતનો ઉપદેશ આપતા રૂા ૩૨૦૦નો ફાળો થયો બ ધ પડેલી જૈનશાળા માટે ખૂબ જ પ્રેરણા આપવામા આવી ચાલુ થવાની આશા બ ધાણી

ભુરખીયા થઈ લાઠી આગમન થયુ ભુરખીયા હનુમાન ઘણા જ પ્રસિદ્ધ છે સેકડો માનતાઓ ચાલે છે લાઠીમા ત્રણ દિવસ સ્થિરતા થઈ ખાસ વિશેષ માનવરાહતનુ કાર્ય ન નીપજ્યુ શ્રી શામજી વેલજી વીરાણી, રાજકોટ ગુજરી જવાના સમાચાર મળ્યા ઊ ડા સ વેદન સાથે ગુરુદેવે દિવ ગત આત્માને શાતિ અર્પી તેઓ શ્રી જૈન શાસનમા ઉજ્જવળ સીતારા હતા.

અકાળા, લુહારીયા થઈ લીલીયા પધાર્યા અકાળા મુકામે અમરેલીના શ્રાવક સમુદાય વિન તિ માટે આવ્યા ગુરુદેવે અનુકુળ ઉત્તર આપ્યો લીલીયામા નવા ઉપાશ્રયની ખાસ આવશ્યકતા હતી ગુરુદેવના સાનિધ્યમા રૂા ૨૮૦૦ અઢાવીસોનો ફાળો થયો ક્ષેસવડી, ખડકાળા થઈ ગુરુદેવે સાવરકુ ડલામા પદાર્પણ કર્યું સાવરકુ ડલાના શ્રાવક સમુદાયનુ હ્રદય પ્રેમ વિભોર બની ગયુ અઢી માઈલ સુધી સેકડો નરનારી સામે આવ્યા ગુરુદેવ ઉપાશ્રયમા પધાર્યા

ઉપાશ્રયમા પ્રવચન શરૂ થયા 'સ્વદયા'માથી ઉદ્‌ભવતી ' પરદયા 'નુ વિશદ વર્ણન ગુરુદેવે કર્યું જ્યા સ્વસેવાનો અભાવ હોય ત્યા પર સેવા આવે જ કયાથી ? જ્યા પર સેવા છે ત્યા સ્વ શુદ્ધિ છે જ આઠ પ્રકારની દયામા પહેલી સ્વદયા છે અને સ્વદયા એટલે પોતાના આત્માની જ દયા જ્યારે પર દયા એટલે દુ ખી જીવોના દુ ખ નિવારણુની ભાવના અને પ્રયાસ.

આ વિષય પર ઘણા દિવસ સુધી પ્રવચન ચાલુજ રહ્યું

સાવરકુંડલા શ્રીસંઘ અને જૈન સ્થા. યુવક મંડળે આગ્રહ ભાવભા-નમા આવતા વર્ષના ચાતુર્માસ માટે વિનંતિ કરી. વિનંતિ ઘણી જોરદાર હતી. ત્રણ વરસની આગ્રહ વિનંતિ પરાકાષ્ટાએ પહોંચી હતી. ગુરુદેવ સાવરકુંડલા સમાજના અંતરભાવને પારખી રહ્યા હતા પૂજ્યશ્રીના હૃદયમા ચાતુર્માસ કરવા માટે ભાવ જાગ્રત થયા વ્યવહાર પ્રમાણે વૈશાખ સુદિ પુનમના નિર્ણય થશે તેવો ઉત્તર આપ્યો

માનવસમાજના કષ્ટ વધી રહ્યા છે મધ્યમ વર્ગ પીસાઈ રહ્યો છે તેને અત્યારે આત્મજ્ઞાન કરતા સીધી મદદની વધારે જરૂર છે સ્વધર્મી વાત્સલ્ય સમ્યક દૃષ્ટિનુ લક્ષણ છે " આ જાતનો ગુરુવરે ઉપદેશ આપતા સાવરકુંડલામા માનવ રાહત ફંડમા રૂા. ૫૧૭૮ એક જ વખતે એકત્ર થયા. દેશકાળ જોતા માનવ સેવા ગુરુમહારાજનુ મહાન સૂત્ર બની ગયુ હતુ

છ દિવસ કુંડલા સ્થિરતા કરી ત્યાથી પૂજ્યશ્રીએ અમરેલી તરફ પ્રસ્થાન કર્યુ ખરખડીયા, ભોળીયા, કરજાળા, વરખા, દેવરાજીયા અને ગાવડકા સ્ટેશનના નાના શ્રી. સંઘોને અને ગ્રામીણ જનતાને સુંદર લાભ આપી સેત્રુંજી નદી પાર કરી અમરેલી પધાર્યા પાચ દિવસ અમરેલીને અનુપમ લાભ મળ્યો અમરેલીમા શ્રી પ્રેમચંદભાઈ ખારાએ અનુપમ સેવા બજાવી. સાવરકુંડલાના બે ભાઈઓ અમરેલી આવેલા તેમને પોતાને ત્યાંજ જમાડયા હતા ઉપરાંત દરેક આગન્તુકનો તેમનેજ લાભ મળતો હતો. ખેતાણી દશા શ્રીમાળી વણિક વિદ્યાર્થી ભવનના કાર્યકર્તાઓ તરફથી ત્યાં બોર્ડિંગમાં પ્રવચન માટે આમંત્રણ મળ્યુ બોર્ડિંગના મેદાનમાં પ્રવચન થયુ જૈન બોર્ડિંગ ઉપરાંત શ્રી વીસા શ્રીમાળી વણિક બોર્ડિંગ બ્રાહ્મણ બોર્ડિંગ, પટેલ બોર્ડિંગ લોહાણા બોર્ડિંગ, કપોળ બોર્ડિંગ પ્રેમસુબોર્ડિંગ

બ્રહ્મક્ષત્રિય બોર્ડિંગ અને અમરેલી સાર્વજનિક બોર્ડિંગના વિદ્યાર્થીઓ હાજર હતા.

અમરેલી નૂતન સ્કૂલના પ્રિન્સિપાલ શ્રી મુલાણી મગનભાઈ અને ફોરવર્ડ સ્કૂલના પ્રિસિપાલ શ્રી છોટાલાલ વિઠલાણીએ સમગ્ર સ્ટાફ સમેત હાજરી આપી હતી અમરેલી નગરના પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો પણ પ્રવચનનો લાભ લેવા એકત્ર થયા હતા ઉપર્યુક્ત બોર્ડિંગનુ ગૃહપતિ મડળ પણ પ્રવચન સાભળવા આતુર હતુ પૂજ્યશ્રીએ "વિદ્યાર્થીઓનુ વર્તન" એ વિષય પર વિશદ મીમાસા કરી અને ભવિષ્યના નાગરિક તરીકે આવી પડનારી જવાબદારીનુ ભાન કરાવ્યુ વિદ્યાર્થી તરફ વડીલોના કર્તવ્ય પ્રત્યે ધ્યાન ખેચવામા આવ્યુ

અમરેલીથી ગુરુદેવે વડીયાને સ્પર્શ કર્યો માર્ગમા ચીતળ બે દિવસનો વિશેષ લાભ આપ્યો ત્યા સ્થા જૈન સઘ ઘણો જ વ્યવસ્થિત અને સગઠિત છે ધોરાજીથી શ્રી માણેકચદ દેસાઈ ગુરુદેવના દર્શન કરવા આવ્યા તેઓએ રૂા ૧૦૧ માનવ રાહત કાર્યમા લખાવ્યા જાહેર પ્રવચન થયુ લુણીધાર ૪૦ જેટલા ભાઈઓ બહેનો વળાવવા આવતા વીઠલજી આણદજી તરફથી જમાડવામા આવ્યા

લુણીધાર, કુકાવાવ અને તોરીને પણ લાભ મળ્યો કુકાવાવમા માનવ–રાહત માટે રૂા ૩૫૦નો ફાળો થયો વડીયા પાઠશાળામા અભ્યાસ કરતા મુનિશ્રી જયતિલાલજી મહારાજ ગુરુદેવના સ્વાગત માટે તોરી સુધી સામે આવી પહોચ્યા ગુરુદેવને ભેટતા હૃદય ગદ્‌ગદિત થઇ ગયુ તોરીની બગલમા રામપુર છે ત્યા પ્રવચનનો વિશેષ લાભ આપવામા આવ્યો પીપળીયા પહોચતા જગજીવન મુનિ પણ પધાર્યા સાજના વડીયા આગમન થયુ

વડીયામાં પાંચે ઠાણા એકત્ર થઈ જતાં અધિક આનંદ વર્તાઈ રહ્યો પ્રવચનનો લાભ લેવા જનતા ઉમટી પડી વડીયા દરબાર શ્રી સુરગવાળા સમસ્ત અધિકારી મંડળ સાથે પ્રવચન સાંભળવા પધાર્યા ધાર્મિક વૃતિના હોવાથી તેઓ સંત સમાગમ ચુકતા નહિ વડીયામાં રામનવમીનો પ્રસંગ જાહેર રીતે ઉજવાયો સમગ્ર જનતાએ ભાગ લીધો શ્રી ત મા સ્થા જૈન વિદ્યાલયનો વાર્ષિક દિન મહાવીર જયંતી હોવાથી ગુરુદેવના સાન્નિધ્યમાં મહાવીર જયંતી મહોત્સવનું વિશાળ પ્રમાણમાં આયોજન થયું તે સભાનું પ્રમુખસ્થાન શ્રી વડીયા દરબાર સુરગવાળા સાહેબને અપાયું હતું બહારગામથી ૩૦૦ જેટલા વિશેષ અતિથિઓ વડીયાને આંગણે પધાર્યા હતા શેઠશ્રી કેશવજી મેનજી ખેતાણી તરફથી મહેમાનો માટેની બધી વ્યવસ્થા કરવામાં આવી હતી.

પૂજ્યશ્રીના પ્રવચન પહેલા ઘણા વક્તાઓએ તથા સાધુ તેમજ સાધ્વીજીઓએ થોડો થોડો સમય આપણુ આપ્યા હતા. જૈનશાળાના બાળકોનો તથા વિદ્યાલયના બાળકોનો વિશેષ પ્રોગ્રામ હતો. અંતમાં 'કરૂણા' વિષયને સ્પર્શતું ગુરુદેવનું ધર્મ–પ્રવચન થયું માનવ શરતના કાયમાં ફૂટ ૨૨ (બાવીસો) નો ફાળો થયો. તે જન સહાય અર્થે તુરત જ વાપરી નાખવાનો હતો સુંદર સમીયાણા નીચે આ શાંતિમય ધર્મસભા વડીયાની પલ્લવિત વનરાજી વચ્ચે અપૂર્વ શોભી રહી હતી આ સિવાય આયંબીલની ઓળી સરસ રીતે યોજવામાં આવી હતી

લીંબડી સંપ્રદાયના બા. બ્ર. શ્રી લીલાવતી મ. ઠાણા ૨ વડીયા પધારતા તેઓ સીધા જ ગુરુદેવના દર્શને આવ્યા. બપોરે સારી એવી તત્ત્વ ચર્ચા થઈ છ કોટી સિવાયની કોટીના પક્ષ

ખાણુ તથા અકામ સકામ નિર્જરા એ વિષયો પર સારો એવો વાર્તાલાપ થયો તેઓ બીજે દિવસે વિહાર કરી જવાના હતા

વડીયામા ધર્મનો ડંકો બજાવી ગુરુદેવ ગોંડલ પધાર્યા થાણા દેવડી, સુલતાનપુર, ખોખરી આદિ ગામોને લાભ આપ્યો ગોંડલમા શ્રી પૂજ્ય કાનજી સ્વામીના સાનિધ્યમા ગુરુદેવ રોકાયા તેઓશ્રી પ્રાણલાલજી સ્વામી પ્રત્યે અનહદ પ્રેમ ધરાવતા હતા ગોંડલમા ફક્ત પાચ જ દિવસની સ્થિરતા કરી વિદ્યાધિકારી શ્રી ચદુભાઈ પટેલે સત્સગનો વિશેષ લાભ ઉઠાવ્યો ગુજરાતી શબ્દકોષ તથા ઈશ્વર કર્તૃત્વ વિષે ઊડી ચર્ચાઓ કરી, અવારનવાર લાભ લીધો ગોંડલથી ગુરુદેવે જેતપુર માટે પ્રસ્થાન કર્યું

*

## ૫૮

ગોંડલથી જામનગર, વીરપુર થઈ જેતપુર આગમન થયુ વીરપુરના નાયબ દીવાન શ્રી. પોપટભાઈ સ તેના અનન્ય ભક્ત છે તેમણે સૌને ખૂબ જ સાતા ઉપજાવી બપોર તથા રાત્રિના સમયે ગુરુદેવ પાસે જ્ઞાન લાભ માટે ઉત્તમ ધર્મચર્ચા કરી. પ્રશ્નોત્તર મુખ્ય તથા આ પ્રમાણે હતા

કર્મ અને પુરુષાર્થમા પ્રબળ કોણ? બન્નેની વ્યાખ્યા શું અને પરસ્પર કઈ સબધ ખરો કે?

પૂજ્યશ્રીએ દીવાન સાહેબની બુદ્ધિની ઊડાઈને માપ લેતા ઉત્તર આપ્યો કે વસ્તુત કર્મ અને પુરુષાર્થની પ્રબળતા અને નિબળતાનો કોઈ પ્રશ્ન જ નથી સમય પર પુરુષાર્થ પણ બળ વત્તર હોય છે તમે પૂછો કે હોડી અને પાણીમા પ્રબળ કોણ? જો નદીમા પાણી ઓછુ હોય તો હોડી તરી જાય અને પાણીનો વેગ વધારે હોય તો હોડી તણાઈ જાય અને નબળી હોય તો ઓછા પાણીમા પણ ગોથુ ખાઈ જાય અને સબળી હોય તો ભારે વેગનો સામનો કરે

તમારો ક્ષયોપશમ વધારે થઈ ચૂક્યો હોય તો કર્મ નબળા પડે અને કર્મને જીતી શકાય. પરતુ તમારો પુરુષાર્થ (વીર્ય) ઓછો હોય તો કર્મ પ્રમાણે તમારી ગતિ થાય. આ પ્રશ્ન ખૂબ જ જૂનો અને જાણીતો છે પરતુ તેના વિષયમા ઘણા માણસોને સ્પષ્ટ ખ્યાલ નથી.

પુરુષાર્થ તે સ્વસ્વરૂપનુ પરિણામ છે અને તે પરિણામના

આધારે થતી સદ્ પ્રવૃત્તિ પુરુષાર્થમા ગણાય છે ઇચ્છાશક્તિની પ્રબળતાથી બહારમા થતો સાસારિક વ્યવહાર તે પણ પુરુષાર્થ ગણાય છે પર તુ વસ્તુત તે પુરુષાર્થ નથી. કેમકે ઇચ્છા પ્રમાણે પુરુષાર્થ તો કરવામા આવે છે પર તુ ઇચ્છા પોતે જ કર્મજનિત છે કર્મથી ઉપજતો ઉદયભાવ અને તે ઉદયભાવની પ્રેરણાથી થતો વીર્ય પ્રયોગ—આને શાસ્ત્રમા બાલવીર્ય કહેવામા આવ્યુ છે અત સ્વગુણથી નિપજતો વીર્યનો સદુપયોગ તે જ પુરુષાર્થ ઠરે છે.

કર્મ તે વર્તમાન વિભાવથી થનારા સ સ્કાર છે અર્થાત. ભૂતકાળમા જે જે વિકૃત પ્રવૃત્તિ કરી, તેનાથી જે સ સ્કાર નીપ જ્યા તે કર્મ છે પ્રવૃત્તિના જે બીજ ભૂતકાળના સ સ્કારોમા સ ચિત થયા હોય તે બીજ શક્તિને કર્મ કહેવામા આવે છે જેમા કઈક કરવામા આવ્યુ હોય તે કર્મ .

બ નેનો સ બ ધ શો છે? બ ને કારણ કાર્ય સ બ ધ ધરાવે છે જેમ વૃક્ષથી બીજ અને બીજમાથી વૃક્ષ તેમ કર્મથી સ્થૂલ પુરુષાર્થ અને સ્થૂલ પુરુષાર્થથી કર્મ કર્મ ક્ષયથી સપુરુષાર્થ પુરુષાર્થથી કર્મ ક્ષય પુરુષાર્થને તમે વર્તમાન કાળ સમજો તો કર્મને ભૂતકાળ સમજો વ્યવહારિક પુરુષાર્થને કર્મ સાથે વૃક્ષના મૂળ અને થડ જેવો સ બ ધ છે કર્મ તે મૂળિયુ છે, પુરુષાર્થ તે બહારનુ વૃક્ષ છે બહારનુ કલેવર છે સત્ પુરુષાર્થને કર્મ સાથે વધારે પડતુ લેવા દેવા નથી પર તુ અમુક જાતના કર્મક્ષય થયા હોય ત્યારે જ સત્ પુરુષાર્થ વિકસે છે

બ ને પ્રકારના પુરુષાર્થને એક સાથે ઘટિત કરવાથી બુદ્ધિમા ગોટાળો થશે સરખી રીતે સમજી શકાશે નહિ

× × ×

૫૮

ગોંડલથી જામવાળી, વીરપુર થઈ જેતપુર આગમન થયું વીરપુરના નાયબ દીવાન શ્રી પોપટભાઈ સંઘાના અનન્ય ભક્ત છે તેમણે સૌને ખૂબ જ શાતા ઉપજાવી બપોર તથા રાત્રિના સમયે ગુરુદેવ પાસે જ્ઞાન લાભ માટે ઉત્તમ ધર્મચર્ચા કરી પ્રશ્નોત્તર મુખ્ય તથા આ પ્રમાણે હતા

કર્મ અને પુરુષાર્થમાં પ્રબળ કોણ? બન્નેની વ્યાખ્યા શું અને પરસ્પર કંઈ સંબંધ ખરો કે?

પૂજ્યશ્રીએ દીવાનસાહેબની બુદ્ધિની ઊંડાઈને માપ લેતા ઉત્તર આપ્યો કે વસ્તુત કર્મ અને પુરુષાર્થની પ્રબળતા અને નિર્બળતાનો કોઈ પ્રશ્ન જ નથી. સમય પર પુરુષાર્થ પણ બલવત્તર હોય છે તમે પૂછો કે સેસ અને પાણીમાં પ્રબળ કોણ? એ નદીમા પાણી ઓછુ હોય તો સેસ તરી જાય અને પાણીનો વેગ વધારે હોય તો સેસ તણાઈ જાય અને નબળી હોય તો ઓછા પાણીમા પણ બોકુ ખાઈ જાય અને સબળી હોય તો ભારે વેગનો સામનો કરે

તમારો ક્ષયોપશમ વધારે થઈ ચૂક્યો હોય તો કર્મ નબળા પડે અને કર્મને છતી શકાય પરંતુ તમારો પુરુષાર્થ (વીર્ય) ઓછો હોય તો કર્મ પ્રમાણે તમારી ગતિ થાય આ પ્રશ્ન ખૂબ જ જૂનો અને જાણીતો છે પરંતુ તેના વિષયમા ઘણા માણસોને સ્પષ્ટ ખ્યાલ નથી

પુરુષાર્થ તે સ્વસ્વરૂપનુ પરિણામ છે અને તે પરિણામના

આધારે થતી સદ્ પ્રવૃત્તિ પુરુષાર્થમા ગણાય છે ઇચ્છાશકિતની પ્રબળતાથી બહારમા થતો સાસારિક વ્યવહાર તે પણ પુરુષાર્થ ગણાય છે પર તુ વસ્તુત તે પુરુષાર્થ નથી કેમકે ઇચ્છા પ્રમાણે પુરુષાર્થ તો કરવામા આવે છે પર તુ ઇચ્છા પોતે જ કર્મજનિત છે કર્મથી ઉપજતો ઉદયભાવ અને તે ઉદયભાવની પ્રેરણાથી થતો વીર્ય પ્રયોગ--આને શાસ્ત્રમા બાલવીર્ય કહેવામા આવ્યુ છે અત સ્વગુણથી નિપજતો વીર્યનો સદુપયોગ તે જ પુરુષાર્થ ઠરે છે.

કર્મ તે વર્તમાન વિભાવથી થનારા સ સ્કાર છે અર્થાત ભૂતકાળમા જે જે વિકૃત પ્રવૃત્તિ કરી, તેનાથી જે સ સ્કાર નીપ જ્યા તે કર્મ છે પ્રવૃત્તિના જે બીજ ભૂતકાળના સ સ્કારોમા સ ચિત થયા હોય તે બીજ શકિતને કર્મ કહેવામા આવે છે જેમા કઈક કરવામા આવ્યુ હોય તે કર્મ

બ નેનો સ બ ધ શો છે? બ ને કારણ કાર્ય સ બ ધ ધરાવે છે જેમ વૃક્ષથી બીજ અને બીજમાથી વૃક્ષ તેમ કર્મથી સ્થૂલ પુરુષાર્થ અને સ્થૂલ પુરુષાર્થથી કર્મ કર્મ ક્ષયથી સપુરુષાર્થ પુરુષાર્થથી કર્મ ક્ષય પુરુષાર્થને તમે વર્તમાન કાળ સમજો તો કર્મને ભૂતકાળ સમજો વ્યવહારિક પુરુષાર્થને કર્મ સાથે વૃક્ષના મૂળ અને થડ જેવો સ બ ધ છે કર્મ તે મૂળિયુ છે, પુરુષાર્થ તે બહારનુ વૃક્ષ છે બહારનુ કલેવર છે સત્ પુરુષાર્થને કર્મ સાથે વધારે પડતુ લેવા દેવા નથી પર તુ અમુક જાતના કર્મક્ષય થયા હોય ત્યારે જ સત્ પુરુષાર્થ વિકસે છે

બ ને પ્રકારના પુરુષાર્થને એક સાથે ઘટિત કરવાથી બુદ્ધિમા ગોટાળો થશે સરખી રીતે સમજી શકાશે નહિ

× × ×

આ રીતે કર્મ ને પુરુષાર્થ ની બાબતમા ખૂબ જ ચર્ચા થઈ અને દીવાન સાહેબને સમાધાન મળ્યુ પુરુષાર્થ ની પ્રધાનતા તેઓએ સ્વીકારી અને કર્મનુ રહસ્ય સમજવામા તેમને નવો રસ પડ્યો

વીરપુરથી જેતપુર આગમન થતા તપસ્વીજી જગજીવન મ ઠાણા ૨ ગુરુદેવના ચરણોમા હાજર થયા સપ્તાહભર જેતપુરમાં સ્થિરતા થઇ શાસ્ત્ર ભંડારનુ પ્રતિલેખન કરવામા મહારાજ શ્રી તથા મુનિ મંડળે ખૂબ જ શ્રમ ઉઠાવ્યો

જેતલસર વડાલ થઈ જુનાગઢ પધાર્યા વડાલમા શ્રી ડુંગરસિંહ મહારાજની તિથિ મનાવવામાં આવી. પૂ. ગુરુદેવ તથા શ્રી જગજીવનજી મુનિ પ્રવચન આપતા અને નાના રતીમુનિ સ્તુતિ, પ્રાર્થના ને ગાયનથી ભાવનામય વાતાવરણ બનાવતા હતા. જુનાગઢમા વરસીતપના પારણા ઉજવવાના હોઈ આનંદ ઉત્સવ વ્યાપી રહ્યો હતો આ સમય દરમ્યાન શ્રી જેઠાલાલભાઈના પુત્રી ગુણવતી બહેનના લગ્ન હોઈ રાજકોટથી શ્રી. રામજીભાઇ વીરાણીના પુત્ર નગીનદાસની જાન લઈ ૧૦ જેટલા સદગૃહસ્થો આવ્યા

બને કુટુબ ઉચ્ચ ધાર્મિક હોવાથી સૌએ ગુરુદેવની હાજરીનો પૂરો લાભ ઉઠાવ્યો આખી જાને પ્રવચનમા બરાબર હાજરી આપી હતી પરણ્યા પછી નવદંપતી ભરી સભામા માગલિક સાભળી ગુરુદેવના ચરણ સ્પર્શ લેતા આ મા ત્યારનું દ્રશ્ય અદ્ભુત હતુ

પૂજ્યશ્રીએ નિમ્નોક્ત આશયવાળા શબ્દોથી નવદંપતીને સદ્ શિક્ષા આપી પ્રથમ નબર સદાને માટે સર્વ ત્યાગીનો છે તેમા ગતિ ન કરી શકે તો બીજે નબર ગૃહસ્થાશ્રમનો છે આદર્શ ગૃહસ્થાશ્રમમાં દપતીએ જૈનધર્મના નિયમાનુસાર રહેવુ એકમે જ્ઞાન, દર્શન, ચારિત્ર, અહિંસા, સત્ય,દાન, બ્રહ્મ

ચર્ય, સંતોષ- આદિ ગુણોમા સમજપૂર્વક આગળ વધવુ. શ્રી નગીનદાસ માટે આ સાચો વારસો છે અને ગુણવતી બહેન માટે સાચો કરીઆવર છે એ પ્રમાણે ગુરુદેવે સદેશો આપ્યો

આ સમયે શ્રી સઘ ઉપરાત માડવે અને જાનમા આવેલા મહેમાનો તથા વરસીતપ પર આવેલા સૌના સગા વહાલાઓ સેકડો સખ્યામા હાજર હોવાથી વાતાવરણ ખૂબ જ સભર અને સરસ બન્યુ હતું વૈશાખ વદિ પાચમના તપસ્વીઓના પારણા થયા

ખીલખામા સાત વરસીતપ હતા ગુરુદેવની પ્રતિક્ષા ખાતર પારણા લબાવ્યા હતા પધારવા માટે જુનાગઢ વિનતિ થઇ રહી હતી પૂજ્યશ્રી જુનાગઢથી ખીલખા પધારતા તપસ્વી બહેનના હૃદય પુલકિત બની ગયા છઠ છઠના વરસીતપવાળા બહેનો પણ હતા પારણા ઉત્સવ ઘણી ધામધૂમથી ઉજવાયો માનવરાહત અને બીજા શાસન સેવાના કાર્ય નિમિત્તે રૂા ૧૫૦૦ (પદરસો)નો ફાળો થયો પૂજ્યશ્રીએ સૂક્ષ્મભાવે તપ શ્ચર્યાની આલોચના કરાવી હતી

વીસાવદરમા છ વરસીતપ હતા પૂજ્ય શ્રી વીસા વદર પધાર્યા શ્રી દિવાળી બહેનનો છઠનો વરસીતપ હતો તેમનો ૩૨ વરસનો આગલા ઘરનો પુત્ર અચાનક ગુજરી ગયો માત-પિતાએ અપૂર્વ ધીરજ ધરી અદ્‌ભુત આદર્શ દાખવ્યુ વરસીતપના ઉત્સવમા કોઇ જાતનો શોક ન રાખવા માટે સામે-થી જ શ્રીસઘને વિનતિ કરી દિવાળી બહેનના પતિ શ્રી ગોપાલજીભાઇ ઘણા જ શાસનપ્રિય, સત, પ્રેમી, સાર્વજનિક સેવાની આકાક્ષાવાળા, નિખાલસ આદર્શ વ્યકિત હતા વીસા વદરમા રૂા ૫૦૦૦ (પાચ હજાર) અલગ અલગ કાર્યમા વપરાયા

વીસાવદરથી સત્તાધારની જગ્યામા પધરામણી થઈ ચલા

ત્યાથી આવેલા શ્રી ચીત્રા ભગતે આ સ્થાનમા તપ કર્યું અને સત્ દેખાડ્યુ જેના પરિણામે હજારો માણસો માનતાઓ લઇને આવે છે લગભગ ત્રણેક લાખની જગ્યાની ઝોપડી (મિલકત) છે શ્રી લક્ષ્મણ ભગત જગ્યાનુ સચાલન કરે છે

સતાધારથી હલખાણીયા જવા માટે ગુરુદેવે નિર્ણય કર્યો હલખાણીયા જયંતિલાલજી મુનિની જ મભૂમિ છે તેમના માતુશ્રી અમૃતબાઈ બિમાર હોવાથી ગુરુદેવે તેમને દર્શનનો લાભ આપવા માટે કૃપા કરી. વીસાવદરથી ૨૦ જેટલા ભાઈઓ સાથે હતા. જગલના રસ્તે વીજળી ઝાળમા થઇને હલખાણીયા તરફ જવાના ભાવ હતા આએો રસ્તો પહાડ માળાઓ અને જગલથી ઘેરાએલો છે હલખાણીયા ગીરના જગલનુ પ્રસિદ્ધ સ્થાન છે જ્યા બરાબર સિંહ દીપડાઓની ગર્જનાઓ સભળાતી રહે છે

સતાધારથી રાજપરા થઈ કાસવડી' ના નેસમા ગુરુવરો ઉત્તરી આવ્યા. પર્વતીય અટપટી કેડીઓ પાર કરતા કોઈ જગલના જોગીશ્વરો જાણે તોફાની ઝરણાની જેમ વહી રહ્યા હતા

સવારનો પહોર હતો. ભગવાન મહાવીર સ્વામીના નામનો જયનાદ ચાલી રહ્યો હતો. એક ભાઈએ વચમાજ બૂમ મારી "જાનવર અને ખરેખર સામેની ઘાસવગામાથી એક દીપડાજ પેલી બાજુ લાળમાં જલદી સરકી રહ્યા હતા આ શેતાન દીપડો પાછુ વાળીને જોતો જતો હતો. લગભગ બધા દર્શકોએ સારી રીતે નિહાળ્યો. આમ સાક્ષાત જગલના આ વિકરાળ જાનવરને જોવાનો અવસર મળતાં સૌ ખુશ થઈ ગયા. સમુહ હતો એટલે ભય ન હતો

ચાચઈ પાણીયામા ભકતમ ડળી સાથે ગુરુદેવે વિશ્રામ લીધો અહી દરબાર જીવાવાળા તથા ભાણુભાઈ બ ને ભાઈ-ઓની જમીનદારી છે ગીરના સિ હ જેવા આ બ ને દરબારોની એ તરફના ગામોમા ખૂબ જ પ્રભુતા જોવામા આવતી હતી દરબારોએ મુનિમ ડળનુ હાર્દિક સ્વાગત કર્યું. જીવાવાળા દરબાર મુનિ શ્રી જગજીવનજી મ ના સાસારિક અવસ્થામા ખાસ મિત્ર જેવા હતા અને દલખાણીયાના શેઠ તરીકે તેમની સાથે ઘણો મીઠો સ બ ધ રાખતા હતા ગુરુદેવે દરબારશ્રી તથા સમસ્ત કર્મચારીઓને દયાધર્મનો ઉપદેશ આપ્યો

અહીથી દલખાણીયા ચાર માઈલ જ હતું ત્યાથી શ્રાવક આવી પહોચ્યા હતા ગુરુદેવ પાણીયા થઈ દલખાણીયા પધાર્યા સમસ્ત વર્ગના લોકોએ ગ્રામીણ ભાવે ઉચિત સ્વાગત કર્યું મુનિ શ્રી જયતીલાલજીના સાસારિક વડીલ બ ધુ અમૃતલાલ તથા જીવરાજભાઈ મુખ્યપણે ભાગ લઈ રહ્યા હતા ઉપાશ્રયમા ગુરુવરો ઊતર્યા ભીમ એકાદશીના દિવસે વિશેષ સભાનુ આયોજન થતા માનવ રાહતનો ફાળો થયો શ્રી અમૃતબાઈ શ્રાવિકાજીને વિશેષ રૂપે આલોયણા વગેરે સ ભળાવી, ગુરુદેવે સમાધિ માટે ધર્મ ઉપદેશ આપ્યો દલખાણીયામા એક સપ્તાહ સ્થિરતા કરી

દલખાણીયાથી ધારી પધાર્યા ત્યા સારી એવી સ્થિરતા માનવરાહતમા રૂા ૯૦૦ નો ફાળો થયો સરસ તપશ્ચર્યાઓ થઈ શ્રી જગજીવનજી મ ઠાણા ૨ એ અભ્યાસ નિમિત્ત ધારીથી બપોર પછી વડિયા તરફ વિહાર કર્યો ગુરુદેવની વસમી વિદાય હૃદયમા વ્યાપી રહી

ગુરુદેવે ધારીથી સાવરકુ ડલા ચાતુર્માસ માટે પ્રસ્થાન કર્યું છતડીયા, ધારગણી, હાથસણી વગેરે ગામોને રસ્તામા લાભ આપ્યો દરેક જગ્યાએ જાહેર પ્રવચન થતા જનતાને અપૂર્વ આન દ મળતો હતો

*

## ૫૯

સાવરકુંડલા પહોંચતા આ વખતે મહારાજશ્રીને શ્રમ જણાતો હતો આ વરસે ઘણો જ લાંબો વિહાર થયો હતો. ઝડપી વિહાર કરવો પડ્યો હતો. હાથસણીમાં સ્વામીનારાયણ મંદિરમાં સત્સંગી ભાઈઓના આમંત્રણથી ગુરુદેવે એક વિશેષ પ્રવચન આપ્યું કેમ જાણે કેટલાક દિવસ પ્રવચન અટકી જવાનું હોય તેમ તે દિવસે ગુરુદેવે ઘણું જ લાંબું પ્રવચન આપ્યું પરંતુ પ્રવચનના અંતે શરીરમાં ગરમી જણાતી હતી. સાવરકુંડલા પહોંચતાં જ તાવ જાણે સ્વાગત માટે હાજર જ હતો માંગલિક સંભળાવ્યા પછી ગુરુદેવ ઘણા જ શ્રમિત જણાયા

ચાતુર્માસના પ્રારંભ પછી લગભગ દશ દિવસ સુધી ગુરુદેવનું પ્રવચન બંધ રહ્યું ત્યાર બાદ તાવ ઊતરતા, નબળાઈ દૂર થતાં થોડું થોડું બોલવાનો પ્રારંભ કર્યો શ્રી ભગવતીજી સૂત્રમાંથી 'नमो सुय देवयाए' એ પદ પર પ્રવચનનો પ્રારંભ થયો ગુરુદેવના પ્રવચનનો આરંભ થતાં ભક્તોના હૃદયમાં આનંદ વ્યાપી ગયો. આજે હાજરી પૂરા પ્રમાણમાં થઈ ગઈ પ્રવચન ખંડ ભરચક ભરાઈ ગયો પૂજ્યશ્રીની વાણી પ્રત્યે કેવું અદ્ભુત આકર્ષણ હતું તેનો આ વસ્તુથી ખ્યાલ આવે છે કેમ જાણે ગુરુ મહારાજના સ્વાસ્થ્યની ખુશાલી હોય તેમ તેજ દિવસથી બહેનો ભાઈઓએ પચરંગી તપ આદર્યા ઘણા આમ થયા. શ્રી. કપુરચંદ રામજીને ત્યાં તપસ્વીઓના પારણા થયા.

પ્રવચનમા 'જ્ઞાન સ્વય એક ભાવ મગળ છે' એ વિષય પર ઘણુ જ માર્મિક અને ઉત્તમ વિવેચન શરૂ થયુ હતુ જ્ઞાન એક અણમોલ વસ્તુ છે પણ તે ભારે ખોરાક છે જ્ઞાનને પચાવવા માટે પાત્ર ખૂબ જ ઊચુ જોઈએ સાથે બીજા ઘણા ગુણોને પચાવવાની જરૂર છે અન્યથા જ્ઞાન ટકવુ મુશ્કેલ છે જેમ સ્વચ્છ પાત્રમા જ ઉત્તમ વસ્તુ રહી શકે તેમ જ્ઞાનનો ઉપાસક જેટલી વિશુદ્ધિ ધારી શકે તેટલુ જ્ઞાન તેમને વધારે ઉપકાર કરી શકે અને અન્યના પણ કલ્યાણનુ નિમિત્ત બને

આવી ઉત્તમ અને વિશદ વ્યાખ્યા સાથે ઘણો જ સરસ વિષય ચાલ્યો હતો હજુ શ્રોતાઓનો રસ જામી રહ્યો હતો ત્યા ફરીથી તાવે આક્રમણ કર્યુ ગુરુદેવના શરીરમા એક પ્રકારની નબળાઈ દેખાઈ રહી હતી મીઠી બસરી બજતી ફરી બધ થઈ ગઈ સૌને ખેદ થઈ રહ્યો હતો સતોની પવિત્ર જ્ઞાનસાધના હોવા છતા આ ભૌતિક શરીર પોતાનો ધર્મ છોડતુ નથી

પદર દિવસ આ રીતે નીકળી ગયા સૌના મન ગુરુદેવ ની વાણી સાભળવા તલસી રહ્યા હતા પૂજ્ય શ્રીને પણ ઉપદેશ આપવાની ઘણી જ ભાવના રહેતી આરામની વિશેષ જરૂર હતી છતા થોડુ ઠીક થતા ગુરુદેવે ઉપદેશ શરૂ કર્યો આ વખતે બહેનોમા પચોલાની પચરગી થઈ તપશ્ચર્યાથી વાતાવરણ સ્વચ્છ બની રહ્યુ

ઢસાના પ્રસિદ્ધ દરબાર અનન્ય જન સેવક શ્રી ગોપાળ દાસ દેસાઈ પૂજ્યશ્રીના દર્શન માટે આવ્યા તેઓ ઉપર ગાધીજીની વિચારધારાની અસર થતા દેશ પ્રેમ પ્રત્યે આકર્ષાયા હતા જેના પરિણામે તેઓને રાજ્યનો ત્યાગ કરવો પડયો રાજ છોડી સેવા માર્ગે ચડવાથી તેમની સાચી નિષ્ઠાના પડઘા પડયા ગુરુદેવ સાથે વાર્તાલાપ કરવાનો સમય ઘણો

જ અલ્પ હતા તેઓ તુરત જ જવાના હતા પાચ મિનિટનો સમય લીધો ગુરુદેવે તેમની સેવા-ભાવનાને અનુમોદન આપ્યુ અને જીવનના આધ્યાત્મિક ઊંડાણને વધારે સ્પર્શવાની સૂચના સાથે ટૂંકુ માર્ગદર્શન આપ્યુ તેઓ ગુરુવરને પ્રણામ કરી રવાના થયા તેમની સાથે દોશી શામળદાસ વીરચંદ હતા

મુંબઈ શ્રીસંઘ તરફથી આગામી ચાતુર્માસ માટે વિનંતિ પત્ર ગુરુદેવની સેવામા આવ્યો 'અવસરે' જેવા સાધુ ઉચિત શબ્દથી ગુરુદેવે ઉત્તર લખાવ્યો. બે ચાર દિવસ પ્રવચન ધારા ચાલી હશે ત્યા પુન માંદગીથી અટકી જવુ પડ્યુ પર્યુષણ પર્વમા મુશ્કેલી સાથે ૧૦ મિનિટ પાછળથી ગુરુદેવ ઉપદેશ આપી શકતા શું થાય ? પર્યુષણ પર્વ મધ્યમભાવે ઉજવાઈને સમાપ્ત થયા. તપશ્ચર્યા ઘણા સારા પ્રમાણમા થઇ સંઘવી દુલભજી હરિચંદ તથા કેમાણી તારાચંદભાઈ બનેએ સલેરે પ્રત્યાખ્યાન આદર્યાં

દર્શનાર્થી ભાઈઓ અને બહેનો આવવા લાગ્યા. ભાવનગરથી શ્રી. વલ્લભદાસ ફૂલચંદ દર્શનાર્થે આવ્યા તેઓએ માત-પિતાના નામે રૂા ૫૨ ઉપાશ્રય ફંડમા અર્પણ કર્યા. આ સમયે કંઈને કંઈ ધાર્મિક અનુષ્ઠાન ચાલતાં જ હતા. ભાદરવા વદિ ૧૧ના શ્રી. શાંતિનાથ ભગવાનનો અખંડ જાપ કરવામાં આવ્યો. આ જાપમા ભાઈઓ ૨૫૦ અને બહેન ૬ મળી કુલ ૮૫૦ માણસોએ ભાગ લીધો. રાજકોટથી ચાંદી બજારના દશ ભાઈઓ દર્શનાર્થે આવ્યા. તેઓએ પુણ્ય કાર્યમાં રૂા ૭૫૦ નું દાન કર્યું શ્રી શામજીભાઈ વેલજીભાઈના સ્મરણાર્થે તેમના સુપુત્રો તરફથી ૨૫૦ રૂપિયાની સખાવત કરવામાં આવી. આ ॥ સ્વરૂપ શ્રી જમના

આઈ દર્શન માટે આવતા તેઓ તરફથી ૬૦૫ રૂા પુણ્ય કાર્યમા ખર્ચ કરવામા આવ્યા

આખા ચાતુર્માસ દરમ્યાન ગુરુદેવ એક માસ મુશ્કેલીથી બોલી શકયા હશે તે રીતે ચાતુર્માસનો આનદ થોડો ઓછો થઈ ગયો નાના રતીલાલજી મુનિ બરાબર ગાયન સાથે વ્યાખ્યાન આપતા હતા મોટા રતીલાલજી મ. પણ બોલતા બીજી બધી રીતે ચાતુર્માસ ભવ્ય થયુ. નવા ઉપાશ્રયનુ ફડ ઘણુ સરસ થયુ ગામના ભાઈઓ બહેનોએ તે ફડમા સારો ભાગ લીધો માનવ રાહતનુ કાર્ય સારુ ચાલ્યુ કાર્તિક પૂર્ણિમા આવી પહોચી શરીરના કારણે તુરત વિહાર થઈ શકયો નહિ

સાવરકુડલામા એક માસ વધારે સ્થિરતા થઈ ત્યા સુધી પૂજ્યશ્રીની તબિયત નરમ ગરમ ચાલતી રહી તપસ્વીજી મહારાજ શ્રી માણેકચદજી મહારાજની તિથિ ત્યા જ મનાવવામા આવી ઘણી તપશ્ચર્યા થઈ જૈન શાળાના બાળકોને ભોજન સાથે ઇનામ આપવામા આવ્યા ઘોરાજીના શ્રી લલિતા બહેન ઉમ્ર વર્ષ અઢારના દીક્ષા લેવાની ભાવનાથી પ્રેરિત થયા હતા તેમને શ્રી મોતીબાઈ મહાસતીજી પાસે ગોડલ સપ્રદાયમા દીક્ષા લેવી હતી તેમનો પરિવાર લીબડી ગચ્છમા દીક્ષા લેવા માટે પ્રેરણા આપતો હતો તેઓ ગુરુદેવ પાસે સલાહ લેવા આવ્યા પૂજ્યશ્રીએ સ્પષ્ટ સલાહ આપી કે "જ્યા તમારો આત્મા માને અને જે ગોરાણીઓમા તમને વધારે શ્રદ્ધા હોય ત્યા દીક્ષા લેવી" હાલમા તેઓ લલિતાબાઈ મ તરીકે ઘણી જ ખ્યાતિ પામ્યા છે વિદ્યાના પૂરા ઉપાસક છે

પૂજ્યશ્રીની તબિયત સુધરતા વિહાર પ્રારભ થયો ગિરધરવાવમા વળામણુ હતુ શ્રી કુબેરદાસ તથા દલીચદભાઈએ વળામણનો લાભ લીધો બાઢડા પધાર્યા ત્યાના ઉપાશ્રયને

સુધારવા માટે રૂપિયા ૫૦૦નો ફાળો થયો ધજડી, ખોડીને, સ્પર્શ કરી ઓરાના સમઢીયાળા આગમન થયું શ્રાવકના નવ ઘર અહીં છે અનુપમ સેવા ભક્તિ બજાવી માનવરાહત માટે રૂા ૧૫ નોંધાયા. ધારગણી પધારતાં અમરેલીથી ભાઈઓ વિનતિ કરવા આવ્યા માનવરાહતના રૂા. ૩૦૦ ત્રણસો નોંધાયા વાવડી થઈ ગુરુદેવ ચલાળા પધાર્યા

ચલાળા સારું ક્ષેત્ર છે લાખાણી ઝાટકીયા પરિવાર વસેલો જ ખ્યાતિ પામ્યો છે અહીં ઉપાશ્રયની આવશ્યકતા હોવાથી ગુરુદેવના પ્રભાવે રૂા ૩૧૪ નો ફાળો થઈ ગયો દેસાઈના ડેલા આગમન થયું શ્રી ઓધવજી પ્રેમજીને ત્યાં અતિથિઓનું સ્વાગત થયું શ્રી. વાઘજીભાઈએ જૈન ધર્મ તત્ત્વો વિષે ગુરુદેવથી જાણકારી મેળવી.

અમરેલીની વિનતિને ગુરુદેવે માન આપ્યું ચરખા, મેડી, તરવડા, ગાવડકા વગેરેને લાભ મળ્યો અમરેલીમાં શ્રી. ઉજમબાઈ મહાસતીજી તથા મોતીબાઈ મહાસતીજી પોત પોતાના શિષ્યાવૃંદ સાથે બિરાજતા હતા. બધા આર્યાજીઓએ ગુરુવરનું સ્વાગત કર્યું વંદન કરી તૃપ્તિ અનુભવી ગુરુદેવ હંસરાજ લક્ષ્મીચંદ આગમોદય મંદિરમાં બિરાજ્યા શ્રી પ્રેમચંદભાઈ ખારા પ્રતિદિન તત્ત્વચર્ચા માટે ગુરુદેવ પાસે આવતા જતા.

દિવાકર ચોથમલજી મહારાજની દીક્ષા સ્વર્ણજયંતિ હોવાથી ગુરુદેવ પર ત્યાં પધારવાનો આમંત્રણ પત્ર આવ્યો જવું અશક્ય હતું અમરેલીના આંગણે ઉત્સવ થાપી રહ્યો ધારી, સાવરકુંડલા બગસરા વેરાવળ જેતપુર રાજકોટ, જામનગર ના મેકરો શ્રાવક શ્રાવિકા દર્શનાર્થે આવવા લાગ્યા ૧૧ દિવસની સ્થિરતા દરમ્યાન જેટલા મહેમાનો આવ્યા

તેમનુ સ્વાગત પ્રેમચદભાઈ ખારા—શ્રી દલીચદભાઈ કામદાર તથા ભુપતલાલ કામાણી તરફથી કરવામા આવ્યુ હતુ

જૈન શાળાના અધ્યાપક શ્રી દલપતરામ તેજપાળને મારણાતિક બીમારી આવતા ગુરુદેવે તેમને ઘેર પધારી વિધિ વત્ સંથારો કરાવ્યો બે કલાક પછી તેમણે દેહ ત્યાગ કર્યો ગુરુદેવની હાજરીથી આ ભવ્ય આત્માને સમાધિ મરણ પ્રાપ્ત થયુ. અનુપમ લાભ મળ્યો

પ્રતિદિન પ્રવચન થતા શ્રોતાઓની અપાર ભીડ રહેતી. સાધ્વીજી મહારાજ બરાબર ભજન બોલતા જનશાળાના બાળકોએ સારો એવો કાર્યક્રમ આપ્યો શ્રીસઘે ગુરુદેવની અણમોલ સેવા બજાવી

અમરેલીથી પ્રસ્થાન કરી ગુરુદેવે આકડિયાને સ્પર્શ કર્યો ત્યા એક બે દિવસ સ્થિરતા થઈ ઉપાશ્રયના રીપેરીગ માટે રૂા ૩૦૦૦ ત્રણ હજારનો ફાળો થયો આકડિયાનો ધર્મપ્રેમ અનુપમ હતો શ્રાવકો ક્રિયાપાત્ર અને ધર્મ પ્રવૃત્તિ કરનારા હતા. ગુરુદેવે આકડિયા માટે સારી નોધ લખી છે અમરાપુર પધારતા ઘણોજ આનદ થયો અમરાપુર અમર બની ગયુ ત્યા દોશી કુટુબ તરફથી સઘજમણ થયુ વડીયા તથા અમરેલીના શ્રાવકો દર્શનાર્થે આવ્યા માનવ રાહત માટે રૂા ૩૫૧ નો ફાળો થયો.

અમરાપુરથી કુકાવાવ, નાજાપુર, તોરી થઈ વડીયા આગમન થયુ મુનિશ્રી જયતિલાલજી તોરી સુધી સામે ગયા હતા મુનિ શ્રી જગજીવન મ તથા વ્રજકુવરબાઇ, પ્રભાબાઇ, છબલબાઈ આદિ ઠાણા ૩ ધુણાની જગ્યા સુધી સામે ગયા હતા વડીયામા થોડા દિવસ ગુરુદેવે શાતિ લીધી

મુનિ શ્રી જયતીલાલજીને જામનગર સેન્ટરથી સપૂર્ણ મધ્યમાની પરીક્ષા આપવાની હતી. પૂ મોટા રતિલાલજી મ

તથા જયતિલાલ મુની ઠાણા ૨ એ જામનગર તરફ વિહાર કરવાનું નક્કી કર્યું. પૂ. શ્રી ત. માણેકચંદજી જૈન વિદ્યાલયમાં જે આ માગ દર્શન આપતા હતા પાઠશાળાનું નિરીક્ષણ થયું આમરા પુરવાળા શ્રી. હીરાચંદ એચ દભાઈ દર્શનાથે આવ્યા તેમનો એક સુંદર જમીનનો પ્લોટ વડીયામા હતો જે વિદ્યાલયને ઉપયોગી હતો ગુરુદેવની પ્રેરણાથી આ પ્લોટ તે વખતે તેમણે સંસ્થાને મુક્ત ભાવે સમર્પણ કર્યો.

રાજકોટથી ફુલચંદભાઈ વીરાણી તથા શ્રીસંઘ રાજકો શ્રી. નાનાલાલભાઈ દર્શનાર્થે આવ્યા હતા આ બધા ભાઈઓ વિદ્યાલયમા ઊંડો રસ ધરાવે છે શ્રી જેઠાભાઈ રૂપાણી વિદ્યાલયના નિરીક્ષણ માટે પધાર્યા શેઠ ન્યાલચંદ મૂળચંદ તથા સંઘ રાજકોટ ઝવેરચંદભાઈએ ગુરુદેવના દર્શન કરી વિદ્યાલયની વિઝિટ કરી. આ રીતે વડીયામા ખાસ વ્યક્તિઓનું ગુરુદેવની હાજરીથી આગમન થયું વિદ્યાલયને ઊંચા પાયા પર મૂકવાની પ્રેરણા મળી. ગુરુદેવે ગોંડલ અને જામનગરનાં ક્ષેત્રો તથા હાલાર પ્રદેશ પર નજર ફેલાવી

•

## વડીયા દેવળીથી જામનગર તરફ

૬૦

(પુન વડીયા અને પુન જામનગરમા)

વડીયા વિદ્યાલયને ઉપકાર કરી ગુરુદેવે પ્રસ્થાન કર્યું સુલતાનપુર પધારતા બીજે દિવસે વડીયાથી ઘણા ભાઈઓ બહેનો દર્શનાર્થે ત્યા ગયા જસાણી ભગવાનજી હીરાચદને ત્યા સૌનુ સ્વાગત થયુ હતુ પૂજ્ય ગુરુદેવ સાથે મુનિશ્રી જગજીવન મ તથા નાના રતીલાલજી સેવામા હતા

પૂજ્યશ્રી ગોડલ પધાર્યા મોટા ઉપાશ્રયમા ઊતર્યા આ સમયે મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ ગોડલ બિરાજમાન હતા પ્રવચન પ્રારભ થતા શ્રી જગજીવન મ એક કલાક બોલ્યા ત્યાર બાદ ગુરુવરોએ પ્રવચન આપ્યુ બીજે દિવસ ગુરુદેવ ભોજપરા પધારી ગયા તેજ દિવસ રાજકોટથી અગ્રેસર ભાઈઓ વિનતિ કરવા આવી પહોચ્યા તેમા મુખ્ય રામજીભાઈ વીરાણી, શ્રી ચુનીલાલ નાગજી, શ્રી કાનજી પાનાચદ, ડૉ લલ્લુભાઈ શ્રી એમ પી શાહ વગેરે હતા

રાજકોટ પધારવા માટે ખૂબ જ વિનતિ કરી પૂજ્યશ્રીએ હાલ તુરત જામનગર ક્ષેત્રમા વિચરણ કરવાના ભાવ બતાવ્યા ગોડલ ગચ્છના નામથી એક પત્રિકા પ્રકાશિત કરવા બાબત મહારાજશ્રીનો અભિપ્રાય માગવામા આવ્યો, ત્યારે પૂજ્યશ્રીએ વિનયશીલ જવાબ આપતા કહ્યુ " સપ્રદાયમા શ્રીપૂજ્ય તરીકે પુરુષોતમજી સ્વામી છે માટે તેમના હુકમથી થઈ શકે " ગુરુદેવના આ મર્યાદાભર્યા ઉત્તરથી સૌને સતોષ થયો

ઓડદરથી લોખીકા થઇ કાળાવડ આગમન થયુ આ ામા નીકાવાની જૈનશાળા માટે રૂા. ૭૩૦ નો ફાળો કરવામા આવ્યો એ હતા જસાણી ચીમનલાલભાઈ તથા મહાસુખભાઈ ગોકા સાથે હતા ગામડાઓમા ત જગજીવનજી મ તથા નાના રતીલાલજી બરાબર ઉપદેશ આપતા ખેડુતભાઈઓની સભામા દયા ધમની વાતા પીરસતા

કાળાવડમા ત્રણ દિવસની સ્થિરતા થઈ મુનિ શ્રી જગજીવનજી મ વ્યાખ્યાન આપતા હતા પાછળથી ગુરુદેવ સમયાનુકુળ પ્રવચન કરતા ચીરવાવ, ધુનડીયા, મોડી, જગા અલ્યા બાઠા આદિ ગામોમા થઇ પૂજ્યશ્રી એ જામનગર પદાર્પણ કયુ તપસ્વી શ્રી. મોટા રતીલાલજી મુનિ હાપા સુધી સામે લેવા આ ૫ા. તેમને અઠમનુ પારણુ હતુ

લોંકાગચ્છના ઉપાશ્રયે એક દિવસ રોકાઈ પૂજ્યશ્રી સેહાનિવાસની ધમ શાળામા આવ્યા અહી સેહાનિવાસમાં શ્રી મોટા રતીલાલજી મ તથા મુનિ શ્રી જય તિલાલજી મ ઠાણા ૨ અભ્યાસ નિમિત્તે એક માસ અગાઉથી જ આવીને રોકાયા હતા. શિષ્ય સમુદાયને મળતા ગુરુદેવને ઘણો આનદ ઉપજ્યો એ એ વખતે લીબડી સપ્રદાયના શ્રી જેઠમલજી મ સ્થાનકમા બિરાજતા હતા શ્રી. પ્રાણલાલજી મ સાત આઠ શ્રાવકો સાથે ત્યાં આવ્યા અને ભાવપૂવક સાતા પૂછી તેઓ ખૂબ ખુશ થયા

આ વખતે ગુરુદેવ ખાસ તબિયત નિમિત્તે જામનગર પધાર્યા હતા ડો મહેતા સાહેબે વિશેષ રૂપે ગુરુદેવને તપાસ્યા બીજે દિવસે મોટી ઇસ્પિતાલમાં રોકટરો દ્વારા ખાસ તપાસ કરવામાં આવી છાતી, પીઠ પેટના એકસ રે ફોટા લેવામાં આવ્યા મુબઈના પ્રસિદ્ધ ડો શ્રી. શાંતિલાલ શાહ જામનગર દરબારમાં આવ્યા હતા. શ્રી મહેતા ડોકટર તેમને તેડી લાવ્યા. તેમના દ્વારા તપાસ નિદાન કરાવવામા આવ્યુ.

ત્યાર બાદ વ્યવસ્થિત રીતે નિર્દોષ દવા લેવી ગુરુદેવે શરૂ કરી

રાજકોટથી ડૉ લલ્લુભાઈ, એમ પી. સાહેબ, અ દરજી ઘેલાભાઈ તથા કીરચદભાઈ મહારાજ પાસે ચોમાસાની વિનતિ કરવા આવ્યા તેઓએ વિનતિ કરતા કહ્યુ કે " રાજકોટમા સયોગો એવા ઊભા થયા છે કે ચોમાસુ નથી કલ્પતુ છતા શ્રી પુરુષોતમજી સ્વામીની આજ્ઞાથી સઘના કલ્યાણ માટે ત્યા આપે અવશ્ય ચોમાસુ કરવુ જોઈએ

ગુરુદેવે શાતિમય ઉત્તર આપતા જણાવ્યુ કે અત્યારે મારી શરીર સ્થિતિ અનુકૂળ નથી વળી ચોમાસુ કલ્પતુ નથી માટે તમે મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ ને જ ચોમાસુ કરાવવાનો પૂરો પ્રયાસ કરો ખરેખર અત્યારે તેમના જેવા શાસ્ત્રજ્ઞ શ્રી મહાપુરુષની જ ત્યા જરૂર છે માટે બધા પ્રયત્ન પડતા મૂકી તેમના જ ચરણ પકડો " ભાઈઓ વદન કરીને ગયા

જામનગર સ્થાનકમા વ્યાખ્યાન આપવા માટે મંત્રીજી વિનતિ કરવા આવ્યા ગુરુદેવ ઠાણા જ ત્યા પધાર્યા સ્તુતિ પ્રાર્થના પછી મુનિ શ્રી જયતિલાલજીએ પ્રવચન આપ્યુ ત્યાર બાદ ગુરુદેવે ધર્મ ઉપદેશ ફરમાવ્યો

મારવાડ સપ્રદાયના શાસ્ત્રજ્ઞ પડિત રત્ન ઘાસીલાલજી મ. ઠાણા ૭નુ જામનગરમા આગમન થયુ શ્રી ઘાસીલાલજી મ ને લઈને તે વખતે સૌરાષ્ટ્ર સઘ સમિતિ તથા મોટા શહેરોના શ્રીસઘમા એક વિરોધાત્મક સૂર ફેલાઈ રહ્યો હતો

સાજના શ્રી ઘાસીલાલજી મના બે શિષ્યો શ્રી સમીરમલજી મહારાજ અને કનૈયાલાલજી મહારાજ ગુરુમહારાજ પાસે મળવા આવ્યા "શ્રી પૂજ્ય ઘાસીલાલજી મહારાજ દ્વારા પ્રકાશિત આગમ સાહિત્ય બાબત આપનો શુ અભિપ્રાય છે? આ પ્રશ્ન પૂછ્યો. ગુરુદેવે નિશ્ચિત ઉત્તર આપતા જણાવ્યુ કે " સિદ્ધાતના મૂળ

પાઠ તથા ગાથા બરાબર છે બાકીના ભાગ માટે શું અભિપ્રાય આપી શકાય ? બુદ્ધિ અનુસારનું એ કામ ગણાય એટલે એવી મનુષ્યોની બુદ્ધિ તે પ્રમાણે ટીકા વિગેરેમા ફેરફાર આવે વળી તમે અમુક પાઠને કે ભાગને પ્રક્ષેપ માનો છો અને ઘણા સાધુઓ તેમ માને છે એવું કહો છો તો તે તે સાધુઓએ પોતાના નામ સાથે જાહેર કરવું જોઈએ કે અમુક પાઠો પ્રક્ષેપ છે તે વાત જો બધા સમર્થ આચાર્યો કબૂલ કરે તો તે વધારે યોગ્યતા થશે બાકી અનેક વર્ષોથી સ્થાનક વાસી આપણા આચાર્ય-ઉપાધ્યાયો વિગેરે માનતા આવ્યા છે અને પૂજ્ય બુદ્ધિથી જેને જોતા આવ્યા છે તેમાં અમુકને પ્રક્ષેપ કહીએ તો કાલ સવારે બીજા કહેશે બીજું પણ પ્રક્ષેપ છે એમ કરતા બધાં સૂત્રો ખોટા ઠરશે. અને તો પછી મૂળ વસ્તુ જ ક્યાં રહેશે'

આટલી વાત સાંભળી સાતા પૂછી તેઓ ગયા પૂજ્ય દેવરાજજી મ. તથા હરિલાલજી મ ઠાણા ૨ જામનગર પધાર્યા ગુરુદેવ શિષ્ય મંડળ સાથે તેઓશ્રીને લેવા માટે સામે ગયા હતા. પધાર્યા પછી પૂજ્યવરે જેઠલ સંપ્રદાયના એક મોટા સંત તરીકે તેઓશ્રીનું યોગ્ય સ્વાગત કરતા સમયાનુકૂળ પ્રવચન આપ્યું

જામનગર શ્રીસંઘના ૧૫ અગ્રેસર ભાઈઓ મળીને ગુરુની સેવામા ચોમાસાની સાહિ ક વિનંતિ કરવા આવ્યા. પૂજ્યશ્રીએ અનુકૂળતાભર્યો ઉત્તર આપ્યો. અને જામનગર શ્રી સંઘને આશા બંધાણી

પાંચ માસ જામનગર બિરાજમાન હોવાથી પણો જ આનંદ વર્તાય રહ્યો હતો. ગુરુદેવની તબિયત ઠીક થતા તેઓશ્રી ૧૦ થી ૨૦ મિનિટ રોજ ઉપદેશ આપતા. મુનિશ્રી જયંતિલાલજી પ્રતિદિન ગુરુદેવના સાંનિધ્યમાં વ્યાખ્યાન આપવા લાગ્યા.

બધા મુનિવરો પોત–પોતાના કર્તવ્યમા નિષ્ઠાવાન હતા એથી ગુરુમહારાજને ઘણો સતોષ થતો હતો

આણદાબાવા આશ્રમના મહતશ્રી માયાપ્રસાદજી તથા શ્રી શાતિપ્રસાદજી કુશળતા પૂછવા માટે પધાર્યા ગુરુદેવે ઘણી જ ભાવવાહી શૈલીમા તેમના સાથે વાર્તાલાપ કર્યો શ્રી સઘમા ધર્મક્રિયા સારી રીતે ચાલી રહી હતી વરશીતપના પારણા આનદથી ઉજવાયા

વૈશાખ પૂર્ણિમા આવતા પૂ ડુગરસિહજી મ ની તિથિ ઉજવવામા આવી એજ વખતે ગુરુદેવનુ જામનગર ચાતુર્માસ બહાર પડતા શ્રી સઘમા ઘણો જ હર્ષ ફેલાયો

વડીયા વિદ્યાલયની સામાન્ય સભા થવાની હતી ગુરુદેવે જામનગરથી વડીયા સુધી વણુભ કર્યો વિહાર કર્યો રસ્તાના ગામોમા પ્રતિદિન ઉપદેશ થતો ગયો વડીયા પધારતા બગસરાથી બાવીસ જેટલા ભકતજન દર્શનાર્થે આવ્યા વેરાવળ આદિ ગામના શ્રી સઘો પધાર્યા

કેટલાક દિવસ વડીયા રોકાયા પછી વિદ્યાલયને માર્ગદર્શન આપ્યુ ત્યાથી જેતપુર, ધોરાજી આદિક્ષેત્રોમા વિચરણ કરી જામનગર ચાતુર્માસ માટે પુન હાલારમા પ્રસ્થાન કર્યું ધોરાજીમા નવી ભવ્ય ગોડલગચ્છની જૈન પૌષધશાળાનુ ઉદ્ઘાટન કરવામા આવ્યુ સર્વ પ્રથમ તે પૌષધશાળામા ગુરુદેવની પધરામણી થઈ આ નૂતન પૌષધશાળામા ગુરુદેવના પ્રભાવે તેમના અનન્ય શ્રાવક ભકત શ્રી માણેકચદભાઈ દેસાઈ (હાલ કલકતા નિવાસી) ૧૫૦૦૦ પદર હજાર રૂપિયા જેવી રકમ આપી ઘણો જ મોટો ભોગ આપ્યો હતો ઉદ્ઘાટન સમારોહમા સમસ્ત ક્ષેત્રોમાથી શ્રીસઘના પ્રતિનિધિ મડળ આવ્યા હતા શ્રી માણેકચદભાઈએ બધા અતિથિઓનો આભાર માની ખુશાલીમા પુન ૧૦૦૧ રૂપિયા શ્રીસઘને અર્પણ કર્યા ગુરુદેવ હાલારના ગામોને સ્પર્શ કરી પુન જામનગર ચાતુર્માસ માટે પધાર્યા

*

## ૨૦૦૪નું જામનગરમાં ચાતુર્માસ

૬૧

(પંડિતલાલનની પ્રશ્નોતરી)

પૂજ્ય ગુરુદેવ જામનગર પધારતા શ્રી સંઘને આનંદ ઉભરાયો આ વર્ષે તપસ્વીજી જગજીવનજી મ. તથા મુનિ શ્રી જયંતિલાલજી મ ઠાણા ૨ નું ચાતુર્માસ કાલાવડ હતું જયંતિ મુનિને અભ્યાસ તથા સ્વાસ્થ્ય નિમિત્તે કાળાવાડમા ચાતુર્માસ કરવાની ગુરુદેવે આજ્ઞા આપી હતી

જામનગર ચાતુર્માસનું મુખ્ય લક્ષ્ય પૂજ્યશ્રીને ડાકતરી ટ્રીટમેન્ટ પૂરી કરવાની હતી. ઉપરાંત જામનગરની વિશેષ વિનંતિને માન આપવામા આવ્યું હતું જામનગર જતા ગુરુદેવનું સ્વાસ્થ્ય સુધારા પર હતું એટલે પ્રવચન નિયમિત રૂપે શરૂ થયુ

અષાઢ વદિ બીજથી જ્ઞાતા સૂત્રના પ્રથમ વિભાગનું પાચમું અધ્યયન શરૂ કરવામાં આવ્યું આરંભમા શ્રી સુધર્મા સ્વામી અને જંબુનો ગુરુશિષ્ય ભાવ પ્રદર્શિત કરવામાં આવ્યો. "ગુરુત્વ અને શિષ્યત્વ એજ વિશ્વનો સર્વ શ્રેષ્ઠ સંબંધ છે વ્યવહારમાં મુખ્ય પણે ભાઈ ભાઈનો સંબંધ, માતા પિતાનો સંબંધ, પતિ પત્નીનો સંબંધ ઈત્યાદિ સંબંધ ઘણા નજીકના માનવામાં આવ્યા છે પરંતુ આ સંબંધોમા આત્માનું તાદાત્મ્ય નથી હોતું ભૌતિક શરીર દ્વારા નિર્માણ થયેલો સંબંધ હોય છે જ્યારે ગુરુશિષ્યનો સંબંધ તે આત્મીય ભાવથી નિ૫ન્ન થએલો ચૈતન્ય સંબંધ છે માતા પુત્રના સંબંધથી પણ આ સંબંધનું સ્થાન ઊંચુ છે ઈત્યાદિ વિષયોનુ ઊંડુ માર્મિક વિવેચન

શરૂ થયુ જનતા ગુરુદેવના મધુર વ્યાખ્યાનોમા લીન બની રસપાન કરવા લાગી

અધ્યાત્મરસ ભોગી પ ડિત લાલન (કપુરચ દ ફતેહચ દ લાલન) ગુરુદેવ પાસે ખાસ જ્ઞાન ચર્ચા કરવા માટે આવ્યા તેઓ ધર્મના ઊ ડા અભ્યાસી અને જીજ્ઞાસુ વૃત્તિના હતા નીચે પ્રમાણે શાતિમય વાર્તાલાપ થયો

લાલન– શ્વેતાબર તપગચ્છ સ ઘમા વ દન કરનારને મુનિ ગણુધર્મલાભ શબ્દ કહે છે દિગમ્બરમા હાથ ઊ ચો કરવાનો રિવાજ છે સ્થાનકવાસીમા શુ પર પરા છે?

પૂજ્યશ્રી– "જી, હા" એવો શબ્દ વપરાય છે

લાલન– ઠીક ત્યારે તો આ બધા શબ્દો વ દન સ્વીકૃતિ અને બહુમાન કરવા પૂરતા પ્રયોગમા લાવવામા આવે છે

લાલન– બોલ્યા" સામાયિકના 'કરોમિ ભ તે' પુન પાઠમા છ એ આવશ્યકનુ મૂળ છે ખરુ? અને છે તો ઘટાવવા કૃપા કરશો.

પૂજ્ય શ્રી– " હા, સામાયિકનો આ પાઠ છએ આવશ્યકનુ નાનુ રૂપ છે તે આવશ્યકો શાસ્ત્રકારે આ પ્રમાણે મુકયા છે

'સામાયિક' શબ્દ થી ૧ લો સામાયિક આવશ્યક

'ભ તે' શબ્દ થી ૨ જો ચઉવિસ ત્થુઓ આવશ્યક

(બીજા)'ભ તે' શબ્દ થી ૩ જો વ દના આવશ્યક

'પડિક્કમામિ' શબ્દથી ૪ થો પ્રતિક્રમણુ આવશ્યક

'અપ્પાણુ વોસરામિ' શબ્દ થી ૫ મો કાયોત્સર્ગ આવશ્યક

'પચ્ચખામિ' શબ્દ થી ૬ ઠો પ્રત્યાખ્યાન આવશ્યક

ગુરુદેવના આ પ્રત્યુત્તરથી તેમને ખૂબજ તુષ્ટિ થઈ

લાલન–શુ મારા જેવડી વયના વ્યકિતને આપ દીક્ષા આપો કે નહિ?

પૂજ્ય શ્રી–અમારી ઇચ્છા પચાસ વર્ષની ઉમર સુધી દીક્ષા આપવાની અને ખરી એથી વધારે નહિ.

શ્રાવક – તે શુ પાકટ વચનાને માટે 'નહિ' ને જવાબ છે

પૂજ્ય શ્રી–નિષેધ નથી પણ અમારી ઇચ્છા નથી. નિષેધ કરીએ તો આગમ–વચન (શાસ્ત્ર વાણી) ની વિરાધના થાય. શાસ્ત્રમા નિષેધ નથી.

* *

રાજકોટથી વેરાવળ સુધિથી છૂટા છૂટા માણસો દર્શન કરવા આવતા હતા આમ જામનગરને ચાતુર્માસ કાળ સમ ભાવે વહી રહ્યો હતો

પૂજ્યશ્રીએ પ્રવચનમા દ્વારિકા નગરીનુ વિવેચન શરૂ કર્યુ હતુ શ્રી કૃષ્ણ વાસુદેવનુ પશ્ચિમ ભારતમા આગમન અને દ્વારિકાની રચના તથા જાહોજલાલી કેટલી હદ સુધી થઈ વિશ્વ ના ખૂણે ખૂણે દ્વારિકાનુ નામ ગાજવા લાગ્યું દ્વારિકાધીશ શ્રી કૃષ્ણ વાસુદેવની કેવી સ્પષ્ટ અને ન્યાયકારી નીતિ હતી જનતાની સામે આ યાદવો કેવી રીતની ભાવના બજાવતા વિગેરે વિષયોની વિશદ રૂપરેખા આપી હતી. અતમાં દ્વારિકા જેવી મહતી નગરીને કેવો કરૂણ વિલય, યાદવ કુળને સહાર તથા શ્રી કૃષ્ણે કરેલો દ્વારિકા–ત્યાગ એ બીજુ ચિત્ર એ થવામાં આવ્યુ

ચિત્રપટ પર બદલતા ચિત્રની જેમ જનતાએ આ બન્ને ભાવ ગુરુદેવની રસપ્રધાન વાણીના પ્રભાવે આખે આખો સામે જ નિહાળ્યા આ આખા આખ્યાનમા વૈરાગ્યની એક ખાસ વાત હતી મમતા અથવા માયા મનુષ્યના મનનો મોટો મેરે છે તે ઘેરામાંથી મનુષ્ય ત્યારેજ બહાર નીકળી શકે છે અમારે શાસ્ત્રો દ્વારા આવા ઉત્થાન પતનને ક્રમ તેના સાંભળવામાં

આવે છે વસ્તુની બને બાજુ જોવાથી સાચો અનુભવ જન્મે છે અને સાચા અનુભવમાથી વૈરાગ્ય

પૂજ્યશ્રી આવા વિશદ વર્ણન પ્રધાન વ્યાખ્યાનો દ્વારા તત્ત્વ ચર્ચા કરી પુદ્ગલના ઊડા સ્વભાવનુ અને આત્માના નિશ્ચલ રૂપનુ જ્ઞાન પ્રધાન પ્રવચન પીરસી દેતા તેઓશ્રીએ અતમા પ્રરૂપણા કરી કે" પુદ્ગલનો પ્રેમ ત્યા આત્માનો પ્રેમ નહિ, અને જ્યા આત્મ-પ્રેમ જાગ્યો ત્યા પુદ્ગલ પ્રેમ ન હોય

ડૉ મહેતા સાહેબ આયુર્વેદ કોલેજના ૧૮ જેટલા વૈદ્ય મડળ સાથે ગુરુદેવના દર્શનાર્થે આવ્યા આમા ઘણા ખરા વૈદ્યરાજ મુબઈ, સુરત, પાટણ, નડિયાદ, ભરૂચ આદિ ગામોના હતા, બેત્રણ વૈદ્ય સ્થાનિક હતા તેમાના કેટલાક ડૉકટર થયા ઉપરાત વૈદ્ય બની આયુર્વેદ કોલેજમા સશોધન કરતા હતા

ગુરુદેવ સાથે તપશ્ચર્યા અને આરોગ્યનો પરસ્પર શો સબધ છે-તે વિષયમા ચર્ચા કરી જૈનશાસ્ત્રમા તપનુ વિશદ વર્ણન છે તો તે કેવા કેવા પ્રકારનુ હોય છે એ જાણવા માટે વૈદ્ય મડળે જીજ્ઞાસા બતાવી ગુરુદેવે બાર પ્રકારની તપ શ્ચર્યાનુ ટૂકમા ખ્યાન કરી ઉપવાસનો પ્રકાર બતાવ્યો સાથે સાથ ઉણોદરી તપ અને રસ ત્યાગ તપનુ વર્ણન કર્યુ અતમા આયબીલ તપની મહાનતા તથા તેની ઉપાસનાના સમયની વિશેષતા દર્શાવી. પર્યુષણના દિવસો ખાસ તપ ઉપાસનાના છે અને ચાતુર્માસ કાળમા તેનુ વિધાન છે-તે સૂચક છે એમ જણાવ્યુ

અલગ અલગ સમયના અલગ અલગ તપ-ભાવનાઓની શરીરશાસ્ત્રની દૃષ્ટિએ શુ કિમત છે તે વૈદ્ય મડળે ગુરુદેવ સામે નિરૂપણ કર્યુ અને તપશ્ચર્યાનો મહિમા કેટલો વાસ્તવિક છે તેનુ વૈદ્યશાસ્ત્રની દૃષ્ટિએ મૂલ્યાકન કર્યુ.

ગુરુદેવે વૈદ્યોને બતાવ્યું કે ' આ બધુ છતા તપનો લક્ષ્ય મુખ્ય તથા આધ્યાત્મિક છે અને ગૌણ ભાવે આરોગ્યનું પણ લક્ષ્ય જાળવે છે અમારે ત્યા એવા પણ તપસ્વિઓના ઉદાહરણ છે કે જેઓએ ઘોર તપ કરી કાયા ક્ષીણ કરી નાખી પરંતુ તે વિશેષ ઉપાસના માટે છે બાકી તપ દ્રવ્યે અને ભાવે શરીર અને આત્મ બંનેને માટે લાભકારી છે

વૈદ્યો આ બંને દષ્ટિ સાંભળી હર્ષ પામ્યા અને ભારતીય સંસ્કૃતિ મૂળ અધ્યાત્મ પ્રધાન છે એમ તેઓને વિશેષરૂપે લક્ષ્યમા આવ્યુ તેઓ વંદન વ્યવહાર કરીને ગયા

બીલખાથી ૯ જણ જુનાગઢથી ૫ વ્યક્તિ અને રાજકોટના ૧૯ જણ અને કેટલાક નાના ગામોના મળીને કુલ ૩૫ માણસોનો સંઘ દર્શન કરવા માટે આવ્યો શ્રીસંઘ તરફથી તેમનું સ્વાગત થયુ

પર્યુષણ પર્વ મહા જ ધામધૂમથી ઉજવાયા ૧૫૦ જેટલા અઠમ થયા ૩૦ જેટલી અઠાઈ, નવાઈ દશ ઉપવાસની મોટી તપશ્ચર્યાઓ હતી એક ૨૫ ઉપવાસ હતા * પ્રવચન અને શાસ્ત્ર બંને વખતે તથા સાંજના પ્રતિક્રમણમાં પૂરી હાજરી જોવામા આવતી. આ વખતે હાલાર તથા જામનગર પ્રદેશમાં દુકાળ જેવું હતું પરંતુ સંવત્સરીના પ્રતિક્રમણ પછી મુસળધાર વરસાદ તૂટી પડ્યો ત્રણ ઇંચ પાણી પડયુ સવારમા સુકાળ થઈ ગયો. આથી માણસોના મનમાં ઘેરો ઉમંગ વ્યાપી ગયો

માનવ રાહતમાં રૂ ૪૦૦૦ જૈનશાળામાં રૂ ૧૨૦૦, જીવદયામા રૂ ૩૫ પુસ્તકાલયમાં રૂ ૬૦૦ તપસ્વીજી વિદ્યાલય વઢીયા માટે રૂ ૪૦ —આ સિવાય નાના મોટા દાન પુણ્ય માટે ધનની વર્ષા વરસી રહી. ગુરુદેવની વાણીના પ્રભાવે

* તેમજ મહાસતીજી મંગળાબાઈ લલિતાબાઈ સ્વામીને ૧૧ ઉપવાસ શ્રી. જેકુંવરબાઈ મ. ને ૮ તથા શ્રી હીરાબાઈ મ. ને ૧ ઉપવાસની તપશ્ચર્યા ચાલુ હતી

કઠણુ કાળજા પણુ પિગળી જતા ચારે બાજુ પર્યુષણુની મહા નતા અને ગુરુદેવના પ્રભાવની ગુણસ્તુતિ થઈ રહી

આ વરસે પાચ મહીનાનુ ચાતુર્માસ હતું બીજા શ્રાવણુ સુદિ ૧૧ ગુરુદેવે વિશ્વશાતિ દિવસ મનાવ્યો શાતિનાથ ભગવાનનો અખડ જાપ થયો ૬૦૦ આયખીલ વ્રતની ઉપાસના થઈ સર્વત્ર સૌએ શાતિ અનુભવી

મુ બઈથી શ્રી ગિરધરભાઈ દફતરી શ્રી મુ બઈ સઘ વતી ખાસ વિનતિ પત્ર લઈ વિનતિ કરવા આવ્યા પ્રવચનમા અતે સભામા તેઓએ ગુરુવરને હાર્દિક વિનતિ કરતા કહ્યુ કે અમારી ત્રણુ ચાર વરસથી આપના અત્યે મીટ છે આપશ્રી જેવા સૌરાષ્ટ્ર-કેસરી મુ બઈ પધારે તો જયજયકાર થાય

ગુરુદેવે મધ્યસ્થ ઉત્તર આપી વિનતિની લાગણીને માન આપ્યુ મુ બઈ વિહાર માટે સયોગો પર છોડયુ

કાર્તિક પુનમ સુધી ધર્મની 'વાહ-વાહ' બોલાઈ રહી હતી રાષ્ટ્રભરના ગામોમાથી અતિથિવૃન્દ દર્શનાર્થે આવતા જામનગર શ્રીસઘે ઊડી ભકિત બતાવી સૌધર્મી ભાઈઓની સેવા કરી

ગોડલ ગચ્છના શ્રી જેતુબાઈ મહાસતીજીના પરિવારના મહાસતીજી શ્રી ઝવેરબાઈ આર્યાજી, શ્રી અમૃતબાઇ આર્યાજી શ્રી જેકુવરબાઈ આર્યાજી, શ્રી લલિતાબાઈ સ્વામી આદિ ઠાણા ૭ જામનગરમા સાથે ચાતુર્માસ હતા તેઓએ અપૂર્વ સેવા બજાવી સાતા ઉપજાવી ગુરુદેવ પાસેથી જ્ઞાન લાભ મેળવ્યો ગુરુદેવ પણુ તેઓના વ્યવહારથી ખૂબ જ સતુષ્ટ થયા પૂજ્યશ્રીએ સાધ્વીજી મડળ માટે નીચે પ્રમાણે શબ્દો ટાકયા છે

"તેઓ બધા શાંત વિવેકી, સેવાપ્રેમી, સંતોષી અને મર્યાદાવાળા છે

મહાસતીજી મંડળમાં લલિતાબાઈ સ્વામીને ૧૧ તથા જેકુવરબાઈને ૮ તથા મેઘીબાઈમને ઉપવાસની તપશ્ચર્યા હતી.

દરીયાપુરી સંપ્રદાયના ચંચળબાઈ આર્યાજી ઠાણા ૨ ચાતુર્માસ હતા તેઓ પણ નમ્ર પ્રકૃતિના, વિવેકી શાણા હોવાથી ઘણી જ સમાધિ જળવાઈ રહી

જામનગર શ્રીસંઘના શ્રાવક શ્રાવિકાઓએ ગુરુવરની અનન્ય ભક્તિ કરી જ્ઞાન, ધ્યાન, તપશ્ચર્યા અને દાનપુણ્યમાં ખૂબ જ લાગણી દર્શાવી છે તેવો ઉલ્લેખ કરીને પણ ગુરુદેવે શ્રીસંઘના આંતરિક સ્થિતિ માટે ઘણો જ આકરો અભિપ્રાય ઉચ્ચાર્યો છે તે નોંધ આ પ્રમાણે છે

સ્થાનકવાસી સંપ્રદાયના ઘરોમાં પણ અંદરો અંદર કુસંપ વર્તે છે કામકરતા, સેવાપ્રેમી લાગણીવાળી વ્યક્તિ ઓછી છે સંઘઠનમાં રહી સમાજ અને ધર્મસંસ્થાઓનું હિત કરવા ભલું કરવા ઉન્નતિ કરવા તરફ દુર્લક્ષવાળા છે જેને લઈ સ્થાનક માટે જૈનશાળા કન્યાશાળા શ્રાવિકશાળા માટે તેમની સ્થાવર ને જંગમ મિલકત માટે કોઈને કાંઈ લાગી પડી નથી તેવા હૃદયવાળા છે

પૂજ્યશ્રીએ જામનગરથી ચાતુર્માસ પૂર્ણ થતા પ્રસ્થાન આરંભ્યું

*



## જામનગરથી-સાવર કુંડલા

## ૬૨

### (ત્રણ વૈરાગી બેનોની દીક્ષા)

જામનગરનુ સફળ ચાતુર્માસ ભક્તિના સુરમા ખૂબ જ વધારો કરી ગયુ હતુ વિહારની વસમી ઘડી સૌને અળખા મણી બની હતી ગુરુદેવનુ સ્વાસ્થ્ય સારુ રહેવાથી પ્રવચન બરાબર થયુ હતુ એ મીઠી વાણીનો ઘેરો સ્વર લોકોના કાનમા ગુજી રહ્યો હતો ખરેખર પૂજ્યશ્રીનુ વ્યક્તિત્વ ઘણુ જ મોહક હતુ લોકોના હૃદય જીતવાની કળા તેમને સહજ સાપડી હતી

વિહાર વખતે જન-સમુદાય ઉભરાઈ રહ્યો હતો રાજકવિ શ્રી કેશવલાલ શામજી પણ આ વિદાય સમારોહમા જોડાયા હતા તેઓશ્રી સ્વય કવિતાકાર હોવાથી આ પ્રસગ નિહાળતા તેમના મુખમાથી સહજ વિદાય ગીત સરી પડયુ આ ભાવ પ્રધાન ગીત લોકોના હૃદયને સ્પર્શી ગયુ.

વિહાર કરી ગુરુવર હાપા પધાર્યા હાપામા લગભગ ૭૦૦ માણસોની હાજરી હતી ગુરુદેવનો વસમો વિરહ લોકોને ઘેલુ લગાડી રહ્યો હતો હાપાથી બીજે દિવસે અલ્યાબાડા જવાનુ થયુ કેમ જાણે ભકતોને હજુ કાલનો સ્વાદ બાકી જ રહી ગયો હતો ૧૧ બજતા ટ્રેન દ્વારા ૮૦૦ માણસો દર્શનાર્થે અલ્યા બાડા પહોચ્યા સ્ટેશનમાથી જ ગુરુદેવના નામના જયનાદો ચારે બાજુ વિસ્તરી રહ્યા બપોરના પ્રવચન થયુ

હાપા તથા અલ્યાબાડામા બને જગ્યાએ પશુ રક્ષા માટે

કેમશ રૂ. ૫  તથા ૨૫૦ નો ફાળો થયો હતો પૂજ્યશ્રી વઢવાણથી પધાર્યા કાળાવડથી મુનિશ્રી જગજીવનજી મહારાજ ઠાણા ૨ નો કયા સગા થવા-બાબતનો પત્ર લઈ ને માણસ આ યો જવાબમા બળીયા મળવા માટે ગુરુદેવે પત્ર પાઠવ્યો

મુનિશ્રી જગજીવનજી મ ઠાણા ૨ ધ્રુવારપુરથી બળીયા પધાર્યા ગુરુદેવ વઢવાણીથી ઉકેનદીના વિશાળ પુલ ઉપર થઈ બળીયા પધાર્યા વિહારમા બધા થઈને ૧૭ મહેમાનો હતા બળીયામા ૯ ઘર હતા દરેક ઘરે બબ્બે શ્રાવકને જમાડવામાં આવ્યા ગુરુદેવના દર્શનથી બન્ને શિષ્ય ખૂબ જ હર્ષિત થયા પૂજ્યશ્રી ની ચરણરજથી કૃતાર્થ થયા

ગુરુદેવ કૂકમતીમા પધારતાં સઘ સમેલન જેવું થઈ ગયુ જામનગરથી શ્રીસઘના અગ્રસરો સમેત ૧૨૫ માણસો દર્શનાર્થે આવ્યા રાજકોટથી શ્રી રામજીભાઈ વીરાણી શ્રી ચુનીલાલ નાગજી ડૉ લલ્લુભાઈ વગેરે પાચ અગ્રેસરભાઈઓ આવ્યા બોટાદ સઘના પ્રતિનિધિ રૂપે વકીલ શ્રી. રતિલાલ ગોઠા, મુનસફ જેઠાભાઈ બાટવાથી પુરુષોત્તમ ધરમસી આવી પહોંચ્યા જેતપુરના શ્રી. ભવાન કાળા, કાળાવડના શ્રી છગનલાલ દોશી તથા અન્ય ભાઈઓ, પડધરી શ્રીસઘનાભાઈઓ એ રીતે સઘ-સમુદાય એકત્ર થઈ ગયો. શ્રી. હીરાલાલભાઈએ પોતાના ઘેર સૌની તન મન અને ધનથી સેવા કરી અમૂલ્ય લાભ લીધો બપોરના મુનિ શ્રી. જયતિલાલજીએ પ્રવચન આપ્યુ ત્યાર બાદ સભા રૂપે કેટલીક સઘ હિતની ચર્ચાઓ થઈ

એક દિવસ વધારે રોકાવાનુ થયુ બીજે દિવસે પણ જામનગર તથા રાજકોટથી ઘણા ભાઈઓ બહેનો તથા વીરાણી શ્રી છગનભાઈ પોતાના માતુશ્રી તેમજ શ્રી. દુલભજીભાઈ ના પત્ની મણિબેન વગેરે પરિવાર સાથે દર્શનાર્થે આવ્યા હતા

ઝીલરીયા થઈ સરપદડ આગમન થયુ ખીરસરા, ચીભડા, હડમતીયા, કોળીવડ વગેરે હાલારના અ તરગ ગામડાને લાભ આપતા ગોડલ પધાર્યા રસ્તામા લોધિકા એક દિવસ વિશેષ રોકાવાનુ થયુ દરબાર શ્રી મુળવાળા ખાસ વ્યાખ્યાન સાભળવા આવતા સ તુષ્ટ થયા, ઉપાશ્રયની બગલની પોતાની ૧૨૫ વાર જમીન તેમણે ભેટ આપી ગોડલમા કેટલાક દિવસ સ્થિરતા થઈ રતિમુની તથા જય તિલાલ મુનિ દરરોજ વ્યાખ્યાન વાચતા હતા. અસ્વાસ્થ્યને લઈ ગુરુદેવને આરામની જરૂર હતી છતા પાછળથી દશથી વીસ મિનિટ ઉપસહાર કરી લાભ આપતા

પ જાબથી આવતા નિરાશ્રિત ભાઈઓ બહેનોને મદદ માટે ધાબળા આપવાનુ નક્કી થતા સારો એવો ફાળો થયો વડીયા વિદ્યાલય માટે તિથિ નોધ ચાલુ જ હતી શ્રી ચ પકભાઈએ રૂા. ૧૦૦૧ દાનમા જાહેર કર્યા પૂજ્ય દેવજી સ્વામી તથા તપસ્વી માણેકચદજી મહારાજની તિથિ સારી રીતે ઉજવવામા આવી. ૪૦ જેટલા અઠમ થયા

ગોડલથી વડીયા આગમન થયુ દુધીબાઈ મ તથા અમૃતબાઈ મ ઠાણા ૨ એ ગુરુદેવના દર્શનનો લાભ લીધો. મણિબાઈ મ તથા પાર્વતીબાઈ મ ઠાણા ૨ સુરગપરામા બિરાજતા હતા તેઓ બીમાર હોવાથી ગુરુદેવે સામે જઈ દર્શનનો લાભ આપ્યો તેઓ ઘણા જ હર્ષ પામ્યા વડીયામા કાર્યવાહક સમિતિની મીટિ ગ હતી વેરાવળવાળાએ મહેમાનોના સત્કાર માટે રૂ ૨૦૧ વિદ્યાલયમા આપ્યા અહીં પ્રવચન જય તિલાલજી મુનિ આપતા હતા ગુરુદેવને આરામની પૂરી આવશ્યકતા હતી દોશી શ્રી ઉત્તમચદ વીઠલજીએ સજોડે બ્રહ્મચર્ય વ્રતનો સ્વીકાર કર્યો

વઢીયથી સાવરકુંડલા તરફ ગુરુદેવે પ્રસ્થાન કર્યું વઢીયા શ્રીસંઘે તથા હરબાઈશ્રી સુરગવાળાએ ચોમાસું કરવા માટે ગુરુદેવને હાર્દિક વિનંતિ કરી અમરાપુર તથા ચિત્તળને લાભ મળ્યો. મોગ રતિલાલજી મુનિ તથા જગજીવનજી મુનિ ઠાણા ૨ સીધા સાવરકુંડલા તરફ રવાના થયા હતા. ગુરુદેવ ઠાણા ૩ આસ્તે જઈ રહ્યા હતા.

સાવરકુંડલામાં ઉજમબાઈ મ ઠાણા ૩ બિરાજમાન હતા. કુંડલા ગુરુદેવનું પદાર્પણ થતા સૌ આનંદિત થયા શ્રી મોતીબાઈ મહાસતીજી ઠા ૪ નેસડીથી વિહાર કરી સાવરકુંડલા પધાર્યા

સાવરકુંડલાના આંગણે મોટો આનંદ ઉત્સવ ઉજવાશે,

દીક્ષાઓ દેવાશે- તેવી વાતો હવામાં ફેલાઈ રહી હતી સત-સાધ્વીજીઓનો સમાગમ થતાં આ વાતને પોષણ મળી રહ્યું હતું ગુરુદેવને હજુ પણ આરામજ અનુકૂળ હતો બોલવાથી તકલીફ વધતી સાવરકુંડલામાં મુનિમંડળ પ્રતિદિન વ્યાખ્યાન આપતા હતા દીક્ષાના ચક્રો ગતિમાન થઈ રહ્યા હતા. ત્રણ ત્રણ દીક્ષા થવાની વાત હતી. વૈરાગ્યના વાદળ ઘેરાઈ રહ્યા હતા

મુનિશ્રી જયંતિલાલજીના સાંસારિક નાના બહેન જયાબાઈ શ્રી. ઉજમબાઈ મ. પાસે ભણતા હતા. મોટાબહેન શ્રી પ્રભાવતી મ. શ્રી. ઉજમબાઈ મ. ના પ્રથમ શિષ્યા હતા. હવે જયાબાઈ સાધ્વી દીક્ષા લઈ ઉજમબાઈ મ. જીના શિષ્યા થવાની ભાવના વાળા હતા. મોતીબાઈ આર્યાજી પાસે શ્રી પ્રાણકુંવર બહેન ભણતા હતા તેઓ પણ વૈરાગ્ય રંગે રંગિત થઈ મોતીબાઈ મહાસતીજીના ચરણોમાં શિષ્યા થવાના હતા. ત્રીજા ગુલાબ બહેન શ્રી. ઉજમબાઈ મના શિષ્યા થવાના હતા

ત્રણ ત્રણ ભાવ દીક્ષિત બહેનોની દીક્ષાનો લાભ મળતે હોવાથી શ્રીસંઘની રગે રગમાં ઉત્સાહ આપી રહ્યો હતો

પૂજ્ય ગુરુદેવની ધર્મપ્રધાન વાણી અને સત સાધ્વીજીઓના સમાગમથી આ ઉત્સાહમા વૃદ્ધિ થઈ રહી હતી ગામે ગામના શ્રાવક સમુદાય ક્રમશ સાવર-કુ ડલાને આગણે આવી રહ્યા હતા

તે દરમ્યાન એક મહાન રાષ્ટ્રીય દુર્ઘટના બની ગઈ જેથી સૌને આઘાત લાગ્યો રાષ્ટ્રપિતા મહાત્મા ગાધીજીનુ દિલ્હીમા ગોળીથી દેહાવસાન થયુ સમગ્ર સૌરાષ્ટ્ર શ્રી ગાધીજીનુ અનન્ય ભક્ત હોઈ સૌરાષ્ટ્રના ખૂણે ખૂણે શોક વ્યાપી રહ્યો સાવર-કુડલામા ત્રણ દિવસ શોકની ઘેરી છાયાઓ ફરી વળી પૂજ્ય ગુરુદેવ સહિત બધા સાધુ સાધ્વીજીઓએ મહાત્માજીના દિવગત આત્મા માટે શાતિ પ્રાર્થના કરી બીજે દિવસ શોક સભામા પૂજ્યશ્રીએ માર્મિક શબ્દો દ્વારા મહાત્માજીના કરુણ અવસાનનુ બ્યાન કર્યું ભૌતિક શરીરની અવસ્થા અને પૂર્વના વૈરાનુ બધના પરિણામ વિષે આછો ખ્યાલ આપ્યો

મારવાડના પૂ શ્રી પડિતરત્ન હીરાલાલજી મ તથા પડિતરત્ન લાભચદ્રજી મ આદિ ઠાણા ૪ દીક્ષાના આ મગળ પ્રસગે સાવર-કુડલા પધારતા વાતાવરણ ઘણુ જ આનદમય બન્યુ

માઘ સુદિ ૧૩ ને રવિવાર તા ૨૨-૨-૪૭ ના રોજ આ ત્રણે ભાવ દીક્ષિતાઓને પૂજ્યશ્રી પ્રાણલાલજી મ ના સ્વમુખે દીક્ષાનો પાઠ ભણાવાયો આ સમયે સાવરકુડલા અનુપમ દૃશ્યને અનુભવી રહ્યુ આટલી વિશાળ જનમેદનીમા આ મગળ મય વૈરાગ્ય ભાવ-સરપુર પ્રસગ ભજવતા સૌના હૃદયના મોહતતુ ઢીલા પડી ગયા

લોકોએ ભારે ઉત્સાહ બતાવ્યો ઉછામણિમા લગભગ ૨૦,૦૦૦ વીસ હજાર રૂપિયા થયા ઉપરાત સાત સાત

સંઘ જમણ થયા. ગુરુદેવનો પ્રભાવ જ એવો હતો. જ્યાં વિચરતા ત્યાં ભવ્ય રીતે પ્રસંગો ઉજવાતા હતા.

શ્રી મોટા રતિલાલજી મુનિએ ગુરુદેવના ચરણોમાં નિવેદન કર્યું કે એ જ સંપ્રદાયમાં જેટલા વૃદ્ધ એકલવિહારી સંતો છે તેમની સેવા કરવાની મારી ભાવના છે. આ કામ ઘણું કપરું છે તેમ ઉત્તર આપી ગુરુદેવે કેટલાક દિવસ પ્રયોગ કરી લેવા છૂટ આપી. તેથી તેઓ તે કામ માટે વિહાર કરી ગયા.

મુનિ શ્રી જયંતિલાલજીએ પૂજ્યશ્રીના ચરણોમાં નિવેદન કર્યું કે મારે કાશી-બનારસ સંસ્કૃતના ખાસ અભ્યાસ માટે જવા ભાવ છે. તો આપશ્રી આજ્ઞા આપો તો તે તરફ વિહાર કરું. ગુરુદેવને પોતાના શિષ્યો માટે અનહદ પ્યાર હતો. છતાં તેઓ ખૂબ જ દીર્ઘ દૃષ્ટિવાળા હતા. વિચાર કરવા જણાવ્યું.

દરમ્યાન ત્રણેય નવ દીક્ષિતોને પાકી દીક્ષા આપવામાં આવી. આ પ્રસંગે શ્રી માણેકચંદ ઝવેરચંદભાઈએ રૂપિયા ૨૫ ભીસલ પર શુભ કાર્યમાં ખર્ચ કરવા મોકલ્યા હતા. દીક્ષા નિમિત્તે શુભ કાર્યમાં વપરાતા ધન માટે રકમો લખાઈ રહી હતી. રાજકોટથી સંઘરાજકા શામળજી ઓનિંદજીના પરિવારના સૌ દર્શનાર્થે આવ્યા. દીક્ષા ફંડમાં રૂપિયા ૫૦ લખાવ્યા.

ગુરુદેવને શિષ્ય સમુદાયથી અલગ પડવાની વાતથી મન ઉપર ઊંડી અસર પડી રહી હતી. દૂર દેશાવરમાં ગયા પછી પુનઃ ક્યારે મળવાનું થાય તે કહી શકાય તેમ ન હતું. સમગ્ર સાધ્વી મંડળની ત્યાં હાજરી હતી. સૌ આ વસ્તુ સમજી શકતા હતા. અવારનવાર સાધ્વીજી મંડળ ગુરુદેવ સામે શાસ્ત્રીય પ્રશ્નો પૂછી ગુરુદેવના મનને પ્રસન્ન રાખતા હતા. છેવટે ગુરુદેવે આશીર્વાદ આપવા સંકલ્પ કર્યો.

*

૬૭

પૂજ્યશ્રી વિચાર મગ્ન જોવામા આવતા હતા પોતાના પ્રિય લઘુ શિષ્ય મુનિ જયતિલાલજીને કાશી જેવા દૂર પ્રદેશમા અભ્યાસ માટે મોકલવા તે ઘણુ જવાબદારી ભર્યું લાગતું હતુ ઉપરાત ગુરુદેવની શિષ્ય મડળી આ રીતે વિક્ષિપ્ત થાય તે વ્યાવહારિક દષ્ટિએ ભોગ આપવા જેવુ હતુ શિષ્યના કલ્યાણ માટે અને શાસન પ્રભાવના માટે મહાન ગુરુદેવો ભોગ આપતા જ આવ્યા છે ઘણી વિચારણાને અતે પૂજ્ય શ્રીએ લાભાલાભનો વિચાર કરી મુનિ શ્રી જયતિલાલજીને જ્ઞાન-વૃત્તિ સતોષવા આજ્ઞા આપી આ વખતે ગુરુવરનુ હૃદય ઘણી મૌન વાચાને પ્રદર્શિત કરી રહ્યુ

ફાગણ સુદિ ૫ ને સોમવારનો વિહાર દિવસ નિશ્ચિત થયો ત શ્રી જગજીવનજી મ સાથે વિહાર કરવાના ગુરુદેવનો આદેશ થયો બને ઠાણા પોતાની તૈયારી કરવા લાગ્યા ગુરુ દેવે બધી રીતે ધ્યાન આપી રસ્તામા અસાતા ન થાય તે માટે ઘણી સૂચનાઓ આપી પાચમાથી ચાર થાણા રહ્યા હતા તેમાથી બે થાણા વિદાય થતા બેજ થાણા રહેવાથી ગુરુદેવને મનમા અન્તર થવી સભવિત હતુ મહાપુરુષો પોતાના કષ્ટને જગપણ જણાવા દેતા નથી

શ્રી પ્રભાબાઈ તથા શ્રી જયાબાઈ મહાસતીજીએ ગુરુદેવની ૩બરૂમા પુન જલદી પાછા આવી જવા માટે પ્રાર્થના કરી બધા મહાસતીજીઓએ પ્રશસ્ત પથ માટે કામના કરી ગુરુદેવે

આશીર્વાદ પત્ર લખી આપ્યો સાથે સાથે સૂચના પત્ર આપ્યો. સોમવારના સવારે નાવરકુંડલા નગરથી પ્રસ્થાન થયું ગુરુદેવ સ્વયં ઉપાશ્રયથી ગામના દરવાજા સુધી શ્રાવક સમુદાય સાથે પધાર્યા એક વાડીની વૃક્ષરાજી નીચે ત્રણ મીઠાં વાર સ્થિર થયા નાના રતિમુનિએ શાંતિનાથ સ્તવન ગાયું મુનિ શ્રી જયવિજયજીએ કાશી પ્રસ્થાનનો હેતુ અધિક અધ્યયન અર્થે છે તે બાબત સ્પષ્ટતા કરી ત મુનિ શ્રી જગજીવનજી મહારાજે મીઠા ચાખડીમાં ચાસણને મોગાઈ આપી

ગુરુદેવનું જ્યુ અદગત થઈગયું હતું કંઠ ભરાઈ આવ્યો હતા. તેઓ વાત્સલ્યના ભાવના આવેશમાં અધિક બોલી શક્યા નહિ માત્રલિકસ ભળાવ્યું શરીર શાંતિ અને વિહાર શાંતિ માટે આશીર્વાદ વરસાવ્યા. બન્ને ગુરુદેવની આંખમાથી અશ્રુબિંદુ સરી પડ્યું બન્ને શિષ્ય કઠણ હૈયું રાખી ગુરુદેવના ચરણ સ્પર્શ લઈ ચાલી નીકળ્યા. ગુરુદેવે આ વિરહભાવને અતિમ ક્ષણ સુધી હૃદયમાં સંગ્રહી રાખ્યો જીવન પર્યંત દૂર પ્રદેશમાં વિચરતા શિષ્ય મંડળની બરાબર ખબર અંતર પૂછી વિકાસના વેગમા વૃદ્ધિ કરાવતા રહ્યા. નાના રતિમુની એક દીવસ વિહાર મા સાથે આવ્યા હતા

ત્યારબાદ ગુરુદેવ ૧૨ દિવસ કુંડલા બિરાજ્યા. મહાસતીજી વર્ગને સારો એવો જ્ઞાન લાભ મળ્યો. સાવરકુંડલાથી વિહાર થયો. ૨૦ ભાઈઓ બહેનો ચરખડીયા સુધી વળાવવા માટે આવ્યા. શ્રી રામભાઈ પહેલે થકી સુસેવા બજાવી નેસડીનો સ્પર્શ થયો નેસડીના ઉપાશ્રયમાં ઉતરતાં સેંકડોની સંખ્યામાં કાનકડીયાનો સમાગમ થયો. અતિ વિંગ ધર્ને લઈ ત્યા રહેવું અશક્ય બની ગયું ધન્ય છે આ ઉપાશ્રયના ઉપાસકોને

શ્રી કુબેરદાસ તેજાણી શાંતિલાલ તથા જયંતિલાલ સુત

રીયા વિનયચંદ અને ભાઈલાલભાઈ વગેરે ભાઈઓ વિહારમાં સાથે જ હતા આ ભાઈઓ ગુરુદેવની અનન્ય સેવા બજાવી રહ્યા હતા આ નાના ગામમા પણ શ્રી નાનચંદ માટલીયા, ધર્મપત્ની લાભકુવરબાઈએ ચતુર્થવ્રતનો સ્વીકાર કરી ધન્યતા અનુભવી એક સંઘજમણ થયુ અહીં પટેલ વીરજી કરસન દર્શને આવ્યા તેઓ વેદાતપ્રેમી હોવાથી વેદાતની ઊંડી ચર્ચા કરી આનંદ પામ્યા તેઓએ એકરાર કર્યો કે વેદાંત-વાચન પછી મને ધન, જમીન, પુત્રાદિ પર એટલો મોહ થતો નથી પરંતુ ના કારણે! બ્રહ્મચર્ય સિદ્ધિ થતી નથી મનમા વાસનાઓ ભરાઈ જાય છે કાળને જીતવાનો સરલ ઉપાય શુ?

મહારાજશ્રીએ સક્ષેપમા ઉત્તર આપ્યો કે સત્પુરુષોનો નિરંતર સત્સગ, અલ્પનિદ્રા, અલ્પ આહાર-આ સાધનાથી કામવાસનામા ઘણો જ ઘટાડો થાય છે ઈન્દ્રિયોના રસને વિષય રસમા ન ડુબાવી દેતા, જ્ઞાન-મય કરવાથી વ્યક્તિ અમુક અંશે નિર્મળ બને છે અને કામપર સહેજમા વિજય મેળવી શકે છે

નેસડીથી કમી આગમન થયુ ધર્મ પ્રભાવના સારી થઈ શ્રી ગીરધરભાઈ માટલીયાએ પિતાશ્રીના સ્મરણાર્થે રૂા ૨૫૦ ત સ્થા જૈન વિદ્યાલયમા નોધાવ્યા ચલાળા સુધી સૌ વિહારમા સાથે ગયા બે ત્રણ દિવસ સ્થિરતા થઈ બગસરા સંઘના સભ્યો ગુરુમહારાજને વિનતિ કરવા અત્રે આવ્યા

અર થઈ ધારી ગુરુદેવની પધરામણી થઈ પ્રવચન શરૂ થયા "દુષ્ટ પ્રકૃતિના કેવા ફળ હોય" આ વિષય પર વ્યાખ્યાન થતુ હતું વીસાવદરથી ભાઈઓ ચોમાસાની વિનતિ કરવા માટે આવ્યા શ્રી છગનલાલ જાદવજીએ એક ગીત ગાઈ ને સૌનુ સ્વાગત કર્યું ધારીના સંઘે આયબીલની ઓળી અહિં કરવા માટે વિનતિ કરી પૂજ્યશ્રીએ બગસરા ઓળી કરવાનો ઉત્તર આપ્યો

ધારીથી આબરડી થઈ હામાપુર આવ્યા અહીં બગસરા સંઘ તથા વીસાવદર બીલખાના મળી ૫૦ થી ૬૦ ભાઈઓ બહેનો આવ્યા. ગુરુદેવના દર્શન વાણીનો લાભ લીધો. બગસરા પહોંચતા ગુરુદેવને ઘણો જ શ્રમ જણાતો હતો. રસ્તામાં જ તાવ આવી જવાથી શરીરમા નબળાઈ ભરાઈ ગઈ હતી બગસરામાં આયબીલની ઓળી ખૂબ જ પ્રમાણમા શરૂ થઈ

રાજકોટ શ્રીસંઘ રૂપે વીરાણી કુલભાઈભાઈ શામજીભાઈ શ્રી. ચુનીલાલ નાગજી સીમાણી કાનજી પાનાચંદ, અને મંત્રી મનસુખલાલભાઈ ચાર વ્યક્તિ શેઠશ્રી શ્રી. રતિલાલ ગોપાને સાથે લઈ અત્રે આવી પહોંચ્યા અને ગુરુદેવને ચાતુર્માસની વિનંતિ ઘણા હાર્દિક ભાવે કરી જવાબમા પૂજ્યશ્રીએ પોતાની શરીર સ્થિતિ અનુકૂળ નથી તેમ જણા વ્યુ

રાજકોટ શ્રીસંઘના મનમા ભ્રમ ઉપજ્યો હતો કે "મુનિશ્રી. જગજીવનજી મ. તથા જયંતિ મુનિ પૂ. પ્રાણલાલજી મ.ની આજ્ઞા વિના સૌરાષ્ટ્ર છોડીને આગળ જઈ રહ્યા છે આ સંબંધમા રાજકોટ સંઘ મંત્રીજીએ સાવરકુંડલા શ્રાવકો પર ખાનગીમાં પત્ર લખી પૂછાવેલ પણ ખરું ! આ બાબતનો ચર્ચોટ કરી પૂજ્યશ્રીએ ઉપાલંભ આપતાં ખુલાસો કર્યો જેની અક્ષરસ નોંધ ગુરુદેવની ડાયરીમાંથી નીચે પ્રમાણે ટાંકવામાં આવે છે

જગજીવનજી મુનિ અને જયંતિ મુનિ તથા મારા સંબંધમાં તમોએ કુંડલા બે પત્ર જરૂરી એમ કરી શ્રાવકોને લખી પૂછાવ્યુ

તો તમારે સીધી રીતે મને પૂછાવવું જોઈતું હતું તો હું તમોને જવાબ જરૂર લખાવત તેમજ પૂ. મહારાજશ્રી પુરુષોત્તમજી સ્વામીએ વઢીયાવાળા કુલચંદકાળા મારફત કહેવરાવ્યુ તો પૂજ્યશ્રી પણ મને સીધા પૂછાવી શકતા હતા. અને જવાબ

જરૂર આપત પણ આમ થવાથી ખેદરૂપ થાય તે દેખીતુ છે અજ્ઞાન વધારે છે એટલે રજનુ ગજ કરી મૂકે ઇત્યાદિ વાત કહી જે વાત હતી તે કહી બતાવી આ વાત ચુનીભાઈ, દુર્લભજીભાઈ અને કાનજીભાઈ તથા રતીલાલભાઈની રૂબરૂમા કહેવાણી તે સાભળીને દુર્લભજીભાઈ બોલ્યા કે અમો તો જુદુ જ સમજતા હતા અને સાભળ્યુ હતુ પણ તમારી રજાપૂર્વક આ બધુ થયુ છે તે જાણી હવે અમને સતોષ થયો છે

ઉપરની નોધથી ગુરુદેવ સ્વશિષ્ય માટે કેટલુ હિત ચિતન કરતા હતા અને ખોટા ભ્રમનો કેટલી સ્પષ્ટ ભાષામા ઉચ્છેદ કરતા હતા

બગસરામા જૈનશાળા બધ પડી હતી તે ગુરુદેવના ઉપદેશથી પુન શરૂ કરવામા આવી વરસીતપના પારણાવાળા ચારેબાજુથી વિનતિ કરવા આવી રહ્યા હતા સાથે ચોમાસાની વિનતિનો પ્રવાહ પણ ચાલુ હતો વડીયાથી પાચ ભાઈઓ તથા વેરાવળવાળા શેઠ શ્રી નેમીદાસ મદનજી ખાસ ચોમાસાની વિનતિ માટે આવ્યા તેઓ પૂજ્ય શ્રી ને વડીયા ચોમાસા માટે સમજાવવામા ઘણે અશે સફળ થયા

ગુરુદેવે બગસરા વડીયા તરફ પ્રસ્થાન કર્યું વાઘણીયામા સારી ધર્મચર્ચા થઈ શ્રી છોટાલાલ જોશીએ પૂજ્યશ્રીને રામાયણ ઉત્તરકાડમાથી કેટલીક ચોપાઈઓ તથા ગીતાજીના કેટલાક શ્લોકોના અર્થ પૂછયા ગુરુદેવે વિવેચન સાથે ભાવાર્થ બતાવ્યો તેઓ ખૂબ જ સતોષ પામ્યા પૂ ડુગરસીહજી મ ની તિથિ વડીયામા ઉજવવામા આવી વડીયા ચાતુર્માસ જાહેર થયુ વડીયાના શ્રાવક ઉડા આનદ અનુભવી રહ્યા

વડીયાથી રાણપુર, ભેસાણ, ખીલખા આદિ ગામોમા પૂજ્યશ્રીએ વિહાર કર્યો શ્રી મોટા રતીલાલજી મહા રાણપુરમા ગુરુમહારાજની સેવામા પધારી ગયા વિહાર યાત્રાનો પૂરો

અનુભવ આવ્યો ત્રણે ગામોમા ખૂબ જ ધર્મ પ્રભાવના થઈ ત્યાથી પૂજ્યશ્રી જુનાગઢ પધાર્યા પૂજ્યશ્રી જયચંદજી મ.ની તિથિ ઉજવાતા ૧૫ ૦ રૂપિયા તિથિ નિમિત્તે અપણ થયા. એજ તિથિના ઉપલક્ષ્યમા એક જાહેર પ્રવચન રાખવામા આવ્યુ શ્રીસઘની જગ્યામાં મોટો સમીયાણો ઊભો કરવામા આવ્યો 'માનવ ધર્મ ' મુખ્ય વિષય હતો

આ વખતે જુનાગઢમા આરઝી હકુમતનું તંત્ર હતુ શ્રી શામળદાસ ગાધી, દયાશંકરભાઈ દવે તથા પુષ્પાબેન મહેતા વગેરે ત્રણ પ્રધાનોએ પ્રવચનમા હાજરી આપી મહારાજશ્રીએ માનવજાતની એકતા માટે વધારે જોર આપ્યુ શ્રી શામળદાસ ભાઈ પણ અરધો કલાક બોલ્યા તેમણે સ્વરાજ્ય સુરાજ્ય કેવુ જોઈએ તે પર વિવેચન કર્યું શ્રી પુષ્પાબેને પણ સામાજિક વિષયને સ્પર્શ કર્યો ગુરુદેવના દર્શન કરી પ્રધાન મંડળ ખૂબ જ હર્ષિત થયુ અંતમા શ્રી. વકીલ જેઠાલાલ ભાઈએ સૌનો આભાર માનતા સારગર્ભિત શબ્દો કહ્યા આ તિથિના ઉપલક્ષે ૪૦ અઠમ થયા હતા સૌને પારણા શ્રી જેઠાલાલભાઈને ત્યાં થયા

શ્રી. જેઠાલાલ વકીલને ધર્મ ભાવનાનો ઉત્કૃષ્ટ રસ ઉપજતાં તેઓએ તથા ધર્મપત્ની શ્રી. અબાબાઈએ સાથે સાથે અઠાઇ તપની આરાધના કરી આ પ્રસગ પણ ઘણો શ ર રીતે ઉજવાયો

જુનાગઢથી વિહાર કરી આવતા નાના ગામડાઓને લાભ આપ્યો. પૂજ્યશ્રી શાહપુર ઉપર થઈને ચાતુર્માસ માટે વડીયા લાભ આપવા પધાર્યા વડીયા શ્રીસઘે સારી રીતે ગુરુદેવનું સ્વાગત કર્યું

*

## ૨૦૦૪ વડીયા ચાતુર્માસ તપસ્યાઓનુ પૂર

૬૪

વડીયામા એક પ્રકારનો ઉત્સાહ વર્તી રહ્યો હતો પૂજ્ય મહારાજશ્રી ઉપરાત શ્રીદુધીબાઈ મહાસતીજી ઠાણા ૨નુ ચાતુર્માસ હતુ મહારાજશ્રીનુ સ્વાસ્થ્ય પણ ઘણે અશે અનુકૂળ હતુ અષાઢ વદ ૨થી પૂજ્યશ્રીએ તુગીયા નગરીના શ્રાવકોનો 'શ્રી ભગવતી સૂત્રનો આલાપક પ્રવચનમા શરૂ કર્યો ગુરુદેવ વડીયાને કેમ જાણે તુગીયા' બનાવી દેવા માગતા હોય !

પ્રવચન અનેક વિષયને સ્પર્શ કરી રહ્યુ હતુ વિવાહ પ્રજ્ઞપ્તિ શબ્દના અર્થથી માડી જબુ સ્વામીને કયા ભાવે ભગવતી પીરસાયુ તેની વ્યાખ્યા થઈ હનુમાનજીના પિતા પવન કુમારનુ ચરિત્ર કહેવામા આવ્યુ આદિત્યપુર નગરના પ્રહ્લાદ રાજા અને કેતુમતી રાણીને ઘેર પવનકુમારનો જન્મ, રાજવૈભવ, કુમારની વૃદ્ધિ તથા શિક્ષાનુ નિરૂપણ કરવામા આવ્યુ પ્રવચનમા પોણો કલાક શાસ્ત્રની વાત અરૂપાયા પછી પાછળથી અજના સતી ચરિત્ર કહેવામા આવતુ હતુ

ગુરુદેવે તુંગીયા નગરીનો શ્રેષ્ઠ સમય બતાવતા કહ્યુ કે " તુગીયા નગરીના બહારના ભાગમા પુષ્પવતી બગીચો હતો તે બગીચો સુગધી ફૂલોથી જેમ શોભતો હતો તેમ આ શાસન તે ભગવાનનો બગીચો છે તેમા અહિંસાદિ સુગધી ફૂલો ખીલે તોજ તેની શોભા છે " તુંગીયા નગરી ઋદ્ધિ સમૃદ્ધિથી ભરપૂર હતી ત્યાના માણસો નિર્ભય અને ભક્તિવત હતા તેમાએ પ્રભુ વીરના શિષ્યો ખૂબ જ દીપતા અને સુખી હતા આ બધુ છતા તેઓ ધર્મના જાણુ હતા ધર્મને આચ-

રણમા ઉતારી શકતા હતા એવા ધનિક હતા. તેવા જ ત્યાગ વૃત્તિવાળા હતા.

"તુંગીયાના શ્રાવકો પાસે ઘણા મકાનો સંપત્તિ, શયન, આસન, વાસણ અને ભોગ-ઉપભોગની વિલક્ષણ સામગ્રી હતી. છતા તેને તેમાં મમત્વ ન હતુ ખરી રીતે 'મમત્વ એજ પરિગ્રહ છે' તેવી જ રીતે વાહનમા ઘોડાગાડી, રથ ઇત્યાદિ ઘણી ચીજો હતી. ધનધાન્ય ભરવાના મોટા કોઠારો અને ગુપ્ત સ્થાનો હતા સોના, ચાંદી, ઝવેરાત અઢળક હતુ છતાં તેમાં તેઓનો તીવ્ર અનુરાગ ન હતો, કે ન હતી વસ્તુઓને વધારવાની તૃષ્ણા સંતોષ એ તેઓનુ મુખ્ય વ્રત હતું"

"જે કંઈ તેઓ વ્યાપાર કરતા તે ઘણો જ ઉત્તમ રીતે, સત્યતા ભરેલો અને પ્રમાણિક હતો નીતિમય વ્યાપારને જ જીવન સૂત્ર માનતા હતા. ઉત્તમ પ્રકારના પદાર્થો ખાતા. તેમના ઘરોમા ઘણી વિપુલ માત્રામા ભોજન તૈયાર થતુ ઘરના સભ્યો ઉપરાત બીજી કેટલીએ વ્યક્તિઓને સમયસર જમવાનુ મળતુ તેમને ત્યાં ઘણા દાસ, દાસી, નોકર ચાકર હતા. ઘરમા તેઓનુ સન્માન જળવાતુ તેઓને ખાવાપીવાના પદાર્થો અને યોગ્ય પ્રકારના વસ્ત્રો બરાબર આપવામા આવતા હતા. તેઓ એક નિષ્ઠાથી સ્વામીની સેવા બજાવતા.

આ શ્રાવકોને ત્યાં ગાયો ભેંસો અને બીજા દુધાળા જાનવરો વિશાળ પ્રમાણમાં હતા તે જાનવરોની પણ પૂરી સંભાળ રાખવામા આવતી. અનુકંપા દષ્ટિથી તેમનું પાલન કરવામા આવતું આ પશુધન તેમની ઋદ્ધિનુ એક અંગ હતુ આરોગ્ય ને બુદ્ધિવર્ધક દૂધ, ઘી, દહીં, છાશ વગેરે ઉત્તમ પદાર્થો પ્રાપ્ત થતા. પરસ્પર એકબીજાની દયા પળાતી. પશુઓ પ્રત્યે કદી ક્રૂર વ્યવહાર કરવામાં ન આવતો. તેઓ

ખૂબ જ રૂષ્ટપુષ્ટ અને રૂધિરથી ભરેલા કાંતિમય દેહવાળા લાગતા હતા ”

“ અંજનાકુમારીનો જન્મ થયો તેનામા કુદરતી મળેલુ અનુપમ સૌંદર્ય હતુ આ સૌંદર્યને નિરખવા માટે અનેક રાજકુમારો તલપાપડ બની ગયા હતા પવનકુમારને પણ એવો જ વ્યામોહ થયો અંજનાકુમારીનુ તારૂણ્ય ઊભરાઈ રહ્યુ હતુ પવનકુમારે પોતાની ઇચ્છા પૂરી કરી અંજનાકુમારીને નિહાળતા પૂર્વકર્મના યોગે વાત ઊલટી પરિણમી અલૌકિક રૂપ જોતા પવનકુમારને ઈર્ષા પ્રગટી અને રોષ ઉદ્દભવ્યો પવનકુમારની સાથે તેમના લગ્ન થયા પરંતુ દાંપત્યમા કટુતા જ રહી ”

પવનકુમારે વરૂણ સાથે યુદ્ધ કરવા માટે પ્રસ્થાન કર્યું, પંખીણિની ભાષા સાભળી પંખી ભાષાનુ જ્ઞાન હોઈ સાભળતા પવનકુમારને સત્યનુ ભાન થયુ પૂર્વકર્મનો મેલ ધોવાઈ ગયો પંખીણિએ બતાવ્યુ કે “ અંજના પરમ સતી છે, સત્યમયી પતિવ્રતા પરમ શ્રેષ્ઠ સુંદરી છે તેનો સ્વામી અજ્ઞાન અને ભ્રમથી રૂષ્ટ થએલો છે ’ આ સાભળતા પવનકુમારની ભૂલ દૂર થઈ તેને ખરી હકીકત સમજમા આવી એજ વખતે તેણે અંજનાને મળવા સંકલ્પ કર્યો ”

“ પવનકુમાર રાત્રિના સમયે ગુપ્ત પણે અંજના સતીના મહેલે પહોચ્યા પ્રેમથી હૃદય વિહ્વળ બની રહ્યુ હતું અંજના સુંદરીને પોતાના બાહુપાશમા લેવા માટે તેઓ અધીરા બની ગયા હતા તેમના રોમરોમમા પોતાની સત્યમયી ધર્મ પત્ની માટે પ્રેમ વરસી રહ્યો હતો અંજનાએ પવનકુમારનુ સ્વાગત કર્યું અરૂચી અને અણગમાના ગઢ ઢળી પડયા કલ્પનાતીત ભાવાવેશથી તેઓ અંજનાને ભેટયા રાત્રિનો કેટલોક ભાગ પવનકુમારે અંજના સાથે સુખપૂર્વક વ્યતીત કર્યો તેઓ

જેવા શુભ રીતે આવ્યા તેવા જ શુભરૂપે તેઓ પ્રસ્થાન કરી ગયા જતી વખતે તેઓ નીશાની આપતા ગયા પવનકુમારના સ સગથી અ જના સતી ગભ વતી બન્યા અશુભ કર્મોના ઉદયે અનેક સ કટો વેઠયા સ કટોમાથી મુક્ત બન્યા અને આદર્શ સતીરૂપે મહાપુરુષ હનુમાનની માતા રૂપે પ્રસિદ્ધિ પામ્યા

પયુ ષણ પવ સુધી ગુરુદેવે ઉપયુ કત આશયના પ્રવચનો આપી અને કથા ચરિત્રનુ વણુ ન કરી શ્રાવક શ્રાવિકાઓના મનમા ત્યાગ વૈરાગ્યની તથા જ્ઞાન ધ્યાનની ભાવનાઓ ભરી દીધી વઢીયાના ભદ્રિક શ્રાવક શ્રાવિકાઓ શાસન પ્રેમથી અને ધમ ના ર ગથી ઝુલવા લાગ્યા ત્યાગ–તપની સરિતા વૃદ્ધિપામી ગુરુદેવની મધુર અ સી ઉપર ભકત–જનોના હૃદય થનગનવા લાગ્યા. પર્યો બોધ ઝીલવા માટે ઉત્સુક બની રહ્યા.

શ્રાવણ સુદ ૩ થી બહેનો ભાઈઓએ અઠમ તપની આરા ધના કરી ૫૩ જેટલા અઠમ થયા તેઓના સામૂહિક પારણા દેવાયા શ્રાવણ સુદ ૧૫ થી બાર બહેનોએ અઠમ તપની આરા ધના કરી પયુ ષણ આવ્યા પહેલા જ અઠાઈ તપની સરવાઈ વાગવા માંડી બીજી નવ બહેનોએ અઠાઈની તપસ્યા કરી એક ભાઈએ ૧૨ ઉપવાસનુ પારણુ કર્યુ સામૂહિક પારણા સિવાય છુટક છુટક ભાવના પ્રમાણે અઠાઈ તપની આરાધના થઈ રહી હતી. પયુ ષણ પહેલા જ ર૩ અઠાઈ અગ્યાર તથા ૫૬૨ ઉપ વાસની વિશિષ્ટ આરાધના થઈ શાસનનો પ્રભાવ વધ્યો.

પયુ ષણ દરમ્યાન શ્રી. મહાવીર ભગવાનના પૂવ જન્મ નયસાર સુતારની કથા કહેવામા આવી સમ્યક દર્શનની પ્રાપ્તિ એજ કેવળજ્ઞાનનુ બીજ છે એ મુખ્ય વિષય હતો. સમ્યક પરિણમન વખતે આવા સદ્ નિમિત્ત સભવે છે પરતુ ત્યાં નિમિત્ત કરતા પરિણમનની પ્રધાનતા છે એ તમારુ પરિ

ણુમન યોગ્ય આકાર પામતુ હોય તો તમારે નિમિત્તની ચિંતા કરવાની જરૂર નથી પરતુ સારામા સારુ નિમિત્ત પામ્યા છતા અતરગમા પરિણુમન અસમ્યગ ભાવે થતુ હોય તો નિમિત્તનો ગર્વ કરવા જેવુ નથી સાધુ-સત કે શાસ્ત્ર તે બહારના નિમિત્ત છે જ્યારે અતરગ પરિણુમન તેજ ગુણસ્થાન શ્રેણીનુ સાચુ સોપાન (પગથિયુ) છે

એક બાજુ આવા સુદર અધ્યાત્મિક પ્રવચન થઈ રહ્યા હતા જ્યારે બીજી બાજુ શ્રાવક શ્રાવિકા સમુદાય નિર્જરાના હેતુભૂત તપશ્ચર્યાની રગોળી પૂરી રહ્યો હતો અઠાઈ, નવાઈની ઉપાસનાઓ રોજ થઈ રહી હતી છઠ, અઠમ, ચૌલા પચૌલા આદિ તપશ્ચર્યા સખ્યાબધ થઈ રહી હતી સવર, પોષા અને પ્રતિક્રમણુની ઠઠ જામી હતી પર્યુષણુની પૂર્ણાહુતિ થતા સુધીમા વડીયા જેવા નાના સમુદાયમા તપનો પહાડ રચાઈ ગયો ૨ છકાઈ, ૬૮ અઠાઈ, ૩ નવાઈ, ૧૧ ઉપવાસના થોક થઈ ગયા પર્યુષણુ પછી પણુ આ ક્રમ ચાલુ જ રહ્યો આતો ગૃહસ્થોએ કરેલી તપ આરાધના હતાં જ્યારે દુધીબાઈ મ જીએ ચોવીસ ઉપવાસની મોટી તપશ્ચર્યા કરી, ચોમાસાના કીર્તિમદિર પર કળશ ચડાવી દીધો ઘણી જ સમાધિપૂર્વક તપ નીપજી ગયુ પર્વ રૂડી રીતે ઉજવાયા.

પુનતુગીયા નગરીના શ્રાવકની ગુણુકથા ગુરુદેવે પ્રવચનમા શરૂ કરી ત્યાના શ્રાવકો અપરિભૂત અર્થાત્ હરાવી શકાય નહિ તેવા હતા આ શબ્દમા ઘણા ગુણુ સમાવિષ્ટ થાય છે દાન, પુણ્ય અને સત્કર્મમા પણુ તેઓ કોઈથી હારે તેવા ન હતા અર્થાત કોઈથી પાછળ રહી જાય તેવા ન હતા સત્કર્મ અને સદ્વસ્તુમા મોખરે રહેતા. તેવી જ રીતે મોહથી પણુ હારે તેવા ન હતા મોહ વિજેતા હતા સામાજિક ક્ષેત્રે તેમનુ સગઠન એટલુ મજબૂત હતું કે તેમને કોઈ હરાવી શકતુ નહિ જેવા

બહાદુર હતા તેવા જ સૂક્ષ્મ તત્ત્વ અને ધર્મ સિદ્ધાંતના જ્ઞાતા હતા. નવતત્ત્વોનું ઊંડાણથી પાન કર્યું હતું. જીવ અજીવને સારી રીતે સમજ્યા હતા. જ્ઞાન પ્રમાણે તેમનું આચરણ પણ હતું.

વચ્ચે વચ્ચે ગુરુદેવના જાહેર પ્રવચન થતા હતા. વર્તમાન સ્થિતિમાં માનવનું કર્તવ્ય એ વિષય પર જાહેર વ્યાખ્યાન આપ્યું. જાહેર જનતા તથા ઓફિસર વર્ગે વિશાળ પ્રમાણમાં લાભ ઉઠાવ્યો. ચાર દંપતીએ ગુરુદેવના ચરણોમાં વિધિવત્ શીલ વ્રત સ્વીકારી કલ્યાણ સાધ્યું. તુંગીયા નગરીના શ્રાવકોની શ્રદ્ધા અને ક્રિયાના વર્ણન સાથે અંજના સતીનું ચરિત્ર સાંભળતા ભવ્ય શ્રોતાઓને ઉત્કૃષ્ટ ભાવ આવી રહ્યા હતા. પ્રત્યેક અઠવાડિયામાં બે ચાર અઠાઈ નવાઈ સમાધિ ભાવે નિપજી રહી હતી.

રાજકોટથી જૈનશાળાના સંચાલકો બાળક બાલિકાઓની ટુકડી લઈને વડીયા ગુરુદેવના દર્શનાર્થે આવ્યા. તેઓએ વડીયા સમાજ સમક્ષ સારામાં સારો કાર્યક્રમ રજૂ કર્યો. બાર અનુભાવ (આઈટમ) ભજવી બતાવ્યા. જેમાં દવ્યાનદી શેઠનો સંવાદ મુખ્ય હતો. ઉપરાંત ગાયનો-ભજનોની રેલમછેલ મચી. સૌ ખૂબજ તૃપ્ત થયા. રૂા. ૧૫૦નું ઈનામ આપવામાં આવ્યું.

વડીયા ચાતુર્માસ ભવ્ય રીતે ઉજવાયું. ત્યાં વ્યાખ્યાન શાળા માટે ચોમાસા દરમ્યાન ફાળો કરવામાં આવ્યો, જેમાં ૨૫ ૫૦ ને ૧ ૦ રૂપિયાની ચાલબંધ રકમો ભરાઈ ગઈ. બીજી રીતે દાન પુણ્ય કાર્યમાં પૈસાનો વરસાદ વરસતો રહ્યો. શ્રી દુર્લભજીભાઈ વીરાણી તથા શ્રી જવેરચંદભાઈ ખાંભાવાળાએ પૂજ્યશ્રીના દર્શનનો વિશેષ લાભ લીધો અને વિદ્યાલયના વિકાસ માટે વ્યવસ્થિત વિચારણાઓ કરી.

આખુ ચાતુર્માસ વ્યાખ્યાન વાણી, તપ ઉપાસના, વ્રત પચ્ચખાણુ, દાન પુણ્ય અને અતિથિ સત્કારથી ખૂબ જ સુંદર બન્યુ પૂજ્યશ્રી ચાતુર્માસ પછી પણ વડીયામા દોઢ માસ વધારે રોકાયા મુખ્યત્વે રોકાવાનુ પ્રયોજન ગુરુદેવના શારીરિક કારણુ ઉપરાત લગાતાર મોટી તપશ્ચર્યાનો ચાલુ પ્રવાહ અને તેના પારણા નિમિત્તે રોકાવાની વિશેષ વિનતિ, પૂ ત શ્રી. માણેકચદજી મ ની તિથિ ધામધૂમથી ઉજવાઈ. આ દરમ્યાન એક દિવસ માટે મહાપુરુષ શ્રી પુરુષોત્તમજી સ્વામી વડીયા પધાર્યા તેમના સ્વાગત અને દર્શનનો સૌને લાભ મળ્યો બહાર દર્શનાર્થીના અને બહારના શ્રીસંઘોનુ વડીયા ખૂબ જ પધારવાનુ થયુ વડીયા સઘે ઉત્તમ કોટીનું આતિથ્ય દાખવી આગન્તુકના મન જીતી લીધા કેટલાક દિવસ સુરગપરામા પૂજ્યશ્રીએ સ્થિરતા કરી શ્રી ભવાન કાળાભાઈ પચમીયાએ આ પ્રસંગ દીપાવવામા ઉત્કૃષ્ટ ભાગ ભજવ્યો હતો પૂજ્યશ્રીએ ત્યાંથી વિહારની તૈયારી કરી

## મ. ઉજમબાઈ સ્વામીનો સ્વર્ગવાસ

### ૬૫

વઢીયા ચાતુર્માસ પૂરું કરી ગુરુવર પીપળીયા સ્પર્શીને મુળી પધાર્યા. ત્યાં શ્રાવક સમુદાય ભાવિક છે. પૂજ્યશ્રીનું સુંદર સ્વાગત કર્યું. તે દિવસે વઢીયાથી ખબર મળ્યા કે નગરશેઠ શ્રી અમૃતલાલભાઈ ગુજરી ગયા. ગુરુદેવના મન ઉપર ઊંડી અસર થઈ. વઢીયાના આયોજનથી ભર્યા ચાતુર્માસમાં શ્રી અમૃતલાલભાઈનો ભારે ઉત્સાહ હતો. પૂજ્યશ્રીનું ચોમાસું કરાવવાની તમન્ના વર્ષોથી તેમના મનમાં હતી. કુદરતે તે ભાવના પૂરી કરી ચાતુર્માસનો પૂરો લાભ લીધો. ગુરુદેવે વઢીયાથી વિહાર કર્યો અને બીજે જ દિવસે તેઓ પરલોક પ્રયાણ કરી ગયા. ઘણી જ વિલક્ષણ ઘટના હતી.

મ. ઉજમબાઈ સ્વામીની તબિયત ધીરે ધીરે ખરાબ થઈ રહી હતી. પૂજ્યશ્રીના દર્શન કરવાની તેમને પ્રબળ ઇચ્છા હતી. સાવરકુંડલા પહોંચી મહાસતીજીના આત્માને શાતા પમાડવાની ગુરુદેવને અભિલાષા હતી. પૂજ્યશ્રી નાના હતા અને અભ્યાસ કરવા આવ્યા ત્યારથી જ મ. મહાસતીજીનો ઉપકાર હતો. વિચાર વિમર્શમાં તેઓ સુંદર સલાહ આપી શકતા. ગુરુદેવને મન મહાસતીજી વિષે ઘણું જ સન્માન હતું. તેઓએ ગુરુદેવને શીઘ્ર દર્શન આપવા પ્રાર્થના કરી હતી.

કેટલાક ગામોને સ્પર્શ કરી શીઘ્ર ગુરુદેવ સાવરકુંડલા પધાર્યા. ખેરો છોડી સીધા જ માંગલિક અને દર્શન દેવા માટે પૂજ્યશ્રી સતીજીના ઉપાશ્રયે પધાર્યા. મહાસતીજીનું હૃદય ગદ્ગદ બની ગયું. તેઓ અત્યંત ખુશ દેખાયા. પરમ હર્ષ પામ્યા.

તેમણે ઘણા જ ભાવપૂર્વક વદણા કરી સાતા પૂછી, દર્શન દેવા બદલ ખૂબ જ ઉપકાર માન્યો.

પૂજ્યશ્રી ખાસ આજ નિમિત્તે કુડલા પધાર્યાં હતા દિવસમા ત્રણથી ચારવાર દર્શન આપી કેટલીક ધર્મ અને તત્વ ભરેલી સમજૂતીવાળી વાતો કરી તેમના આત્માને શાતિ અર્પી આખો દિવસ આનદમા રહ્યા એક દિવસ આ રીતે પૂરો થયો પછી બે દિવસ માદગી ખૂબ જ વધી ગઈ પૂજ્યશ્રીના મનમા લાગ્યુ કે તેમનો જીવનદીપ લથડીયા લઈ રહ્યો છે

ત્રીજે દિવસે કઇક સાતા જોવામા આવી મહારાજશ્રીએ વિસ્તારપૂર્વક ચારે પ્રકારે જ્ઞાનાદિકની આલોચના કરાવી, સયમી જીવનનુ સૂક્ષ્મ વિવેચન કરી લાગેલી કર્મરજને ખખેરવા ઊડી સમજ આપી તેઓ બધુ ખૂબ જ ધ્યાનપૂર્વક સાભળતા ગયા વિધિવત વદણા કરી પોતાના આત્માને સૂક્ષ્મ ધ્યાન યોગ વડે પવિત્ર બનાવી ગુરુદેવની વચન સરિતામા પોતાના આત્માને ભીજવી રહ્યા

ત્યારબાદ તબિયત થોડી નરમ ગરમ ચાલતી રહી પૂજ્યશ્રી પ્રતિદિન જ્ઞાન લાભ આપતા રહ્યા ધીરે ધીરે શરીર પર માદગીની અસર ફેલાઈ રહી હતી જીવન સત્વ સૂકાઈ રહ્યુ હતુ આત્મારામ પક્ષીરાજ જાણે પાખ ફફડાવવા માટે તૈયારીમા હતો શરીરમા નબળાઈ જણાવા લાગી હતી ગુરુદેવના મુખમડળ પર ઘેરી વ્યથાની છાયા જણાઈ રહી હતી ગોડલ ગચ્છમાથી આવા દીપતા સાધ્વીજીનો વિલય થવો તે ઘણુ કષ્ટપદ હતુ તેમના ગયા પછી જવાબદારી વધે તેમ હતુ

રાતના તેમના શરીરના લક્ષણો બદલાઈ ગયા હતા ઘડી પળો ગણાવા લાગી હતી ચારે બાજુ શિષ્યાવૃન્દ બેસીને શાસ્ત્ર પાઠ તથા અધ્યયન સભળાવવા શરૂ કરી દીધા એક તરફ

બહેનોએ નવકાર મંત્રનો જાપ શરૂ કરી દીધો. કાળ ડગલા ભરતો આગળ આવી રહ્યો હતો. ચારે બાજુ ગમગીની અને ચુપકી છવાઈ ગઈ હતી. સૌના મુખમાંથી આસ્તે આસ્તે મહાવીર ! મહાવીર ! શબ્દો સરી પડતા હતા. તેમના શિષ્યાઓ અધ્યયન કરતા કરતા આંખો લોછી લેતા હતા. ગળામાં ડૂમો ભરાઈ જતો હતો. આવા મહાન સંયમી ગોરાણીનો વિયોગ કઠણ કાળજાને પણ ભેદી નાખે તેવો હતો.

ઘડીયાળનો કાંટો ૧૨ વાગ્યા પછી નીચે ઝુકતા બે ઉપર પહોંચ્યો. સૌના હૃદયમાં એક અકથ્ય વેદનાનો ચીત્કાર સમાયો. ગુરુદેવ ચાતક ભાવે ઉપાશ્રયના રવેશમાં નિશ્ચિત શબ્દો સાંભળવાની આશંકા સાથે ઊભા હતા. એટલામાં સાધ્વીજીના ઉપાશ્રયમાંથી એક ગંભીર સ્વર લહેરી ચારે તરફ પડઘા પાડી રહી. "જય જય નંદા ! જય જય ભદ્દા !" "ૐ શાંતિ શાંતિ ! શાંતિ !" એજ વખતે આ મંગળમય આત્માએ સદ્ગુણ ગુરુદેહનો ત્યાગ કરી ઊર્ધ્વગમન કર્યું. સદાને માટે સૌની વિદાય લઈ લીધી.

બીજે દિવસે સ્મશાન યાત્રા પહેલા જ નવથી અગીયાર સુધી લગાતાર બે કલાક ગુરુદેવે સ્વર્ગવાસી મહાસતીજીના સંબંધમાં હૃદયવેધક માર્મિક વિવેચન કર્યું, ને ઘણુ વૈરાગ્ય પ્રદાયક હતું. સદ્ગત મહાસતીજીના ગુણોને યાદ કરી તેમના જીવનચરિત્ર સંબંધે સવિસ્તર ધ્યાન આપી સંપ્રદાય અને સ્થા. જૈન સમાજમાં તેમની કેટલી ખોટ પડી છે તે સમજાવ્યું.

તેમના શિષ્યા મંડળને સંપ, શાંતિ, સમાધિરૂપ જીવન ચારિત્રમાં આગળ વધવા યશસ્વી ગોરાણીનું અધિક ગૌરવ વધારવા હાર્દિક ભાવના પ્રગટાવી. એ વખતે ગુરુદેવનો ભાવ પ્રવાહ આપણાના પ્રવચને પી પીને સ્વતઃ તલસ્પર્શી બની ગયો હતો. અંતમાં દિવંગત આત્માને અમર શાંતિ પ્રાપ્ત થાય

તે માટે સામૂહિક રૂપે શ્રીસઘ દ્વારા ગુરુદેવે પ્રાર્થના કરાવી,- અદ્ભુત સ્વર લહરી વહાવી

એજ વખતે મોટા રતિલાલજી મુનિ જેઓ બહાર વિહાર યાત્રામા હતા તે મહાસતીજીની બીમારી સાભળી ઉગ્ર વિહાર કરી આવી પહોચ્યા હતા મેળાપ થઈ શકયો નહિ પરતુ અતિમ સમયનો ખમત ખામણાનો સદેશ તેમને ગુરુદેવે સ્વય કહી બતાવ્યો તેથી તેમને દિલાસો મળ્યો તેઓએ પણ દિવગત આત્માની પરમ શાતિ માટે ભાવના વ્યક્ત કરી

ગુરુદેવે સાવરકુડલા છોડયુ આ વખતે નવા પ્રદેશમા વિચરવા પૂજ્યશ્રીની ઇચ્છા થઈ હતી ધાતરવડી નદીના કાઠાનો અને અલગ બગલનો હર્યો પ્રદેશ ખૂદી વળવાની જાણે તમન્ના હોય તેમ પૂજ્યશ્રી 'રાજુલા' પ્રસિદ્ધ રળિયામણા ક્ષેત્રમા પગલા ભરવા મડયા 'રાજુલા' ગચ્છ જ મમતાનો વિસ્તાર કરી રહેલ છે રાજુલાને ત્રણ દિવસનો લાભ મળી ગયો મહુવા તરફ વિચરવા ગુરુદેવનો સકલ્પ દૃઢીભૂત થયો

મહુવા એ સૌરાષ્ટ્રનુ સમુદ્રતટ પર આવેલુ અતિરમણીય સ્થાન છે, જ્યા શ્રીફળ અને સોપારીના બગીચા માઈલો સુધી વિસ્તાર પામી રહ્યા છે, રાજુલાથી કુભારીયા થઈ ડુગર આવ્યા ત્યાના ભાઈઓએ સારો સત્કાર કર્યો બે દિવસ રોકાવાનુ થયુ

ડુગરથી ડુડાસ પધાર્યા ડુડાસમા પટેલ શ્રી લક્ષ્મણ ગીદાનીની ધર્મશાળામા ઊતર્યા ધર્મશાળાની અદર એક શિવાલય છે આ આખી ધર્મશાળા તથા શિવાલય લક્ષ્મણ પટેલે રૂપિયા ૨૩ હજારના ખર્ચથી બધાવી આપેલ છે પૂજ્યશ્રીએ આ પટેલના પરિવારની ડાયરીમા ખાસ નોધ લીધી છે, 'મૂળ તેઓ કેરાળાના રહીશ છે અહીં આવીને વિસ્તાર પામ્યા છે. લક્ષ્મણ જેઠાના ચાર પુત્રો (૧) રણછોડ (૨) માવજી (૩) નારણ

(૪) શામજી સાગા ગુજરી ગયા છે, છતા આખો પરિવાર એક સાથે સંપીને રહે છે ૧૨૦૦ વીઘા જમીન છે ૬૦ ભેંસો, ૪૦ જેટલા ગાય બળદ છે વિશાળ પાકા મકાનો અને મોટુ વાડી-વાડી ફળી છે જગ્યા ઘણી સુંદર છે ખેતીમા લગભગ વાર્ષિક એક લાખની ઉપજ છે ઘરના માણસો સાધુ-સંતોની સેવા કરનાર છે જૈન સાધુઓની રીત સારી રીતે જાણે છે પરિવારમાં દયાવૃત્તિ અને સુજનતા દેખાય છે

કુંડાસથી ગુરુદેવ 'મહુવા' પધાર્યા શ્રી. નારણ પટેલ મહુવા સુધી સાથે આવ્યા મહુવા એ મોકતુ મથક છે ૭ ઘર કપોળ જ્ઞાતાના છે ૩૫૦ ઘર દેરાવાસી જૈનના છે ૩૬ ઘર સ્થા જૈનના છે દશા શ્રીમાળી જ્ઞાતિના ૩૨૫ છે વ્યાપારી કેમ ઘણી વિશાળ સંખ્યામાં છે ભાઈઓ બહેનો સામા આવ્યા ગુરુદેવનુ સ્વાગત કરી નવા ઉપાશ્રયમાં ગુરુદેવની પધરામણી કરવી. ત્રણ મજલાનુ સુંદર મકાન મળ્યુ છે

બીજે દિવસે મહુવામા પૂજ્યશ્રીના પ્રવચન શરૂ થયા આ નવુ ક્ષેત્ર હોવાથી પ્રથમ દિવસ સંખ્યા ઓછી હતી. ધીમે ધીમે જનસંખ્યા વધતી ગઈ દિવસના સમયે પૂજ્યશ્રી ફરવા નીકળતા મહુવાના પ્રસિદ્ધ શ્રીફળના બગીચાઓનુ નિરીક્ષણ કરતા. અહી પુજ્યશ્રી લગભગ ૧૦ દિવસ રોકાયા. તેઓએ મહુવાનુ જે નિરીક્ષણ કર્યુ તે પર ઠીક ઠીક નોંધ કરી છે

શેઠ રતિલાલ તારાચંદનો બાગ જોયો. નિર્દોષપણે આખી જીંદગી ગાળી શકાય તેવા રસ્તાઓ છે અનેક વૃક્ષોથી ભરપૂર આકર્ષક બગીચા છે એક જ બાગમાં આફુસ, પાયરી જમાદાર હતા નાળીયેરીના વૃક્ષો ઘણા હતા સેવધની સોપારી અને તેમાં અનેક પેટાજાતિઓ હતી. લીલી દ્રાક્ષની લતાઓ હતી. નવીન વૃક્ષ તરીકે પરદેશથી મંગાવેલો હતો. આના ફળ પીળા અને મૂઠી જેવડા મોટા હોય

છે પેશાબના દરદીને આ ફળ લાભ કરે છે તેવું રક્ષકથી જાણવા મળ્યું ”

બીજે દિવસે ‘ રાન બાગ ’નું નિરીક્ષણ કરવામાં આવ્યું ” આંબા અને શ્રીફળના વૃક્ષથી ભરપૂર બાગ હતો બગીચાની લંબાઈ ત્રણ માઈલના વિસ્તારવાળી છે ઘેરાવો લગભગ દશ માઈલ હશે માલણ નદીમાંથી નહેર વાળવામાં આવી છે બગીચો જોયા પછી પ્રકૃતિની લીલાના વધારે દર્શન થયા ત્યારબાદ માધવજી મોરારજીનો બગીચો જોયો તે પણ ઘણો જ વિશાળ છે મહુવામાં આ રીતે ૪૦૦ જેટલા બગીચા છે

આ બધાનો તારેજો મેળવી ગુરુદેવે લખ્યું છે કે “ દરેક બગીચામાં ૫૦,૦૦૦ શ્રીફળ ઉત્પન્ન થાય છે આખા વરસમાં પંદર લાખ શ્રીફળ પાકે છે એક નાળીયેરી ૮ વખત ફળ આપે છે ૧૫૦ સુધી નાળીયેર ફળે છે

શાસ્ત્રીય દૃષ્ટિએ તુલના કરતા ગુરુદેવે લખ્યું છે કે “આ બગીચાની રચના નિહાળતા તથા વનસ્પતિના પ્રત્યેક તથા સાધારણ ભેદ અને સ્કંધ મૂળ આદિ દશ બોલના વિચાર કરતા તથા તેમાં રહેલા વનસ્પતિના જીવોના ચડતા ઉતરતા પાપ-પુણ્યના પ્રકારો અને કર્મ પ્રકૃતિના ભેદોનું ચિંતન કરતા વીતરાગદેવે બતાવેલ વનસ્પતિ સંબંધનું અનંત પર્યાયવાળું જ્ઞાન વિજ્ઞાન અનંત પરિમાણમાં છે, તેવી શ્રદ્ધામાં અચોટ શ્રદ્ધાનો ઉમેરો થાય છે અને આપણો આત્મા અનંત સંસારમાં આવી રીતે અનંત વખત તેના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની સ્પર્શના કરી આવેલ છે તે જ્ઞાન પ્રત્યક્ષભૂત થાય છે અને હવે તેવા ભવોમાં જવું ન પડે તેનો ઉપાય પણ એ જ કે તે બધા જીવોની નવ કોટીએ, ૮૧ ભાગાએ, ૨૪૩ પ્રકારે હિંસા ન કરવી પડે તે જ છે

મહુવામા લગભગ એક અઠવાડિયા સુધી પૂજ્યશ્રી રોકાયા કપોળ જ્ઞાતિના વડામા જાહેર પ્રવચન થયુ બધી જ્ઞાતિના શેઠીયાઓ સાભળવા આવ્યા હતા ઉપદેશ બરાબર થતો રહ્યો. ખાસ કરીને ગુરુદેવ પધારવાથી સ્થાનકવાસી સમાજની લાગણી ધર્મ પ્રત્યે ઢીલી પડી હતી તે પુનઃસતેજ બની ગઈ સઘનુ પુન સગઠન કરવામા આવ્યુ

ગુરુદેવે મહુવા સઘની સ્થાપના કરી, સારી રીતે લાભ આપી ત્યાથી ખાભા તરફ જવા માટે પ્રસ્થાન કર્યું



## ૬૬

મહુવાથી ગુરુદેવ નેસવડ પધાર્યા શ્રી રતિલાલ તારાચદના ધર્મપત્ની શ્રી ગોદાવરીબહેન મુબઈથી દર્શનાર્થે આવ્યા સાથે તેમના પુત્ર શ્રી પ્રતાપરાય પણ હતા વૈષ્ણવ છતા તેમના મનમા ધર્મને વિકાર ન હતો મહુવાથી પણ ઘણા ભાઈઓ બહેનો આવ્યા હતા

નેસવડ છોડયા પછી શારદીકા, વડાળ, વીજપડી, ગોરડકા, ગાધડકા, મીતીયાળુ વગેરે જગલના ગામોને સ્પર્શ કરતા ખાભા પધાર્યા આખો રસ્તો પ્રાકૃતિક દૃશ્યોથી ભર્યો હતો પહાડી ઊચા નીચા રસ્તામા ચાલવાનુ હતુ વચમા મીતીયાળુ આવ્યુ, જે ઐતિહાસિક જગ્યા મનાય છે અહી મીતલપુર નામનુ શહેર હતુ પર્વત પર કોટના નિશાન છે દરેક જગ્યાએ લોકોએ સારી સેવા બજાવી

ખાભાને નવ દિવસને લાભ મળ્યો દરમ્યાન પ્રવચન થતા રહ્યા ભક્ત જનોના હૃદય તૃપ્ત થયા પૂજ્યશ્રીના આગમનથી બહેનો ભાઈઓએ અઠમ, છઠ, ચૌલા જેવી ૨૦ જેટલી તપશ્ચર્યા કરી સારી રીતે પારણા ઉજવાયા કુડલા દામનગર તથા બગસરાથી દર્શનાર્થી ભાઈઓ આવ્યા હતા

બગોયા, ડેડાણ, ખડાધાર, પીપળવા, ભાણીયા થઈ તુલસી શ્યામની જગ્યામા પધાર્યા ડેડાણ મુકામ થયો ત્યારે રાજકોટ સઘ તરફથી બે ભાઈઓ ચોમાસાની વિનતિ ભર્યું નિવેદન પૂજ્યશ્રીના ચરણોમા કરી ગયા ડેડાણથી ખડાધાર આવતા રસ્તામા અબાબાઈ મહાસતીજી તથા પ્રભાકુવર મ. વગેરે

ઠાણા ૭ ભેગા થઈ ગયા. તેઓ ઉઠાણુ જતા હતા. ગુરુદેવને જોઈને આખમા આસુઓ આવી ગયા ગુણવતા ગોરાણીની વિયોગાત્મક વ્યથા પુન જાગૃત થઈ બધા સતીજીઓ જાણે છત્રહીન લાગી રહ્યા હતા દર્શન વદણા કરી પોતાના માર્ગે આ ાળ વધ્યા

પીપળવામા ધાતરવડીનો જૂનો ટીબો જોવા માટે ગયા. પ્રાચીન ભાવનાના ફેરલાક નિશાનો જોવા મળ્યા; ત્યારબાદ મોભના નેશમાથી શ્રી જેઠસુરવાળા આવ્યા તેમણે સતીને પોતાને ત્યા પધરાવવા હાર્દિક ભાવ દેખાડ્યો. ગુરુદેવ ત્યા પધાર્યા સાથે પદર ભાઈઓ હતા સૌનુ ભાવભીનુ સ્વાગત કર્યુ તેઓને ત્યાં દોહલો ભેસો હતી. દૂધમા શુદ્ધ તાજુ ઘી રેડીને સૌને છાલીયા ભરી ભરી દૂધ પાયા શુ નેસવાસીની સમૃદ્ધિ ! શુ ભક્તિ !

તુલસી-શ્યામ સૌરાષ્ટ્રનુ એક પ્રસિદ્ધ તિર્થસ્થાન છે ત્યા ગરમ પાણીના ઝરણા છે દૂર દૂરથી યાત્રીયો અવારનવાર ત્યા આવતા જ રહે છે પૂજ્યશ્રીને આ સ્થાન રસ્તામા જ આવ્યુ તુલસીશ્યામ નજીક આવતા મનુષ્યો ડુગરોની દુનીયામા ખોવાઈ જાય છે ચારે બાજુથી પહાડો વચ્ચે પોતાને જુએ છે ઊચી નીચી ધારો વટાવતા સેજકી ના નાલા પર પહોંચવાનુ બન્યુ તે એક નાનુ ઝરણુ ૮ થોડી વારમા રાવલ નદીના દર્શન થયા. વનપુત્રી જેવી તે જલસમૃદ્ધિ અલકૃત થનગન કરતી વહી રહી હતી

રાવલ છોડતા આગળ ધારીથી તુલસીશ્યામ જતી સડક મળે છે ગુરુવરો તે સડક પર થઈ તુલસીશ્યામ તરફ ચાલ્યા ત્યાથી બે માઈલ દૂર ભીમચાસ નામની જગ્યા છે ત્યા કુતી દેવીનુ મદિર છે જગલમાં જ ૫૦ ફીટ લાબો ૧ ફીટ ઊંડો ને ૫ ફીટ પહોળો એક ધરતીનો ચીરો છે કહેવાય છે કે

અર્જુને અહી લાત મારી જમીન ફોડીને કુંતી માતાને પાણી પાયુ હતુ. ઘોડીધાર પર થઈ તુલસીશ્યામ આવતા ઊચી ધર્મશાળા દૂરથી દેખાય છે દીવ બેટના નગરશેઠ શ્રી કલ્યાણજી હીરાચંદે રૂા સોળહજારના ખર્ચે તે બધાવી છે

એ વખતે જગ્યામા મહત શ્રી રઘુનદનજી તથા શિષ્ય પ્રેમજીવનદાસ હતા, સાજે તેઓ બહારથી આવ્યા, ત્યારે ગુરુદેવના સાનિધ્યનો લાભ ઉઠાવ્યો તુલસીશ્યામમા ગરમ પાણીના કુડ તથા ઝરણા છે હજારો યાત્રીઓ તેનો લાભ લે છે પૂજ્યશ્રીએ તેનુ નિરીક્ષણ કરી ધારી તરફ વળ્યા ભાણીયા, ઉબરીયા, વીરપુર, ખીચા થઈ ધારી પહોચ્યા દશ દિવસનુ રોકાવાનુ થયુ ૧૨૫ આયબીલની ઓળી થઈ માનવરાહત માટે ૮૦૦નો ફાળો થયો ડાગાવદર થઈ બગસરા પદાર્પણ કર્યું બગસરામા ૮ દિવસની સ્થિરતા થઈ, સારી તપશ્ચર્યા થઈ ૯ વરસી તપના પારણા હતા બહુ સારી રીતે ઉજવાયા માનવરાહતનો ફાળો સારા પ્રમાણમા થયો ૨૦૦ જેટલા અતિથિઓ આવ્યા હતા

મુજીયાસર, ભલગામ, જાબુડા, ઈશ્વરીયા થઇ બાવાની પીપળી આવ્યા અહીં કેટલીક જાણવા જેવી હકીકતની પૂજ્યશ્રીએ ડાયરીમા નોધ લીધી છે ' આ ગામ ગિરિબાવાનુ છે મૂળ જુનાગઢના નવાબ તરફથી હીરાગરબાઈને આ ગામ ભેટ મળ્યુ હતું તેની ગાદીપર ૧૧ પેઢી સુધી ઉત્તરોત્તર ફક્ત પુરુષો જ આવતા ગયા ૧૨ મી પેઢીએ રેવાગરજી આવ્યા તેઓ સસારી બન્યા તેના બે પુત્રો થયા બળવતગરજી અને શાંતિગરજી બળવતગરજી બાળ બ્રહ્મચારી રહ્યા સન્યાસ સ્વીકારી બહારમા એક બગીચો બનાવી તેમા નિવાસ કરે છે મૌન રાખે છે માણસો સાથે બોલતા નથી એક સમય જ ભોજન કરે છે ગઢમા દેવ દર્શન નિમિત્તે રાત્રીના દશ બજયા

પછી જ આવે છે વેદાંતનું નિરંતર વાચન કરે છે કુંડા ઘણા રાખ્યા છે ચંદનના વૃક્ષો ૬૦થી ૮૦ જેટલા છે તેઓને ઝુલ વાનો શોખ હોવાથી અલગ અલગ ઝુલા ઉપર બેસે છે ' પૂજ્યશ્રી આ ચંદન વાટિકા જોવા માટે પધાર્યાં ત્યાં બળવંત ગરજી મળી ગયા, તેઓએ સંતોનો ઘણો આદર કર્યો ધાર્મિક ઉપદેશ સાંભળ્યો પૂજ્યશ્રીએ નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો.

આ બળવંત નામ તમારું નથી. પણ અહીં રહેલા પ્રાણી માત્રનું છે આ આત્મા અત્યારે દેહ સંયુક્ત છે તેમાં આત્માનું વીર્ય રૂપ બળ, મનોબળ, વાણીબળ કાયાબળ—એ બધા બળો શક્તિ રૂપે છે તે બધી શક્તિથી ન્યારી આત્મિક બળ રૂપ એક શક્તિ છે ઉપરના ત્રણ બળ સાથે પૌદગલિક વસ્તુ મળીને અનેક શક્તિ આપણું વ્યવહારિક બળ છે માનવને આ બધી શક્તિ સાંપડી છે તેમાં તેનું પુણ્ય બળ કામ કરી રહેલ છે હવે શક્તિનો સદ ઉપયોગ તથા સમ્યગ દર્શન, જ્ઞાન ચારિત્ર ક્ષમા સરલતા, નમ્રતા સંતોષ બ્રહ્મચર્યનું પાલન કરવામાં સાચુ પરાક્રમ છે એ ઉપરાંત અનેક આત્મિક ગુણોને કેળવવા પ્રયાસ કરવો ઘટે છે

શ્રી બળવંતગરજીએ આ વાત ઘણી ધ્યાનપૂર્વક સાંભળી પૂજ્યશ્રીનો ઉપકાર માન્યો બીજા શાંતિગરજી પરહેલા છે શ્રી શાંતિગરજીએ ગુરુદેવની ખાસ સેવા બજાવી રાત્રિના સમયે વિશેષ જ્ઞાન ચર્ચા માટે તેઓ આવ્યા હતા

બીલખા પધરામણી થતાં શ્રીસંઘે હર્ષ અનુભવ્યો. ત્યાં પણ વરસીતપના પારણા હતા. વિનંતિથી પૂજ્યશ્રીનું પારણા પર આગમન થયુ હતુ પારણા ઘણા ઉત્સાહપૂર્વક ઉજવવામાં આ વ્યા. સાથે સાથે નાની મોટી તપશ્ચર્યાઓ પણ થઈ હતી

નકવાસી જગ્યા માટેનો તથા દયાકાર્ય માટેનો ખાસ ફાળો થયો લગભગ રૂા ૬૦૦૦ છ હજારની રકમ થઈ જેમા રૂા ત્રણ હજાર શ્રી હરજીવન કેશવજીએ વાપર્યા હતા રૂા ૧૫૦૦ જેચદ નાગજી તરફથી લખાવાયા હતા બહાર ગામથી ૪૦૦ જેટલા મહેમાનો આવ્યા હતા

મોણીયામા ગાધી મોહનલાલ કાળાના ધર્મપત્ની મણી બેનને વર્ષીતપનુ પારણુ હોવાથી પુજયશ્રી ત્યા ખાસ પધાર્યા બહારગામથી ઘણા ભાઈઓ બહેનો પણ આવી પહોચ્યા. સારી રીતે ઉજમણુ થયુ માનવરાહત માટે રૂા ૫૦૦ વાપરવામા આવ્યા

વિસાવદરની ખાસ લાગણીને માન આપવામા આવ્યુ વિસાવદર શ્રીસઘના ભાઈઓ બરાબર હાજરી આપી રહ્યા હતા વિસાવદર પહોચતા અગલબગલના સઘો દર્શનાર્થ આવવા લાગ્યા ધારી શ્રીસઘ તરફથી ખાસ ચોમાસાની વિનતિ થઈ વિસાવદર શ્રીસઘનો પણ એટલો જ આગ્રહ હતો બગસરા શ્રીસઘે ઘણા માણસો સાથે દર્શનનો લાભ લઇ ચાતુર્માસની વિનતી કરી વિસાવદરમા આનદના પૂર ઉભરાતા હતા ધર્મકરણી ખૂબ જ થઈ માનવરાહત માટે ફાળો કર વામા આવ્યો બીલખા શ્રીસઘનુ આગમન થયુ પ્રવચનમા કાળસરી, કુબા, માડાવડ, મોણીયુ, મોણપરી, ઇશ્વરીયા ઉપ-રાત બગસરા, બીલખા અને જુનાગઢ આ ગામોના શ્રાવકો એકત્ર થયા હતા સાજના સરસઇથી શ્રીસઘના ભાઈઓ દર્શનાર્થે આવ્યા.

વિસાવદરને સારો એવો લાભ આપી પૂજ્યશ્રી વેરાવળ તરફ પધારી ગયા રસ્તામા ગિરનુ જગલ પાર કરવુ પડયુ પૂજ્યશ્રી તથા નાના રતીમુનિ ઠા-૨ પધારતા ત્યા મોટા રતી-લાલજી મહા ઠાણા ૨ ભેગા થયા તેઓ આગળથી જ ત્યા પધારી

ગયા હતા. પાટવઠમા ખુબ જ ધર્મપ્રભાવના થઈ ગામી
મણરૂભાઈ પાનાચદ તરફથી શ્રી જયત વ્યાખ્યાન હોલ માટે
રૂા ૫૦ ૧ તેમના પુત્રના સ્મરણાર્થે આપવામા આવ્યા મત
તપ સારા પ્રમાણમા થયા

આરે ઠાણાએ તાલાળા સુધી સાથે વિહાર કર્યો ત્યારબાદ
વિરજીમુનિને આખની ઝાખપના કારણે જ ગલના રસ્તે ફઈ
પડતુ હોવાથી તે સરસઈ પધારી ૧મા ઠાણા ૩ વેરાવળના
માગે આગળ વધ્યા વેરાવળ પદાપણ થતા શ્રીસઘમા
ઉછરગ વ્યાપી ગયો. દેશી જેઠાલાલભાઈ તથા શ્રીમતી ઇદ્રાણી
બહેને સજોડે શીલવ્રત આદર્યા સાથે સાથે બહેનો ભાઈઓએ
અઠમ પખરગી તપનુ આરાધન કર્યુ સાત દિવસ પૂજ્યશ્રી
રોકાયા ધર્મની ઘણી જ જાહોજલાલી થઈ

વેરાવળથી પૂજ્યશ્રીનુ મેદરડા આગમન થયુ માગમા
સઘના અગ્યાબધ ભાઈઓ બહેનોએ ગુરુદેવની સેવા બજાવી
ચોરવાડ નજીક આવતા ૨૫ જેટલા ભાઈઓ બહેનો સામે
આવ્યા હતા રસ્તામા ગામોને પણ લાભ મળ્યો. મેદરડામાં
પૂ. જયચદજી મ ની તિથિ મનાવવામાં આવી ૪૦ જેટલા
આઠમ થયા વીસાવદરનુ ચોમાસું માન્ય થયુ વધારાના દિવસો
અહી જ વ્યતીત થયા. ૧૧ દિવસ અહી સ્થિરતા થઈ હાઠીભા
પાનાચદભાઈ તથા શ્રીમતી નવલબાઈએ ચતુથ વ્રત આદર્યું
આગમવાગા બહેનોમાથી કેટલાક આગળ વધતા એક નવાઈ અને
૭ અઠાઈની તપશ્ચર્યા નિપજાવી બીજા ૪ પતીઓએ પણ શીલ
વ્રત લીધા.

મેદરડાથી વિસાવદર આગમન થયુ રસ્તામાં ગામે ગામના
શ્રાવક શ્રાવિકાઓ એકત્ર થઈ જતા. જ્યા પૂજ્યશ્રીની પધરામણી
થતી ત્યા મેળા જેવુ થઈ જતુ વીરજી મુનિ ભેળા થતા ઠાણા
૪નું ચોમાસુ હોઈ વિસાવદર સઘ ધર્મપ્રેમી બન્યો.

## ૨૦૦૫ વિસાવદર ચાતુર્માસ અપૂર્વ આનંદ અને તપસ્યાની જડી વરસી

૬૭

ભારે ઉત્સાહ સાથે વિસાવદર ચાતુર્માસનો પ્રારંભ થયો ચૌમાસી પાખીને દિવસે ૫૮ પોષા સવર થયા અષાઢ વદિ ૨ પૂજ્યશ્રીએ વિધિવત શાસ્ત્ર સંભળાવવાનું શરૂ કર્યું શ્રાવક જીવનને સ્પર્શતા શ્રી ઉપાસક દશાંગ ઉપર પ્રવચન થવા લાગ્યા

"ગણધર દેવની બળ સંપત્તિ, રૂપ સંપત્તિ અને ગુણ સંપત્તિ ઉત્કૃષ્ટ ભાવવાળી હોય છે આ સંપત્તિ ત્રયને પ્રાપ્ત કરી તેઓ શાસન પ્રભાવના વધારે છે કોઈ મહાન સમ્રાટ કરતા પણ ગણધર દેવોનું પુણ્યબળ ઘણું જ ચડિયાતું હોય છે છતા તેઓ પોતાની પુણ્યમયી સંપત્તિનો પ્રયોગ પરમાર્થમા જ કરે છે અર્થાત્ તે શક્તિથી સંસારિક ભોગમય જીવન તેઓ જીવી શકતા હતા, પરંતુ જ્ઞાન બળે કરી સંજમમય જીવન સ્વીકારી તે શક્તિનો ઉપયોગ શાસન કલ્યાણ અને જનહિત માટે કરે છે અને ખરો એજ ત્યાગ છે

ગુરુદેવના પ્રવચનમા ત્યાગ અને વૈરાગ્યના પડઘા પડઘા પાડતા તેઓ શાસ્ત્રીય પાત્રોની ઉત્તમતાનું ઘણી ભવ્ય રીતે ધ્યાન કરતા અને મનુષ્યની મહાનતાને પ્રેરિત કરતા પૂજ્ય શ્રીનું પ્રવચન હેયાત્મક વધારે ન રહેતું પરંતુ ઉપાદેયાત્મક અધિક રહેતું સફળ વ્યાખ્યાતા ઉપાદેય તત્ત્વોને વધારે સ્પર્શ કરતા હોય છે હેય તત્ત્વોનું અધિક નિરૂપણ મનુષ્યને નિરાશામા દોરી જાય છે, જ્યારે ઉપાદેય તત્ત્વોની પ્રમુખતા મનને ઉલ્લસિત કરી પ્રમોદમય બનાવે છે પૂજ્ય શ્રી ઉપાદેય ભાવોના અસ્પર્શક હતા

જુનાગઢથી રા રા જેઠાલાલ પ્રાગજી રૂપાણી, તેમની સાથે આરઝી હકુમતના ખેવૈયા માહેના એક શ્રી દુલભજીભાઈ ખેતાણી વઢીયાથી નેમીદાસ શેઠ પંડિત શેશનલાલજી વગેરે દર્શનાર્થે વિસાવદર આવ્યા એ વખતે જુનાગઢ સ્ટેટનુ તાજુ પતન અને આરઝી હકુમતનુ પરાક્રમ સૌરાષ્ટ્રની ચર્ચાનો મુખ્ય વિષય હતો શ્રી દુલભજીભાઈ ખેતાણીએ તેમા સક્રિય ભાગ (Active part) ભજવ્યો હતો

પ્રવચન પછી વકીલ શ્રી જેઠાલાલભાઈએ પંદર મિનિટ ઉદ્બોધન કર્યુ ત્યારબાદ શ્રી ખેતાણીએ પૂજ્યશ્રીના દર્શનની મહત્તા દર્શાવી પોતાને મળેલ દર્શન-વંદનના લાભની ધન્યતા અનુભવી છેવટે આરઝી હકુમતે કરેલા કાર્યની રૂપરેખા ટૂંકમા બતાવી સૌરાષ્ટ્રના ઇતિહાસમા આ ક્રાંતિનુ મૂલ્યાંકન શુ થશે તે ભવિષ્ય જ બતાવી શકશે તેવો ઉલ્લેખ કર્યો જુનાગઢ સ્ટેટને હસ્તગત કરવા માટે ખેડેલા સાહસની પ્રશંસા કરી શ્રી દુલભજીભાઈ જેવા ક્રાંતિ વીરોને પણ આકર્ષિત કરવાની ગુરુદેવમા ખૂબી હતી

બપોર પછી પૂજ્યશ્રીના સાંનિધ્યમાં વઢીયા જૈન વિદ્યાલય માટે વિચાર વિમર્શ સભા થઈ તેમાં જેઠાલાલભાઈ તથા શ્રી ખેતાણી દુલભજીભાઈ મુખ્ય હતા, સૌરાષ્ટ્રની સામાજિક સ્થિતિને અનુકૂળ રહી ત્યા શુ શુ કરવુ ઘટે તેની ચર્ચા વિચારણા થઈ ગુરુદેવનુ મુખ્ય કથન આ હતુ

વિદ્યાલયમા ધાર્મિક જ્ઞાન સિદ્ધાતશાળા શાસ્ત્ર ભડાર આ ત્રણની બરાબર વ્યવસ્થા હોવી જોઈએ કમિટીના પ્રમુખ ઉપપ્રમુખ મંત્રી અને સભ્યો સૌએ સાથે મળીને આ ત્રણના વિકાસ માટે પૂરતી કાળજી રાખવી ઘટે છે આ ત્રણ નથી તો કંઈ નથી

પૂજ્યશ્રી વડીયા વિદ્યાલય દ્વારા એક નવુ સર્જન ચાહતા હતા તે સર્જન મુખ્યત્વે જ્ઞાનત્મક અને ધર્મપ્રધાન હતું ધર્મને રૂઢિના ખીબામાથી એક નવા આકારમા ઢાળવા માગતા હતા

પ્રવચનમા મુખ્ય તથા ગણધર ગુરુઓની મહત્તાનું ખ્યાન ચાલી રહ્યુ હતું જીત ક્રોધ, જીતકષાય જીત નિદ્ર, જીતેન્દ્રિય જેવા મહાન વિશેષણોની કેટલાએ દિવસ સુધી વ્યાખ્યા ચાલતી રહી વિશેષ કરીને શ્રી સુધર્માસ્વામીનુ ગુણાખ્યાન થતુ રહ્યુ સાથે 'સીતા ભામ ડળ' પ્રબધ પણ વ ચાતો હતો જેમા રસભર્યું કથાનક કહેવામા આવતુ હતુ

અઠાઈ તપની આરાધના શરૂ થઈ ચૂકી હતી નવ વ્યક્તિઓએ અઠાઇ તપ પૂર્ણ કર્યું ઘેલાણી પ્રાણલાલભાઈને ત્યા તપસ્વિઓના વાજતે ગાજતે પારણા કરાવવામા આવ્યા ત્યારબાદ ૪૨ મેવા છઠની આરાધના થઈ ૪૨ છઠમાથી ૨૬ વ્યક્તિઓએ પારણા કર્યા જ્યારે ૧૬ વ્યક્તિઓએ એક સાથે અઠાઈ તપની આરાધના કરી, એક સાથે પારણા કર્યા

જન્માષ્ટમીનો દિવસ સારી રીતે ઉજવાયો પૂજ્યશ્રીએ કૃષ્ણ જન્મ વાચન કરી ભક્તિરસથી સૌના હૈયા છલકાવી દીધા સાથે સાથે જન્માષ્ટમીના પર્વમા જુગાર રમતા અનેક લોકોને જુગાર ત્યાગ કરાવી પચ્ચખાણ કરાવ્યા જન્માષ્ટમીનુ અસલી મહત્ત્વ સમજાવ્યુ

પર્યુષણ પર્વનો પ્રારભ થતા તપશ્ચર્યાની સરિતા વહી નીકળી સેકડો ઉપવાસ, સવર, પૌષા, છઠ અને અઠમની હારમાળાઓ લાગી ગઈ ઉપર્યુક્ત તપશ્ચર્યા તો પર્યુષણ પહેલા જ નિપજી હતી અઠાઈ તપની આરાધના માટે ભાવિક જનોના હૈયા ઉછળવા માડયા આ માગલિક ઉપાસના વચ્ચે ખીલખાથી તાર આવ્યો કે "મહાસતીજી વ્રજકુવરબાઈ મ

કાળધર્મ પામ્યા છે આ સમાચારથી જરાપણ ગમગીની ફેલાય તે પહેલા જ પૂજ્યશ્રીએ ફરમાવ્યુ કે આવા સંયમી આત્માના મૃત્યુ પણ મહા મંગળમય હોય છે વિરકત આત્માના દેહ વિલય જાણીને ભવ્ય આત્માઓ ધર્મની વધારે ઉત્કૃષ્ટ ભાવે આરાધના કરે છે '

સંવત્સરી દિવસના પાનાપર ગુરુદેવે એક સ્વતંત્ર નોંધ ટાંકી છે કે આ વર્ષથી બોટાદ સંઘાડાના દરેક ગામમા એક પ્રતિક્રમણ અને ૨૦ લોગસ્સનો કાયોત્સર્ગ થયો.

પર્યુષણમા અઠાઈ નવાઈ અને ૧૧ થી ૧૫ ઉપવાસ સુધી તપશ્ચર્યાની ઝડી લાગી ગઈ શ્રી નાના રતીલાલજીએ ભાવપૂર્વક અઠાઈ તપનુ આરાધન કર્યુ વીસાવદર શ્રીસંઘનો હર્ષ માતો ન હતો સૌ ગુરુદેવના પ્રવચન સાંભળી ભાવ વિભોર બન્યા હતા ધર્મ ઉપાસના કરી ગુરુચરણે શું ધરવુ તેવી ભાવનાથી ઓતપ્રોત બન્યા હતા

પ્રવચનમાં સુધર્મા સ્વામીના ગુણોનુ વર્ણન થયા પછી શ્રી. આણંદ શ્રાવકના અધિકારનો પ્રારંભ થયો હતો આણંદ જેવી મહાન હસ્તી પ્રભુ મહાવીરના સંપર્કમા આવ્યા પછી કેવી રીતે શાસન સ્તંભ બની ગઈ અને પોતાના કલ્યાણ માટે શ્રી આણંદ શ્રાવક કેવા વ્રત તપ અને વૈરાગ્યની ઉપાસના કરી અવધિજ્ઞાન સંપાદન કર્યું—તેનો ભરપૂર વિવરણ પૂજ્યશ્રીએ પીરસ્યો શ્રી. આણંદ શ્રાવકની ઘોર તપશ્ચર્યાનુ વર્ણન સાંભળી શ્રોતાજનો મનોમન શ્રદ્ધાંજલિ અર્પી રહ્યા.

વિસાવદર ચાતુર્માસના દિવસ પછી જ સરળ રીતે વહી રહ્યા. દર્શનાર્થીઓનુ આગમન, સંઘ વાત્સલ્ય અને ફરસાણાનુ કામ તો શિરસ્તા મુજબ ચાલુ જ હતુ બોટાદ સંઘના ગામે ગામમાથી શ્રીસંઘના જૂથ પૂજ્યશ્રીના દર્શન માટે

ઉમટી પડતા હતા. વિસાવદરને આગણે જાણે એક મોટા ધર્મ લગ્ન મ ડાયા હતા વિસાવદર શ્રીસઘની વ્યવસ્થા અને યુવક જૂથની સ્ફૂર્તિ ઘણી જ પ્રશ સનીય હતી આગન્તુકને પૂરી સાતા ઉપજાવવામા આવતી બપોરના નાના મોટા રતીલાલજી મ વાચતા હતા

ભાવનગર શ્રીસઘે આવતા ચાતુર્માસ માટે ભારપૂર્વક વિન તિ કરી જવાબમા ગુરુદેવે શેષકાળ આવવાની ભાવના બતાવી ચાતુર્માસ માટે 'અવસરે' એવો ઉત્તર આપ્યો ભાવ-નગર શ્રીસઘે ૫૦૧ રૂપિયા પરમાર્થ કાર્યમા વાપર્યા

વિસાવદર ચાતુર્માસ ભવ્ય રીતે ઉજવાયુ વિસાવદર શ્રીસઘના ઘડવૈયા શ્રી ગોપાળજીભાઈ, શ્રી શામળજીભાઈ, શ્રી વલ્લભભાઈ, હરજીવનભાઈ અને ન્યાલચદભાઈ ગાઠાણીએ સમસ્ત સઘના સહયોગથી ચાતુર્માસ દીપાવવામા અનન્ય ભોગ આપ્યો. વિસાવદર જેવા ગામમા નેવુ તો અઠાઈ થઈ હતી

કાર્તિક પૂર્ણિમાને દિવસે ચાતુર્માસ સમાપ્તિના ઉપ લક્ષ્યમા ગુરુદેવનુ વિશેષ પ્રવચન થયુ શ્રીસઘ વતી પૂજ્યશ્રીના અનન્ય ઉપકાર માનવામા આવ્યો. ચાતુર્માસ પછી ચોથે દિવસે બીલખાથી વિહાર કરી પ્રભાકરભ મ ઠાણા ૩ વિસાવદર પધાર્યા પૂજ્યશ્રીના દર્શન કરી સતુષ્ટ થયા

ગુરુદેવ ૧૦ દિવસ વધારે રોકાયા કારતક વદિ ૧૦નો એક વિદાય સમારોહ થયો. પ્રવચનમા ખાસ વિશેષ વ્યક્તિઓ આમત્રિત હતી ઉત્તર વિભાગના ડે કલેકટર, મામલતદાર, કારકુન કેશવલાલ દવે, રેલવે બાબુસાહેબ, વિસાવદર સરકલ ઇન્સપેક ટર ગગજીભાઈ પડયા તથા ગામના બીજા પ્રતિષ્ઠિત સદગૃહસ્થો હતા ચોરા કાદરભાઈ રહીમભાઈએ વિશેષ ભાગ લીધો હતો પૂજ્યશ્રીએ જનતા જોગ અતિમ સદેશ આપતા ધર્મ અને

રાષ્ટ્રના સબંધનો ઉલ્લેખ કરી મનુષ્યના કર્તવ્ય ઉપર પ્રકાશ નાખ્યો

બીજે દિવસે સવારના ગુરુવરોનું વીસાવદરથી પ્રસ્થાન થયું સડકો અને રસ્તાઓ માનવમેદનીથી ઉભરાઈ ગયા પૂજ્યશ્રીના જયનાદથી ગગન ગાજી ઉઠયું વીસાવદરની જનતાએ ભારે હૃદયે પુન પધારવાની વિનતિ સાથે વિદાય આપી ગુરુવરોએ મીઠા આશીર્વાદ સાથે મંગળ પ્રયાણ કર્યું

*

પૂજ્યશ્રીએ વિસાવદર છેડયુ સ્ટેશન પ્લેટમા થોડો ઉપદેશ આપી માગલિક સભળાવ્યુ સતાધાર વળામણુ હતુ જેઓ સાથે ન ચાલ્યા તે રેલવે દ્વારા ત્યા પહોચવાની તૈયારી કરવા લાગ્યા વિસાવદર સઘ તરફથી જમણવારીમા વિસાવદરના બીજા કેટલાક ભાઈઓને ખાસ આમત્રણ આપવામા આવ્યુ હતુ નિમ્નોક્ત ભાઈઓ સ્વામી વાત્સલ્યમા સમિલિત થયા હતા

શ્રી જનકરાય છાયા, ન્યાયાધીશ, શ્રી નીતીલાલ મામલતદાર, શ્રી પુરુષોતમ મોદી, ડોકટર શ્રી કેશુભાઈ હેડ કલાર્ક, શ્રી ચીમનલાલ દેસાઈ સ્ટોર મેનેજર જાદવજીભાઈ, કસ્ટમ ઓફિસર, શ્રી બાબુસાહેબ રેલવે ઓફિસર, શેઠશ્રી વિષ્ણુદાસ રણછોડદાસ ઠક્કર, શ્રી બાબુદજી પુરુષોતમ ઠક્કર, શ્રી દેવશકર નથુભાઈ, શ્રી ભાઇલાલ રતિલાલ, શ્રી મોહનભાઈ માડવીયા, શ્રી રાજગોર, શ્રી રસુલભાઇ કાદરભાઈ તથા કાસમ કાળુભાઈ

બપોરના પ્રવચન થયુ આ ભાઈઓએ પ્રવચનમા પણ હાજરી આપી હતી શેઠ શ્રી વિષ્ણુદાસ રણછોડભાઈ તરફથી વાટકાનુ ઇનામ નિશાળના બાળકોને ન્યાયાધીશ સાહેબના હસ્તે આપવામા આવ્યુ પ્રસગ ઘણો દેદીપ્યમાન બન્યો ૫૦૦ માણસો બપોરે અને ૨૦૦ સાજના કુલ ૭૦૦ માણસોનુ ભોજન થયુ પ્રવચનમા પૂજ્યશ્રીએ સીનેમાના અવગુણ પર ભાષણ આપી એક વરસ સૌને સીનેમાનો-ત્યાગ કરાવ્યો હતો સત્તાધારની જગ્યાના મહતશ્રી લક્ષ્મણ ભગતે સતોનુ હાર્દિક સ્વાગત કરીને જ્ઞાન લાભ લીધો હતો

સતાધારથી પ્રેમપુરા થઈ સરસઈ પધાર્યા સરસઈ ગુરુદેવની પધરામણીની પ્રતિક્ષા થઈ રહી હતી. આવતા વેતજ પૂજ્યશ્રીને અધિક રોકવા, તપશ્ચર્યાનો ઠાઠ બહેનોએ જમાવી દીધો કુલ ૧૧ અઠાઈ થઈ નાના ગામમા પર્યુષણ જેવો આનંદ વ્યાપી ગયો શાતાબહેને તો મોટો ક્ષીર સાગર કરી કળશ ચડાવ્યો સરસઈથી મોણીયા પધાર્યા ત્યા પણ એક અઠાઈનું પારણુ થયુ મોણીયાથી આવઠ રસ્તે બીલખા પધાર્યા ત્યા પૂ. તપસ્વીજી મ ની તિથિ મનાવી ઘણો તપ થયો વ્યાખ્યાન બરાબર થતુ બીલખાથી જુનાગઢ પધાર્યા

જુનાગઢમાં બન્ને આઠમની પવરીનો રંગ જામી ગયો ૬ જેટલા અઠમ થયા તેમાથી ૧૩ બહેનોએ ઉપવાસ વધારતા અઠાઇ તપ નિપજાવ્યા તેમને સઘળી અમૃતલાલ આણંદજી તરફથી પારણા કરાવ્યા અઠાઈ તપવાળા તરફથી કુલ રૂ. ૫૦૦૦ ખર્ચ કરવામા આવ્યા જેમાથી રૂા ૨૫૦ વડીયા વિદ્યાલયને અપાયા જેઠાભાઈ વકીલના ઘેરથી શ્રીમતી અંબાબેને તથા પ્રભાબેન ૧૧ ઉપવાસ અને કસુંબા બેને ૯ ઉપવાસની આરાધના કરી સાત દંપતીઓએ શીલવ્રત સ્વીકાર્યા દાન, પુણ્ય અને ગુરુદેવોની તિથિ નિમિત્તે સેંકડો રૂપિયા વપરાયા

જુનાગઢથી મહારાજશ્રી ગેરશીપુરા આરોગ્યભુવનમાં પધાર્યા ત્યાથી વડાલને સ્પર્શ કર્યો. વિહારમા જુનાગઢના યુવકો સાથે હતા અહી રાજકોટથી સંઘપ્રમુખ શ્રી. ઝવેરચંદભાઈ દર્શનાર્થે આવ્યા જુનાગઢથી નાથીબેન વગેરે શ્રાવિકાઓ આવ્યા સૌએ પ્રવચનનો લાભ લીધો રાણપુ પધારતા વિહારની દિશા બદલી ગઈ બપોરના પ્રભાકુંવરબાઈ મ ઠાણા ૪ પધારતાં તેઓએ ગુરુદેવના દર્શનનો લાભ મેળવ્યો

વાવડીને લાભ આપી ગુરુદેવ બરવાળા પધાર્યા તેરી થઈ અમરેલીનો રસ્તો લીધો રસ્તામા જગલબગલના શ્રાવકો

બરાબર દર્શને આવતા રહ્યા બને અમૃતભાઈ મ ને તોરીમાં ગુરુવરના દર્શનનો લાભ મળ્યો અમરાપુર તથા બાવીસી બર વાળાને લાભ આપી અમરેલી આગમન થયુ અમરેલીને એક અઠવાડિયાનો લાભ મળ્યો ગુરુદેવને નવા પ્રદેશ સ્પર્શ કરવાની ભાવના જાગી પાલીતાણાના પ્રદેશમા ક્યારે પણ વિહાર થયો ન હતો અમરેલીથી પૂજ્યશ્રીએ પાલીતાણાને નજરમા લીધુ

સલડી, લીલીયા, કુતાણા અને વેળાવદર થઈ ગારીયાધાર પધાર્યા રસ્તામા અમરેલી, કુડલા તથા દામનગરના શ્રાવકો દર્શનાર્થે આવ્યા અમરેલીથી ઝવેરચદ પાનાચદ જે પી તથા પ્રેમચદ ભગવાનજી ખારા વગેરે ભાઈઓએ લાભ લીધો સાવરકુડલાથી ૫૦ ભાઈઓ બહેનોનો સઘ આવ્યો દર્શન અને શ્રવણનો લાભ લઈ રૂા ૧૦૧ લીલીયા ઉપાશ્રયમા આપ્યા.

વેળાવદરથી ગારીયાધાર પધારતા વિહારમા તરુણો સાથે હતા કાળાવડથી શ્રી છગનભાઈ દોશી આવી પહોંચ્યા ગારીયાધાર દેરાવાસી જૈન ક્ષેત્ર છે ત્યા જૈન ઘર સત્સગના અભાવે ઘણા વર્ષોથી દેરાવાસી બની ગયા છે દશા શ્રીમાળી જ્ઞાતિની જગ્યામા બે દિવસ રોકાયા ૧૦૦ થી ૧૫૦ માણસો પ્રવચનમા આવતા હતા સ્થાનકવાસી પરિવારની દીકરીઓ જે અહી પરણી હતી તેમણે વિશેષ ભાવ બતાવ્યો અત્રે બિરાજતા પ શ્રી સુમતિ વિજયજી મ. ઠાણાર નો પરિચય થયો ઘણા સરલ હતા

ગારીયાધરથી પરબડી આગમન થયુ ત્યા પણ મુખ્યત્વે દેરાવાસી જેન ભાઈઓ તથા દશાશ્રીમાળી વૈષ્ણવ પરિવાર છે સૌએ સારી સેવા બજાવી શ્રી છગનભાઈ સાથે માનગઢ થઈ ઘેટી પધાર્યા પાલીતાણાથી બે તરુણો સાથે આવ્યા અહી શ્રી દર્શનવિજયજી ઠાણા ૪ બિરાજતા હતા તેઓ ખાસ સમા-

અમ ન મેળવી શકયા. અહીં વીસા શ્રીમાળી જૈનના ૨ ઘર તથા દશા શ્રીમાળી જૈનના ૧ ઘર છે ખાસ કોઈ ભક્તિ ન દેખાડી શક્યા બે ચાર સત પ્રેમી વ્યક્તિઓ એજ લાભ લીધો. સામ્પ્રદાયિકતાનુ આવરણ સત્યનુ ખૂન કરે છે

ધેટીથી વિહાર કરી પૂજ્યશ્રી જૈન નગરી સિદ્ધક્ષેત્ર પાલીતાણા પધાર્યા જીવન નિવાસ ધર્મશાળામા ઊતર્યા પાલિતાણામા વીસા શ્રીમાળી જૈનના ૪૦૦ ઘર અને દશા શ્રીમાળી જૈનના ૧૦૦ ઘર છે બધા દેરાવાસી છે સ્થાનકવાસી ફક્ત છ થી સાત ઘર છે (૧) એમ પી શાહ (રાજકોટ)ના પુત્ર નગીનદાસભાઈ ઈલેકટ્રીક એન્જિનિયર (૨) નેસડીવાળા ગોપાળજી લાધા દોશી (૩) ભાડેરવાળાનુ એક ઘર (૪) લાયસણીવાળા મગીયાનુ ઘર (૫) આબરડીવાળા આણદજીભાઈ (૬) ગોંડલવાળા નવલકર ત્રિકમજી તથા જૈન સાધુઓને ખાસ આદર બુદ્ધિથી ત્યાના જૈનો જોતા નથી

પૂજ્યશ્રીએ સિધ્ધક્ષેત્ર બાલાશ્રમનુ નિરીક્ષણ કર્યું ૧૦૫ વિદ્યાર્થીઓ મિડલસ્કૂલ સુધીનો અભ્યાસ કરતા હતા. એક કલાક ધાર્મિક શિક્ષણ આપવામા આવે છે વાર્ષિક ૩૫ હજારનો ખર્ચ આવે છે ૮ થી ૭ હજાર ફીના આવે છે ૯ થી ૧૦ હજાર વ્યાજના આવે છે તૂટતી રકમ ફાળા દ્વારા મેળવવાની રહે છે ધાર્મિક શિક્ષણ બાળકો મધ્યસ્થ ભાવે મેળવે છે

શત્રુંજય તળેટીમા શ્રી સાગરાનદસૂરીજી મહારાજે બધાવેલ આગમમદિર જોવા માટે ગુરુદેવ પધાર્યા આ ભવ્ય પ્રસાદમા ૪૫ જૈન આગમો આરસ પથ્થરમાં કોતરીને લખવામા આવ્યા છે તેમાં અશુદ્ધિઓ, ખૂબ લીલો પીપટિયો અને લાલ રગ પૂરવામાં આવ્યા છે બાજુમાં બીજુ મદિર છે તેમા ફક્ત નિર્યુક્તિઓ જ કોતરવામા આવી છે આ સકલ

આગમની તખતીઓ દીવાલમા ચોટાડવામા આવી છે આ મહત્ત્વ પૂર્ણ મ દિર બનાવવાનુ કુલખર્ચ નવ લાખ રૂપિયા થયુ છે એમ ત્યાથી જાણવા મળ્યુ

અહી ૩૨ જૈન ધર્મશાળાઓ અને ઘણી પાઠશાળાઓ છે પૂજ્યશ્રી વીરબાઈ પાઠશાળા જોવા માટે પધાર્યા બિહાર પ્રદેશના શ્રી હરિનારાયણુ ચોબે ત્યા સસ્કૃત ભણાવે છે તેઓ વ્યાકરણાચાર્ય તથા ન્યાયાચાર્ય થયા છે આ સસ્થામા બે હજાર જેટલા હસ્તલિખિત શાસ્ત્ર છે આશરે રૂા ૫૦ હજારનુ આગમ સાહિત્ય જોવા મળે છે ત્યાર બાદ બ્રહ્મચર્યાશ્રમ જોયો

ત્યાર બાદ પૂજ્યશ્રી "મુકિત કમલ જૈન મોહન જ્ઞાન-મ દિર પુસ્તકાલય જોવા માટે પધાર્યા જાહેર રસ્તા પર ભવ્ય મકાન બાધવામા આવ્યુ છે નીચે સાધુ મુનિરાજો ઉતરી શકે તેવો હોલ છે ઉપર પુસ્તકાલય છે ૧૦ દશ વિશાળ કબાટ ગોઠવવામા આવ્યા છે ધૂળ ન ભરાય તેવા એક સરખી રીતે ગોઠવાએલા છે ૩૫૦૦ જેટલા હસ્તલિખિત ગ્રથો અને શાસ્ત્રો છે ૫૦૦૦ જેટલા છાપેલા પુસ્તકોનો સગ્રહ છે પાઠક નર્મદાશકર બ્રાહ્મણ પુસ્તકાલયનુ સચાલન કરે છે.

પછી સ્ટેશન પાસેની શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ જોવા માટે જવાનુ થયુ કચ્છના શ્રી ચારિત્રવિજયજી મહારાજે આ સસ્થા શરૂ કરાવી હતી સ ૧૯૭૨થી કમિટીના હાથમા સોપવામા આવી અત્યારે મુનિ ત્રિપુટી શ્રી જ્ઞાનવિજયજી, દર્શન વિજયજી આદિ આ સસ્થા પ્રત્યે ધ્યાન આપે છે સસ્થા સ્થાપિત થયા પછી ઘણા વિશાળ પાયા પર આગળ વધી ગઈ છે વાર્ષિક ખર્ચ ૭૫ હજાર થઈ જવા આવે છે ૧૫ હજાર મુબઈના મકાનોનુ ભાડુ આવે છે. ૧૫ હજાર વ્યાજની આવક છે ૨૫ હજારની ફી આવે છે લગભગ ૨૦ હજારની ત્રુટિ

પડે છે પગારદાર ૨૨ માણસો કામ કરે છે એ હજાર માસિક પગાર દેવો પડે છે વ્યવહારિક શિક્ષા સાથે ધાર્મિક જ્ઞાન આપવામા આવે છે

સસ્થાના નિરીક્ષણ પછી એક જાહેર પ્રવચન રાખવામા આવ્યુ પૂજ્યશ્રીએ માનવ-ધર્મ પર સવા કલાક પ્રવચન આપ્યુ આ સભામા શ્રી હરિહરભાઈ (ચિફ મેનેજર) શ્રી ગોવિંદજીભાઈ ડેપ્યુટી કલેક્ટર ડોકટર શ્રી ભાવીસી શ્રી ઝેરા વરસિહ કવિ હાજર હતા તેઓએ પૂજ્યશ્રીને બિરદાવતા પ્રવચનને અનુકૂળ ભાષાત્મક પ્રવચન કર્યા સભામા સારી હાજરી થઈ હતી. નાના રતિમુનિ પણ બોલ્યા હતા.

શ્રી. નગીનદાસ પોપટભાઈ પાલીતાણા નરેશની ભાવના પ્રમાણે પૂજ્યશ્રીને દર્શન દેવા બંગલે તેડી ગયા ગામથી દોઢ માઈલ દૂર હવાઈ મહેલમાં દરબારશ્રી રહે છે તેઓએ નમ્રભાવે સામાન્ય વર્તન કર્યુ નાના રતીલાલજી મુનિનુ ગીત થયા પછી પૂજ્યશ્રીએ ધાર્મિક બોધ કર્યો કેટલીક હિત ભરેલી શિક્ષાઓ ઉપદેશ રૂપે કહી સભળાવી. બાદ પાલીતાણા દરબારે ઉપદેશ સાંભળી હર્ષ વ્યક્ત કર્યો રાજ્યશાહી ઠબઠબા ભરેલો હવાઈ મહેલ જોયો આસરે વીસ લાખનુ ખર્ચ તે જમાના પ્રમાણે માનવામાં આવતુ હતુ

આ જાહેર પ્રવચન અને મુલાકાત ગોઠવવામા શ્રી નગીન ભાઈ એન્જિનિયર મુખ્ય હતા દપતીએ ઉત્કૃષ્ટ સેવા બજાવી. પૂજ્યશ્રીએ આ શબ્દો નોધ્યા છે બાબુભાઈ (નગીનભાઈ) ઘણા જ ધર્મપ્રેમી છે તેઓ અધિકથી અધિક સમય બચાવી સત સેવા કરતા હતા. તેમની પૂરેપૂરી ઇચ્છા હોવાથી જાહેર પ્રવચનનો પ્રોગ્રામ ગોઠવ્યો હતો તેમના ધર્મ પત્ની માનકુવર

બાઈ જેઓ ઉપલેટા શેઠ કુટુંબની પુત્રી તથા બગસરા મેઘાણી પરિવારના ભાણેજ થાય ઘણા જ શાણા છે

પૂજ્યશ્રીએ પાલીતાણા જૈનતીર્થનુ સારુ અધ્યયન કર્યું. પર્વતારોહણ ન કર્યું પણ માહિતી મેળવી પાલીતાણા પાચ દિવસ રોકાઈને પ્રસ્થાન કર્યું

*

## ૧૯

પૂજ્યશ્રીનું નવભૂમિમાં વિચરણ ચાલુ જ હતું. આ બાજુ ગુરુદેવોએ ક્યારેય વિહાર કર્યો ન હતો. પ્રથમવાર જ આગમન હતું. બોખડકા પધારતા શેત્રુંજી નદીની હરિયાળી તરાઈ આંખોને આનંદ આપવા લાગી. શાંત અને મધુર ભૂમિમાં પગલાં માંડ્યા. વિહારમાં ત્રણ ભાઈઓ સાથે હતા. (૧) શ્રી છગન ભાઈ શેઠી ઠાણાવડ (૨) શ્રી. છોટુભાઈ, વડીયા (૩) શ્રી. રતિ ભાઈ પાલીતાણા. અહીં મૂર્તિપૂજક સમાજના ૧૨ ઘર છે શેઠ શ્રી. અમરચંદભાઈએ સૌનું સ્વાગત કર્યું"

મહડા, કનાડ થઈને શીહોર પધારવાનું થયું. નાના ગામોમાં જૈનના બે થી વીસ સુધી ઘરો જોવા મળે છે. ભક્તિ પ્રધાન વ્યવહાર કરે છે. ગૌતમેશ્વર તળાવ પોતાની શીતલહરીઓથી જનતાના મનને આનંદ આપે છે એ શીહોર શહેરની શોભા છે. સ્ટેશન પાસે જૈન ધર્મશાળામાં મોટો આરામ લઈ ભારત ઈલેકટ્રીક મેં મુ ફ ક્ટ રી ના ગેસ્ટ હાઉસમાં નિવાસ કર્યો. આ કારખાનું સ્વ. જૈન શ્રી રંગીલદાસ હરખચંદ કોઠારીનું છે.

ગામમાં શ્રી. રામવિજય સુરીશ્વરના શિષ્ય ધર્મ વિજયજી મ. ઠાણા ૪ વિચરતા હતા તેમની સાથેની મુલાકાતમાં અર્ધો કલાક વાર્તાલાપ થયો.

બીજા એક વૃદ્ધ સંત શ્રી. શાંતિવિજયજી ત્યાં બિરાજતા હતા. આંખે તકલીફ હતી. તેઓએ ફરીયાદ કરી કે "અહીં થોડા દિવસ માટે પણ જે સાધુઓ આવે છે તેઓ જરા

પણ સાતા ઉપજાવતા નથી ફકત પાત્રા જ ભરી જાણે છે, પૂજ્યશ્રીએ કર્મોદયની પ્રબળતા બતાવી શાંતિ માટે આશ્વાસન આપ્યુ શીહોરમા દેરાવાસી ૫૦ ઘર છે જ્યારે લોકાગચ્છ સ્થા જૈનના ૧૫૦ ઘર છે ભાવનગરથી ૧૨ વ્યકિત પૂજ્યશ્રીના દર્શનાર્થે આવ્યા સૌ શ્રી રંગીલદાસને ત્યા સ્વાગત પામ્યા

રાજપરા પધારતા ખોડીયારનુ વિશાળ તળાવ દૃષ્ટિગોચર થાય છે અહી શ્રી ભાઈલાલભાઈએ સારી સેવા બજાવી તેમના ધર્મપત્ની વિજયાબેન ઘણા જ સસ્કારી જીવ છે તે દેવસીભાઈ તલસાણીયાના સુપુત્રી થાય છે અહી રાજકોટવાળા એમ પી શાહે દર્શનનો લાભ લીધો

ભાવનગરના નિકટવર્તી ગામ વરતેજ પૂજ્યશ્રી પધાર્યા અહી ભાવસાર જૈન ભાઈઓના ઘર છે ખરેખર ભાવ ભરેલા ભક્તિવત હોય છે વિહારના ભાઈઓનુ પણ હાર્દિક સ્વાગત કર્યું ભાઈશ્રી સાકરલાલનો ઊ ચો વ્યવહાર જોઈ શેઠશ્રીછગનભાઈ ઘણા જ રાજી થયા

એક દિવસની સ્થિરતા થઈ ભાવનગરના ભાઈઓ-બહેનો આવતા જતા રહ્યા ભાવનગર સઘે ભવ્ય સ્વાગત કર્યું તખ્તેશ્વર પ્લોટ ભક્તિ બાગમા બોટાદ સપ્રદાયના શ્રી માણેકચદજી મ ઠાણા ૯ બિરાજતા હતા ત્રણ ઠાણા સામે પધાર્યા હતા પૂજ્યશ્રી સ્થા જૈન પૌષધશાળાના ઉપરના ભાગમા બિરાજ્યા નીચેમા ઉમેદચદજી પુસ્તકાલય છે ભાવનગર આમ ખરવાળા સપ્રદાયનુ ક્ષેત્ર છે વિહારી ભાઈઓ ભાવનગર શ્રીસઘની ભક્તિ જોઈને ખૂબ જ હર્ષ પામ્યા

બપોર પછી પૂજ્યશ્રી ભક્તિ બાગમા પૂજ્યશ્રી માણેકચદજી મ ના દર્શન માટે પધાર્યા તેઓએ પૂજ્યશ્રીનુ ઉમળકા ભર્યું સ્વાગત કર્યું પોતે તપસ્વીજી માણેકચદજી મ સાથે

હતા ત્યારે સોરઠમાં જે પરિષહો ભરેલા વિહાર કર્યા હતા અને ત મહારાજનો જે પ્રભાવ જોયો હતો તેની વાતો કરી. ઉપરાંત કેટલીક જ્ઞાન ધ્યાનની વાતો થઈ

ભાવન ગરમાં સ્થા જૈનના ૪૫૦ ઘર છે પ્રતિદિન પ્રવચન થયા. પૂજ્યશ્રીના અમુભીલ વચનપ્રવાહથી જનતા આકર્ષિત થઈ જનસંખ્યા પ્રતિદિન વધવા લાગી ભાવનગર પ્રથમવાર જ મહારાજશ્રીનુ આગમન થયુ હતુ માણગુરુની ચૈતનામૃતવાણી પ્રવાહમાં સ્નાન કરવાનો આ પ્રથમ પ્રસંગ હતો.

શ્રી. રામજીભાઈ વીરાણી, શ્રી ચુનીલાલભાઈ વોરા વગેરે રાજકોટ સંઘનુ પ્રતિનિધિમંડળ શ્રી માણેકચંદજી મ. ને ચાતુર્માસની વિનંતિ કરવા આવ્યુ ગુરુદેવ અવારનવાર પૂજ્ય શ્રી માણેકચંદજી મ ના દર્શનાર્થે જતા હતા. તેમના શિષ્ય સમુદાય પણ પ્રવચનમાં બરાબર આવતા રહેતા શ્રી શીવલાલજી મ પધારતા ગુરુદેવનુ તથા તેઓશ્રીનુ પ્રવચન સાથે જ થયુ

ભાવનગર શ્રીસંઘે ચાતુર્માસ માટે ખૂબજ ભાવભરી વિનંતિ કરી પૂજ્યશ્રી પ્રત્યે શ્રીસંઘના ભાવ ખૂબ જ વૃદ્ધિગત થયા હતા. કોઈપણ લોકે ચાતુર્માસ મેળવવા ઉત્સુક બન્યા હતા અઠમ પચરંગી તપનુ અનુષ્ઠાન થતા ૫૨ અઠમ થયા સોરઠમાંથી ગોંડલ સંપ્રદાયના ખાસ ક્ષેત્રોના ભાવકો સમૂહરૂપે દર્શનાર્થે આવતા. તેઓએ તપસ્વીઓને લહાણી વગેરે કરી ખૂબ જ લાભ લીધો. શ્રી મોંઘીબાઈ મ. જીએ સાત ઉપવાસની તપશ્ચર્યા કરી નાનો ખીરસાગર આરાધ્યો. પૂજ્યશ્રીએ વિધિવત આલોયણા કરાવી.

ગુરુદેવ બરાબર પૂજ્ય માણેકચંદજી મહારાજના દર્શન કરવા જતા રહેતા. શ્રી. માણેકચંદજી મ. પાટપરથી પડી જતા બગલ પાસે ચોટ લાગી વૈદ્ય પાસે પાટો બંધાવવો પડયો ગુરુ

દેવ આ ખિના જાણી તુરત સેવામા પહોચી ગયા સારી રીતે પાટો બધાવ્યા પછી દશ વાગે સ્વસ્થાને પધાર્યા

સોનગઢમા 'ચારિત્ર રત્નાશ્રમ'ના અધિષ્ઠાતા શ્રી કલ્યાણજી મ ગુરુદેવને મળવા માટે આવ્યા કેટલાક જૂના સસ્મરણ તાજા થયા જેમણે શ્રી જયચદજી મ ની કચ્છયાત્રા પછી એક ભાવપૂર્ણ પત્ર ગુરુદેવની સેવામા લખ્યો હતો તે આજ કલ્યાણજી મ હતા

શ્રી પ્રભાબાઈ મ ઠાણા ૨ આ બાજુ વિહાર કરતા ભાવનગર ગુરુદેવના સાનિધ્યમા પધાર્યા સીધા ગુરુદેવના દર્શન કરવા અને માગલિક સાભળવા પ્રથમ ઉપાશ્રયમા આવ્યા, પૂજ્યશ્રીએ વિહાર સબધે સાતા પૂછી મહાસતીજી મડળ દર્શન કરી ધન્યતા અનુભવી રહ્યા

શ્રી ઉમેદચદજી મ નો હસ્તલિખિત શાસ્ત્રોનો પુસ્તક ભડાર જોવા માટે ગુરુદેવ પધાર્યા આ ગ્રથ ભડારના વિષયમા પૂજ્ય શ્રીએ નિમ્નોક્ત નોધ લખી છે "અમુક ખાસ ગ્રન્થો અને સૂત્રો છે બાકી થોકડા સ્તવનો વગેરેના પૂરા, અધૂરા અને કોઈ મેળ વિનાના પુસ્તકો છે જે જે શ્રાવક કાર્યકર્તા હતા, તેને હસ્તક હોવાથી જેને જેમ ઠીક પડયુ તેમ લઈ ગયા અને સાધુ સતોને ગ્રન્થો આપી દીધા આમ આઘા પાછા કરી નાખ્યા.

બીજે દિવસે 'આત્માનદ જૈન સભા'નુ નિરીક્ષણ કરવાનો પ્રસગ મળ્યો. સવત ૧૯૫૨મા આ સસ્થા સ્થાપિત થઈ અત્યાર સુધી પ્રાચીન પૂર્વાચાર્ય કૃત ૧૮૦ જેટલા પુસ્તકો છપાવીને પ્રકાશિત કર્યા છે સભા અન્તર્ગત એક વિશાળ

પુસ્તકાલય છે હસ્તલિખિત પ્રતો ૧૭૩૮ છે છાપેલા પુસ્તકો લગભગ દશ હજાર છે તાડપત્રના થોડા નમૂના છે તાડપત્રની લબાઈ ૧૪ ૧/૨ અને ૨૧/૨ ઇંચ છે જૂનુ હસ્તલિખિત પુસ્તક વિક્રમ સવત ૧૪૫૧નુ છે નમસ્કાર મહાત્મ્ય નવો એવુ નામ છે કુલ ચાર પાના છે તેના લેખક શ્રી સિદ્ધસેન દિવાકરજી છે આ ઉપરાંત પૂજ્યશ્રીએ યશોવિજયજી ગ્રથમાળાનુ પણ નિરીક્ષણ કર્યુ

પૂજ્ય ગુરુદેવને લાગ્યુ કે મહાસતીજી પ્રભાકુવરબાઈના વ્યાખ્યાનનો લાભ ભાવનગર સઘને મળે અને તેની વિદ્વતાનો ખ્યાલ આવે તેથી પૂજ્યશ્રીએ તેમને પ્રવચન આપવા માટે આજ્ઞા કરી શ્રીસઘે પણ વિનતિ કરી હતી

ભાવનગરનો શેષકાળ પૂરો થતા પ્રસ્થાનનો સમય આવ્યો શ્રીસઘે પોતાની વિનતિ ચાલુ રાખી ૪૨ સહી કરી બોટાદ સઘ પર વિનતિ પત્ર લખ્યો માસ્તર શ્રી અમૃતલાલ સાહેબે આ પ્રવૃત્તિમાં ઘણો જ ભાગ લીધો પ્રસગોપાત ભાષણ કરી શ્રીસઘને ખૂબ જ ઉત્સાહિત કર્યો પૂજ્યશ્રી પ્રત્યે માસ્તર સાહેબની નિષ્ઠા ખૂબ જ વધી હતી

શ્રીસઘે વરતેજમાં વળામણાનો પ્રોગ્રામ રાખ્યો હતો ભાવનગરમાં છેલ્લા ૩૦ થી ૩૫ વરસ થયા આ જાતનો કાર્યક્રમ થયો જ ન હતો સારા સારા સતો પધાર્યા હતા પરતુ પ્રેમ ભક્તિનો આ જાતનો ઉમળકો ઉભરાયો ન હતો. ગુરુદેવની પ્રભાવક વાણી સૌના હૃદયને આકર્ષી લેતી. શિવલાલજી મહારાજ ઠાણા ૪ વિદાય સમારોહમાં પધાર્યા પૂજ્યશ્રીએ આ મુનિરાજોને યથાયોગ્ય વદન કરી સુખસાતા પછી માગલિક શ્રવણ કર્યુ શ્રી પ્રભાકુવરબાઈ મ. વગેરે ઠાણાઓ પણ વળાવવા આવ્યા હતા માગલિક સભામા શ્રીસઘે પ્રભાકુવરબાઈ મ. ને ચાતુર્માસ માટે ખૂબ જ આગ્રહભરી વિનતિ કરી.

સૌ પાછા ફર્યા ગુરુદેવ વરતે જ પધાર્યા ૩૦૦ ભાઈઓ બહેનોએ ત્યા લાભ લીધો સ્વામી વાત્સલ્ય શ્રી વલ્લભદાસ ફૂલચદ તરફથી કરવામા આવ્યુ હતુ. પૂજ્યશ્રીએ ભાવનગરનો સારો એવો અનુભવ મેળવી લીધો આ તેઓશ્રી માટે નવુ ક્ષેત્ર હતું ભાવનગરની ભાવભક્તિ ગુરુદેવના મનમા સચિત રહી ચાતુર્માસ માટે સુક્ષેત્ર માલૂમ પડ્યુ બરવાળા સપ્રદાયનુ ક્ષેત્ર છતા સાપ્રદાયિક મમત્વ ન હોવાથી ગુણી સતોનો લાભ શ્રીસઘ મેળવી શકતા હતા

ભાવનગરમા શહેર ઉપરાત વડવા, માણેકવાડી, કૃષ્ણનગર તખ્તેશ્વર, નવાપરા, કાસરીયા આદિ પરાઓ છે જ્યા સર્વત્ર સ્થા જૈન વધતા ઓછા અશે વસેલા છે વધારે ભાગે દશા શ્રીમાળી ભાઈઓ, જૈન સઘને આવક સારી છે છેલ્લા કેટલાક વર્ષથી સ્થા જનો ધર્મભાવના અને ધર્મક્રિયામા પછાત પડી ગયા છે પર્યુષણના દિવસોમા મુશ્કેલીથી બે ચાર દિવસ હાજરી આપે છે પૂજ્યશ્રીના પધારવાથી જાગૃતિની એક નવી લહેર આવી ગઈ પૂજ્યશ્રીની વિદાય સમયે નિમ્નોક્ત ગીત ગવાયુ

"પારસમણિ ઓ પૂજ્ય આણલાલજી મુકુટમણિ મુનિરાજોનાપુન પધારજો પારસ૦

"પાવન કીધી પૌષધશાળા ભાવેણાતણી, ઉપકૃત કીધો સઘ રહી શેષકાળ જો પા૦

"ઘડતર કરીયુ શીલ્પી બની શાણા તમે, પ્રગટાવ્યો કઈ અમ હૃદયમા ભાવ જો પા૦

"જીનવાણીના અમૃત આપે છાટીયા, છૂટે હાથે દીધા દિવ્ય દાન જો, પા૦

"અનુપમ ઉપકાર અમપર આપનો, કિમત જેની કદી આકી ન અકાય જો પા૦

"સકલ સઘની સકલ વ્યક્તિ બોલી રહી, વદન હોજો વાર વાર હજાર જો પા૦

"સકલ સઘવતી મુનિવર વિનતિ આપને, ચાતુર્માસ માટે વહેલા પધારજો પારસ૦

## ભાવનગરથી પ્રસ્થાન અને પુનઃ ભાવનગરમાં

૭૦

ગુરુદેવે પ્રસ્થાન કર્યું. ભાવનગરના શ્રાવક સમુદાયને ઘણી ઊંડી આશા બંધાણી હતી. ગુરુદેવ ભાવનગર ક્ષેત્રથી ઘણા જ સંતુષ્ટ થઈને વિહાર કરી રહ્યા હતા. પૂજ્યશ્રી શિવલાલજી સ્વામી તથા મહાસતીજી મંડળ બેએક માઈલ વિહારમાં સાથ આપી પરાવૃત થયા. ગુરુદેવ ઠાણા ૩ વરતેજ પધાર્યા.

વરતેજમાં વલ્લભદાસ કુલચંદ તરફથી વળામણાનું આયોજન હતું. ૨૦૦થી અધિક સંખ્યામાં શ્રાવક સમુદાય વિહારમાં સામેલ હતો. આ રીતનો વળામણાનો વ્યવહાર ભાવનગર શ્રીસંઘ માટે સર્વપ્રથમ પ્રારંભ થયો હતો. ગુરુદેવના પ્રભાવે સૌના મન ઉછળતા હતા.

વરતેજથી શીહોર આગમન થયું. ત્યાં શ્રી રંગીલદાસ ભાઈના કારખાને ઉતરવાનું થયું. વિભાવરના ચારભાઈઓ વિહારમાં સાથે હતા. રાત્રિના શ્રી છબીલદાસ ભાઈએ ધર્મચર્ચામાં ભાગ લીધો. જૈનશાસનની ઉન્નતિ સંબંધે તેઓ ઘણો ઊંડો રસ ધરાવતા હતા. પૂજ્યશ્રીએ સમાધાનકારી રીતને વધારે મહત્ત્વ આપ્યું.

પૂજ્યશ્રી શીહોરનો સ્પર્શ કરી સોનગઢ પધાર્યા. શ્રી કલ્યાણજી બાપા ભાવનગર આવ્યા ત્યારે સોનગઢ આવવા અને પોતાના આશ્રમમાં નિવાસ કરવા માટે ઘણો જ આગ્રહ કરી ગયા હતા. સોનગઢ પહોંચતા તેઓ શ્રી લેવા માટે સામે આવ્યા. પૂજ્યશ્રીએ તેમને ત્યાં જ સ્થિરતા કરી. તે આશ્રમનું

નામ છે "મહાવીર ચારિત્રરત્નાશ્રમ આશ્રમમા દવા કરાવવા નિમિત્તે ઘણા પરિવાર આવીને રહે છે તેઓ સાધુ સતોની સારી સેવા બજાવે છે

આહાર પાણી લીધા પછી બપોરના ત્રણ સસ્થા જોવાનો પૂજ્યશ્રીએ નિર્ણય કર્યો આ વખતે ગુરુદેવનુ સ્વાસ્થ્ય ઠીક રહેતુ હતુ એટલે શરીરમા સ્ફૂર્તિ હતી સોનગઢ એક રીતે સસ્થામય બની ગયુ છે ત્રણ સસ્થાઓ આ પ્રમાણે છે (૧) શ્રી મહાવીર ચારિત્ર રત્નાશ્રમ (૨) જૈન સ્વાધ્યાય મદિર (૩) ક્ષય નિરોધક ઔષધાલય, જીથરી

### શ્રી. મહાવીર ચારિત્રરત્નાશ્રમ નિરીક્ષણ

તપગચ્છીય પૂ ચારિત્ર વિજય મહારાજ તથા વર્તમાન અધિષ્ઠાતા શ્રી કલ્યાણજી મ બને મળી આશ્રમ સ્થાપવાનુ નક્કી કરતા સ્ટેશનના રસ્તાપર જે મોરબી સ્ટેટનો ઉતારો હતો તે ખરીદી લીધો ૪ વીઘા જમીનમા આશ્રમ પથરાએલો છે ઉપરાત દવાશાળા અને પુસ્તકાલયની ગોઠવણ છે એક દેરાસર બાધવામા આવ્યુ છે સગીતશાળા અને વીજળીઘર બાધવામા આવ્યા છે અતિથિગૃહની ઘણી સુદર વ્યવસ્થા છે હાલ ત્યા ૯૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે પોતાની ગૌશાળા છે તેમા ૪૦ ગાયો પાળવામા આવી છે ખેતીનુ ઉત્પાદન છે વીજળી ઘરમા પોતાનુ જ નાનુ એવુ જનરેટર બેસાડયુ છે ચાલુ શિક્ષણની સાથે વ્યાયામ, સગીત અને ધર્મશિક્ષણ ઉપર ખાસ ધ્યાન દેવામા આવે છે

આશ્રમની જગ્યા ઉપરાત બીજી ૨૧ વીઘા જમીનમા બગીચો છે ૨૦૦ વીઘા જમીન કૃષિ યોગ્ય છે જમીનનુ ઉત્પાદન સરસ હોવાથી સસ્થા સ્વાશ્રયી બની રહી છે દાન ઉપર જ નભનારી સસ્થા નથી સસ્થાનુ વાર્ષિક ખર્ચ ૫૧૦૦૦

રૂપિયા થાય છે પૂજ્યશ્રીએ આ સિવાયની બીજી ઘણી ઝીણું વગ્ભરી નોંધ લીધી છે અતમાં ગુરુમહારાજે એક ખાસ નોંધ લીધી છે કે વિદ્યાર્થીઓમા અધિકાશ સ્થા. જૈન છોકરાઓ છે જેને સૂક્ષ્મભાવે દેરાવાસી સપ્રદાય તરફ વાળવા માટે સસ્કાર આપવામા આવે છે ખરેખર સ્થા જૈન સમાજની આ મોટી નબળાઈ જ ગણાય. ધમ ગમે તે પાળે પરતુ શિક્ષણુ સસ્થાના અભાવે પોતાના સસ્કાર બદલવા પડે તે શુ ઓછી લાચારી છે?

## સ્વાધ્યાય મદિરનું નિરીક્ષણ

બોટાદ સપ્રદાયના પૂ. હીરાજી સ્વામીના શિષ્ય કાનજી મુનિ તરીકે સ્થા જૈન સઘમા ખ્યાતિ પામેલા (ઉમરાળાના વણિક) તેઓએ પાછળથી અભિમાની વૃત્તિ, તત્વીલી પદ્ધતિ અને વિચારોના પલટાને આધીન થતાં દિગબર સપ્રદાયને મળતો પથ શરૂ કર્યો સોનગઢમા મકાનનો પાયો નાખી આ મતની શરૂઆત કરી પ્રથમ સ્વાધ્યાય મદિર સવત ૧૯૯૪ મા બધાણુ તેજ મદિરમા વ્યાખ્યાન વાંચે છે અને ઓસરીના ભાગમા રહે છે ધીરે ધીરે તેવી પ્રકૃતિના માણસો એકત્ર થતાં આ પથનો નગણ્ય વિકાસ થયો છે તેમા બધા દરવાજા બધ થવાથી ખૂબ જ પડેલે પડે છે

અતમા પૂજ્યશ્રી લખે છે કે

સોનગઢની બધી વસ્તીને મહાવીર ચારિત્ર રત્નાશ્રમના કલ્યાણજી બાપાપર શ્રદ્ધા વિશ્વાસ વધ્યો છે દિગબર મતાનુ સારી કાન ૭ બ્રહ્મચારી છે તેનાપર શ્રદ્ધા વિશ્વાસ નથી. તેમજ સહકાર નથી. મકાનો બાધીને રહેતા અને મહેમાન તરીકે આવતા પરગામના લોકોથી તેનો દેખાવ છે

આ બધુ જોતા એક સુસપ્રદાયમાથી નીકળી પૌદ્ગલિક આનદ લેનાર (આત્માની વાતો કરી તેના બહાના નીચે) મોટો ખાડો ઊભો કર્યો તે સ્પષ્ટ દેખાય છે

## જીથરી હોસ્પિટલનું નિરીક્ષણ

અહીં ખાસ ક્ષય માટે હોસ્પિટલ બાંધવામાં આવી છે એક્સરે હાઉસ, ક્ષયનાશક સાધનગૃહ, બીમારોના ખાટલા જેમાં રહે તે મકાન અને દવા આપવાનું મકાન—આટલા મકાનો જોયા

+ + ×

ગુરુદેવની પધરામણી થઈ ત્યારે કાનજી મહારાજ યાત્રા નિમિત્તે બહાર ગએલા એટલે સ્વાધ્યાય આશ્રમમાં શૂન્યતા છવાઈ હતી શ્રી કલ્યાણજી બાપાના આશ્રમમાં ખૂબ જ સાતા ઊપજી આગળપાછળની ઘણી વાતો થઈ કલ્યાણજી બાપા કચ્છમાં હતા ત્યારે ગુરુદેવના ગુરુદેવ શ્રી જયચંદજી મ ના પરિચયમાં આવેલા તે બધી વાતોનું મીઠું સ્મરણ કરવામાં આવ્યું પૂજ્યશ્રીએ સોનગઢ છોડયું

સોનગઢથી ધારૂકા થઈને ઉમરાળા આગમન થતાં ત્યાંની જનતાએ આનંદ અનુભવ્યો મહાવીર જયંતિનો મંગળ પ્રસંગ હતો આચાર્યવરની હાજરી થતાં આનંદ અતિરેક થવો સહજ હતો શ્રી કલ્યાણજી બાપા ધારૂકાને રસ્તે એક માઈલ સુધી સાથે આવ્યા હતા

ઉમરાળા સ્કૂલમાં જાહેર પ્રવચન આપવામાં આવ્યું મહાવીર જયંતિનો પ્રસંગ રૂડી રીતે ઉજવવામાં આવ્યો, જામનગર તથા ભાવનગરથી ભાઈઓ દર્શનાર્થે આવ્યા તેઓએ જૈનશાળામાં ઇનામ આપી લાભ લીધો હતો ઉમરાળાથી લીમડી, ઇંગોરાળા, માંડવી ક્ષેત્રોને સ્પર્શ કરી ગુરુદેવ ઢસા જંકશન પધાર્યાં. ત્યાં ત્રણ દિવસની સ્થિરતા થઈ અહીં ચારે બાજુથી દર્શનાર્થે ભાઈઓ બહેનો લાભ લેવા આવી પહોંચ્યા સાવર-કુંડલાથી ૫૧ માણસોનો સંઘ આવ્યો દામનગરના ૧૦ ભાઇઓ ઉમેગઈ કોલીયકથી શ્રી મોરારજીભાઈ વગેરે ભાઈઓ આવ્યા બાદીના

આવકો પણ પહોચ્યા. દસા જ ડશાનમા આનદ ઉત્સવ થઈ રહ્યો. મહુવાથી શ્રી બાબુભાઈનુ આગમન થતા સૌના મનને ખૂબ જ આનદ ઉપજ્યો શ્રી બાબુભાઈ ગુરુદેવના ચરણોમાં અનન્ય શ્રદ્ધા ધરાવતા હતા ગુદાળા પાસે હોવાથી ત્યાંનો શ્રાવક સઘ દર્શનાર્થે આવી પહોચ્યો હતો દસા જ ડશાનના નાના એવા સમુદાયને ઘણો લાભ મળી ગયો કુડલા સઘ તરફથી લ્હાણુ થયુ જૈનશાળાને ઇનામ અપાયુ

દસા જ ડશાનથી વ્યાવ ઠ થઈ ગુરુવર બાબરા પધાર્યા ત્યાં ૨૫ ઘરનો સ્થા. જૈન સઘ સમુદાય છે જૈનના કુલ ૪૫ ઘર છે બાબરા શ્રીસઘે સારો એવો લાભ લીધો. ગુરુદેવ ચિતળ પધાર્યા બાબરાથી ૧૨ માણસો વિહારમા સાથે હતા. ચિતળમાં ઉત્સાહ વર્તાઈ રહ્યો ત્યા ૩૨ ઘર સ્થા જૈનોના છે બન્ને વખત પ્રવચન ચાલતુ હતુ એ લથી ભાઈ ભૂપતલાલ વૈરાગી ગુરુદેવ ના દર્શન માટે આવેલ તે બનારસ પૂ. તપસ્વીજી જગજીવજી મ. પાસે અભ્યાસ કરતા હતા તેમને તેમના માતુશ્રીના વરસીતપ પર ગોંડલ આવવાનુ થયુ હતુ ચીતળમા પાંચ મિનિટ બાલવુ કરીને ગુરુદેવના આશીર્વાદ મેળવ્યા. ચિતળથી ગુરુદેવે લઈડાને સ્પર્શ કરી જ ગલમા પદાર્પણ કર્યું અમરાપુર આકડીયા વગેરેથી શ્રાવક ભાઈઓ વિનતિ અર્થે ત્યા આવ્યા દર્શનનો લાભ લીધો. ગુરુદેવ અમરાપુરને લાભ દઈ કુકાવાવ પધાર્યા

વડીયા વરસીતપવાળા ભાઈઓ અને બેનોને અને પાઠ શાળાને લાભ આપવાની દ્રષ્ટિથી વડીયા ક્ષેત્રનો સ્પર્શ કર્યો વડીયા ગુરુદેવની કૃપાથી એક મહાન ધર્મકેન્દ્રના રૂપમા પરિ વર્તન પામી રહ્યું હતુ પૂજ્યશ્રીના આગમનથી વડીયાવાસીના મન ખીલી ઊઠતા હતા. જોકે આ વખતે વડીયા નગર પર શોકની એક ઘેરી છાયા ફરી વળી હતી. વડીયા દરબાર શ્રી સુરગવાળા જેઓ બધા ધર્મો માટે સ્વભ સમાન હતા તેમના

કુવર શ્રીકૃષ્ણકુમારનુ આકસ્મિક અવસાન થતા વડીયાની જનતાને ભારે આઘાત થયો હતો પૂજ્યશ્રી સ્વાગત સમારોહમા થોડો ઉપદેશ આપી સુરગવાળાના દરબારગઢમા નાના રતી- મુનિ સહિત પધાર્યા

વડીયા પધારતા જ ભાવનગર શ્રીસઘના ભાઈઓ વલ્લભ- દાસભાઈના નેતૃત્વમા આગામી ચાતુર્માસની વિનતિ માટે ગુરુદેવના ચરણે આવી પહોચ્યા તેઓએ ૫૦૧ રૂપિયા પાઠ- શાળામા આપીને લાભ લીધો ગુરુદેવને ભાવનગર ચાતુર્માસની આતરિક 'હા' પડાવી તેઓ જાણે ખૂબ જ ખુશ થઇ ગયા હતા વડીયાથી ભેસાણ પધાર્યા નવલબેનને વર્ષીતપનુ પારણુ હતુ ૧૦૧ રૂપિયા પાઠશાળાને અર્પણ કર્યા શ્રી દેવચદ કપુરચદ જેતપુર નિવાસીએ સજોડે શીલવ્રત અગીકાર કર્યું ૨૫૧ રૂપિયા પાઠશાળામા દાન આપી લાભ લીધો

વડીયા વધારે સ્થિરતા ન થઇ રાણપુર ભેસાણ વગેરે ક્ષેત્રોને લાભ આપી ગુરુદેવ જેતલસર જકશન પધાર્યા દરમ્યાન કોન્ફરન્સ તરફથી શ્રી ધીરજલાલ તુરખીયા ગુરુદેવની સેવામા આવી ગયા ભારતીય સમસ્ત સ્થા સાધુ સઘ સગઠનના પ્રશ્ન પરત્વે ચર્ચા થઈ ત્યાર બાદ રતલામ નિવાસી શ્રી સોમચદ તુલસીભાઈ કેટલાક સદ્ગૃહસ્થો સાથે પ્રાતીય સાધુ સમેલન ભર વાનો પ્રસ્તાવ લઇને આવ્યા પૂજ્યશ્રીએ સૌનુ યોગ્ય સમાધાન કરી શકયતા હતી તેટલો ઉત્તર આપ્યો

પૂજ્યશ્રીની એ નીતિ હતી કે વધારે પડતા આદર્શવાદમા તણાઈ નહિ જેટલી શકયતા હોય તેટલી જ વિચારણા કરવી જોકે આ શકયતાવાદ ક્રાતિકારીઓને કયારેય સમજાયો નથી પરતુ ધીર વ્યક્તિઓનુ જીવનસૂત્ર જ શકયતાવાદ હોય છે

જેતલસર પૂજ્ય મહાપુરુષ મહાત્મા પંડિતરત્ન શ્રી પુરુષો તમજી સ્વામી બિરાજમાન હતા ગુરુદેવે બિરાજમાન પૂજ્યશ્રી ના દર્શન કરી તેમના ચરણે કેટલાક દિવસ સ્થિરતા કરી શ્રી પુરુષોતમજી સ્વામીના તબિયત ઠીક રહેતી ન હતી ગુરુદેવે સાતા ઉપજાવી

બન્ને ચારિત્રાત્માનુ મિલન થયુ ત્યારે દર્શનાર્થીનો સારો એવો પ્રવાહ ઉમટતો ચીતલ જામનગર જેતપુર જુનાગઢ વગેરેનો ૭૫ જેટલો શ્રાવક સમુદાય દર્શન કરવા આવ્યો. ગોંડલથી ૩ જેટલા ભાઈઓ બેનો પહોચ્યા એ વખતે પૂજ્ય શ્રીના સાંનિધ્યમા શ્રી પુરુષોતમજી સ્વામીની પ્રેરણા અનુસાર ચાતુર્માસની સૂચી તૈયાર થઈ વશાખ સુદિ ૧૫ની ચાતુર્માસની જાહેરાત થઈ

ભાવનગરની ભકિતનો વિજય થયો. ગુરુદેવનુ ચાતુર્માસ ભાવનગર નીમાયુ જેતલસર જ દર્શનથી વિસાવદર અને સરસઈ નાં ક્ષેત્રોનો વિહાર થયો. સરસઈમા ગુરુદેવની તબિયત નરમ થઈ જતા ૨૫ દિવસ રોકાયા ત્યાના શ્રાવક સમુદાયે અપૂર્વ સેવા બજાવી પૂજ્યશ્રીએ તે દિવસોની ડાયરીમા સરસઈ જેવા સુખાકારી ક્ષેત્ર માટે ઉત્તમ શબ્દો લખ્યા છે વાખ્યાન નાના રતીમુનિ આપતા

વિસાવદરથી બાંટવા ઇત્યાદિ ક્ષેત્રોમાં ફરી ધારીમા પદાપણુ કર્યુ ત્યાર બાદ સાવરકુંડલાનો રસ્તો લીધો પાલીતાણા થઈ ગુરુદેવની ઇચ્છા ભાવનગર પહોંચવાની હતી સાવરકુંડલા પહોચતા તો ચારે બાજુ આનદનુ મોજુ ફરી વળ્યુ હતું ભક્તિ વત શ્રાવકોના સપર્કથી ગુરુદેવને પણ ખૂબ સાતા ઉપજતી હતી. કેટલાક દિવસ કુંડલા ક્ષેત્રમા વ્યતીત કરી પુન ગુરુદેવ પધાર્યા તીર્થક્ષેત્રમા જતાં જૈન ઇતિહાસની પ્રભુતાની કલ્પ નાઓ સાકાર થતી એકે ગુરુદેવ સ્થા. માન્યતા અને સિદ્ધા

તમા સખત હતા એટલે સપ્રદાય માન્યતાનુ ઝીણવટથી પાલન કરતા પરતુ અતિહાસિક દષ્ટિએ સારુ એવુ અધ્યયન કરતા પાલીતાણાની પુનિત ધરતીને સ્પર્શ કરી પુન એજ રસ્તે થઈ વરતેજ પધાર્યા

ભાવનગરના ૧૬ જેટલા શ્રાવક ભાઈઓ પાલીતાણા સુધી ગુરુદેવની સેવામા પહોચ્યા હતા ભાવનગરના ચડતા ભાવોનુ સ્પષ્ટ ચિત્ર ઉપસી રહ્યુ હતું ભાવનગરને આગણે ગુરુદેવના દર્શન થયા ત્યારે સ્થા જૈન સઘે ખૂબજ ઊડી તૃપ્તિ અનુભવી પૂજ્યશ્રીએ ભાવનગર ઉપર જાદુઈ પ્રભાવ પાથર્યો હતો



# ભાવનગર ચાતુર્માસ સં ૨૦૦૬–
# પર્વ સાધનાથી સંઘ મહેંકી ઊઠયો

## ૭૧

પૂજ્ય ગુરુદેવને ભાવનગર પધારવા માટે હાર્દિક આગ્રહ હતો તે આગ્રહને માન આપી ભાવનગર જેવા દૂર ક્ષેત્રમાં ચાતુર્માસ માટે પધાર્યા બે થી ત્રણ માઈલ સુધી શ્રાવક શ્રાવિકાઓ ગુરુદેવનું સ્વાગત કરવા આવી પહોંચ્યા આજે સૌના અંતઃકરણમાં પરમ આનંદ અનુભૂતિ થઈ રહી

શ્રી કેસરબાઈ સ્વામી તથા મોઘીબાઈ સ્વામી ઠાણા ૨ ભાવનગરમાં બિરાજમાન હતા તેઓ ત્યાં જ સ્થિરવાસ હોવાથી ગુરુદેવના આગમનથી ઘણા જ પ્રસન્ન થયા. મોઘીબાઈ સ્વામી પણ સ્વાગત માટે ૧ માઈલ પધાર્યા હતા. આગમન પછી પૂ. શ્રીએ સ્વાગતનો આદર કરતા ૨૦ મિનિટ સત્સંગ પર ઉપદેશ આપ્યો. રતીમુનિ પ્રભુ સ્તુતિ બોલ્યા. બધા ધન્યતા અનુભવી રહ્યા અષાઢ પૂર્ણિમા સુધી શ્રી. મોટા રતીલાલજી મહારાજ પ્રમુખત્વે વ્યાખ્યાન આપતા રહ્યા. ગુરુદેવ પાછળથી થોડું બોલતા ચૌમાસી પાખી પછી પૂ. ગુરુદેવના વ્યવસ્થિત પ્રવચન શરૂ થયા. પાખીના સેંકડો સંવર પૌષધ નીપજ્યા. ચાખી કરસનદાસભાઈ તથા છોટાલાલભાઈએ મળીને પારણાનો લાભ લીધો. ઉત્સાહ આનંદ વ્યાપી રહ્યો

અષાઢવદિ ત્રીજથી પૂજ્યશ્રીએ તુંગીયા નગરીના સુશ્રાવકોના ભગવતી સૂત્રના અધિકારનો સ્પર્શ કર્યો પાછળથી સનતકુમાર ચક્રવતીનું વ્યાખ્યાન કહેવામાં આવતું બપોરના ૩ થી ૪ નાના રતીમુનિ અંતગડસૂત્રમાંથી કથાનક સંભળાવતા.

પૂજ્યશ્રીના પ્રવચનમા રસ ઝરવા લાગ્યો સૌ આનદ મગ્ન બની જ્ઞાનગગામા સ્નાન કરવા લાગ્યા

બહેનો ભાઈઓએ પચરગી તપની આરાધના કરી પાચ અને ચાર ઉપવાસવાળાને એક એક ખુમચો તથા અઠમવાળાને ટોપીયા શ્રીસઘ તરફથી આપવામા આવ્યા શ્રાવણ વદી પાચમના બહેનોએ લાપસી – પાચમના ઘણા ઉપવાસ કર્યા

સઘ ઐકય માટે સારી પૃષ્ટ ભૂમિ તૈયાર થઈ રહી હતી. શ્રી પુરુષોતમજી સ્વામીએ આ સબધમા પૂજ્યશ્રી ઉપર ખાસ પત્ર પાઠવ્યો હતો તેમા સમસ્ત ભારત સઘમા ન ભળતા પ્રથમ પોતાના સઘાડાનુ સુદર સગઠન બનાવી લેવાની ભાવના હતી. શ્રી પ્રાણલાલજી મ આ મતવ્ય સાથે મળતા થયા જેતપુર વાળા નાથાલાલભાઈ ઝવેરચદ આ વાતના અનુસધાનમા ખાસ પુરુષોતમજી મ નો સદેશ લઈને આવ્યા ગુરુદેવે તે વાતને ટેકો આપતા પુન પત્ર પાઠવ્યો સાથે શ્રી પુરુષોતમજી મ ની સેવામા કેટલાક વસ્ત્ર તથા ઝીણી ધાબળીઓ મોકલી

ભાવનગરમા શ્રાવકશાળાની પરીક્ષા પૂજ્યશ્રીએ લીધી. પાચ બહેનોનો ધાર્મિક અભ્યાસ ઘણો જ ઉત્તમ હતો પ્રવચનનો પ્રવાહ ચાલુ હતો તુગીયા નગરીના શ્રાવકોનુ વિવેચન સૂક્ષ્મ-ભાવે ચાલતુ હતુ નાના રતીલાલજી પ્રતિદિન ગાયનો સભ-ળાવતા અને બપોરનો ગસ ફરમાવતા હતા

શેઠ વલ્લભદાસ કુલચદના ધર્મપત્ની લહેરી બેનના નામથી વીશ લોખડના કબાટો વડીયા વિદ્યાલયને ભેટ મળ્યા તથા ભાવનગરના શ્રીસંઘે વડીયા વિદ્યાલયમા શાસ્ત્રભડાર હોલ બધાવી આપેલ છે

અહીં શ્રી નાના રતીલાલજીએ પીગળની પરીક્ષા આપેલને પાસ થયા છે

## ભાવનગર ચાતુર્માસ સં ૨૦૦૬–
## પર્વ સાધનાથી સંઘ મહેકી ઊઠ્યો

૭૧

પૂજ્ય ગુરુદેવને ભાવનગર પધારવા માટે હાર્દિક આગ્રહ હતા તે આગ્રહને માન આપી ભાવનગર જેવા દૂર ક્ષેત્રમાં ચાતુર્માસ માટે પધાર્યા બે થી ત્રણ માઈલ સુધી શ્રાવક શ્રાવિકાઓ ગુરુદેવનું સ્વાગત કરવા આવી પહોંચ્યા. આજે સૌના અંતઃકરણમાં પરમ આનંદ અનુભૂતિ થઈ રહી

શ્રી કેસરબાઈ સ્વામી તથા મોઘીબાઈ સ્વામી ઠાણા ૨ ભાવનગરમાં બિરાજમાન હતા. તેઓ ત્યાં જ સ્થિરવાસ હોવાથી ગુરુદેવના આગમનથી ઘણા જ પ્રસન્ન થયા. મોઘીબાઈ સ્વામી પણ સ્વાગત માટે ૧ માઈલ પધાર્યાં હતા. આગમન પછી પૂ. શ્રીએ સ્વાગતનો આદર કરતા ૨૦ મિનિટ સત્સંગપર ઉપદેશ આપ્યો. રતીમુનિ પ્રભુ સ્તુતિ બોલ્યા. બધા ધન્યતા અનુભવી રહ્યા. અષાઢ પૂર્ણિમા સુધી શ્રી. મોટા રતીલાલજી મહારાજ મુખ્યત્વે વ્યાખ્યાન આપતા રહ્યા. ગુરુદેવ પાછળથી થોડું બોલતા ચૌમાસી પાખી પછી પૂ. ગુરુદેવના વ્યવસ્થિત પ્રવચન શરૂ થયા. પાખીના સેંકડો સંવર પૌષધ નીપજ્યા. આંબી કરસનદાસભાઈ તથા છોટાલાલભાઈએ મળીને પારણાનો લાભ લીધો. ઉત્સાહ આનંદ વ્યાપી રહ્યો

અષાઢવદિ ત્રીજથી પૂજ્યશ્રીએ તુંગીયા નગરીના સુશ્રાવકોના ભગવતી સૂત્રના અધિકારનો સ્પર્શ કર્યો. પાછળથી સનતકુમાર ચક્રવતીનું આખ્યાન કહેવામાં આવતું બપોરના ઢંમેશાં નાના રતીમુનિ અંતગડસૂત્રમાંથી કથાનક સંભળાવતા.

પૂજ્યશ્રીના પ્રવચનમા રસ ઝરવા લાગ્યો સૌ આનદ મગ્ન બની જ્ઞાનગગામા સ્નાન કરવા લાગ્યા

બહેનો ભાઈઓએ પચરગી તપની આરાધના કરી પાચ અને ચાર ઉપવાસવાળાને એક એક ખુમચો તથા અઠમવાળાને ટોપીયા શ્રીસઘ તરફથી આપવામા આવ્યા શ્રાવણ વદી પાચમના બહેનોએ લાપસી – પાચમના ઘણા ઉપવાસ કર્યા

સઘ ઐક્ય માટે સારી પૃષ્ટ ભૂમિ તૈયાર થઈ રહી હતી. શ્રી પુરુષોતમજી સ્વામીએ આ સબધમા પૂજ્યશ્રી ઉપર ખાસ પત્ર પાઠવ્યો હતો તેમા સમસ્ત ભારત સઘમા ન ભળતા પ્રથમ પોતાના સઘાડાનુ સુદર સગઠન બનાવી લેવાની ભાવના હતી શ્રી પ્રાણલાલજી મ આ મતવ્ય સાથે મળતા થયા જેતપુર વાળા નાથાલાલભાઈ ઝવેરચદ આ વાતના અનુસધાનમા ખાસ પુરુષોતમજી મ નો સદેશ લઈને આવ્યા ગુરુદેવે તે વાતને ટેકો આપતા પુન પત્ર પાઠવ્યો સાથે શ્રી પુરુષોતમજી મ ની સેવામા કેટલાક વસ્ત્ર તથા ઝીણી ધાબળીઓ મોકલી

ભાવનગરમા શ્રાવકશાળાની પરીક્ષા પૂજ્યશ્રીએ લીધી. પાચ બહેનોનો ધાર્મિક અભ્યાસ ઘણો જ ઉત્તમ હતો પ્રવચનનો પ્રવાહ ચાલુ હતો. તુગીયા નગરીના શ્રાવકોનુ વિવેચન સૂક્ષ્મ-ભાવે ચાલતુ હતુ નાના રતીલાલજી પ્રતિદિન ગાયનો સભ-ળાવતા અને બપોરનો રાસ ફરમાવતા હતા

શેઠ વલ્લભદાસ કુલચદના ધર્મપત્ની લહેરી બેનના નામથી વીશ લોખડના કબાટો વડીયા વિદ્યાલયને ભેટ મળ્યા તથા ભાવનગરના શ્રીસઘે વડીયા વિદ્યાલયમા શાસ્ત્રભડાર હોલ બધાવી આપેલ છે

અહીં શ્રી નાના રતીલાલજીએ પીગળની પરીક્ષા આપેલને પાસ થયા છે

પર્યુષણ-પર્વ ઘણા ઉત્સવ સાથે ઉજવાયા. મહાવીર જન્મ વાચનના મંગળ દિવસે જૈનશાળાના બાળક બાળકાઓએ સારો તિક કાર્યક્રમ આપ્યો. રૂા. ૮૦૦ના ફંડ ઇનામમાં અપાયા. સંવત્સરીના દિવસે ખમત-ખામણા થયા. પૂજ્યશ્રીનો ઉપકાર માનતા સમસ્ત સંઘોએ મળીને ગુરુદેવના ચરણે ક્ષમાયાચના કરી ઋણ સન્માન વ્યક્ત કર્યું.

પર્યુષણ દરમ્યાન તપશ્ચર્યાના જાણે પૂર આવ્યા. એક માસ ખમણની તપશ્ચર્યા થઈ. અગિયાર ઉપવાસ, અઠ્ઠાઈ, નવાઈ એ કઠોની સંખ્યામાં નીપજ્યા. ધર્મકરણીની ઉજાણી થઈ. નિયમિત પ્રતિક્રમણ અને વિધિ વિધાન સાથે આઠ દિવસની અનુપમ સાધનાથી ભાવનગર સંઘ મહેકી ઊઠયો.

પર્યુષણ પછી અવારનવાર બહારગામથી શ્રીસંઘો દર્શનાર્થે આવતા રહ્યા. વડીયાથી શ્રી. મણિભાઈ ખેતાણી વગેરે આવ્યા. તેઓએ જૈનવિદ્યાલય વિષે ભાવનગરની જૈન જનતાને પરિચય આપ્યો. તેમના ભાષણનો ઊંડો પ્રભાવ પડ્યો. વડીયા પાઠશાળા માટે લાભ લેવાની સૌના હૃદયમાં ઉત્કંઠા જાગી. સાવરકુંડલાથી શ્રાવિકા બહેનો દર્શનાર્થે આવ્યા. આવેલા સંભળાવ્યા.

ભાવનગર શ્રી જૈનસંઘમાં બરાબર આયંબીલ થતી રહે તે માટે આયંબીલનું શ્રીફળ ફેરવવાનું નક્કી થયું. સાથે નવકારની માળા ફેરવવી અને બરાબર આયંબીલની બારી શરૂ રાખવી. પહેલે દિવસે આયંબીલથી મંગળ અનુષ્ઠાન શરૂ કરવામાં આવ્યું.

પૂજ્યશ્રી પાસે ઘણા યુવકો પોતાની ડાયરીમાં હસ્તાક્ષર કરાવવા આવતા. શ્રી રમેશચંદ્ર ખારાએ પોતાની ડાયરીમાં પૂજ્યશ્રી પાસે જ્ઞાનશિક્ષા લખાવી. તેની નોંધ આધ્યાત્મિક કોઈ અત્રે આપવામાં આવે છે "ઙ શાંતિ, સાચી કેળવણી એ મગજનો દીપક દયા એ હૃદયનો દીપક. સદ્જ્ઞાન તે આત્માનો ને જગતનો

દીપક થઈ શકે છે. સદ્ઉદ્યમ એ વિજયનો દાતા છે આળસ એ જીવતા માનવીની કબર છે. ”

વિક્રમ સવત ૨૦૦૬ આસો સુદી ૧૫ વીરસવત ૨૪૭૬ બુધ તા ૨૫–૧૦–૫૦

દા મુનિ પ્રાણલાલજી

શ્રી રમેશભાઈના વિષયમા ગુરુદેવે નોધ લીધી છે કે” રમેશચદ્ર તરુણવયના યુવક છે છતા તેમનો ચહેરો જોતા શાત, નમ્ર, વિવેકી, ઓછાબોલા અને અભ્યાસમા ખતીલા લાગે છે ”

બરવાળા સપ્રદાયના શ્રી મુળજી રખના શિષ્ય રામચદ્રજી સ્વામીની પુણ્યતિથિ પૂજ્યશ્રીના સાનિધ્યમા ધામધૂમથી મનાવવામા આવી તે વખતે માડવા ઉપાશ્રય માટે ફાળો કરવામા આવ્યો

ભાવનગરના સુપ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી ચુનીલાલ ભાયચદ મુબઈ થી આવતા પૂજ્યશ્રીના દર્શને ઉપાશ્રયે આવ્યા અડધો કલાક રોકાયા ગુરુદેવે ‘ કર્તવ્ય ’ વિષય ઉપર ઉપદેશ આપ્યો સાથે નગરના સો જેટલા પ્રતિષ્ઠિત ભાઈઓ હતા ભાઈશ્રી વલ્લભદાસ કુલચદના ખર્ચે શ્રીસઘના નામથી શ્રી ચુનીલાલ ભાઈના સન્માન અર્થે પાર્ટી આપવામા આવી તેઓએ શ્રીસઘ પ્રત્યે અને માનવ જાતિ પ્રત્યેનુ ઋણ કર્તવ્ય કર્યું

ગોડલ ગચ્છના શ્રી રભાબાઈ મહાસતીજી પાસે દીક્ષા લેવાની ભાવનાવાળા ભાવ દીક્ષિત શ્રી નિર્મળાબહેન (જામનગરના ખત્રી નરભેરામભાઈની પુત્રી) તથા જયાકુવરબહેન (ચદલીવાળા શ્રી બાવીસીની પુત્રી ) પૂજ્યશ્રીના દર્શન અર્થે રાજકોટથી આવ્યા એક બહેન બાળ બ્રહ્મચારી તથા એક વિધવા હતા

જુનાગઢમા કારતક સુદી પાચમના શ્રીયુત જેઠાલાલભાઈ વકીલના ધર્મપત્ની શ્રીમતી અબાબહેન ગુજરી ગયાના ખબર મળ્યા ત્યા આશ્વાસનનો તાર કરવામા આવ્યો આ સમાચારથી

ગુરુદેવના મન પર ઊંડી અસર થઈ આવા શાસ્ત્રાઆર્યિકાની જોડના સંપ્રદાયમાં ખરેખર ખોટ પડી આજથી સુખી સ્થિતિમાં પણ નિર્મોહી ભાવે રહી અનુપમ ધર્મકરણી કરી સતો સાધ્વી-જીઓની ભાવપૂર્વક સેવા બજાવી તેઓ પરલોક યાત્રા કરી ગયા

કારતક વદી ત્રીજને સોમવાર શ્રીસંઘ તરફથી વિહાર સમારંભ યોજવામાં આવ્યો ઘણી મોટી સંખ્યામાં નરનારીઓ ઉપસ્થિત થયા સમસ્ત દેરાવાસી સંઘના અગ્રેસર ભાઈઓએ પણ આવે હાજરી આપી હતી.

શ્રીસંઘે પૂજ્યશ્રીનો અનન્ય આભાર માન્યો સમસ્ત સંઘ વતી તેમના પ્રતિનિધિઓએ સદ્ભાવ વચનો કહ્યા ભાવનગરના આંગણે આનંદ મંગળ વર્તાય રહ્યો હતો ગુરુદેવે પ્રત્યુત્તર રૂપે શ્રીસંઘનું કર્તવ્ય અને સતો તથા શ્રાવકોનો સંબંધ બતાવ્યો. બપોરના ત્રણ વાગે ગુરુદેવનું વિહાર પ્રસ્થાન નક્કી થયું

આ ચાતુર્માસના પ્રધાન પાત્ર શ્રી. વલ્લભદાસ ફુલચંદ હતા. તેઓએ શ્રીસંઘના સંગઠન માટે અનુપમ પ્રયાસ કર્યો હતો. પૂજ્યશ્રીને ભાવનગર જેવા દૂરના ક્ષેત્રમા ચાતુર્માસ કરવામા તેમનો મુખ્ય ફાળો હતો. પ્રત્યેક પ્રસંગ પર ઉદાર હાથે તેઓએ લાભ લીધો હતો. અતિથિઓનું સ્વાગત કરી સેવા બજાવવાની તક લીધી તેઓ પૂજ્યશ્રીના અનન્ય ભક્ત અને એકનિષ્ઠ શ્રાવક બન્યા હતા

પૂજ્યશ્રી ત્રણ વાગે પ્રસ્થાન કરી કૃષ્ણનગરમા જયંતિલાલ મહેતાના બંગલામાં પધાર્યા સકળ શ્રીસંઘના સેંકડો નરનારીઓ વળાવવામા સાથ થઈ ધન્યતા અનુભવી રહ્યા સાથે સાથે આવા પ્રખર પ્રતાપી ગુરુદેવનો વિરહ કેટલો કષ્ટદાયક છે તે અનુભવી રહ્યા. મહાસતીજી મોંઘીબાઈએ ભક્તિનગર પધારતા રસ્તામાં ગુરુદેવના દર્શનનો લાભ મેળવ્યો જયંતિભાઈના બંગલે સભા થઈ પૂજ્યશ્રીએ માંગલિક સંભળાવ્યું વસમી વિદાયથી લોકોની આંખો ભીની થઈ ત્યાંથી કૃષ્ણનગરમાં પધાર્યા

*

## ભક્તિ સરિતામાં સ્નાન અને ભાવનગરથી વિહાર

૭૨

કૃષ્ણનગરમા લગભગ ૧૩ દિવસ રોકાણુ થયુ પ્રતિદિન પ્રવચન ત્યા પણ ચાલુ હતુ શહેરમાથી સેકડો નરનારી લાભ લેવા પહોચતા રોજ પ્રભાવના ચાલુ હતી ઘરધણી મુખ્યતયા લાભ લેતા ૨૦થી૨૫ રૂપિયા પ્રભાવનાનો ખર્ચ થતો શ્રી નાના રતીલાલજી મ નિરતર ભજનો સભળાવતા

ભાવનગરમા વિશેષ સ્થળો જોવાનો સમય મળ્યો ન હતો કૃષ્ણનગરની સ્થિરતા દરમ્યાન બની શકયુ લગભગ રોજ જોવા જવાનુ બન્યુ પ્રથમ દિવસે ભક્તિબાગ ગયા ત્યા બિરાજતા કેસરબાઈ સ્વામીને સુખસાતા પૂછી પછી "સૌરાષ્ટ્ર સહકારી હોસ્પિટલ" જોવાની તક મળી લાલ પથ્થરથી નિર્મિત ચણેલ છે બે માળનુ મકાન અને ઘણી જ વિશાળ છે હોસ્પિટલના બધા ગુણોથી અલકૃત છે ઓપરેશનમા કાપેલા અગ ઉપાગ અને વિકૃત અવયવોને પ્રદર્શન માટે ગોઠવીને રાખવામાં આવ્યા હોય છે તે પૂજ્યશ્રી નીચે પ્રમાણે નોધ લે છે

"હાલમા જે દરદીઓ છે તેને જોઈ તેમજ આગળના ઓપરેશનના અગો વગેરે જોતા શ્રી વીરપ્રભુએ બતાવેલ અસાતા વેદનીય કર્મ બાધવાના હેતુઓ, સચિત કર્મ-પ્રારબ્ધ કર્મ પાછુ અશાતારૂપે કેવી રીતે ઉદયમા આવી જીવને અનુભવ કરાવે છે, તેની પુરતી માહિતી સાપડે છે"

પુન નિવાસ સ્થાને પધાર્યા વડીયાવાળા ઉત્તમચદ ભગવાનજી તથા અમૃતલાલ માધવજી સાથે હતા પાલણપુરથી

છે તેમાં બ્યાવરથી ત્રણ એમ નવ ભાઈઓ ગઠડા થઈ ગુરુદેવનાં દર્શન અર્થે આવી પહોચ્યા. દર્શન થયી તેઓ ખૂબજ તૃપ્ત થયા.

આ? તખ્તેશ્વરની ટેકરીઓ જોવાનો પ્રસગ મળ્યો. ગુરુદેવ બપોરના તે તરફ પધાર્યા ભાવનગર નરેશ શ્રી તખ્તસિંહજીએ અહીં આરસનુ મહાદેવજીનુ મંદિર બધાવ્યુ છે તેનુ 'તખ્તેશ્વર' નામ આપવામાં આવ્યુ છે શ્રી તખ્તેશ્વર મહાદેવનુ નિરીક્ષણ કર્યા પછી ગુરુદેવ નીચે પ્રમાણે અનુભવ નોધ લખે છે

આ મંદિરમાં વૈશાખ સુદી બીજના દિવસે મોટી ચોરી થઈ તેમા નાગનો સોનાનો ખોળીઓ અને ભગવાનના રૂપાનાં દાગીના બધુ મળી રૂ ૫૧૦૦ નો સામાન ચોરાયો. ત્યા બે ચોકીદાર હતા એકનુ ખૂન થયુ અને બીજો ઘાયલ થયો. સરકાર તરફથી ચોરી અને ખૂનીની શોધ થતાં કઈજ પતો ન મળ્યો ? દેવને આવા શૃગાર અને અલંકારથી શોભાયમાન કરવામાં આવે છે ત્યા ભયનુ કારણ બને છે પરિણામે હિંસા ચોરી, અને દુરાચારના અનર્થો બને છે જેને દેવ માનવા છે તેની પરથી શ્રદ્ધા છૂટી જતા દેવ ઉપરથી વિશ્વાસ ટળી જાય છે લોકો દેવ માટે ઠીક લાગે તેમ લોકવાણી દ્વારા પ્રચાર શરૂ કરે છે ધર્મ આમ વગોવાય છે ટેકરીઓ ઘણી જ રમણીક છે તેના ઉપરથી સમુદ્રસુધીનો પ્રદેશ જોઈ શકાય છે

દીકરા અને દીકરીઓને ઘાટ ઘડાવવાની પ્રથાથી શારીરિક અને માનસિકતાનુ વિશેષ અધ પતન થઈ રહ્યુ છે એમ જોવામાં આવે છે

આ? શામળદાસ કોલેજ જોવા માટે ગુરુદેવ પધાર્યા મૂળ આ કોલેજ વડવાના નાકે હતી ૧૭ વર્ષ થયા અહીં બાંધવામાં આવી છે તે વખતે આશરે ૨ પાંચ લાખના

મિલકતથી નિર્માણ થયુ હતુ ઘણી જ વ્યવસ્થિત અને વિશાળ છે શ્રી પ્રતાપરાય મોદી કોલેજના પ્રિન્સિપાલ છે ઠરેલા અને શાત છે

શ્રી જય તિભાઈ છે ત્યા પ્રવચનના પ્રભાવે સાત વ્યક્તિઓએ જીવનભર તમામ ધુમ્રપાનના વ્યસનનો ત્યાગ કર્યો છે પૂજ્યશ્રીનું એક "માનવ ધર્મ" ઉપર જાહેર પ્રવચન ગોઠવવામા આવ્યુ લગભગ બે હજાર માણસો એકત્ર થયા હતા શહેરની પ્રમુખ વ્યક્તિઓએ હાજરી આપી હતી. કેટલાક નામો ફુટનોટમા આપવામા આવ્યા છે. આ પ્રવચનની લોકો પર ઊડી અસર થઈ

જય તિભાઈના બગલે આજે અતિમ પ્રવચન થયુ હરજીવન દામોદર તથા શ્રીમતી અજવાળીબાઈએ ચતુર્થવ્રત લીધા બીજા ઘણા વ્રતો નિયમો થયા. તેઓએ ૨૦૦ રૂપિયા વાપર્યા. ભગવાનજી મૂળજી મહેતાએ વ્રતો લીધા કરસનદાસ ખુશાલચદે મીઠાઈનો ત્યાગ કર્યો

પૂજ્યશ્રીએ કૃષ્ણનગરથી વિહાર શરૂ કર્યો ધુધેલ પધરામણી થઈ ૭૦૦ જેટલા માણસો વળાવવામાં સાથે હતા ૮૦૦ જેટલા ભાઈઓ બહેનો ટ્રેન, બસ, વગેરે વાહનથી આવી પહોચ્યા.

---

બોસ સાહેબ (આસિ કલેક્ટર)
હરજીવનદાસ મહેતા (મ્યુ. પ્રમુખ)
શ્રી ઉમાશકરભાઈ
,, ગજાનનભાઈ (હજુર સેક્રેટરી)
,, છોટુભાઈ (ઈન્કમટેક્સ ઓ)
,, એમ. સી મકોડા (ડોક્ટર)
,, શાતીમચદ (વ્યાપારી)
,, પ્રાણજીવનભાઈ (ચીફ કસ્ટમ)
,, પરશોતમભાઈ (મ્યુ ચેરમેન)
ઉપરાંત દેશવાસી સમાજના અગ્રેસર ભાઈઓની હાજરી હતી

શ્રીસંઘ તરફથી જમણ હતું પ્રવચન થયું ઘણી જાતના પચ્ચખાણો લેવાયા સાજના સૌ વિખરાયા.

બુધેલથી મણારીયા આગમન થયું ભાવનગરથી જયંતિભાઈ વગેરે ભાઈઓ આવ્યા મણારીયામા જૈન વસ્તી છે જયંતિ ભાઈએ ૨૫ ઘરમા પિત્તળની ડીસનું લાણુ કર્યું પ્રવચનનો લાભ લીધો.

ત્રાપજને સ્પર્શ કર્યો ત્યાની જૈન જનતાએ ઘણો જ આદર પામ્યો અહી બપોરના રેડિઓ ઉપર સરદાર વલ્લભભાઈના અવસાનના સમાચાર પૂજ્યશ્રીએ સાંભળ્યા. પોતાની ડાયરીમાં નીચે પ્રમાણે નોંધ લીધી છે

" હિંદના નાયબ પ્રધાન વલ્લભભાઈ પટેલનું અવસાન આજની તારીખે ( ૧૫ ૧૨-૫૦ ) સવારના નવ વાગ્યે મુંબઈમા થઈ ગયું આ વાત સાંભળતા તેમનામાં રહેલ સદ્ગુણો પરત્વેનું મમત્વ હતું તેને લઈને તેમજ તેઓ એક દેશના મુખ્ય નેતા હિંદુસ્તાનની આમ પ્રજાને-શીઘ્રતામા દરેકને હિતકર મનાતા હતા. આ કારણે મહારાજશ્રીને પણ જાહેરિયાતના સમયમાં થએલ તેમનુ અવસાન દીલમાં શોક રૂપ થયું '

પૂજ્યશ્રી ત્રાપજથી તળાજા પધાર્યા તળાજા એક મોટું તીર્થ સ્થાન છે મૂર્તિપૂજક શ્વેતાંબર જૈન સમાજના હજારો લાખો માણસો તીર્થયાત્રાએ આવે છે તાલધ્વજ ગિરિ" તીર્થસ્થાનનું નામ છે તે એક ડુંગરા પર આવેલ છે આ નાના પહાડ ઉપર કરોડોના ખર્ચે બધાએલ જૈન દેરાસરો છે શત્રુંજય તીર્થ અહીથી ૧૮ માઈલ દૂર છે ૩ ૦ ફૂટ જેટલો ઊંચો પહાડ, શત્રુંજયની તળેટીમાં તે તીર્થના પરિવાર જેમ શોભી રહ્યો છે

માગશર સુદિ પુનમના પૂ. તપસ્વીજી મહારાજની પુણ્ય તિથિ હતી. શ્રી વલ્લભદાસ કુલચંદ તરફથી પૂજ્યશ્રીના દર્શન

કરવા તળાજા જવા માટે પ્રબ ધ થયો હતો અને ત્યા તેમના તરફથી સઘ જમણુ પણ હતુ ૨૦૦ જેટલા ભાઈઓ બહેનો તળાજા પહોચ્યા, ત્યા ૧૦૦ જેટલા સ વર પોષા આદિ ધર્મક્રિયા નિપજી માનવરાહત માટે રૂા ૬પરનો ફાળો થયો ઘણી ધામ-ધૂમ થઈ આખા સ ઘમા લાણુ પણ કરવામા આવ્યુ દર્શના-થીઓને લાવવા લઈ જવાની વ્યવસ્થા તેમના તરફથી હતી કુલ મળીને લગભગ રૂા ૧૭૦૦નુ ખર્ચ થયુ

તળાજાથી મહુવા તરફ વિહાર કરતા દાઠી ગામનો સ્પર્શ થયો ત્યા ઘણા દેરાવાસી સાધુ સાધ્વી બિરાજતા હતા શ્રી લબ્ધિસાગરજી મ ની મુલાકાત થઈ ૧૫ મિનિટ સુધી ધાર્મિક વિષયમા વાતચીત થઈ પરસ્પર સુખસાતા પૂછી છૂટા પડયા.

'તલી' નામના ગામની ભૂમિમાથી પસાર થયા અહીં આગળના સમયમા તીલકપુર કરીને મોટુ શહેર હતુ અત્યારે તેના પ્રાચીન અવશેષો પૃથ્વીના પેટમાથી મળી આવે છે ઠાઠા ગામમા પહોચતા જોરાવરનગર શ્રીસ ઘના પ્રતિનિધિ મ ડળ રૂપે ચાર ભાઈઓ પૂજ્યશ્રીને ચાતુર્માસની વિન તિ કરવા આવી પહોચ્યા 'અવસરે' ઉત્તર પાઠવી પૂજ્યશ્રીનો વિહાર આગળ વધ્યો

આ નવી વિહારયાત્રામા તળાજાવાળા શ્રી અમૃતલાલ જીવરાજે પદયાત્રા કરતા ગામેગામ ખીજો પણ ઘણો સારો લાભ લીધો શાસન સેવા બજાવી પૂજ્ય ગુરુદેવે સુખ સમાધિ પૂર્વક મહુવામા પદાપર્ણ કર્યું મહુવામા પ્રતિદિન પ્રવચન આપવામા આવ્યુ વિદ્યાર્થીજીવન ઉપર દશાશ્રીમાળી છાત્રાલયમા પ્રવચન આપવામા આવ્યુ પૂજ્યશ્રીએ તે સસ્થાનુ નિરીક્ષણુ કર્યું ત્યા પુસ્તકાલયમા નૈતિક પુસ્તકોનો અભાવ હોવાથી પૂજ્યશ્રીના ઉપદેશથી ફાળો થયો અને તે ત્રુટી દૂર થઈ

*

મહુવાથી વિહાર આરંભ થયો. જાદરા પધાર્યા. ત્યાં બેકુંવર બેન શાંતિમય જીવન ગાળે છે તેઓએ પૂજ્યશ્રી તથા સાથે આવેલ વિહારીભાઈઓનું ઘણું સ્વાગત કર્યું અનુપમ સેવા ભક્તિ બજાવી રાત્રિના પ્રવચન થયું ગામમાંથી ભજન મંડળી આવી ઘણા ભાઈઓએ ધુમ્રપાનનો ત્યાગ કર્યો શારડીકા આવતા શ્રી લાલુભાઈ તલટીએ સેવાનો લાભ લીધો

કુંભર તથા ભગુડાણા બે ગામને સ્પર્શ કરી મુનિવરો રાજુલા ઉપર ઊતરી આ. મા. ડુંગરમાં હરજીવનદાસ ગોરધનદાસ રહે છે ત્યાં ધર્મ ઉપદેશ થયો શ્રી. છગનલાલ જગાદાસ વેદાંત ઉપનિષદના સારા જાણકાર છે તેઓએ પૂજ્યશ્રીથી ઘણો જ્ઞાનાનંદ મેળવ્યો રાજુલા પધારતા ત્યાંના શ્રાવક-શ્રાવિકા વૃંદ ગુરુદેવનું સ્વાગત કરવા એક માઈલ સામા આવ્યા. ૨૫ ઘરનો સમુદાય રાજુલા શહેરની ધર્મ પુરી છે કપોળ જ્ઞાતિના વંડામાં ઊતર્યાં પ્રવચનનો સૌએ લાભ લીધો. રાજુલામાં ઉપાશ્રય થવાની ખાસ આવશ્યકતા દેખાણી

રસ્તામાં ધારેશ્વર ની પ્રસિદ્ધ જગ્યાનું પૂજ્યશ્રીએ નિરીક્ષણ કર્યું સાક્ષાત શંકર ભગવાનના મસ્તકોમાંથી ગંગા સમ જળ નિકળી ગૌમુખીમાંથી બહાર પડે છે આ રીતની વાતો અને દૃશ્યથી ત્યાંનો પૂજારી વર્ગ શ્રી ધારેશ્વર મહાદેવનું મહાત્મ્ય વધારી જનતાને આકર્ષિત કરવા પ્રયત્નશીલ રહે છે પૂજ્યશ્રી આવી અંધશ્રદ્ધાના વિરોધી હોવાથી સેવા સ્થાનનું

નિરીક્ષણ કરી વાસ્તવિક સ્થિતિ પર પ્રકાશ નાખી નીચે પ્રમાણે નોધ લીધી છે

"પુજારી સૌને કહે છે કે કુદરતી રીતે આ પાણી શંકરના લીંગ નીચેથી આવે છે" આમ કહી શંકરનુ મહાત્મ્ય ખોટી રીતે બતાવે છે વસ્તુત પહાડમાથી પાછળના ભાગમા જે ઝરણુ ફૂટે છે તેને ભુમિમા નાલી બાધી મંદિરની દીવાલ નીચે લાવેલ છે તેને ઢાળમા મહાદેવજીના ચરણો નીચે પહોચાડી સીધુ ગૌમુખીના ગળા સુધી ગોઠવી દેવામા આવ્યુ છે."

આ જગ્યા અને મંદિરો રાજુલાના રહીશ બાર પક્ષના ઘોઘારી કપોળ (વણિક જાત) દોશી કુટુંબના ભાઈઓએ લાખોના ખર્ચથી બંધાવ્યા છે

સાવરકુંડલા પાસે આવતા આખે રસ્તે ભાવિક ભકતો દર્શનનો લાભ લેવા અવારનવાર આવતા જ રહ્યા. વીજપડી, ગાધકડા, ખોઢડા વગેરે સ્થળોનો સ્પર્શ કરી પૂજયશ્રી સાવરકુંડલા પધાર્યા સાવરકુંડલા ગુરુદેવોના વિહાર ક્ષેત્રોની કેન્દ્ર-ભૂમિ બન્યુ પછી પૂછવુ જ શુ ? સાવરકુંડલાની અકિતે સતીલામા સ્નાન કરતા કેટલાક દિવસ ત્યાં રોકાયા બા. બ્ર. પ્રભાબાઈ સ્વામી ઠાણા ૩ પણ અહીં પધાર્યા ગોંડલ સંપ્રદાયની સાધુ સમાચારીનુ જે નિયમ પત્ર પૂજ્ય પુરુષોતમજી મ.ની સૂચના પ્રમાણે તૈયાર થયુ હતુ તેનુ સાધ્વીજી મંડળ સમક્ષ બપોરના વાચન થતુ હતુ

કાનાતળાવને પૂજ્યશ્રીએ લાભ આપ્યો સાવરકુંડલાથી અઢાર અગ્રેસર ભાઈઓ ત્યા દર્શનાર્થે આવ્યા સમઢીયાળા ઉપર થઈ ધારી જવા માટે ગુરુદેવે પ્રસ્થાન કર્યુ ધારીમા વરસીતપના પારણા હતા વડીયાથી વરસીતપવાળાની વિનંતિ થતા ત્યા પહોચવાની પૂજ્યશ્રીએ અશકયતા દર્શાવી.

મોટા રતીલાલજી મ. ઠાણા ૨ કાનાતળાવથી ધારગણી પધાર્યા ત્યાંથી તેઓએ દલખાણીયાનો રસ્તો લીધો. પૂજ્યશ્રી એ નોંધ કરી છે કે ' દલખાણીયા મુનિ શ્રી. રમણિકલાલજીના સંસારી માતુશ્રી અતિ બીમાર હોવાના કારણે દલખાણીયા જવા વિહાર કર્યો ખાંભાને લાભ આપી ધારી આગમન થયું રસ્તામાં વેરાવળ શ્રીસંઘના ડેપ્યુટેશન તરીકે જમનાદાસ લીલા ધર બગાણી પાપટ ભવાન તથા હરખચંદભાઈએ દર્શનનો લાભ મેળવ્યો

આ આખો પ્રદેશ ગીર પ્રદેશથી પ્રભાવિત છે નદી નાળા, ટેકરીઓ, પહાડીઓ અને વનરાજીથી ભરેલો છે નાના નાના ગામો. ભક્તિરસથી છલકતાં રહે છે મોટા રતીલાલજી મહા રાજ દલખાણીયા લાભ આપી ધારી આવી પહોંચ્યા હતા સૌ મુનિમંડળ એકત્ર થઈ ગયા

ધારીના રામચંદ્ર દુલભજી ચાટલીયા તથા શ્રીમતિ કસુંબા બહેને સજોડે ચતુર્થ વ્રત સ્વીકાર્યાં ધર્મ ઉત્સવ સુંદર રીતે ઉજવાયો. અઠ્ઠમ તપશ્ચર્યાનું સમૂહ અનુષ્ઠાન કરવામાં આ વું ધારી પછી બગસરાને લાભ મળ્યો ગોપાળજી ત્રીભોવન પોતાના પુત્રની જાન લઈ જુનાગઢ પરણાવવા ગયા હતા તેઓ દસ આગેવાન સાથે લઈ નવદંપતિને પૂજ્યશ્રીના દર્શન કરાવવા સીધા જ બગસરા આવ્યા. રૂપિયા ૨૫૧ ધર્મકાર્યમાં વાપર્યા

વડીયા થઈ ગોંડલ જવા પૂજ્યશ્રીનું લક્ષ હતું અનિચ્છા છતાં તબિયત ખાતર વડીયામાં થોડું વધારે રોકાવું પડ્યું પીરાજીવાળા શ્રી. માણેકચંદ ઝવેરચંદે ત્યાં દર્શનનો લાભ લીધો. ગોંડલમાં સાધુ સંમેલન હતું

પૂ. પુરુષોત્તમજી મ. પધારી ગયા હતા ગુરુદેવ પધારતા શ્રીસંઘમાં અનેરો આનંદ છવાઈ રહ્યો. મણીબાઈ મહાસતીજી ચણુ ગોંડળ સેવામાં પદાર્પણ કરી લાભ આપી રહ્યા હતા.

સમેલનના અવસરે રાજકોટ શ્રીસઘના પ્રમુખ શ્રીમાન દુર્લભજી ભાઈ વીરાણી ખાસ હાજર રહ્યા હતા સેકડો શ્રાવક શ્રાવિકાઓ સમૂહ દર્શનનો લાભ લેવા નિરતર આવતા જતા

સાધુ સાધ્વીજી ગચ્છ ઐક્યની વિચારણા માટે પૂજ્ય પુરુષોતમજી મ ની સાનિધ્યમા એકત્ર થતા હતા બપોર પછી નો ૨ ૫૦ થી ૪ ૫૦ સુધીનો સમય ગોઠવવામા આવ્યો હતો આ સમેલનમા ઘણી સારી ચર્ચા વિચારણા થઈ આ કાર્ય વાહિને પ્રસ્તુત ગ્રથમા સ્થાન આપવામા આવ્યુ છે

સમેલનની સ્મૃતિ એ વિષય પર નાના રતીમુનિએ વિસ્તારથી ગાયન બનાવેલ છે જે આ બુકમા પણ છપાએલ છે

રાજકોટ શ્રીસઘે મુનિરાજોને ચાતુર્માસ માટે વિનતિ કરી સમેલન ઘણુ સફળ થયુ ગોડળના આગણે મોટો ધર્મ ઉત્સવ સ્વત યોજાય ગયો આથી ગોડળ ગચ્છની તવારીખમા એક સ્વર્ણપત્રનો ઉમેરો થયો સૌ મુનિરાજો વિહારના પથે પડયા

આદરમ્યાન લીબડી સપ્રદાય ગોપાલજી સ્વામીના પરિવાર મુનિ શ્રી કેશવલાલ મ ઠાણા ૩ ગોડલ પધાર્યા હતા. સારો એવો સાધુ સમાગમ થયો પૂ મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ તથા શ્રી પ્રાણલાલજી મ ગોડલમા બે માસ સાત દિવસ સાથે રોકાયા હતા ધર્મનો ડકો વાગતો હતો કુલ ૪૦ જેટલા સાધુ સાધ્વીજી એકત્ર થયા હતા રોજ અલગ અલગ સાધુ સાધ્વીજીના પ્રવચન ગોઠવાતા હતા ગામે ગામના શ્રીસઘો વિનતિ માટે નિરતર આવી રહ્યા હતા આનદ મગળ ઉજવાઈ રહ્યો

આટલા લાબા વિહારો કર્યા પછી ગુરુદેવને પુન શરીરમા બીમારી માથુ ઊચકવા લાગી હતી શરીર સબધમા અસાતાનો ઉદય વર્તાઈ રહ્યો હતો વડીયા જેવા શાતિમય સ્થળમા ગુરુદેવને ચાતુર્માસ કરવાની અભિલાષા હતી

વૈશાખ સુદિ   ગુરુવારના બધા સંતોએ ગોંડલથી એક સાથે વિહાર કર્યો ગોમટા વીરપુર વગેરે ગામોને લાભ આપતા શ્રી પૂ પુરુષોતમજી મ તથા શ્રી પ્રાણલાલ મહારાજે જેતપુર સુધી સાથે જ વિહાર કર્યો હતો

ગુરુદેવે જેતપુરથી સ્વતંત્ર પ્રસ્થાન કર્યું મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ. સ્વશ વળાવવા માટે બે માઇલ સુધી પધાર્યા તઓશ્રીના શ્રીમુખથી માગળિક સાભળી સૌ છુટા પડમા ગુરુદેવે પૂજ્યશ્રીની ચરણરજ લીધી. આશીર્વાદ સાથે આગળ વધ્યા

રાણપુર—બે સાધુના ક્ષેત્રમા વરસીતપના ઘણા પારણા હતા. સૌને લાભ આપી જુનાગઢને સ્પર્શ કરવાની ગુરુદેવની ઇચ્છા હતી રાણપુરમાં જયતિલાલ મોરારજીના ધર્મપત્ની શ્રી લાભકુંવરબહેન દુર્લભદાસના ધર્મપત્ની શ્રી ઇચ્છાબહેન તથા મગનભાઈના ધર્મપિત્ન શ્રી નર્મદાબેનને પારણા હતાં શ્રી જયતિભાઈએ રૂા ૧૨૨૮ અલગ અલગ સસ્થાઓમાં ધર્મકાર્ય માટે ખરચ્યાં

રાણપુરમાં સ્વ શ્રી લક્ષ્મીચદજી મના ત્રણ પુસ્તક ફોટો શ્રીસઘ સમક્ષ ખોલવામાં આવ્યા. તે ફોટો તેમજ પૂજ્ય ૧૦ ૮ શ્રી જયચદ્રજી મ.ના તથા શ્રી દેવચદજી મના સચિત્ર ધર્મગ્રન્થો જયમાલેક દેવચદ પુસ્તકાલયને અર્પણ કરી દેવામા આવ્યા

જુનાગઢ ગુરુદેવની પધરામણી થતા ઘણો જ ધર્મપ્રભાવ વર્તાયો અહીં સઘવી અમૃતલાલ આણદજીના ધર્મપત્ની શ્રી હીરાવતીબહેનને વરસીતપનુ પારણુ હતુ શ્રી અમૃતભાઈએ ધર્મકાર્યમાં રૂ પાચ હજાર અલગ અલગ સસ્થામાં વાપર્યા ઉપરાતમાં લહાણુ તથા ઘર દીઠ ચાર ચાર લાડુનું પીરસણુ મોકલવામા આવ્યુ ગુરુદેવ નવ દિવસ સુધી જુનાગઢ રોકાયા.

અહીં સ્વર્ગસ્થ મહારાજશ્રી ગોવિંદજી મ ની પુણ્યતિથિ ઉજવવામા આવી સારી સખ્યામા પૌષધ સવર નિપજયા

વીસાવદરથી શેષકાળની વિનતિ માટે શ્રાવક શ્રાવિકાઓ આવી પહોચ્યા તેઓ ગુરુદેવ ઉપર જાણે વીસાવદરનો અધિકાર જ સમજતા હતા ઘણી વિનતિના અતે 'હા' પડાવીને જ ઊઠયા પૂ શ્રી જુનાગઢથી ખીલખા આવ્યા અઠમની પચરગી થતા ૩૪ બહેનોએ અઠમ તપની આરાધના કરી પૂજયશ્રીની દેવારગઢમા પધરામણી થઈ

સરસઈ બે દિવસ રોકાઈ ગુરુદેવે વીસાવદરમા પદાર્પણ કર્યું જયનાદો સાથે સ્વાગત કર્યું અહીં ઉપાશ્રયનુ નવું જ મકાન તૈયાર થયુ હતુ નામ "શ્રી વીરાણી કડવીબાઈ પૌષધ શાળા" રાખવામા આવ્યુ હતુ તે નવી પૌષધશાળાનુ ઉદ્ઘાટન હતુ ઉદ્ઘાટન પ્રસગે ગુરુવરો પધારતા વીસાવદર સઘને આનદ વ્યાપી રહ્યો હતો

બધે કાર્ડ દ્વારા નિમત્રણ થયા હતા ૨૦૦ જેટલા બહાર ગામના અતિથિઓની હાજરી વચ્ચે પૂજ્યશ્રીના શ્રીમુખથી માગલીક કહેવાયુ એ વખતે ઉદ્ઘાટન જાહેર થતા મહાવીર પ્રભુના જયનાદોથી ગગન ગાજી ઊઠયુ સાથે સાથે ગોપાળજી ત્રિભોવનને માનપત્ર આપવાનો કાર્યક્રમ યોજાયો હતો ચાદીની ડીસમા વિધિવત માનપત્ર અર્પણ થયુ

પૂજ્ય શ્રી જયચદ્રજી મની તિથિ આવતા વીસાવદરમા ૪૫ અઠમ થયા ૫૦૦ રૂપિયા દાન પુણ્યના કાર્યમા વપરાયા વીસાવદરથી પુન રાણપુર ભેસાણ ગુરુદેવ પધારી ગયા વડીયા ચાતુર્માસ નિશ્ચિત થઈ ગયુ હતુ વડીયા જતા રસ્તામા-પરબની જગ્યામા રોકાયા આ પરબની જગ્યા તેજ સત દેવી દાસની જગ્યા ગુરુદેવે લખ્યુ છે કે આ જગ્યાનુ મહાત્મ્યઓછુ

થઈ ગયુ છે આ જગ્યાની ગાદી ઉપર બાળકદાસજી આવ્યા. તે આચાર વિચારમા નબળા પડયા પછી રામદાસજી આવ્યા તે પણ અસ્થિર હતા.

પૂજ્યશ્રીએ આવા આશ્રમ કે જગ્યાના બારામા નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે એ ઉપયોગી છે

(૧) જગ્યામા દરેકે શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું જ જોઈએ.

(૨) જગ્યામા કોઈ પણ ભૂખ્યો તરસ્યો આવે તેને સાદુ સીધુ સાત્વિક ભોજન મળવુ જ જોઈએ

(૩) જગ્યામા રહેનાર મહંતે અને ત્યાગીઓએ હોકો, બીડી સીગારેટ, ચુંગી અફીણ, ગાંજો વગેરે ધુમ્રપાન કરવું જ ન જોઈએ.

(૪) સાધારણ માણસ કંઈ પણ આપનાર માણસ કે ન આપનાર બન્નેનુ સ માન થવું જોઈએ. આદર જળવાવો જોઈએ

આ પ્રમાણે વ્યવસ્થા રહે તોજ તેનુ મહાત્મ્ય વધે બાકી તત્ત્વ ચાલ્યુ જાય અને ધીમે ધીમે પાપ વધે તો જગ્યા વિનાસના પંથે ચાલી જાય છે

પૂજ્યશ્રી અષાઢ સુદી ૫ ના શનિવારના વઢીઆ ચાતુર્માસ માટે પધાર્યા આ વિહારમા વીસાવદર શ્રીસંઘના ભાઈઓ સાથે હતા મહાસતીજી બા. બ્ર પ્રભાકુવરબાઈ સ્વામીનુ ચાતુર્માસ વઢીઆમાં સાથે જ હતું તેઓ પણ વિહાર કરી તેજ દિવસ વઢીયા પધાર્યા ગામના પાદરમાં સૌ ભેગા થઈ ગયા સ્વાગત સમારોહમા સૌ મળી ગયા ગગન ભેદી મહાવીર પ્રભુના જય નાદો સાથે ગુરુદેવે વઢીયા નગરમાં પ્રવેશ કર્યો

*

## ૨૦૦૭નુ વડીયા ચાતુર્માસ તપસ્યાનુ તીર્થધામ અને શાસન પ્રભાવના

૭૪

વડીયા શાતિમય ક્ષેત્ર છે શ્રી તપસ્વીજી વિદ્યાલયનો ઉપકાર થવાની શકયતાથી ગુરુદેવે વડીયા પ્રત્યે ખાસ લક્ષ્ય આપ્યુ. નદી કિનારે સ્થા જૈન ઉપાશ્રયમા પૂજ્યશ્રી બીરાજ્યા બરવાળા સપ્રદાયના અમરચદજી મ આ ચાતુર્માસ સાથે હતા શ્રી. મોતીચદ વાલજીનો પરિવાર ધર્મ સેવામા આગળ હતો ખેતાણી મણિલાલ કેશવજી શ્રીસઘના સાચા માર્ગદર્શક સેવાભાવી વ્યકિત હતા પડિત શ્રી રોશનલાલજીએ જન હૃદયનો વિશ્વાસ મેળવ્યો હતો અમૃતલાલ ભવાન પણ વડીયાસઘ અને વિદ્યાલયની ઉન્નતિમા દત્તચિત્ર હતા સમસ્ત સઘમા બધુત્વનુ વાતાવરણ ગૂજતુ હતું

પૂજ્યશ્રીને વડીયામા શાતિ સ્વાસ્થ્યનો પુનર્લાભ થવાની સાથે ઘણા લોકોપકારી કાર્ય થવાની સભાવના હતી મગળમય વાતાવરણમા ચાતુર્માસ શરૂ થયુ ચતુર્વિધ સઘની ઉપસ્થિતિ હતી બા બ્ર, પ્રભાબાઈ સ્વામી ભકત જનોના હૃદયમા જ્ઞાનદીપક પ્રગટાવવા સમર્થ હતા તેમનુ શિષ્યા મડળ ગુરુદેવની સમાધિ જાળવવા ઉપરાત જનતામા શાસન પ્રેમ અને ધર્મ ઉપાસનાનો રગ લગાડવામા લાગી ગયુ વડીયામા આનદ વર્તાય રહ્યો

પ્રાત કાળમા પ્રતિદિન વિદ્યાર્થીઓને લઈને ગૃહપતિ ગુરુદેવના દર્શન કરવા માટે આવતા હતા દશ્ય ઘણુ જ સોહામણુ બની જતુ સવારમા ભાવના ભરી બહેનો ગલીએ ગલીએ

મગગ ગીતા ગાતી ગુરુવરના દર્શને આવતી વડીયા નાનુ કેન્દ્ર હોવાથી નમસ્ત જનતામા ત્યાગી ગુરુવરોનો પ્રકાશ પથરાઈ રહ્યો હતો

પ્રવચનની શરૂઆત થઈ ગુરુદેવ પોતાની સાતા પ્રમાણે વ્યાખ્યાન ફરમાવતા હતા. બપોરના મહાસતીજીએ 'શમશસ' વાચવો શરૂ કર્યો હતો પ્રવચનના સારભૂત કેટલાક વાક્યો ગુરુદેવની ડાયરીમાથી અહી નીચે આપવામા આવે છે

(૧) શાસ્ત્ર વાણી પ્રકાશક અને પ્રચારક આ ત્રણે પર બહુમાન હોય તો શ્રુત જ્ઞાન જામે. (૨) 'સંવેગ એટલે વૈરાગ્ય તથા મોક્ષની અભિલાષા. પ્રારભમાં સવેગનો વેગ વધ્યા વિના પરિગ્રહની મમતા છૂટતી નથી અનુત્તર ધર્મપ્રદાથી આવે। પેદા થાય છે (૩) અનાવશ્યક વસ્તુઓનો સગ્રહ તે જીવનનો બોજો છે જે લોકો નકામી વસ્તુઓ ભેગી કરે છે તેનુ જીવન હાડકાની ગાડી જેવુ છે તેમા સાર નથી (૪) કામભોગો પ્રત્યે ઉપેક્ષા તે નિર્વેદ છે દેવ, મનુષ્ય અને તિર્યચના કામભોગો વિચારવાથી નિર્વેદ જન્મે છે નિર્વેદ થયા પછી જીવ સિદ્ધ માર્ગ આદરે છે (૫) ગૌતમસ્વામીએ પૂછ્યુ છે, પૂજ્ય સામાયિક શુ છે ? ભગવાન ઉત્તર આપે છે સામાયિક તે આત્મા છે અને આત્મા તે સામાયિક છે

પ્રવચનની સાથે બીજા મુનિઓ ભજન ગાયન બોલતા પાછળ મહાસતીજી મડળ તરફથી ભજન સ્તુતિ ગવાતા. વાતાવરણ ગાજી ઊઠતુ શ્રાવક શ્રાવિકા વૃન્દમા તપશ્ચર્યાના થોક શરૂ થઈ ગયા હતા આમની રેલી ચાલતી હતી સવર પોષા, પ્રતિક્રમણ સ્વાધ્યાય નિપજ્યા લાગ્યા હતા. ખરેખર અત્યારે વડીયા જૈનપુરી બની ગયુ હતુ

બહારથી દર્શનાર્થીઓનો પ્રવાહ ચાલુ થઈ ગયો હતો વિદ્યાલયના નિમિત્તે ખાસ ખાસ વ્યક્તિઓને આવવાનુ થતુ શ્રી દુર્લભજીભાઈ વીરાણી તથા જેઠાલાલભાઈ વકીલ ગુરુદેવના દર્શને આવતા રહેતા જામનગરવાળા કપુરચદ કાળીદાસે આવી ને વિદ્યાલયનુ સૂક્ષ્મ નિરીક્ષણ કર્યુ વસનજી પાનાચદ પાનેલી વાળા, દોશી જગજીવન ભાઈ જેતપુરવાળા લાભ લેવા ભાગ્ય શાળી બન્યા

વિદ્યાલયના બાળકો સાથે જૈનશાળાના બાલ–બાલિકાઓ પણ અનુપમ ભજન ગીતો પીરસીને લોકોની પ્રસન્નતા મેળવતા હતા સભામા રમ્યભાવ ફેલાઈ જતો ભારતના સ્વાતચ્ય દિવસે (૧૫મી ઓગસ્ટ) વિદ્યાલય, જૈનશાળા અને મિડલસ્કૂલના વિદ્યાર્થીઓએ મળી એક સુદર મેળાવડાનુ આયોજન કર્યુ ગુરુદેવે તે પ્રસગે હાજરી આપી ભારતીય સસ્કૃતિનુ હાર્દ સમજાવ્યુ આઝાદીની કિમત શુ છે તથા સાચી મજિલ કઈ છે તે ઉપર પ્રકાશ નાખ્યો

પર્યુષણ પહેલા જ અઠાઈ તપની શરણાઈ વાગવા માડી હતી છ અઠાઈ ખાલી ભાઈઓમા હતી બહેનોમા એક અગીયાર ઉપવાસ છ–સાત–આઠ ઉપવાસવાળા ઘણા હતા સૌના પારણા ઘણી જ ધામધૂમથી ઉજવાયા શ્રીમતી લીલાવતી બહેને ૧૦ ઉપવાસનુ આરાધન કર્યુ જમનાદાસ કમળશીને ૧૧ ઉપવાસ હતા બહેનોમા છ અઠાઈનુ એક સાથે પારણુ થયુ ખરેખર ઉપવાસના ઘર જ આવ્યા કસુબાબેન માવજીએ ૧૨ ઉપવાસે પારણુ કર્યુ મહાસતીજી બિરાજમાન હોવાથી તપસ્વી બહેનોનો સમય પણ ઘણી જ આરાધના સાથે પસાર થતો પ્રવચન પછી એક કલાક શાસ્ત્રની વાચણી કરવામા આવતી હતી ચાર અઠાઈના પુન એક સાથે પારણા થયા પુન તપશ્ચર્યાની આરાધના થવા માડી ઉજમ બહેને નવાઈ,

દિવાળીબહેન ૧૧ ઉપવાસ, છ બહેનોએ અઠાઈ કરી એક સાથે પારણા કર્યા અઠાઈના છ–છના થોક નીપજવા લાગ્યા. કેમ જાણે છકાયનુ પ્રાયશ્ચિત કરી સંસારમાથી જલદી મોક્ષગામી થવાના હોય વિઠ્ઠલભાઈ ફુરજીએ દશ ઉપવાસ, હેમકુવરબહેન કોઠારીએ નવ ઉપવાસ કર્યા

ઉપરના થોડા નામો આપી કેવા પ્રવાહથી તપ આરાધના થઈ તેનો નમુનો આપ્યો છે એજ ક્રમથી આખા ચાતુર્માસમા જૈન સમુદાય રૂપી સાગરમાં જાણે તપની ભરતી ચ ડી ગઈ નાના મોટા સૌનુ એક જ લક્ષ થઈ ગયુ વઢીયાના આગણે અનુપમ તપશ્ચર્યાની રગોળીઓ પુરાઈ ગઈ આજ પણ એ ચાતુર્માસની યાદી કરતા વઢીયાનો શ્રાવક સમુદાય ગદગદ બની જાય છે ધન્ય છે એ ગુરુદેવની પ્રતિભાને! જાણે સૌના હૃદયમા તેઓશ્રીએ શક્તિનો જાદુઈ સચાર કરી દીધો!

આવા અદ્ભુત વાતાવરણ વચ્ચે મહામગળકારી પર્યુષણ પર્વનો પ્રારભ થયો. પૂર્વ કર્મને પાતળા કરવા માટે પથ પર પરમપાવની તપોપૂત પુષ્પિકા પથરાઈ ગઈ વઢીયાનગર અત્યારે તિર્થધામ બની ગયુ તપસ્વીજી જૈન વિદ્યાલયના બાળકોએ એક સુદર નાટિકા–સવાદ તૈયાર કર્યો હતો તેનો પ્રથમ પ્રવેશ ભજવાયો મહાસતીજી દ્વારા ગુરુ ગુણ સ્તુતિ ગાવામા આવી. બહેનો તરફથી ધમ–ગીતોની વર્ષા વરસી રહી

આ રીતે પર્યુષણના દિવસોમા આનદ ઉત્સવ વધતા જ ગયો વિદ્યાલયના બાળકો પ્રતિદિન સવાદના અગો ભજવતા ગયા. શ્રી વિઠ્ઠલભાઈ માસ્તર ગાવામા નિષ્ણાત હતા એને બાળકોને પણ તેઓએ જ તૈયાર કર્યા હતા. તેમનું ગણુ અને ભક્તિગીત એક બીજાના પૂરક હતા. બ ધારે બ ધારે ધપતો જા એ ગીતથી સભામાં નિસ્તવ્ધતા વ્યાપી જતી

દાન, પુણ્ય અને પરમાર્થના કાર્યમા એકડો રૂપિયા વપરાઈ રહ્યા હતા જૈનશાળા, પાઠશાળા, માનવરાહત, ઇનામ સઘના કલ્યાણ માટે કાર્યો વગેરે અગે કેટલાએ નાના મોટા ફડો થયા સવત્સરી મહાપર્વનો દિવસ ઘણી સમાધિથી પસાર થયો 'કુદન કુમાર' નાટિકાની વિદ્યાલયના બાળકોએ સમાપ્તિ કરી પૂ ગુરુદેવનુ આસરે ત્રણ કલાક પ્રવચન ચાલ્યુ આજે એકડો અઠાઈ તપશ્ચર્યાનો આઠમો દિવસ હતો કુલ મોટી તપશ્ચર્યા ૧૦૮ થઈ જે સાભળતા હતા તે આશ્ચર્યમા ડૂબી જતા હતા વઢીયા જેવા નાના સઘમા આવી વિરાટ તપસ્યા જોઈ સહેજે બોલાઈ જવાતુ કે ધન્ય છે તે ભાવિક ભક્તજનોને અને પથદર્શક પરમ ગુરૂદેવને!

મહાસતીજી ગુલાબબાઈ સ્વામીએ અઠાઈ કરી હતી શ્રી ભવાનભાઈ કાળાએ સાધ્વીજીના પારણા નિમિત્તે ગુરુદેવના પ્રભાવે ૨૫૦૦ અઢી હજાર રૂપિયા વઢીયા વિદ્યાલયને પ્રદાન કર્યા અને સ્વામી વાત્સલ્ય સઘ જમણ કર્યું ગુરુદેવો પ્રત્યે કેવો ભક્તિરસ! રાજકોટ, જામનગર, ભાવનગર, જુનાગઢ આદિ શહેરોનો સઘ સારી સખ્યામા પ્રતિનિધિ મડળ સાથે આવી દર્શનનો લાભ લેતા

આયબીલની ઓળી પણ ખૂબજ સારી થઈ ૩૫ આખી ઓળી હતી અને ૬૭૭ આયબીલ હતી ચાતુર્માસની સમાપ્તિ થતા ૪૭ બહેનોએ ૩૭ બેલાછઠ કર્યા બા બ્ર જયાબાઈ સ્વામીએ દિવાળી બાદ તુરતમા અઠાઇ તપ આરાધ્યો ને તપમદિર પર કળશ ચડાવ્યો સુવર્ણ અક્ષરોમા લખાય તેવુ ભવ્ય ચાતુર્માસ ઉજવાઈ ગયુ

❋

## વડીયામાં ત્રણ બહેનોની દીક્ષા અને વડીયાથી ગોંડલ

૭૫

ગુજરાત અને સૌરાષ્ટ્રના સ્થા જૈન સંઘો અને સાધુ સમાજના ઐક્ય માટે ઘણા પ્રયાસ ચાલી રહ્યા હતા. અજમેર નગરમાં સાધુ સંમેલન ભરવાનું નક્કી થયું હતું પૂજ્ય મહા ગુરુશ્રી પુરુષોત્તમજી મ. તથા પૂજ્ય શ્રી માણેકલાલજી મ ને સંમેલનમાં હાજરી આપવા માટે શ્રાવક સમુદાયનું દબાણ થઈ રહ્યું હતું

પૂજ્યશ્રી પુરુષોત્તમજી મ રાણપુર બિરાજતા હતા તેઓનો જવાનો નિર્ણય થઈ શકયો ન હતો વડીયા ચાતુર્માસ બાદ ગુરુદેવની તબિયત નરમ હોવાથી તુરતમાં વિહાર માટે કોઈ શકયતા ન હતી ગોંડલ સંપ્રદાયના પ્રતિનિધિ તરીકે શ્રી અમીચંદજી મ. તથા નાના રતિલાલજી મ. ઠાણા ૨ ને સુરેન્દ્ર નગર મોકલવાનું નક્કી થયું તેઓ બન્નેએ વડીયાથી વિહાર સુરેન્દ્રનગર તરફ કર્યો

પાછળથી પૂ શ્રી. પુરુષોત્તમજી મ અહીં વિચારણા કરવા રાણપુરથી વઢવાણ પધાર્યા શ્રાવક મંડળના ખાસ ખાસ ભાઈઓ પણ હાજર થયા સભ્ય બની શ્રી. મણિભાઈ શામજીભાઈ શ્રી. રતીલાલ ગોઠા તથા શ્રી. નાથાલાલ કામદાર વગેરે સંમેલનની કાર્યવાહીમાં ભાગ લઈ રહ્યા હતા

વડીયા ચાતુર્માસ બાદ ગુરુદેવને ચૈત્ર સુદી ૧ સુધી વડીયામાં જ સ્થિરતા થઈ તબિયતના કારણે તકલીફ હોવાથી વિહાર મુલતવી રહ્યો વડીયામાં શાંતિપૂર્વક દિવસો વ્યતીત થયા. કલકત્તા શ્રી જગજીવન મુનિ ઠાણા ૨ પધારી ગયા હતા. ત્યાં

ચાતુર્માસ બાદ ગિરીશ મુનિને દીક્ષા આપવા બાબતની ચર્ચા થઈ રહી હતી તે સબધમા ગુરુદેવની આજ્ઞા લેવા માટે કલકત્તાથી શ્રી ગિરધરભાઈ કમાણી, શ્રી વાડીલાલ કાનજી અને શ્રી અમૃતલાલ ભવાન ત્રણ વ્યક્તિ ખાસ વડીયા પહોચ્યા તે અગે ગુરૂદેવ સાથે ઘણી વાતચીત થઈ પૂજ્યશ્રીએ સતોષપૂર્વક પ્રત્યુત્તર વાળ્યો આ ભાઈઓ પર ગુરુદેવની પ્રતિભાની ઊડી છાપ પડી

રાજકોટથી શ્રી રામજીભાઈ વીરાણી શ્રી દુર્લભજીભાઈ વીરાણી તથા નરભેરામ હસરાજના ધર્મપત્ની શ્રી હેમકુવરબહેન ગુરુદેવના દર્શન અર્થે ખાસ આવ્યા અને ધર્મલાભ લીધો

વડીયામા બિરાજતા મહાસતીજી પાસે ગુરુદેવના સાન્નિધ્યમા ત્રણ બહેનોને દીક્ષા આપવાનુ નક્કી થયુ શ્રી વિમળા બહેન ચિતળના, શ્રી લલિતા બહેન ધોરાજીના શ્રી મુક્તા બહેન ધારીના પ્રથમ બે બહેનો કુમારિકા હતા જ્યારે મુક્તા બહેન સાસારિક સાથ તુટિ જતા વૈરાગ્ય ભાવમા પ્રણમી સયમ પથે વળ્યા હતા

નદીકિનારે શ્રી સઘરાજકાના વિશાળ પ્લોટમા આસોપાલવ વૃક્ષની નીચે ભવ્ય દીક્ષા મડપ ઊભો કરવામા આવ્યો હતો. બહાર ગામથી લગભગ પાચ હજાર અતિથિ આવી પહોચ્યા પૂજ્યશ્રી પુરુષોતમજી મ સ્વય આ પ્રસગે લાભ આપવા પધાર્યા હતા વડીયા નગરીમા આ ઉત્સવ અનેરી શોભા ધરાવી રહ્યો. ભાવનગરથી જૈન યુવક મડળ ખાસ બેન્ડ પાર્ટી સાથે આવેલ હતું આ પ્રસગે ઝરીયાથી શ્રી ઉમાશકર કેશવજીના સુપુત્ર શકરભાઈ ગુરુદેવના દર્શન કરવા અને શ્રી જગજીવન મહારાજના સમાચાર આપવા માટે વડીયા પહોચ્યા હતા તેઓએ ૭૦૧ રૂપિયામા પોથી વહોરાવવાની બોલી ઝીલીને લાભ લીધો

દીક્ષા મંડપમાં વરઘોડો પહોંચતાં દશહજાર માણસોની ભીડ થઈ હતી જનસમુદાયમાં અદ્ભુત ભક્તિના દર્શન થઈ રહ્યા હતા વિધિવત્ ત્રણ બહેનોને દીક્ષાનો પાઠ ભણાવવામાં આવ્યો વિમલા બહેન શ્રી પ્રભાવતી મહાસતીજીના શિષ્યા, લલિતા બહેન શ્રી મોતીબાઈ મ. ના શિષ્યા અને મુક્તાબેન શ્રી અજબાબાઈ મ. ના શિષ્યા જાહેર થયા શ્રી મહાપુરુષ શ્રી પુરુષોત્તમજી મહારાજે તે વખતે મહા માંગલિક સંભળાવ્યું મહાવીર પ્રભુના જયનાદ સાથે સભા વિસર્જન થઈ

દીક્ષા પછી લગભગ બે સપ્તાહ વઢીયામાં સ્થિરતા થઈ ત્રણે બહેનોને વડી દીક્ષા દેવામાં આવી ત્યારબાદ વઢીયાને સતત મહી સાધુ સતી ચાલી નીકળ્યા છે શ્રી પુરુષોત્તમજી મ. તથા શ્રી પૂ. પ્રાણલાલજી મહારાજે ગોંડલ તરફ સાથે જ વિહાર કર્યો

વિહારમાં વઢીયાના ભાઈઓ મોટી સંખ્યામાં સાથે જ હતા. ગોંડલ પધારતા સુરેન્દ્રનગરથી પણ વિહાર કરી શ્રી અમીચંદજી મુનિ તથા રતીમુનિ ઠાણા ૨ ગોંડલ મુકામે ભેગા થયા ગોંડલમાં આનંદ મંગળ વર્તાઈ રહ્યો.

આયંબીલની ઓળી ખુબ જ ધામધુમથી શરૂ થઈ ઓળી દરમ્યાન ૨૯ કુલ આયંબીલ થયા. આખી ઓળી ૧૫૦ જેટલી થઈ તે ઉપરાંત બીજી નાની મોટી તપશ્ચર્યા નીપજી ગામે ગામનો શ્રીસંઘ ચાતુર્માસ માટે વિનતી માટે આવવા લાગ્યા. બંને ગુરુદેવો સાથે બિરાજવાથી મહેમાનોનો ખુબ જ ધસારો રહ્યો રાજકોટ ધારી બીલખા જામનગર વગેરે ગામોના સંઘોએ ચાતુર્માસ માટે ખાસ વિનંતિ કરી ગોંડલ સંઘના ૫૦ જેટલા ભાઈઓએ મળીને ઘણા જ ભાવથી વિનંતી દર્શાવી

પુનઃગોંડલથી શ્રી પુરુષોત્તમજી મ. સાથે જ વિહાર શરૂ કર્યો.

કોળીથડ, મેંગણી લોધીકા, ચીભરા, કણુકોટ આદિ ગામોમા થઈ પૂજ્યશ્રી રાજકોટ પધાર્યા પ્રથમ ભક્તિનગરમા શ્રી જમના દાસભાઈએ બધાવેલી પૌષધશાળામા એક દિવસ બિરાજ્યા. ત્યા સારો એવો ધર્માનંદનો પ્રસગ ઉજવાઈ ગયો ત્યાથી કોઠારિયાના નાકે ઓઘાણી શેરીના ઉપાશ્રયમા પધાર્યા ત્યાં બરાબર પ્રવચન થતા રહ્યા.

શ્રી રામચદભાઈના સુપુત્રો શ્રી ઈન્દુલાલ તથા અરુણકાત તરફથી પિતાશ્રીનો સ્વર્ગવાસ થતા જુદી જુદી સસ્થામા રૂ દશ હજાર એકવીસ (૧૦૦૨૧ રૂ)ની વ્યાખ્યાન વખતે જાહેરાત થઈ જનસમૂહે આવા ઉત્તમદાન માટે તેમની ભાવનાને વધાવી લીધી

આ વખતે રાજકોટ સઘમા ૪૧ જેટલા વરસી તપના વિરાણી દુર્લભજીભાઈ તથા પારેખ કેશવલાલભાઈ વગેરેને ત્યા પારણાનો ઉત્તમ પ્રસગ હતો આખો સઘ આ ઉત્સવમા પૂર્ણ રીતે જોડાઇ ગયો હતો ચારે તરફ શાસન પ્રભાવનાના ડકા વાગી રહ્યા હતા શ્રી ધર્મપ્રેમી દુર્લભજીભાઈ વીરાણીના ધર્મપત્ની શ્રીમતી મણીબાઈએ છઠ છઠનો વરસીતપ આદર્યો હતો બને ગુરુ વચ્ચેના સાનિધ્યમા પારણા કરવાની તેઓશ્રીની અભિલાષા હતી વીરકૃપાથી તે અભિલાષા પરિપૂર્ણ થઈ હતી. આજે આ મગળ પ્રસગે બને ગુરુદેવો રાજકોટને આગણે પધારી શ્રીસઘને ધન્ય બનાવી રહ્યા હતા

વિરાટ વરઘોડાનુ આયોજન કરવામા આવ્યુ લાખો પ્રભાવના બેસુમાર થઈ રહ્યા હતા ઘેર ઘેર સાજીઓ ગવાઈ રહી હતી વૈશાખ સુદ ૩ને શનિવારના ગુરુદેવે વિધિવત આલોચના કરાવી સૌ તપસ્વીઓને છેલ્લે અઠમ હતો સૌના ભાગ્ય ચમકી રહ્યા હતા પૂજ્યશ્રીએ માગલિક સભળાવ્યુ સૌના પારણા સુખ સમાધિએ નિપજ્યા વિરાણી દુલભજીભાઈએ તથા કેશવલાલભાઈએ તથા તપસ્યા વાળાઓએ તથા શ્રી સઘે મળીને

આ શુભ પ્રસંગે મે લાખ રૂપીઆ ઉપરાંત આશુભ ખાતામાં વાપર્યા હતા-પુણ્યોદયમાં મળેલી સંપત્તિને સાર્થક કરતા હતા. ગુરુદેવોના પ્રભાવે વાતા વરણ દિવ્ય બની ગયુ એક બહેનને અઠમ અઠમ નો વરસી તપ હતો

રાજકોટથી ભક્તિનગર સદર વગેરે પરાઓને પણ લાભ મળ્યો હતો જૈન બાલાશ્રમમાં પૂજ્યશ્રીનુ જાહેર વ્યાખ્યાન ગોઠવવામાં આવ્યુ હતુ ૧ થી ૧૨ દિવસ સાથે રોકાયા પછી મહાપુરુષ શ્રી પુરુષોતમજી મ રાજકોટથી વિહાર કરી ગયા ગુરુદેવ ત્યાં જ બિરાજ્યા સોનગઢ ચારિત્રરત્નાશ્રમના અધિષ્ઠાતા શ્રી કલ્યાણચંદ્રજી મ. તથા કેસરીચંદ્રજી મ ની ભક્તિનગરમાં મુલાકાત થઈ તેઓએ કચ્છમાં પધારેલા ૧૦૦૮ શ્રી જયચંદ્રજી સ્વામીની બહોળાશીની આગલી વાતો કરી આનંદ મેળવ્યા.

લીંબડી સંપ્રદાયના શ્રી પુનમચંદ્રજી પણ રાજકોટ આ સમય દરમ્યાન બિરાજમાન હતા રાજકોટમાં ઘણા આર્યાજી શરીર આદિના કારણે સ્થિરવાસ બિરાજતા હતા પૂ ગુરુદેવ પ્રતિદિન અલગ અલગ સાધ્વીજીઓને સુખસાતા પૂછવા માટે પધારતા. તેમને ખપતી વસ્તુ માટે પૃચ્છા કરતા અને તે આત્માઓને શાંતિ ઉપજાવતા માંગલિક સંભળાવી તેમની અસાતાને ઉપશાંત કરવાની કોશીષ કરતા. આવા ગુરુદેવ માટે મહા સતીજી મંડળના હૃદયમાં સ માન અને ગૌ વનો જન્મ થતો દીર્ઘકાળ રાજકોટ રોકાઈને પૂજ્યશ્રીએ પ્રસ્થાન કર્યુ

મિઠીના નાકે ૭ ૦ જેટલા ભાઈઓ અને બહેનો વળાવવા આવ્યા હતા ત્યાં વળામણાનો કાર્યક્રમ હતો પૂજ્યશ્રી કેટલાક ગામડાઓમાં પરિભ્રમણ કરેલો વિહાર કરી ટંકારા પધાર્યા રસ્તાના એક ગામમાં એક ચોરે વિહારી ભાઈઓનો સામાન ચોરવા બધે વખત પ્રયાસ કર્યો પણ તે સફળ ન થઈ શક્યો.

ટંકારા શ્રી દયાનંદ સરસ્વતીજીનુ જન્મ સ્થાન હોવાથી' આર્ય સમાજ માટે તીર્થધામ બન્યુ છે ગુરુદેવે તે સ્થળનુ નિરીક્ષણ કર્યું કેટલાક દિવસ ટંકારાને લાભ આપી પૂજ્યશ્રી' મોરબી પધાર્યા મોરબી સંઘના ભાઈઓ રસ્તામા જ સામા આવવા લાગ્યા હતા મોરબીથી ત્રણ માઇલ દૂર સનાળા રસ્તે સ્થા જૈન સેનેટોરિયમ બંધાએલુ છે ત્યાથી પ્લોટની પૌષધ શાળામા માગલિક સંભળાવી થોડો લાભ આપ્યો હતો પછી ગુરુદેવ મોટા ઉપાશ્રયે પધાર્યા.

પ્રવચનમા રોજ ઘણીજ સારી હાજરી થતી હતી વ્યાખ્યાન પછી ગુરુદેવ મોરબીના દર્શનીય સ્થળો જોવા માટે પ્રયાણ કરતા. સર્વપ્રથમ પુજ્યશ્રીએ મણિમંદિર પાછળથી વાઘજી મંદિરનુ નિરીક્ષણ કર્યું, રૂા ૩૫૦૦ ૦૦૦ પાત્રીસ લાખના ખર્ચે આ ભવ્ય પ્રાસાદ બાધવામા આવ્યો છે શ્રી. વાઘજી ઠાકોરે શરૂ કરેલ તે પૂરુ કરી શકયા નહિ ૧૨ વર્ષ સુધી લગાતાર કામ ચાલ્યુ છતા આદર્યું અધૂરુ જ રહ્યું આ ઉપર ગુરુદેવે નીચે પ્રમાણે નોંધ લીધી છે

સર વાઘજી જાડેજાની જે ઇચ્છા હતી તે પાર પડી નહિ આ ઉપરથી મનુષ્યે વિચારવુ વાજબી છે કે માનવની ધારણા માનવ કેટલાક સંજોગોને લઈ પાર પાડી શકતો નથી એટલે માનવે ધડો લેવાનો છે કે પોતાના આત્મ કલ્યાણ માટે જે જે કાર્યો તન-મન અને ધનથી કરવાના હોય તે સદકર્તવ્યો કરવામા વિલબ કરવો નહિ આજ કરીશુ કાલ કરીશુ એ મનોભાવનાથી કરવા લાયક કામ રહી જાય છે પાછળ પશ્ચાતાપ થાય છે

આ વાઘમંદિરના નકશાની અને તેની ભવ્યતાની કલ્પના કરનાર મોરબી સ્ટેટના એન્જિનિયર શ્રી ગોકુલદાસ રાજપાળ દફતરી હતા તેઓ સ્થા, જૈન રાજમાન્ય બાહોશ વ્યકિત હતા

આજ રાત્રે સન્યાસી શ્રી સચ્ચિદાનંદજીની મુલાકાત થઈ તેમણે પાછલી ઓળખાણ આપી જૂની વાતો કરી મૂળ સરખડીના વતની સોરઠીયા વાણીયા સુનિલાલ નામે હતા તેમણે કેટલોક સમય રોકાઈ જ્ઞાનાનંદ મેળવ્યો

આ સિવાય ઝુલતો પુલ, હાર્ડ કુલ દરબારગઢ ગ્રેઇસ સ્કુલ પટેલ હાઉસ વગેરે સ્થાનોનું ગુરુદેવે નિરીક્ષણ કર્યું જૈન દ્રષ્ટિએ પણ ગુરુદેવે મોરબીના ઘણી નોંધ લીધી છે જે નીચે પ્રમાણે છે

(૧) મૂળ ઉપાશ્રયમાં મેડીના દાદરા નીચે લીખંડની તિજોરી છે તેમાં હસ્તલિખિત કમછી ઠબાવાળા ઘર સૂત્રો અને રાસ વગેરે છે તે બધા શ્રી જીવાભાઈ ઠોસાણી તરફથી મળેલા છે

(૨) મોરબીમાં ૭૦ થી ૮૦ જેટલા સ્થા જૈન ઘરો છે તપગચ્છને સ્થા સમ્પ્રદાયથી ૩ જેટલા ઘરો દિગમ્બર મતમાં (સોનગઢ સ ) છે

(૩) પ્લોટમાં વસતા ભાઈઓએ નવી પૌષધશાળા બાંધી છે આ નિર્માણમાં આતરિક વૈમનસ્ય ઉત્પન્ન થવું આથી જૈન સમાજના સગઠનમાં ત્રુટી આવી છે આ વમનસ્યના માઠાં પરિણામ થાણુ સાધ્વી સમુદાયને પણ સ્પર્શ્યાં છે

(૪) અ દરો અ દર ઝઘડાથી શ્રાવક સમુદાય ધમ પ્રવૃતિમાં ઘણો પાછળ પડી ગયો છે આર્થિક દ્રષ્ટિએ ધાર્મિક પરિવારને ધક્કા લાગતા પુન્ય માર્ગમાં મદતા આવી છે

(૫) સારા સત્સંગની સદ્ગુરુની વાણીની અને તેમના પ્રભાવનો ખાસ અભાવ વરતાતા દેખાય છે

નવ દિવસ મોરબીને લાભ આપી પૂજ્યશ્રીએ ગોંડલ ચાતુર્માસ માટે શીઘ્ર પ્રસ્થાન આદર્યું રફાળેશ્વર પહોંચતા ત્યાં જેટલા ભાઈઓ બહેનો સામે આવ્યા હતા

પૂજ્યશ્રી કેટલાક ગામોને સ્પર્શ કરી વાકાનેર પધાર્યા ત્યા પ્રતિદિન પ્રવચન થતા શ્રાવક સમુદાય સારો એવો લાભ લેતા હતા અહી ઊચી ટેકરી પર બાધેલા 'અમર વિલાસ' (મહારાજા અમરસિહના નામ પરથી બાધેલો મહેલ) જોવા માટે ગુરુદેવ પધાર્યા ૧૪૪ પગથીઆ ચડતા આલીશાન ભવ્ય મહેલ છે પૂજ્યશ્રીએ આ પ્રમાણે નોધ લીધી છે

"આવા પ્રાસાદો જોવાથી ઘડીભર શાસ્ત્રોમા વર્ણવેલા દેવલોકના ભાવો જેવુ લાગી જાય સાથે સાથે વિચાર આવે કે આવા દૃશ્યો વર્તમાન જિદગીમા બગલાને પોતાનો માનનારને મોહ ઉપજાવનાર, રાગદ્વેષમા મૂકનાર અભિમાનમા વધારો કરી આત્માને કર્મબધ કરાવનારા થાય છે જીવ પોતે ખ્યાલ કરે તો શરીર પણ બગલો છે અને તે પણ અનિત્ય છે મનવના બનાવેલા મકાન રૂપ બગલાઓ અનિત્ય તથા અશાશ્વત, અધ્રુવ જાણી તેમાથી મમત્વ છોડી આત્મલાભ અને સાધના સાધી લેવી તેજ સાર રૂપ છે

અહી વાકાનેરમા વાઘજી ગુલાબચદના સ્મરણાર્થે તેમના વિધવા પત્ની શ્રી હેમકુવરબેને 'વિશ્રાતિ ગૃહ' બધાવી આપ્યુ છે તેનુ પૂજ્યશ્રીએ નિરીક્ષણ કર્યું

પૂજ્યશ્રી વાકાનેર આઠ દિવસ રોકાયા શ્રાવક સમુદાયને ઘણો જ લાભ મળ્યો વિહાર ધામધૂમથી થયો શ્રીસઘ તરફથી પ્રથમ વિહાર સ્થળે સઘ જમણ હતુ સૌ જમી માગલિક સાભળી વિદાય થયા, વાકાનેરથી પુન પૂજ્યશ્રી રાજકોટ પધાર્યા રાજકોટમા ૧૦૦૮ પૂ જયચદજી સ્વામીની તિથિ મનાવવામા આવી પશુ મદદ તથા જૈનશાળાના ઈનામ માટે રૂપિયા ૧૬૫૬નો ફાળો થયો

રાજકોટથી ગોડલ ચાતુર્માસ પધાર્યા ગોડલની જૈન જનતા ગુરુદેવની કાગડોળે રાહ જોઈ રહી હતી પૂજ્યશ્રીના પધારવાથી સૌના હૃદય પ્રેમથી ભીજાઈ ગયા,

## ૨૦૦૮નુ ગોંડલમા ચાતુર્માસ પૂજ્યશ્રીને અસાતાનો ઉદય

૭૬

૧૧ વરસ પછી ગોંડલ ચાતુર્માસ કરવાનો પ્રસંગ આવ્યો હતો શ્રી મોટા રતિલાલજી મુનિ ઠા ૨ બગસરા ચાતુર્માસ પધાર્યા હતા. અહી પૂજ્ય મહારાજ શ્રી તથા નાના રતીમુની ઠા ૨. ચાતુર્માસ બિરાજ્યા હતા

રોજના પ્રવચનો શરૂ થવા ચિત્ત સંભૂતિનો અધિકાર વંચાતો હતો શ્રી મોતીબાઈ સ્વામી ઠા ૫. નુ ચાતુર્માસ સાથે હતુ બપોરના માંગીજી મ ઠા ૭ વાંચણી લેતા ચંદ્રસેન લીલાવતીનો રાસ બા.બ્ર. શ્રી ચંપાબાઈ આર્યાજી બપોરના સંભળાવતા હતા

ગોંડળના આગ્રહે આરોગ્યપાલવ સુધી રહ્યુ હતુ તેની શીતળ છાયામા ભક્ત જન એકત્ર થઈ આત્મ સમાધિ મેળવી રહ્યા હતા અઠમ પચખાણીનો રંગ સૌના હૃદયમા છવાઈ ગયો હતો મોટા ઉપાશ્રયે ૧૫ અને સંઘાણી ઉપાશ્રયે ૩૨ મળી ૧૮૨ અઠમ થવા છઠ છઠ તો અગણિત હતા. જયંતિભાઈ વાઘજીભા તરફથી અઠમવાળાને પારણા થયા. તેમજ તેમના તરફથી શ્રી દેવકુંવરબાઈ સ્વામી તથા બા.બ્ર. મણીબાઈ સ્વામીની તિથિમા રૂા ૮૫૧ મૂકાયા. શ્રી જસવંતી બહેને ૧૧ ઉપવાસ કરી પારણુ કર્યું

કલકત્તાથી શ્રી. શાંતીલાલ કાળીદાસ સંઘવી તથા શ્રી અમૃતલાલ ભવાન દર્શનાર્થે આવ્યા શાંતિલાલે પોતાના માતુશ્રી શ્રી. સંતોકબાઈના સ્મરણાર્થે રૂા ૨૫૧ શ્રી. ડુંગર સિંહજી પુસ્તકાલયમાં અર્પણ કર્યા.

આન દ મ ગળ વર્તાય રહ્યો હતો શ્રી પર્યુષણ પર્વને આઠ દિવસની વાર હતી. સૌ. પર્યુષણ પર્વની ઉપાસના અને ગુરુદેવની વાણીરૂપ અમૃત વર્ષાનુ વિશેષ પાન કરવાની વાટ જોઈ રહ્યા હતા. ત્યા ર ગમા ભ ગ પડયો. પૂજયશ્રીની તબીયતે એકદમ પલટો લીધો શ્રાવણ વદી આઠમને બુધવારના પ્રવચન આપ્યુ હતુ રાતના જરા બેચેની હતી સવાર થતા સ ધિવાનો એકાએક પ્રકોપ થયો. બધા સાધાઓ ઝલાઈ ગયા બે ડીગ્રી જેટલો તાવ શરીરમા ભરાઈ ગયો ઊઠવુ, પરાધીન થઈ ગયુ પ્રવચનની મીઠી બ સરી, બ ધ પડી ગઈ. ગોંડલવાસીના ભાગ્ય લૂટાઈ ગયા

સ્વય ગુરુદેવને પણ અનહદ દુ ખ થયુ તેમની વ્યથા તેમના જ શબ્દોમા ટાકવી ઠીક થશે ગુરુદેવે ડાયરીમા આ પ્રસ ગ ને હ્રદય દ્રાવક શબ્દોમા વર્ણવ્યો છે આ બીમારી ૧૨૧ દિવસ ચાલી ફરીથી આ ચાતુર્માસમા વ્યાખ્યાન ન આપી શકાણુ રોજનીશી પણ ન લખી શકાણી શ્વાસ ની સેવા કરવાની ભાવના મનમા જ રહી ગઈ આ બાબતનો ઉલ્લેખ પૂજયશ્રીએ આ રીતે કર્યો છે નોધ અલગ અલગ પાનામા નીચે આપવામા આવે છે

"ત્રણ વ્યાખ્યાન સ્ટેશન પ્લેટમા અને ૩૭ વ્યાખ્યાન ગામમા આપ્યા કુલ ૪૦ પ્રવચન આપ્યા હતા બુધવારની રાતથી તબિયતમા ફેરફાર થયો ગુરૂવારે આખુ શરીર સ ધીવાથી ઝલાઈ ગયુ તે દિનથી માંડી કુલ ૧૨૧ દિવસ સુધી એટલે ૧૨-૧૨-૫૨ને શુક્રવાર સુધી ગોંડલ ભોજપરાની પૌષધશાળામા રહ્યા ત્યા સુધી બીમારીના અ ગે રોજની નોધ થતી હતી તે બ ધ રહી"

"શ્રાવણ વદી ૯ને સોમવારે નાના રતીમુનિનો લોચ કર્યો હતો. તેને લઈને થોડો થોડો હાથમા દુ ખાવો હતો બુધવાર રાતના અગ્યાર વાગ્યાના સુમારે ખોટો ધ્રચરકો આવ્યો પછી ઊ ઘ આવી ગઇ પાચ વાગ્યાના સુમારે જાગ્રત થતા હાથ પગના

સાંધાઓ જકડાઈ ગયા રોકાયા દરેક સાંધામાં દુખાવો શરૂ થયો ત્યારે શ્રાવકો દર્શન કરવા આવ્યા. આ સ્થિતિ જોતાં તેઓને દીલમાં દુઃખ થયું વધારામાં ચાર દિન પછી પર્યુષણ પર્વ હોવાથી વધુ જ દુઃખ થયું ।

દશ વર્ષથી ડોક્ટરની દવા નહિ લેતા હોવાથી દેશી દવા વગેરે કલ્પતા ઉપચાર કરવા ઈચ્છા બતાવી પરંતુ શ્રાવક ભાઈઓને એમ થયું કે પર્યુષણ નજીક આવતા હોવાથી ડોક્ટરને બોલાવી તેમની સલાહ મુજબ દવા વગેરેના પ્રયોગ કરવા કે જેથી દરદ ઓછુ થઈ જાય અને પર્યુષણમાં હરકત ન આવે આ બાબતમા ખૂબ જ ચાટાચાટ થઈ સંયોગો જોઈને કહેવામા આવ્યુ કે આપને યોગ્ય લાગે તેમ કરો."

તેઓ રેચિક પ્રયોગ કરવા લાગ્યા દરદ જોર કરી રહ્યું હતુ દરેક સાંધામા સંધીવા સાથે પર સોજા સાથે (૧૦૨) ડીગ્રી તાવ. રહેતો અને તેથી ઊંઘ પણ ઓછી થઈ ગઈ હતી હલવુ બેસવુ વગેરે પોતાની જાતથી બહુ અટકી ગયું હતુ ’

પર્યુષણ શરૂ થયા પણ દરદ ઘટ્યુ નહિ પરંતુ વધારો થયો તેથી મહાપર્વમાં શ્રીસંઘની સેવા વ્યાખ્યાન વાણી વગેરે કરવાની ખુબ તીવ્ર ભાવના હતી તે મનની મનમાં રહી ગઈ કારણ કે અગીયાર વરસના અંતરે લીંબડીનું ચાતુર્માસ થવાથી શ્રીસંઘને ઉત્સાહ હતો. પરંતુ ભાવિના ગર્ભમાં શું રહ્યું છે અને શું પરિણામ આવવાનું છે તે હાલ જેવા નાના છદ્મસ્થ માનવો જાણી શકતા નથી આ પરિણામ આવવાથી શરીરમાં બે દરદનું દુઃખ ઉપજ્યુ તેથી વધારે પર્યુષણ પર્વની આરાધનામાં સ્વ પરની સેવા કરવાની તક મળી તે ગુમાઈ ગઈ તેનુ દુઃખ થયુ પરંતુ શરીરની સ્થિતિ પાસે લાચાર બનવુ પડ્યુ" એવી પરીસ્થિતિમા સેવાભાવી રતીમુનિએ તથા શ્રી [illegible] ઠાણાઓ આલસ્ય વિના સારી સેવા બજાવી છે

પર્યુષણ આવ્યા પસાર થઈ ગયા નાના રતીલાલજી કાયમ વ્યાખ્યાન આપતા હતા અગીયાર ઉપવાસ ૧૧ નવાઈ (નવઉપવાસ) ૨૧, અઠાઈ (તપ પાસઠ) ૬૫ વગેરે તપશ્ચર્યા ઠીક પ્રમાણમા થઈ ગુરુદેવની એક હાજરી માત્રથી કેટલો પ્રભાવ પડતો તેની પાઠક કલ્પના કરી શકે છે. શ્રાવકોએ પૂજ્યશ્રીના દર્શન કરીને સ તોષ અનુભવ્યો

કારતક માસમા ભૂપતલાલ વૈરાગી (ગિરીશમુનિ) કલકત્તાથી પ્લેનમા અત્રે દર્શનાર્થે આવતા શ્રીસઘમા અપુર્વ સ્વાગત વગેરે થયેલા તેઓ તા ૨૬-૧૧-૫૨ ની દીક્ષા માટે પૂ ગુરુદેવના અ તરના આશીર્વાદ મેળવી સહકુટુ બ રવાના થયેલા.

માગસર વદી ૧૨ના કઈક તબિયત ઠીક થતા પૂજ્યશ્રી એ ડાળી દ્વારા ગોડલથી પ્રસ્થાન કર્યું. મોવૈયા પધાર્યા. ગોડલનો બે હજાર જેટલો શ્રાવક સમુદાય હાજર થયો ત્યા સઘ જમણુ થતા વળામણાનો કાર્યક્રમ પૂરો થયો ખોખરી થઈ પૂજ્યશ્રી સુલતાનપુર આવ્યા મોટા રતિલાલજી બગસરા ચાતુર્માસ પૂર્ણ કરી ગુરુદેવના સાનિધ્યમા આવી પહોચ્યા હતા. તેઓએ અત્રે પ્રવચન આપ્યુ

પૂજ્યશ્રી સુલતાનપુર ૧૦ થી ૧૨ દિવસ બિરાજ્યા. સુલતાનપુરમા મહેમાનોની ખુબ જ ભીડ લાગી ખાસ કરીને બધા મહેમાનોનુ સ્વાગત ભગવાનજી હીરાચદને ત્યાજ થયુ ડો પ્રીતમલાલ મણીલાલ પણ ઘણો ભાગ લેતા હતા કુંડાવાવ પધારતા ત્યા પુરુષોતમજી સ્વામી ઠા ૩ ની મુલાકાત થઈ તેઓએ ગુરુદેવને શરીરની અસાતા માટે ઘણુ સાત્વન આપ્યુ ઉપરાત જે જે બિના બની હતી તે બધી લક્ષ્યમાં લઈ શાસ્રોકત ઉપર પ્રકાશ પાથર્યો ત્યાથી બગસરા તરફ વિહાર કર્યો,

બગસરામાં બા બ્ર. પ્રભાબાઈ મ. ઠાણા ૬ બિરાજતા હતા. તેઓ સૌ એક માઈલ સામે લેવા માટે પધાર્યા હતા બગસરા પહોંચતા ગુરુદેવને એક પ્રકારે નિરાંત વળી પરંતુ મનમાં કંઈક અશાન્તિના પડઘા પડી રહ્યા હતા

શરીર સ્થિતિ વધારે દુર્બળ બની જવાથી બોલે વધારે' લાગતો હતો. આ વ્યથાને પૂજ્યશ્રીની ડાયરીમા શબ્દ દેહ મળ્યો નથી તેથી અહીં પણ તે નિરાકાર જ રહેવા પાત્રી છે.

અહીં તો એટલુ જ કહેવું યોગ્ય થઈ પડશે કે આવા પ્રત્યા ઘાતથી પૂજ્યશ્રીની માનસિક શાંતિને ઘણો જ ધક્કો લાગ્યો છે અને જીવન શક્તિ વધારે ક્ષીણ બની બગસરામા પણ દસ નાયી બાઈઓ બહેનોનો પ્રવાહ ચાલુ જ રહ્યો પ્રવચન સાધ્વીજી મહારાજ આપતા તેમજ મોટા રતીલાલજી મુની પણ ફરમાવતા કોઈ વખત બેપ પણ રહેતુ ગુરુદેવની સમક્ષ બ્રચારીના સુરો શાંત પડયા હતા

રોજનીશીના ઉલ્લેખ પ્રમાણે બગસરાથી ઠાણા ૨ પૂજ્યશ્રી તથા મોટા રતીલાલજી સાવરકુંડલા માટે પ્રસ્થાન કર્યું સાવર-કુંડલામા શ્રી જમનાદાસભાઈ તેલાણીના સુપુત્રી શ્રી લીલાવતી બહેનને ભાગવતી જૈન દીક્ષા લેવાના ભાવ હતા. તેમના ઉચ્ચ કોટીના વૈરાગ્યની સૌની ઉપર છાપ પડતી હતી આ લીલાવતી બીજા લીલાવતીબાઈ સ્વામી બનશે તેવી આશા બંધાતી હતી. પૂજ્યશ્રીનો સાવરકુંડલા પધારવાનો હેતુ મુખ્યપણે તે હતો

પૂજ્યશ્રી પધારતાં દીક્ષાનુ મૂહુર્ત નક્કી થયુ બા બ્ર. પ્રભાબાઈ મ. ઠાણા ૬ દીક્ષા પ્રસંગ પર પધાર્યા. દીક્ષાની બધી તયારીઓ રચાઈ ગઈ વૈરાગ્યવતા બહેનના ભાગ્યબળે પૂજ્યશ્રીની તબીયત અમુક અંશે સુધરતા થોડુ થોડુ પ્રવચન આપવાની શરૂઆત કરી. એ રસીલી બ્રશરીના સુરો બજતાં સૌના દીલમાં પુનઃચેતન ઉત્સાહ થવા માંડયુ

ગાંધી ધર્મશાળામા ઘણી જ વિશાળ ધામધૂમ સાથે શ્રી લીલાવતીબહેનને દીક્ષા આપવામા આવી અંબાબાઈ સ્વામીના શિષ્યા જાહેર થયા તેમનુ નામ શ્રી લીલાવતીબાઈ સ્વામી રાખવામા આવ્યુ સંપૂર્ણ સૌરાષ્ટ્ર અને મુબઇ સુધીથી હજારોની સંખ્યામા દીક્ષા અતિથિઓ સાવરકુડલાના આગણે પધાર્યા હતા

સાવરકુડલામા લગભગ દોઢમાસની સ્થિરતા થઇ તેમજ ચાતુર્માસ સાવરકુડલાનુ નિશ્ચિત થયુ. હાલરીયામા વરસી તપના પારણા હતા ગુરુવરની ભાવનાથી સાવરકુડલાથી વિહાર આરભી હાલરીયા પધાર્યા શ્રી અમૃતલાલભાઈએ હાલરીયા અને હુલરીયા બને ગામને ધુમાડા બધ જમાડયા ૪૦૦ જેટલા અતિથિ આવ્યા હતા પૂજ્યશ્રીની હાજરીથી વાતાવરણ મગળમય બની ગયુ સડકપર ચાલતી બસના સમસ્ત પેસેન્જરોને લાડવા ગાઠીયાના પીરસણા આપવામા આવ્યા. મોટા પીતળના ૧૫૦ ઘુમચાનુ લાણું થયુ

હાલરીયાથી આબરડી થઈ ગુરુદેવ પુન બગસરા પધાર્યા અહીં થોડા દિવસમા શ્રી દુધીબાઈ મહાસતીજી ઠા ૨ પધાર્યા તેમની પાસે જુનાગઢવાળા શ્રી મંજુબેન દીક્ષા લેવાના હતા આ દીક્ષા પણ પૂજ્યશ્રીના સાનિધ્યમા જ આપવાની હતી

ફરીથી બગસરા ક્ષેત્ર ધમધમી ઊઠયુ એક તરફ વરસીતપના પારણા ઉત્સવો વારા ફરતી યોજાતા જ હતા મોટા રતીલાલજી મુનિ વેકરીયા વરસીતપના પારણા માટે પધાર્યા બગસરાના તેમજ અગલ બગલના વરસીતપ તપસ્વીઓ પધારી આલોચના વગેરે સાભળતા હતા અને પારણાના ઉત્સવ થતા હતા બીજી બાજુ દીક્ષા ઉત્સવના પગરણ શરૂ થયા હતા. દુધીબાઈ મહાસતી ઠા ૨ બગસરા પધાર્યા બગસરા સઘે ભાવ દીક્ષિતના ગૌરવને વધારવા સારી ધામધૂમ કરી લગભગ ૧૦૦૦ માણસો બહારથી આવ્યા બીજા વૈશાખ સુદી ૬ સોમવારના શ્રી

સમજુબેનને ગુરુદેવે દીક્ષા પાઠભણાવી દુધીબાઈના શરણમાં સોંપ્યા.

બગસરા ૪૪ દિવસની સ્થિરતા થઈ પૂજ્યશ્રી વિહાર કરી ખાંભા પધાર્યા. ગુરુદેવની તબિયત ઠીક ઠીક સુધરી જવા આવી હવી પ્રવચન બરાબર આપાવા લાગ્યુ હતુ ખાંભા ને ૧૦ દિવસ લાભ આપી મોટી ધારી આગમન થયુ મોટી ધારી પહોંચતા પૂજ્યશ્રીને બંને કાનમા પુનઃ પાવો થઈ ગયો. રસી નીકળવા માંડી. શ્રી મોટા રતીલાલજી મ. વ્યાખ્યાન વાંચતા હતા. એક માસ મોટી ધારી રોકાયા. દરમ્યાન પૂજ્યશ્રી જયમલજી સ્વામિની તિથિ મનાવતા ૪૦ અઠમ થયા. નાથાલાલ માણેકચંદ તરફથી પારણા કરાવવામાં આવ્યા ધારીથી છતડીયા થઈ ગુરુદેવ સાવરકુંડલા તરફ વળ્યા. ધારીથી આખી બસ લઈને શ્રાવક સમુદાય છતડીયા ગયો હતો. એક એક દિવસ રસ્તામાં સ્થિરતા કરતાં ગુરુદેવ ઠાણા ૨ નાવલી નદીની લીલી ધરામાં જ્ઞાનનો પ્રકાશ પાથરવા કુંડલા પધારી ગયા. ધન્ય કુંડલા!

•

જીવનચરિત્ર વાંચનાર જોશે કે પૂજ્યશ્રીના શિષ્ય મંડળની સંખ્યાનો અલગ અલગ ઉલ્લેખ થયો છે ક્યારેક ઠા ૩ દેખાય છે, ક્યારેક ઠા ૨ નો ઉલ્લેખ જોવા મળે છે. વસ્તુત ઘણા વર્ષો પહેલા શ્રી વીરજી મુનિ પૂજ્ય ૧૦૦૮ શ્રી જયચંદજી મ ના શિષ્ય મંડળમાથી છુટા પડી એકલા વિચરતા હતા. તેઓ વૃદ્ધાવસ્થામા આવ્યા ત્યારે શ્રી મોટા રતીલાલજી મુનિએ તેમની સેવા કરી સંભાળ્યા તેમને સાથે લઈ તેઓએ ગુરુદેવની આજ્ઞામા રહી સ્વતંત્ર વિહાર કર્યો

આ રીતે ક્યારેક ઠાણા ૪નો ઉલ્લેખ થાય છે જ્યારે કોઈ કોઈ જગ્યાએ ઠા ૨ નો ઉલ્લેખ થાય છે તેજ રીતે અમુક સંયોગોમા નાના રતીલાલજીને ગુરુદેવથી છુટા પડી વિચરણ કરવાનુ બને છે પૂજ્યશ્રીની નોધમા કારણોનો ઉલ્લેખ થયા વિના સંખ્યાની વધઘટ લખાણી છે આથી ડાયરીના પરઠા પરથી ક્યારેક નાના રતીમુનિ હટી જાય છે

આ વરસે દેરાવાસી મુનિ શ્રી કનકવિજયજી ઠાણા ૪ સાવરકુંડલા ચાતુર્માસ રહ્યા હતા તથા શ્રી સંતબાલજી પણ અહીં ચોમાસુ આવ્યા હતા ડાયરીમા ઉલ્લેખ છે કે કોગ્રેસ તરફથી શ્રી સંતલાલજી રહ્યા હતા (કોગ્રેસ તરફથી રહેવાનો ભાવ શુ હતો તે સ્પષ્ટ થતુ નથી પરંતુ શ્રી સંતબાલજી કોગ્રેસ પક્ષમા રહ્યા છે આ વસ્તુના આધારે લખ્યુ હોય તો શક્ય છે)

શ્રી સંતબાલજી એક વખત સ્થા જૈન ઉપાશ્રયમા પધાર્યા સાથે શ્રીસંઘના કેટલાક કાર્યકર્તાઓ હતા પૂજ્યશ્રી ની મુલાકાત

કરી પરસ્પર સાતાના સમાચાર પૂછવામા આ વ્યા ત્યારબાદ શ્રી સતબાલજીએ જગજીવનજી મુનિ તથા જ્યોતિલાલજી મુનિના સમાચાર પૂછયા. ગુરુદેવે પણ શ્રીનાનચંદજી મ ના સમાચાર પૂછયા ૧૦થી૧૨ મિનિટ વાર્તાલાપ થયો. તેઓ પુન પધારી ગયા.

સાવરકુંડલામાં વ્યવસ્થિત પ્રવચનો શરૂ થયા ગુરુદેવની તબિયત કંઈક અંશે સુધરી હતી. પ્રવચનમા પોતે અરધો કલાક આપતા હતા પ્રથમ મોટા રતીલાલજી મહા પ્રવચન શરૂ કરતાં ત્યારબાદ ગુરુદેવ ફરમાવતા પૂજ્યશ્રીએ પ્રવચનમા પ્રધાન તથા દ્વારકા નગરીનો અધિકાર અને તેની વિશદ વ્યાખ્યા શરૂ કરી ઉપદેશ આપતા. આ વરસે કુલકુંવરબાઈ સ્વામી ઠા ૪ સાવર કુંડલા બિરાજતા હતા. પૂજ્યશ્રીનુ ચાતુર્માસ હોવાથી સાધ્વીજી મંડળ અપાર હર્ષ અનુભવતુ હતુ ખાસ કરીને શ્રી કુલકુંવરબાઈ મ ત્રણ વરસ થયા સ્થિરવાસ હતા.

પૂજ્યશ્રીનો અપૂર્વ લાભ મળવાથી તેમના આત્માને અલૌકિક આનંદ થઈ રહ્યો હતો

પર્યુષણ પર્વ રૂડી રીતે શરૂ થયા. ગુરુદેવની મધુરી અમીરી ઉપર સમાજ નાચવા લાગ્યો પ્રભુ વીરનો જન્મવાચન દિન. સરસ રીતે ઉજવાયો નયસાર ના ભવમાં એ જીવે કેવીરીતે લાભ મેળ વ્યો તે બાબતનું વર્ણન સચોટ ફરમાવ્યુ સ ત દાન થી એ જીવ કૃષ્ણપક્ષી મટી શુકલ પક્ષી બન્યો (૨) સ તને દાન દેવાથી પરીત સ સારી થયો (૩) સ તના ઉપદેશ શ્રવણથી સમ્યકત્વની પ્રાપ્તિ થઈ (૪) સ તના આદેશ અનુસાર રહેવાથી ભાવ ધમ ની પ્રાપ્તિ થઈ એજ જીવ આગળ જતા શ્રી મહાવીર ભગવાન થયા.

મહાસતીજી મુક્તાબાઈ આર્યાજી તથા બા બ્ર. લીલમ બાઈ આર્યાજીએ અઠાઈ તપની આરાધના કરી હતી બાકી સુખ

સમુદાયમા ૪૧ મોટી તપશ્ચર્યાઓ હતી સવત્સરી પર્વ ઘણી જ સમાધિ પૂર્વક ઉજવાયુ.

પૂજ્ય ગુરુદેવ બપોરના દશવૈકાલિકની વાચણી આપતા હતા રાસ ચાલુ જ રહેતો પર્યુષણ પર્વ પછી છુટક છૂટક અઠાઇઓ થતી જ રહી લગભગ ૧૦ જેટલી અઠાઇઓ નિપજી હશે ગુરુદેવ સૌને આલોચના કરાવી પ્રવચન પછી બહેનો સારા સારા ભજનો બોલતી શ્રી વિમલાબેન તથા હસાબહેનના ગીતોનો પૂજ્યશ્રીએ ઉલ્લેખ કર્યો છે, આત્મપ્રકાશની ઝાખી તેમના ભજનોમાથી મળી આવતી આગળ જતા બ ને બહેનો ભાગવતી દીક્ષા લઇ બા બ્ર શ્રી જયાબાઇ મ ના શિષ્યા બન્યા

અતિથિઓ સારા પ્રમાણમા આવતા રહ્યા સાવરકુડલા ચાતુર્માસ સાનદપૂર્ણ પસાર થયુ કારતકવદ ૨ રવિવારના રોજ વિહાર પ્રારભ થયો કપોળ બોર્ડિંગમા પૂજ્યશ્રી રોકાયા ત્યા જ વિદાય સમારભ યોજાયો. ઘણા વક્તાઓએ શ્રદ્ધાજલી અર્પણ કરી. વિમળાબહેને તથા હસાબહેને વિદાય ગીત સભળાવી સૌની આખો ભીજવી. પૂજ્યશ્રીએ 'સત્સગ, વિષય પર અતિમ પ્રવચન આપ્યુ વૈદમહારાજ ગિરિએ વિહાર સબધમા ગીત સભળાવ્યુ

બીજે દિવસે કાનાતળાવ પધાર્યા ૨૫૦ જેટલા ભાઇઓ બહેનો વિહારમા સાથે હતા શ્રીનથુભાઇ પોપટ તરફથી આવનાર સૌને જમણ અપાયુ પૂજ્યશ્રી ચલાળા પધાર્યા ચાર દિવસ સ્થિરતા થઈ મોટા રતીલાલજી પ્રવચન આપતા હતા શ્રીચ પાબાઇ શ્રાવિકાજીએ ગુરુદેવને કેટલાક ધાર્મિક પ્રશ્નો પૂછી સમાધાન મેળવ્યુ

પ્ર૦ —અપ્રત્યાખ્યાન આદિ કષાયોના ઉદયથી જીવ કર્મ કેમ બાધે છે

ઉ—અનંતાનુબંધી આદિ ચારે કષાયના ઉદય વખતે નિમિત્ત કારણો ઊભા થતાં તેમાં જીવ પરિણમી જાય અને કષાયની ઉદીરણા રૂપ સમુદ્ઘાત કરે તેમાં જૂના કર્મનો નાશ અને નવા કર્મના બંધ બાંધે છે

પ્ર.—આવતી ચોવીસીમાં આનંદ નામા તિર્થંકર થવાના છે તે ઉપાસક દશાંગવાળા આનંદ કે બીજા કોઈ?

ઉ—કોઈ એજ આનંદ બતાવે છે બીજા પણ કહે છે બિના નક્કી નથી

મહાજાપી વિહાર થયો રસ્તામાં એક રાસ મંડળી મળી દેવશંકર વ્યાસની મંડળી હતી. ગુરુદેવ સાથે વાર્તાલાપ થતાં તેઓએ સમસ્ત ધુમ્રપાનનો ત્યાગ કર્યો. દેવશંકર તથા મણિલાલ બન્ને ભાઈઓ ઉત્તમ હૃદયના વ્યક્તિ હતા. ઓપાલ-ગામ કસામાં પાંચ દિવસ રોકાયા. આંબરડી થઈ પૂજ્યશ્રી ધારી પધાર્યા. ધારી એક માસ ઉપરાંત સ્થિરતા થઈ શ્રી. ૧૦૦૮ તપસ્વીજી મહારાજની તિથિ મનાવવામાં આવી ૩૮ અઠમ થયા. વેરાવળ સંઘના ભાઈઓ ધારી દર્શનાર્થે આવ્યા અને ત્યાં પધારવા હાર્દિક વિનતી કરી

ધારી નિવાસ દરમ્યાન પૂજ્યશ્રી પંડિતરત્ન ઘાસીલાલજી મના શિષ્ય કનૈયાલાલજી મુનીશ્રી મ. ઠા. ની મુલાકાત થઈ સવારના પધારી બપોરના વિહાર કરી ગયા. શ્રી જૈન સિદ્ધાંત સભા તરફથી બહાર પડેલ વીરવાણી. ભાગ ૨ તથા બોધ સમક ભાગ ૨ ના ચારે પુસ્તકોનું પૂજ્યશ્રીએ સાંગોપાંગ વાંચન કર્યું

પૂજ્ય ગુરુદેવ ધારીથી બગસરા પધાર્યા બગસરા એક માસ સ્થિરતા થઈ નિયમિત પ્રવચન થતું રહ્યું શ્રીસંઘે મળીને ગુરુદેવને આગામી ચાતુર્માસ માટે વિનંતિ કરી.

બગસરાથી વીસાવદર, ખીલખા, મેંદરડા થઈ વેરાવળ પધારવા પૂજ્યશ્રીની ભાવના હતી આ આખી વિહાર-યાત્રા શાંતિમય રહી. ખીલખામાં એક પ્રકારે શ્રાવક સંમેલન થઈ ગયું જુનાગઢ, રાજકોટ, મેંદરડા, ધારી, કુંડલા, બગસરા વગેરે ગામના સંખ્યાબંધ શ્રાવકો ગુરુદેવના દર્શન કરવા અને એક ખાસ વાત-વિચારણા માટે એકત્ર થયા, આનંદથી સૌ વીખરાયા મેંદરડામાં અઠમ તપની પચરંગી થઈ જ્યાં જ્યાં ગુરુદેવ પધાર્યા ત્યાં ત્યાં આનંદ ઉત્સવ યોજાય જતો દરેક ગામમાંથી વિહારમાં શ્રાવકો તથા યુવકો સાથે ચાલતા. સેવા ભક્તિમાં નિરત શ્રાવક સમુદાય પૂજ્યશ્રીની સુખ સાતા માટે ખૂબ જ જાગ્રત રહેતો.

મેંદરડાથી વેરાવળ પહોંચતા લગભગ આઠ દિવસ લાગ્યા ગડુ સ્ટેશનમાં વેરાવળના શેઠીયાઓ પહોંચ્યા શ્રી જમનાદાસ લીલાધર, શ્રી નગીનદાસ કલ્યાણજી, શ્રીમાણેકલાલભાઈ તથા શ્રી ચત્રભુજભાઈએ ચારે જણ બરાબર વિહારમાં સાથે જ ચાલ્યા ચંદુવાવમાં એક દિવસ રોકાયા ગામના એક છેડે 'ચંદુવાવ' નામે બાંધેલી વાવડી છે તે અશોકના સમયની હોય તેવું મનાય છે વેરાવળ પધરામણી થતા શ્રીસંઘમાં હર્ષનો ઊભરો આવ્યો ભવ્ય સ્વાગત થયું નૂતન જૈન સ્થાનકનું ઉદ્ઘાટન થવાનું હતું રાજકોટ શ્રીસંઘના પ્રમુખ શ્રી દુર્લભજીભાઈ વીરાણીના હસ્તક જૈન ઉપાશ્રયનું ઉદ્ઘાટન રાખવામાં આવ્યું હતું.

વૈશાખ સુદ ૬ના દિવસે ઉદ્ઘાટન સમારોહનું આયોજન કરવામાં આવ્યું સર્વ પ્રથમ પૂજ્યશ્રીના પ્રવચન થયા પછી અન્ય વક્તાઓના થોડા થોડા ભાષણ થયા તત પશ્ચાત શ્રી દુર્લભજીભાઈએ ચાંદીનું તાળું ખોલી જૈન સ્થાનકનું ઉદ્ઘાટન કર્યું પ્રભુ વીરના જયનાદથી આકાશ ગાજી ઊઠયું તેજ

પ્રસંગ મોટા વીરેશભાઈ મ ના કાળધર્મ પામ્યાનો તાર રાજકોટ સંઘ તરફથી આવ્યો; વેરાવળને ધર્મનો સારો એવો લાભ મળ્યો.

વેરાવળથી પૂજ્ય માંગરોળ પધાર્યાં માંગરોળ એ ગિરનો કાંઠો ગીરજંગલના અદ્‌ભુત દૃશ્યો જોવા મળે છે માંગરોળ સંઘને ચાર દિવસનો લાભ આપી પૂજ્યશ્રી પુન વીસાવદર તરફ વળ્યા.

આ વખતે ખાસ ગીરના જંગલનો રસ્તો લીધો જેને કનકાઈનો રસ્તો કહેવાય છે પાઠકોએ પાછલા પ્રકરણમાં કનકાઈ રસ્તાનુ વર્ણન વાંચ્યુ છે ભેંસવડી કારીયા સતાધાર થઈ વીસાવદર આગમન થયુ.

વીસાવદર પૂજ્યશ્રી ૧૧ દિવસ રોકાયા. તે દરમ્યાન જુનાગઢ હોસ્પિટલમા ઓપરેશન બાદ શ્રી અંબાબાઈ મ કાળધર્મ પામ્યાના સમાચાર મળ્યા બીલખા ધારી માંગરોળ અમરેલી ચાપરડા જુનાગઢ સરસઈ મેંદરડા વગેરે ગામના શ્રાવકો વીસાવદર દર્શનાર્થે આવતા રહ્યા ધર્મ કરણી પ્રવચન કાર્યક્રમનો ઠાઠ રહ્યો.

પૂજ્યશ્રી વીસાવદરથી સેંસાણ ઉપર થઈને વડીયા પધાર્યાં રસ્તામાં ક્યાએ રોકાણ ન થઈ વડીયા પણ બેજ દિવસ રોકાયા ત્યાંથી સુલતાનપુર પધાર્યાં

નાના રતીલાલ મુનિ કોઈ કારણવશ છુટા પડયા હતાં તેવો ઉલ્લેખ ઉપર આવ્યો છે તે કારણોની કડી અહીં સુલતાનપુરની પૂજ્યશ્રીની નોંધમાં સ્પષ્ટ થઈ જાય છે તે નોંધ આ પ્રમાણે છે

પૂજ્યશ્રી પુરુષોતમજી સ્વામી તથા પ્રાણુલાલજી સ્વામી બન્ને ભેળા થયા અને નાના રતીલાલજીને આજે ફરીને ગોડલ સ પ્રદાયમા ભેળવ્યા આ વખતે નીચેના શ્રાવકો હાજર હતા.

| | | |
|---|---|---|
| ૧ રતિલાલ ભાયચદ ગોડા | ૪ ફુલચદ દભાઈ કાળા | ૭ હરજીવન કલ્યાણજી |
| ૨ માણેકચદ નાનજી જસાણી | ૫ ભવાનભાઈ કાળા | ૮ જગજીવન ઝવેરચદ |
| ૩ જગજીવન વર્ધમાન ઉદાણી | ૬ નરભેરામ દેવચદ | ૯ રામજી ડાહ્યાભાઈ |

આ નોધ ઉપરથી પાછળના ઉલ્લેખનો ભાવાર્થ વાચક સમજી લેશે, કે જે વિષયથી ગુરુદેવને ચિ તાજનક સ્થિતિમા મૂકાવુ પડયુ હતુ તે અહી પુન દીક્ષા દેવાથી હાલ તુરત માટે એક શાતિમય સ્થિતિ એ વિષયમા ઉદ્ભવી

સુલતાનપુરથી પુન વહીયા થઈ બીલખા વીસાવદરના રસ્તે પૂજ્યશ્રી ઠા ૩ ધારી પધારી ગયા, રસ્તામા રાણપુર મુકામે અમરેલી નિવાસી શ્રીનરભેરામ હ સરાજ કામાણી જેતપુરના કહાનદાસભાઈની સાથે ગુરુદેવના દર્શન માટે આવ્યા ધારી ચોમાસુ થવાનુ છે તે સાભળી ખુશી થયા શ્રી નરભેરામભાઈએ અહી પૂર્વ ભારતમા વિચરતા મુનિ શ્રી જગજીવનજી મ. તથા જય તિલાલજી મ ઠા ર ના સુખ સમાધી અને ધર્મવૃદ્ધિના સમાચાર આપ્યા તે સાભળી ગુરુદેવ ખૂબ જ સ તુષ્ટ થયા

બીલખાથી શ્રી વીરજીમુનિ સાથે આવતા કુલ ઠાણા ૪ થયા ધારી ચાતુર્માસ પધારતા ધારી સ ઘનો સ કલ્પ ફળીભૂત થયો

## ૨૦૧૦નું ધારી ચાતુર્માસ ધર્મધ્વજ ધારીએ ફરકાવ્યો

### ૭૮

ધારી ચાતુર્માસ ઘણા જ ભવ્ય ભાવે પ્રારંભ થયું ભાઈઓ બહેનોએ અઠ્ઠમના પવિત્ર અનુષ્ઠાન સાથે ચાતુર્માસમાં પ્રવેશ કર્યો ૮૨ જેટલા અઠ્ઠમ થયા, તેમાં ૬૬ બહેનોમાં અને ૧૬ પુરુષોમાં હતા આ મહાન તપ પ્રભાવ વાતાવરણ વિશુદ્ધ બની ગયું સૌ જ્ઞાન ગંગામાં સ્નાન કરી રહ્યા

પૂજ્યશ્રીની વાણીના મધુર સ્વરો વીણાના સ્વરોની જેમ ભાવિક જનોના હૃદયને ડોલાવી રહ્યા હતા સ્વાસ્થ્યની તકલીફથી પાછલા બે ત્રણ વર્ષમાં અદ્ભુત રસાયણ સૌરાષ્ટ્રની જૈન જનતાને મળતું બંધ થયું હતું તે પુનઃ પ્રાપ્ત થતા અતૃપ્ત ભાવે સૌ રસપાન કરવા લાગ્યા

શત્રુંજય નદીના કિનારે વસેલી ધારીનગરી ભાવનાથી થનગનતી જૈનત્વના રંગે રંગાયેલી ગુણનગરી છે ગુરુવરો પ્રત્યેની ભક્તિના અનુપમ દર્શન થાય છે ભક્તિપુરી જ સમજો ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સૌના અંતઃકરણમાં વસી ગયેલા છે ધારીનો યુવક સમાજ ઉત્સાહના આવેગથી ઉછળતો રહે છે શિરનો કિનારો હોવાથી ધારીના જૈન સમાજમાં ધર્મ બાબતમાં તપસ્યામાં સિંહ જેવા પરાક્રમી છે

પૂજ્યશ્રીની વાણીના પ્રભાવથી ધારી સંઘ ચેતનવંત બની ગયો. સૌના હૃદયમાં શાસન પ્રેમનો પ્રવાહ વહેતો થઈ ગયો ધારીના નરનારી ધર્મધ્યાન ક્રિયા સ્વાધ્યાય સેવા તપ ત્યાગ સંયમ અને વ્રત પચ્ચખાણની હેલી થઈ એક પ્રકારે આખી નદી જાણે રણાંગણમાં કર્મશત્રુઓ સામે ઝઝૂમવા સજ્જનોની

સેના મેદાને ઊતરી પડી અત્યારે સારા સેના નાયક મળી ગયા હતા

ધારીના ચાતુર્માસ દરમ્યાન જે કોઈ દર્શનાર્થે અતિથિ આવે તે સૌને પોતાને ત્યા ચારે માસ જમાડવા અને મહેમાનોની સેવા સુશ્રુષા કરવાની ભાવના શ્રી દુલર્ભજી કાળીદાસ ઝાટકીયાએ સઘ સમક્ષ પ્રગટ કરી શ્રીસઘે એ ઉત્તમ ભાવનાને સ્વીકારી લીધી ચારમાસ સુધી લગાતાર સેવા બજાવવી તે કાર્યઘણુ કઠણુ છે. ગુરુદેવના એક એક ભક્ત આવી સુભાવનાથી ઓત-પ્રોત થએલ જોવામા આવે છે

પૂજ્યશ્રીની વાણીમા રત્નકણુ વરસી રહ્યા હતા ચૌમાસી પાખીના દિવસે ગુરુદેવે ફરમાવ્યુ કે "સુખાભાસથી સસાર ઉપાધિના દુખના બોજાથી ભયભીત બનેલા આત્માને જ્ઞાનીની વાણીનો પડકાર નીડર બનાવી, દુખનો બોજો છોડાવી સત્ય-સુખ અપાવે છે "

શ્રી નાથાલાલ ગોપાલજીએ ચારે માસ સુધી આવનાર-બધા મહેમાનોને સવારના ચા પાણી અને નાસ્તાના લાભ લેવા ભાવના પ્રદર્શિત કરી શ્રીસઘે તેમની ભાવના સ્વીકારી. દુર્લભજીભાઈ ઝાટકીયાની સેવામા ભાગ મળવા બદલ શ્રી નાથાલાલભાઈએ ધન્યતા અનુભવી ચાતુર્માસના ચક્રો સુદર રીતે ગતિ કરવા લાગ્યા

સાવરકુંડલાથી વૈરાગી વિમળાબહેન તથા હસાબહેન દર્શન-કરવા આવ્યા તેઓએ વ્યાખ્યાન બાદ સૂત્રની એક એક ગાથા બોલી વિવેચન કર્યુ આ બન્ને બહેનો ભાવ દીક્ષિતા હતા નિર્મળ હૃદયની વૈરાગ્યશીલ વાણીથી શ્રીસઘ પર ઘણો પ્રભાવ પડયો ગુરુદેવની સાનિધ્યમા આવી તક મળવાથી તેઓ પોતાનું અહોભાગ્ય સમજવા લાગ્યા

સમય સમય પર અધિકારી વગ પણ પ્રવચનમા લાભ લેતા રહ્યો પાયાધીશ શ્રી ચોગેન્દ્રભાઈ તથા મામલતદાર શ્રી. ચીમનલાલભાઈ પ્રવચનમા આવતા. પાટલીયા શ્રી પુરુષોત્તમ ભવનભાઈએ જૈનશાળા માનવ રાહત આદિ કાયમા રૂા ૨૦૦ ના જાહેરાત કરી પ્રવચન પછી પ્રભાવના ન હોય તેવો દિવસ ના ભાગ્યે જ જતો હશે! બવર પાષાવાળાને સાકરના પ ( સ ખ્યાબ ધ મળતા જ રહ્યા

પર્યુષણ પર્વનુ આગમન થતા શ્રીસઘમા આનદ આનદ વર્તાય રહ્યો તપશ્ચર્યાની ઝડી વરસી રહી ૧૯ વ્યક્તિ ઓએ નવાઈ જેવા મહાન તપની આરાધના કરી ૪૩ અઠાઈ તપની ઉપાસના થઈ ૩ વ્યક્તિઓએ ૧૧ ઉપવાસ આઠમાં આઠ કર્મને બાળવા આઠ ૮ણાએ છઠ્ઠાથ તપનુ સેવન કર્યું ૨૫ જણાએ ચોથા કરી ઉપવાસ વિક્રમ કર્યો દાન પુણ્ય ફાળા વગેરે ઘણા જ સારા પ્રમાણમા થયા પર્યુષણના વિશેષ કાયક્રમ અને જૈનશાળાની સ વાદિતાઓથી શ્રીસઘને બગીચો મહેકી ઊઠયો

તપસ્વીઓના બ માનમાં એક ભ વ્ય જુલુસ કાઢવામા આ વ્યુ તેમાં સમસ્ત મમલતદાર વગ અને વ્યાપારી વગે ભાગ લીધો અઢારે આલમને આમ ત્રણ હતુ વોરા મુસ્લિમ ભાઈ ઓએ પણ ભાગ લીધો હતો અ તે જુલુસ ઉપાશ્રય પધારતા પૂજ્યશ્રીએ મહા માગલિક કહ્યું ઈતર જનતા શ્રીસઘની ભાવી સુદર ભાવના અને વ્યવસ્થાથી ઘણી જ પ્રભાવિત થઈ ખાસ કરીને આવા જ્ઞાની ગુરુદેવોનો ચોગ સૌને લાગણીવશ બનાવી રહ્યો હતો સભા વિસર્જન પછી સૌને એક એક પડો આપવામા આવ્યો સુરતી મિટાલાલ ગોપાલજીએ જુલુસનું બધુ ખચ ઉપાડી લઈ લાભ લીધો શ્રી બિવર રણછોડ તરફથી સ વત્સરી પછી સઘ જમણ કરવામાં આ વ્યું પર્યુષણ સમાપ્ત થતાં

જ મહેમાનોનો પ્રવહ પ્રારભ થયો ધારી તિર્થધામ બની ગયુ તપશ્ચર્યાનો લોઢ ચઢતો જ રહ્યો સવર પોષાના થોક- રોજ નોધાતા ચદનબાળા અઠમ ૭૦ ની સખ્યામા એક સાથે નીપજ્યા ભાઈઓમા ૧૧ અઠમ થયા લહાણા–ખીડા પારણા ચાલુ જ હતા ચોવીસ કલાકનો અખડ જાપ કરવામા આવ્યો બગસરાવાળા મણિલાલભાઈ આવતા રૂા ૨૫૧ ઉપાશ્રય ફડમા આપ્યા

બપોરના નિયમિત ઉતરાધ્યન સૂત્ર અને જૈન તત્ત્વ પ્રકાશનુ વાચન ચાલતું હતું અભ્યાસી ભાઈઓ બહેનોને તેમા ખૂબ જ રસ પડતો હતો વેરાવળવાળા ભાઈઓ શેઠ શ્રી માણેકલાલ તથા શેઠ નગીનભાઈએ રૂા ૧૦૦૧ ઉપાશ્રયફડમાં આપ્યા ધારી ચાતુર્માસમા મહેમાનોનો દરોડો પડયો તે ગુરુદેવના સદપ્રભાવને પ્રદર્શિત કરે છે. સૌરાષ્ટ્રમા ગોડલ ગચ્છનુ કોઈ પણ ક્ષેત્ર નહિ હોય કે જયાથી શ્રાવક સમુદાય દર્શનાર્થે પધાર્યા નહિ હોય સમાજ અતિથિઓની સેવાનો ઉત્કૃષ્ટ આનદ અનુભવી રહ્યો

ચાતુર્માસની પૂર્ણાહુતિ થતા પુન બહેનો ભાઈઓએ અઠમ તપની પચરગી કરી, ચાતુર્માસ પર કળશ ચડાવ્યો, ૩૮ અઠમ નીપજયા ધારી ધન્ય ધન્ય થઈ ગયુ ચાતુર્માસ દરમ્યાન શ્રી જમાલીકુમારનો અધિકારજ વચાતો રહ્યો પૂજ્ય શ્રીએ સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્રનુ વ્યકિતગત પુન વાચન કર્યું ધારી ચાતુર્માસથી પૂજ્યશ્રીને પોતાને ઘણો જ સતોષ ઉપજ્યો છે તે ચાતુર્માસમા માટે ગુરુદેવની વિશેષ નોધ આ પ્રમાણે જોવા મળે છે –

"આ ચાતુર્માસમા વ્યાખ્યાન વાણી, ઢાળ રાસ વગેરેથી" સઘ અને જૈનેતર સમાજે જાણવા, સાભળવાનો લાભ વિશેષ મેળવ્યો ચારિત્રના સબધમા સૌએ યથાશકિત વ્રત નિયમો

પાળ્યા તપ સબંધમા છઠ, અઠમ પાચ છકાય, સાત, અઠાઈ નવાઈ અગીયાર ઉપરાત અઠમની પચરગી, પરદેશી છઠ નાનીબારી, પાઠવ છઠ મોદ પુર્વનો તપ મુગટમાળા, મેવા છઠ, અઠનવાળા અઠમ, ખીર છઠ આદિ ઘણી જાતના તપ વિશાળ પ્રમાણમા આત્માં દાનમા ત્યાગમા, વૈરાગ્યમા, અનુકપામા, પુન્યમા તન મન અને વચનથી પણ ખુબ લાભ લેવાયો."

બહારગામથી આવતા દર્શનાર્થી મહેમાનોને જમાડ વાનો સારામા સારે લાભ ઝાટકીયા દુલભજીભાઈ કાળીદાસે લીધો (સામેથી જ સઘ પાસે માગણી કરી હતી) સુરતી છોટા લાલ ગોપાળજીએ નાસ્તા પાણી કરાવવાનો સારો લાભ લીધો. દીલનો ભાવ વિવેક સત્કાર ઘણો સુદર હતો

'આ ઉપરાંત શ્રી સ્વામીવાત્સલ્ય સઘ જમણ અગીયાર થયા વ્યક્તિ ગત એક એક જમણ કરી અગીયાર ભાઈ ઓએ લાભ લીધો. આટલા બધા સઘ જમણ તે ઉત્કૃષ્ટ ભાવનુ ઘોતક છે"

ગુરુદેવે ચાતુર્માસ પૂર્ણ કરી ધારીથી પ્રસ્થાન કર્યું સ્ટેશન પ્લેટફોર્મમાં અતિમ સાગલિક ત્યાં કહેવાણુ અહી છ દિવસ સુધી રોકાવાનું થયું અહી પોષા સવરના કાયમી પારણા માટે ભાઈઓ તરફથી રૂા બે હજાર જાહેર કરવામા આવ્યા. ધારી નવા ઉપાશ્રયના નિર્માણ માટે રૂા ૫૦ ૧ જાહેર કરવામાં આવ્યા અહી હજાર તારાચદ હરજીવનના તથા અહી હજાર હરજીવન કુ ગરસિહના સ્મરણાર્થે શ્રી. સમસ્ત બહેને અર્પણ કર્યાં

અહીથી પૂજ્યશ્રી ચેકરીયા પધાર્યા આજુબાજુના ભાઈઓ બહેનો, બાળકો સૌ વિહારમાં સાથે ચાલીને ચેકરીયા સુધી પહોચ્યા હતા. સુરતી છોટાલાલ ગોપાલજી તરફથી જમણ કર્યું ઘણા જ આનદ ઉત્સવથી આ કાર્ય પરિપૂર્ણ થયુ

વેકરીયાથી આબરડી આગમન થયુ ૧૯ જણુ વિહારમા સાથે હતા પૂજ્યશ્રીને જોઈએ તેવો બહુ જ લાભો વિહાર કરવાની ઇચ્છા ન હતી શરીરનો સાથ ન હતો નાના નાના ગામોમા થોડુ થોડુ રોકાતા ખાભા સુધી આગળ વધ્યા

ઢસા (ગોપાળ ગ્રામ) મા સ્થા જૈન શ્રાવિકા ઉપાશ્રયનુ ઉદ્‌ઘાટન થયુ શ્રી ઓધવજીભાઈના હાથથી ઉદ્‌ઘાટન થતા રૂા ૧૦૦૧ શ્રીસઘને તેમણે અર્પણ કર્યા તપશ્ચર્યા પણ ઠીક થઈ ત્યાથી ખાભા પધારતા અઠાઈ તપનુ સામૂહિક અનુષ્ઠાન ત્યા થયુ ૧૧ અઠમ, ૯ અઠાઈ અને એક નવાઈની તપશ્ચર્યા થઈ. તપસ્વીઓના પારણા પહેલા બા બ્ર શ્રી ચપાબાઈ સ્વામી ઠા ૩ પધાર્યા હતા અહી પણ માનવ રાહતનો સુદર ફાળો થયો ૭ સઘ જમણ થયા પૂજ્યશ્રી ૩૫ દિવસ ખાભામા બિરાજ્યા નવા ઉપાશ્રયનો ફાળો શરૂ થતા રૂા ૫૦૦૧ લગભગ લખાયા ખાભાની સ્થિરતા દરમ્યાન પૂજ્યશ્રીને સમવાય જબુદ્વીપ પન્નતિ ઉવવાઈ અતગડ અને અનુતરોવાઈ સૂત્રોનો સ્વાધ્યાય કરવાનો સમય મળી ગયો

ખાભાથી નાનુડી માટે વિહાર થયો ત્યા પણ સઘ-જમણ થયુ શ્રી નદલાલભાઈએ રૂા ૫૦૧ જાહેર કર્યા મહુવા સઘના પ્રતિનિધિ ભાઈઓ દર્શન અર્થે અહી આવી પહોચ્યા. નાનુડીથી આગળ વધતા પુન ધારી તરફ જ પૂજ્યશ્રીનુ લક્ષ્ય ગયુ શરીરમા તકલીફ હતી જ વીરપુર, દેવળા વગેરે ગામે પદાર્પણ કરી ગુરુદેવ પુન ધારી પધાર્યા ત્યા ૧૬ દિવસ સ્થિરતા થઈ ઉજ્જમબાઈ સ્વામિની તિથિ હોવાથી ૧૨ જેટલા અઠમ થયા ચોમાસાની અખડ તપશ્ચર્યામા થોડો ઓટ આવ્યો હતો પ્રવચન નાના મોટા રતીલાલજી મહારાજ પણ આપતા હતા ગુરૂદેવના સ્વાસ્થ્યને લાભ થતા ધારીથી સમુદ્રતટ સુધીની લાબી યાત્રા માટે મનમા તૈયારી થઈ રહી.

## ધારીથી વેરાવળ
## એ બને વચ્ચે વરસીતપના ઉજવણાએ

૭૯

વેરાવળ શ્રીસઘની વિનતિ એકધારી ચાલુ જ હતી રોઠી આએ બરાબર પૂજ્યશ્રીને પધારવા વિનતિ કરી રહ્યા હતા. કેમ જાણે જ મહામુનિની સ્મૃતિ થઈ હોય! પૂજ્યશ્રીને વેરાવળને પૂરો લાભ આપવાનો સકલ્પ થયો પાછળના પ્રકરણોમાં વેરાવળનુ બ્યાન યથાસ્થાને થયુ આવી ગયુ છે વેરાવળની ભક્તિ અને મધુતા હૃદયને સ્પર્શે તેવા છે

ધારીથી પ્રયાન થયુ શત્રુજય નદીનો પુલ પાર કરી માલિક સભળાવવામાં આવ્યુ ૩૨ ભાઈઓ બહેનો વિહારમાં સાથે ચાલ્યા મુરલી નામાલાલભાઈ તરફથી જમણ થયુ પૂજ્યશ્રી બાદેર મોણવેલ, જેતલવડ, થઈ વીસાવદર પધાર્યા અહી શ્રી કુલકુવરબાઈ સ્વામી આદિ ઠા ૮ બિરાજતા હતા તેઓ બધા ગુરુદેવને લેવા માટે સામે આવ્યા શ્રીસઘના ભાઈઓ દર્શન કરી તૃપ્ત થયા

વીસાવદરમાં હરખચદ ગડાણીની કુમારી પુત્રી પુષ્પાને વરસીતપનુ પારણુ હતુ પૂજ્યશ્રીના સાંનિધ્યમા ધામધૂમથી પારણુ ઉજવાયુ રાજકોટથી સઘશાસ્ત્ર, શ્રી જવેરચદ શાહ ૭ તથા શ્રીમતિ ગુલાબબેન પૂજ્યશ્રીના દર્શનાર્થે આવ્યા જુનાગઢથી માવાણી વૃજલાલ જેઠાભાઈ, તેમના પત્ની તથા બહેન દર્શન કરવા આવ્યા. જુનાગઢ પધારવા વિનતિ કરી તેમના ધર્મપત્નીને વરસીતપ હતો.

રસ્તામા ભીલખાને સ્પશવાની જરૂર હતી ગુરુદેવની ભક્તિનુ ખાસ કેન્દ્ર હતુ ત્યા પધારી ૧ દિવસ બિરાજ્યા મહાવીર જયતિ ભવ્યરીતે મનાવવામા આવી. ૨૧ ભાઈ ઓએ મળીને ચોમાસાની વિનતિ કરી. ૭૭૬ આમ બીલ ઓળીમા થઈ બાલખાને લાભ આપી ગુરુદેવે જુનાગઢ પદાપણ કર્યુ પ્રથમ દિવસ શ્રી રાયચંદભાઈના બંગલા ઉપર પૂજ્યશ્રી બિરાજ્યા. બીજે દિવસે ઉપરકોટ પૌષધશાળામા આગમન થયુ ત્યારે વરસીતપવાળા ઘણા જ ઉત્સાહમા આવી ગયા શ્રીસંઘની જગ્યામા સમીયાણા બધાયા. મોટી ધામધૂમ સાથે વરસી-તપના પારણા ઉજવાયા. વિધિવત વરસીતપની આલોયણા કરાવી ગુરુદેવે જનતાને તેની મહત્તા સમજાવી

જુનાગઢથી ત્રેશીપુરા પધાર્યા શ્રી ભગવાનજી મોતીચંદ સલોટે ચતુર્થવ્રત આદર્યુ સ્થા. જૈનસંઘ તરફથી બંધાએલ આરોગ્ય ભુવનમા પૂજ્યશ્રી બિરાજ્યા પોરબંદરના શ્રાવકો પૂજ્ય શ્રીના ચરણમા લાભ આપવા માટે પ્રાથના કરતા હતા આ વખતે તેમની પ્રાથના ફળી ગુરુદેવે પોરબંદર તરફ વિહાર કર્યો શ્રીસંઘ આનંદથી ઉભરાઈ રહ્યો અહી પણ ચાર વરસી તપ હતા. ગુરુદેવનો લાભ મળતા તપસ્વી આત્માઓને પણ આનંદ થયો ગુરુદેવના સાનિધ્યમા જ પારણા ઉત્સવ ઉજવાયો

શ્રી લીલાવતીબાઈ શ્રી પીરજબાઈ શ્રી. દયાકુવરબાઈ તથા શાતાબાઈ આ બહેનોને લાગ્યું કે વષ પર્યંત આદરેલ તપ સાથક થયુ છે તે તપોબળના પ્રભાવે ગુરુદેવના દશનનો લાભ મળ્યો છે અહી ગરીબો માટે છાશનુ કેન્દ્ર ખોલવા રૂા. ૬૭૮નો ફાળો થયો. તથા અવાડીયાના ઉપાશ્રય માટે રૂા. ૫ ૧ થયા. ઘણા દપતિઓએ ચતુર્થવ્રત આદર્યા ગુરુદેવે એક માસ પુરો શેષકાળનો લાભ પોરબંદરને આપ્યો. પ્રવચન બરાબર થતા જ રહ્યા પોરબંદર સંઘ જમણ થયા શ્રી. રતીલાલ

આણદજીના પુત્રી શ્રી મ જુલા બહેનના લગ્ન રાષ્ટ્રીય વિધિથી સાદાઈ સાથે કરવામા આવ્યા પૂજ્યશ્રીએ સાદાઈ ને મહત્વ આપ્યુ નવદ પતિએ માગળિક સ ભળાવ્યુ અહી પણ પૂજ્યશ્રીને વિન તિ કરવા માગરોળ શ્રાવક આવ્યા

ગુરુદેવે અગતરાય, કેશોદ વગેરે નાના સ ઘોને લાભ આપી માગરોળને સ્પર્શ કર્યો માગરોળ પધાર્યા ગુરુદેવને ઘણો સમય થયો હતો નાના મોટા સૌ કોઈ સામા આવવા માટે નીકળી પડયા માગરોળની જૈન જનતાના હૃદય હર્ષથી પ્રફૂલિત બન્યા

શેઠ જય તિલાલ જેઠાભાઈના વ ડામા ઉતર્યા એ વખતે માગરોળમા દરિયાપુરી સ પ્રદાયના શ્રી ચ પાબાઈ, હીરાબાઈ તથા સુભદ્રાબાઈ ઠાણા ૩ બિરાજતા હતા દરિયાપુરી સ પ્રદાયના નિયમાનુસાર સાધ્વીજી સાધુને વળાવવા કે લેવા માટે સામે જતા નથી એટલે તેઓ આગળથી જયા ગુરુદેવને ઉતરવાનુ હતું ત્યા પધારી ગયા હતા. ગોડલ સ પ્રદાયના મહાસતીજી શ્રી ગમકુ વરબાઈ સ્વામી ઠા ૨ પણ માગરોળમા બિરાજતા હતા તેઓ પૂજ્યશ્રીના સ્વાગતમા ઉપસ્થિત હતા

પ્રવચન શરૂ થયા. " મિથ્યા સુખ છોડાય તો સત્ય સુખની પ્રાપ્તિ થાય" એ મુખ્ય વિષય હતો આખા ગામથી શ્રી મોઘીબહેન આવતા શ્રીસ ઘમા રૂા એકેકનુ લાણુ કર્યુ રૂા ૧૨૫ લાગ્યા બગસરાથી શ્રી શામળજી ભીમજી તથા વડીયાથી શ્રી રમણિકલાલ માધવજી સહિત ત્રણ ભાઈઓ માગ રોળ દર્શનાર્થે આવ્યા.

પૂજ્યશ્રી ઠાણાઓ શારદાગ્રામ 'ના નિરીક્ષણ માટે પધાર્યા શારદાગ્રામ સૌરાષ્ટ્રનુ આદર્શ વિદ્યાલય છે પૂજ્યશ્રીએ ડાયરીમા સ સ્થાની નોધ માટે આખુ પાનુ કોરુ મૂકયુ છે પર તુ

પાછળથી તેની નોંધ થઈ શકી નથી એટલે ગુરુદેવનું મંતવ્ય જાણી શકાતું નથી પરંતુ તે સંસ્થાની વ્યવસ્થા વિધિ ઉપાસનાથી ગુરુદેવને સંતોષ ઉપજ્યો હશે

માગરોળ સ્થા. જૈન કન્યાશાળા તરફથી એક ગીતસંવાદનો મેળાવડો યોજવામાં આવ્યો. તેમાં વરવિક્રય અને માતા પુત્રોના પ્રેમ વિષેના સંવાદ ઘણા સરસ હતા મેળાવ । બાદ પૂજ્યશ્રીએ બાળકોને ગમતો ઉપદેશ આપ્યો ઇનામ તથા પ્રભાવના થયા ૧ / શ્રી જયચંદજી મહારાજની તિથિ મનાવવામાં આવી ૧૭ અઠ્ઠમ થયા

ગુરુદેવ ૧૯ દિવસ માગરોળમાં બિરાજ્યા પછી વેરાવળ માટે વિહાર થયો ૨૫ ભાઈઓ બહેનો વળાવવા આવ્યા શેઠ વસનજી નેમચંદ તરફથી વળામણાનું જમણ હતું પ્રવચન થયું ડૉ. ગુલાબચંદ લીલાધર શ્રીમતિ હીરાબાઈએ શીયળ વ્રત સ્વીકાર્યો ત્યાંથી પૂજ્યશ્રી વાડીના માળિયા પધાર્યા અહીં પાંચ દિવસ બિરાજ્યા. માળીયામાં અઢાર ગામના ઘણા દર્શનાર્થે આવ્યા હતા સૌનું સરસ સ્વાગત થયું હતું માળીયાથી પ્રસ્થાન કરી ચોરવાડ આગમન થયું માળીયા પછી વેરાવળના ભાઈઓ બહેનોના પ્રવાહ નિરંતર આવવા લાગ્યા ગુરુદેવ ચોરવાડના કાજુ બાગ, જીવણ બાગ સુમન બાગ વગેરે બાગો તરફ ફરવા નીકળ્યા આ બગીચાઓ નંદનવન જેવા સુંદર છે તેમની સૌરભ પ્રસિદ્ધ છે

૨૪ સ્ટેશન થઈ ગુરુદેવ ચાંડુવાવ આવ્યા વેરાવળથી ઘણા શ્રાવક શ્રાવિકાઓ અહીં આવી પહોંચ્યા બીજે જ દિવસે ચાતુર્માસ માટે વેરાવળની પાવનભૂમિમાં આવતા ગુરુદેવને કેટલાએ ભૂતકાલીન સ્મરણો તાજા થયા હેમ લાગે આ વખતે જ મમુનિને લેવા માટે છેલ્લીવાર જ પધાર્યા હોય! વેરાવળ જૈન જનતામાં અનેરો આનંદ ઉભરાઈ રહ્યો હતો. આ આનંદ

પ્રવાહ જ વેરાવળના આગામી ભવ્ય ચોમાસાની સાક્ષી આપી રહ્યો હતો.

વેરાવળમા ઘણી જ ધામધૂમથી પધરામણી થઈ સૌના હૃદય ગુરુદેવની ભકિત માટે થનગની રહ્યા હતા મહાવીર પ્રભુના જયનાદોથી વેરાવળના ઊંચા મકાનો ગુંજી ઊઠયા યુવાન વર્ગ મોખરે હતો શ્રી પ્રાણલાલજી મહારાજનુ નામ જાણે જાદુ કરી રહ્યુ હતુ અચેતન હૃદય પણ ચેતન્યવતા બની ગયા. વેરાવળ ધન્ય ધન્ય બની ગયુ

*

# ૨૦૧૧નુ વેરાવળ ચાતુર્માસ તપગંગા અને જ્ઞાન ગંગામાં તરતુ વેરાવળ

## ૮૦

ચોમાસી પાખીથી વ્યવસ્થિત પ્રવચન પ્રારંભ થયા. ઉપાશ્રયમા ભારે ભીડ થવા લાગી. તલમાત્ર જગ્યા ન રહેતી જૈન જૈનેતર સકળ સમાજ શ્રીમુખની વાણી સાભળવા લાલાયિત રહેતો. બીજા સ્તીલાલજી મુનિએ બપોરના હરિવંશ ચરિત્ર (કાગ સાગર) વાચવો શરૂ કર્યો ચોમાસી પાળીના ૮૨ સંવર પૌષધ થયા. અષાઢ વદી અમાવાસ્યા પર ભાઈઓ બહેનોએ અઠમની પચ્ચરંગી કરી. ૪૬ અઠમ બહેનોના ૪ અઠમ ભાઈઓના કુલ ૫૦ અઠમ થતા લોકની જગ્યાએ બે પચરંગી નીપજી

પૂજ્યશ્રીએ પ્રવચનમાં શ્રી. ભગવતીજી સૂત્રના અધિકારનો આરંભ કર્યો પ્રારંભમાં નવકાર મંત્ર, બ્રાહ્મી લિપિ તથા શ્રુતદેવને નમસ્કારની સૂક્ષ્મ ભાવભરી ગહન વ્યાખ્યા કરી ત્યાર બાદ તુંગીયાના શ્રાવકો અર્થાત તુંગીયા નગરીનો અધિકાર શરૂ થયો કેમ જાણે ગુરુદેવને આ ધન્ય નગરીને તુંગીયા નગરી જેવી ભાવનાશીલ બનાવી દેવા માગતા હોય! પ્રવચનમા એક એક વિષય સચોટતાની સાથે વહેવા લાગ્યા. ગુરુદેવની વાણી જાણે પથ્થર પર કોતરણી થાય તેમ જનતાના હૃદયમાં અજોડ ભક્તિ થતી ગુરુદેવના પ્રવચનથી એક પ્રકારનો સત્ય ભાવનો નશો ર તો પ્રવચન પછી બારપો કલાક ચરિત્ર કહેવામા આવતુ શ્રી કીર્તિધર રાજાનો પ્રબધ એ કમનક પર રસિક વ્યાખ્યાન થતુ

ગુરુદેવનુ સ્વાસ્થ્ય ઠીક હતુ વેરાવળની જનતાનો ઉત્કટ ભાવ ખીલતો જતો હતો બપોરના પણ ઘણી વખત પૂરો અને ઘણી વખત થોડો સમય લઈ ગુરુદેવ ઢાળ સાગર ઉપર પ્રવચન કરતા ઢાળસાગર અને રામરાસ પરતો ગુરુદેવે લઢાએલી વાણી લોકોને રસ સાગરમા મુગ્ધ કરતી શ્રાવણ વદી ૯ ના ચોવીસ કલાકનો શ્રી શાતિનાથ ભગવાનનો અખડ જાપ કરવામા આવ્યો તેમા ઘણા ભાઈઓ બહેનોએ ભાગ લીધો

ગુરુદેવ વેરાવળમા ચાતુર્માસ પધાર્યા તેથી મુબઈથી શેઠીઆઓ (વેરાવળના વતની) પણ ચોમાસાનો લાભ લેવા વેરાવળ આવી ગયા હતા વેરાવળનુ શ્રેષ્ઠિ મડળ દર્શનીય અને રમણિય હતુ શ્રી માણેકલાલ શેઠ, તારાચદ શેઠ, જમનાદાસ શેઠ, શેઠ શ્રી નેમિદાસ મદનજી, શેઠ શ્રી નગીનદાસ મદનજી ભાઈશ્રી ન્યાલચદ રતનજી, શેઠ ચત્રભુજ કલ્યાણજી, શેઠ રામચદ ફૂલચદ, શેઠ ચીમનલાલ ગિરધર, શાહ સાકરલાલ રતનજી, શેઠ હસરાજ ખુશાલચદ આદિ તથા કાનપુરથી બચુભાઈ જાદવજી, આ ભાઈઓનુ એક સાથે એકત્ર થવાનુ મુશ્કેલ હોય છે પરતુ ગુરુદેવના પ્રભાવે અને ધર્મ પ્રતાપે સૌ એકત્ર થઈ ગયા આમ પર્યુષણ કરવા વેરાવળ આવ્યા હતા આમ બધા શેઠીઆઓ હાજર હોવાથી શ્રીસઘમા આનદ આનદ વર્તાય રહ્યો શ્રીસઘની સ્થિતિમા ઘણો સુધારો થયો ગુરુદેવની પ્રેરણાથી તેમા ખુબ મજબુતી આવી

ચાતુર્માસની નાની મોટી તપશ્ચર્યા શરૂ થઈ ગઈ હતી શ્રી પાનકુવર બહેને ૧૧ ઉપવાસના પચ્ચખાણ કર્યા મોટો બીર સમુદ્ર આરાધ્યો શ્રીપર્યુષણ મહાપર્વની મગળ શરૂઆત થઈ પ્રવચનનુ વિશેષ આયોજન કરવામા આવ્યુ સેકડો ભાઈઓ બહેનોએ પ્રથમ ઉપવાસના પચ્ચખાણ કર્યા ઉત્સાહ અસીમ

વધી રહ્યો હતો ગુરુદેવની મધુરી બંસરી પર જૈન જનતાના હૃદય થનગનાં ઊઠયાં.

દાન, પુણ્ય, ત્યાગ વૈરાગ્યની નદીઓ વહેવા લાગી વેરા વળ કાંઠે એક સાગર ઉછળતો હતો અત્યારે દીલનો ભાવ સાગર પણ ઉછળવા લાગ્યો.

આઠે દિવસે નવા નવા વિષય પર નવ નવ રંગ ખીલતા ગયા વેરાવળના શ્રી સંઘ તથા નગરીના શ્રાવકોની કૃપા સાથ લીને ગદ્ગદ્ થવા લાગ્યા ઉપાશ્રયની અંદર જ નવો વ્યા ખ્યાન હોલ બાંધવાનો પ્રસ્તાવ આવ્યો શ્રી માણેકલાલ શેઠે રૂા દશ હજારને એક (૧૦ ૦૧) હોલ બાંધવા માટે જાહેર કર્યા બાજુના મોટા રૂમ માટે હીરાચંદ ખુશાલ તરફથી રૂા ૩૫૦૧ અને બીજા એક ભાઈ તરફથી રૂા ૧૫૦૧ જાહેર થયા તેમજ શ્રી. સોમચંદ ગીડાના નામથી તેમના પરિવારના સુપુત્રોએ રૂપિયા વીસ હજાર (૨૦ ૦) ની લોન હોલ માટે આપી. પર્યુષણ દરમ્યાન આ એક સ્થાયી સુંદર કામ થયું

તપશ્ચર્યાની તો બલિહારી બોલતી હતી કોઈ ઉપવાસી આજે પારણા કરવા રાજી ન હતા તપશ્ચર્યાનો રંગ ખરેખરો જામ્યો એક વ્યક્તિએ ૩૮ ઉપવાસની સુખકારી તપશ્ચર્યા કરી માસખમણની મર્યાદાને પણ ઓળંગી સૌની ભાવનાને વેગવંતી બનાવી ૧૯ ઉપવાસમાં પણ એક મહિલા જોડાઈ એક બહેને પખવાસો કર્યો બે બહેનોએ મોટો ખીર સમુદ્ર આરાધી ૧૧ ઉપવાસના પારણા કર્યા ૧૦ નવાઈ તપ નીપજ્યા ૫ આઠાઈ ૨૫ સતાઈ છકાઈ અને ૯ થોકા પંચોલા થયા. અઠમ તો સંખ્યા બંધ થયા

શ્રી માણેકલાલ શેઠે અઠાઈ તપ આરાધ્યો હતો. સકળ તપસ્વી મંડળનું સન્માન કરવા માટે તેમણે નિમ્નોકત લાભ

લીધો શેઠ તરફથી તપસ્વીઓનુ બહુમાન કરવા વરઘોડો કાઢ-વામા આવ્યો આ સરઘસ ઘણુ જ વ્યવસ્થિત અને ધામધૂમ વાળુ હતું દરેક પ્રકારના બેન્ડ, મોટર ગાડીઓ, ઘોડાગાડીઓની ગોઠવણુ કરવામા આવી હતી ઘણા ભવ્ય દૃશ્ય સાથે સરઘસ (પ્રોસેશન) નીકળ્યુ તમામ માટે સાકરના પાણીની વ્ય-વસ્થા હતી.

સરઘસ પૂર્ણ થયા પછી તપસ્વી વૃન્દને વિધિપૂર્વક જેને જે રીતે અનુકૂળતા પડે તે રીતે પારણા કરાવવામા આવ્યા પારણાની એટલી સુદર વ્યવસ્થા હતી કે સઘળા તપસ્વીઓના મન હર્ષિત થયા સર્વ પ્રકારે સૌ સતુષ્ટ થયા બપોરના બાર વાગ્યે સ્થા જૈન સઘને શીરામણિ આપવામા આવી જેથી કોઈને ચુલો કરવો ન પડે સાજના પાચ વાગે નોકારસી જમણુ હતુ તેમા સમસ્ત સ્થા સઘ, દેરાવાસીસઘ, ઓસવળ જ્ઞાતિ સૌને આમત્રણ હતુ તપસ્વીઓના પ્રભાવથી

કેટલાક ભાઈઓ બહેનો સવત્સરી પછી પણ તપ લબાવ્યા હતા તેમના પારણા બે દિવસ મોડા પડતા હોવાથી બાકીના તપસ્વીઓનો બીજો વરઘોડો શેઠ રામચદ ફૂલચદ તરફથી ચડાવવામા આવ્યો તેમના પુત્રવધુ શ્રીમતિ નિર્મળ દેવીને પણ અઠાઈનુ પારણુ હતુ તેઓએ પણ ઘણા ભાવથી સૌને પારણા કરાવ્યા તેમજ સ્થા જૈન સઘ અને ઓસવાળ જ્ઞાતિને જમણુ આપ્યુ

ભાદરવા સુદી ૭ ને બુધવારનો દિવસ વેરાવળના જૈન સઘથી ભૂલી શકાય તેવો નથી વિધિના લેખ અદભુત હોય છે જે શેઠની ઉદારતાના ઉપરમા ઉલ્લેખ કરી ગયા છીએ તે શ્રી માણેકલાલ શેઠે કેમ જાણે જવાની તૈયારીનુ ભાથુ જ બાધી લીધુ હોય પોતે પણ અઠાઈતપનુ પારણુ સમસ્ત તપસ્વીઓ સાથે

ભાદરવા સુદ ૯ ને મંગળવારે કર્યું હતું હજારો રૂપિયા ખરચી સમસ્ત જ્ઞાતિ બંધુ, અને ધર્મ બંધુઓને જમાડી જાણે આશીર્વાદ લેતા ના હોય ! મંગળવારના ઉપાશ્રયેજ સૂતા સવારના પ્રતિક્રમણ કરી ગુરુદેવના શ્રીમુખે માંગલિક સાંભળી મહાસતીજીના દર્શન કરવા ગયા પછી જ ઘર ગયા બપોર સુધીમાં બીજા વરઘોડાનું અને પારણાનું આયોજન પૂરું કર્યું કોઈને અંતરાય રૂપ થયા વિના બુધવારના બપોરના આ અસાર સંસારથી સદાને માટે વિદાય લઈ ચિર નિદ્રામાં પોઢી ગયા જે બાજુ બાંધી લાભ લઈ ગયા તેજ સાથે ગયું પોતાને અઠાઈ તપ, સમસ્ત તપસ્વીઓને પારણું, શ્રીસંઘના આશીર્વાદ પૂજ્ય ગુરુવરોનું સાંનિધ્ય મેળવી શેઠ શ્રી—મૃત્યુને પામીને ધન્ય ધન્ય બની ગયા.

તેજ દિવસે પૂજ્યશ્રીની ઉપસ્થિતિમા ચાર વાગે શેઠ શ્રીના અવસાન માટે એક શોક સભા યોજવામા આવી શેઠ શ્રીની મહાનતા, ધર્મનિષ્ઠા ગુરુભક્તિ સાથે અચાનક અવસાનની ઘટનાનો પૂજ્યશ્રીએ યથાવત ઉલ્લેખ કર્યો એક શ્રાવક તરીકે તેઓ શું કમાઈ ગયા અને ધનનો સદુપયોગ કરી પુન્યાનુબંધી પુન્ય કેવી રીતે પમાય છે તેનો ખ્યાલ આપી સૌના મન હલકા ફૂલ બનાવ્યા તેમના કુટુંબ ઉપર દીલાસો ને ધર્મ પ્રેરક પ્રસ્તાવ મોકલવામાં આવ્યો.

પર્યુષણ પછીના દિવસો પણ ધર્મ આરાધનાથી ભરપુર રહ્યા. ભાઈઓ અને બહેનોમાં ધર્મવૃક્ષ પલ્લવિત રહ્યું કેટલાક બહેનો પૂજ્યશ્રી પાસે અધ્યયનની વાચણી લેતા હતા શ્રી જયાબેનને સૂયગડાંગ સૂત્રના ૧-૪ અધ્યયન મુખપાઠ કર્યાં વૈરાગી પદ્માબેનને ઉત્તરાધ્યયનના બીજા અધ્યાયની વાંચણી લીધી. રમાબેનને ૧૨ મા અધ્યયનથી ૧૭ માં અધ્યયન સુધી બાકી રાખ્યું [illegible]વીબેનને ઉત્તરાધ્યયનનું ૧ ને ૨૯ અધ્યયન મોઢે

કર્યું વિજ્યાબેન અનુત્તરોવવાઈના પાઠ લેતા હતા શાતાબેન તત્ત્વાર્થ સુત્ર તૈયાર કરતા હતા આમ તપ ગ ગાની સાથે જ્ઞાનગ ગા પણ ચાલુ થઈ હતી

અધ્યયન અને ધર્મકરણી ઉપરાત વચ્ચે વચ્ચે શ્રી સ્વામી વાત્સલ્ય થતા જ રહ્યા શેઠ રતનજી ગુલાબચ દે સ ઘ જમણ કરી લાભ લીધો એક વખત બધાએ મળીને પ ચાયતી સ ઘ જમણ કર્યું ક દોઈ નેમચ દભાઈના ધર્મપત્નીએ અઠાઈ તપના પારણા ધામધૂમથી કર્યા તેમણે નોકારસી સ ઘ જમણ કર્યું તેમા વેરાવળ તથા પાટણના તમામ જૈન તથા સમસ્ત દશા વિસા શ્રીમાળીની જ્ઞાતિને આમ ત્રણ અપાયુ

અતિથિઓનુ બરાબર આગમન થઈ રહ્યુ હતુ તેમને યોગ્ય સત્કાર અને સેવા શુશ્રુષાની પૂરી વ્યવસ્થા હતી રાજકોટથી શ્રી દુર્લભજીભાઈ વીરાણી, તેમના સુપુત્રો, કેશવલાલભાઈ, હસમુખભાઈ તથા વિનોદભાઈ દર્શનાર્થે આવ્યા ગુરુદેવની વૈરાગ્યમયવાણીની શ્રી વિનોદભાઈ પર ઊ ડી અસર થઈ રહી હતી આગળ જતા આજ યુવક શ્રી વિનોદમુનિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા ટૂ ક સમય દીક્ષા પાળીને, કાળધર્મ પામી અમર સૌરભ મુકતા ગયા એજ વખતે વડીયાથી શ્રી કેશવજી મોનજી ખેતાણી દર્શનાર્થે આવ્યા હતા તેઓએ ધર્મ સેવાનો સારો લાભ મેળવ્યો

ભાવનગરથી શ્રી વલ્લભદાસ ફૂલચ દના ધર્મપત્ની દર્શનાર્થે આવ્યા તેઓએ શ્રાવિકાશાળાની બહેનોને રૂા ૬૦૦નુ કાપડ ઈનામ આપ્યુ રૂા ૧૦૦ માનવ રાહત કાર્ય માટે આપ્યા રૂપિયા એક હજારને એક (રૂા ૧૦૦૧) પૂ ગુરુદેવની દીક્ષા તિથિની આરાધના માટે શ્રીસ ઘને અર્પણ કર્યા

ભાદરવા સુદ ૬ ને મંગળવારે કંઈ હતું હજારો રૂપિયા ખરચી
સમસ્ત જ્ઞાતિ બંધુ અને ધર્મ બંધુઓને જમાડી જાણે
આશીર્વાદ લેતા ના હોય? મંગળવારના ઉપાશ્રયે સુતા.
સવારના પ્રતિક્રમણ કરી ગુરુદેવના શ્રીમુખે માંગલિક સાંભળી
મહાસતીજીના દર્શન કરવા ગયા પછી જ ઘેર ગયા બપોર
સુધીમાં બીજા વરસી તપનું અને પારણાનું આયોજન પૂરું કર્યું
કોઈને અંતરાય રૂપ થયા વિના બુધવારના બપોરના આ
અસાર સંસારથી સદાને માટે વિદાય લઈ ચિર નિદ્રામાં પોઢી
ગયા. ને આયુ બાંધી લાભ લઈ ગયા તેજ સાથે સંઘ પોતાને
અઠ્ઠાઈ તપ, સમસ્ત તપસ્વીઓને પારણું, શ્રીસંઘના આશીર્
વાદ પૂજ્ય ગુરુવરોનું સાંનિધ્ય મેળવી શેઠ શ્રી—મૃત્યુને
પામીને ધન્ય ધન્ય બની ગયા.

તેજ દિવસે પૂજ્યશ્રીની ઉપસ્થિતિમાં ચાર વાગે શેઠ
શ્રીના અવસાન માટે એક શોક સભા યોજવામાં આવી. શેઠ
શ્રીની મહાનતા ધર્મનિષ્ઠા ગુરુભક્તિ સાથે અચાનક અવ
સાનની ઘટનાનો પૂજ્યશ્રીએ યથાવત ઉલ્લેખ કર્યો એક શ્રાવક
તરીકે તેઓ શું કમાઈ ગયા અને ધનનો સદ્ઉપયોગ કરી
પુન્યાનુ બંધી પુન્ય કેવી રીતે બંધાય છે તેનો ખ્યાલ આપી
સૌના મન હલકા ફૂલ બનાવ્યા તેમના કુટુંબ ઉપર દીલાસો
જીનો ધર્મ પ્રેરક પ્રસ્તાવ મોકલવામાં આવ્યો.

પર્યુષણ પછીના દિવસો પણ ધર્મ આરાધનાથી ભરપુર
રહ્યા. ભાઈઓ અને બહેનોએ ધર્મવૃક્ષ પલ્લવિત રાખ્યું
કેટલાક બહેનો પૂજ્યશ્રી પાસે અધ્યયનની વાંચણી લેતા હતા
શ્રી જયાબેને સૂયગડાંગ સૂત્રના ૧–૪ અધ્યયન મુખપાઠ કર્યા
વૈરાગી પન્નાબેને ઉત્તરાધ્યયનના બીજા અધ્યાયની વાંચણી લીધી
રમાબેને ૧૫ મા અધ્યયનથી ૧૭ માં અધ્યયન સુધી ચાલુ
રાખ્યું દમયંતીબેને ઉત્તરાધ્યયનનું ૧ ને ૨જું અધ્યયન મોંઢે

કર્યું વિજયાબેન અનુત્તરોવવાઈના પાઠ લેતા હતા શાતાબેન તત્વાર્થ સુત્ર તૈયાર કરતા હતા આમ તપ ગગાની સાથે જ્ઞાનગગા પણ ચાલુ થઈ હતી

અધ્યયન અને ધર્મકરણી ઉપરાત વચ્ચે વચ્ચે શ્રી સ્વામી વાત્સલ્ય થતા જ રહ્યા શેઠ રતનજી ગુલાબચદે સઘ જમણ કરી લાભ લીધો એક વખત બધાએ મળીને પચાયતી સઘ જમણ કર્યું કદોઈ નેમચદભાઈના ધર્મપત્નીએ અઠાઈ તપના પારણા ધામધૂમથી કર્યા તેમણે નોકારસી સઘ જમણ કર્યું તેમા વેરાવળ તથા પાટણના તમામ જૈન તથા સમસ્ત દશા વિસા શ્રીમાળીની જ્ઞાતિને આમત્રણ અપાયુ

અતિથિઓનુ બરાબર આગમન થઈ રહ્યુ હતુ તેમને યોગ્ય સત્કાર અને સેવા શ્રુષાની પૂરી વ્યવસ્થા હતી રાજકોટથી શ્રી દુર્લભજીભાઈ વીરાણી, તેમના સુપુત્રો, કેશવલાલભાઈ, હસમુખભાઈ તથા વિનોદભાઈ દર્શનાર્થે આવ્યા ગુરુદેવની વૈરાગ્યમયવાણીની શ્રી વિનોદભાઈ પર ઊડી અમર થઈ રહી હતી આગળ જતા આજ યુવક શ્રી વિનોદમુનિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા ટૂક સમય દીક્ષા પાળીને, કાળધર્મ પામી અમર સૌરભ મુકતા ગયા એજ વખતે વડીયાથી શ્રી કેશવજી મોનજી ખેતાણી દર્શનાર્થે આવ્યા હતા તેઓએ ધર્મ સેવાનો સારો લાભ મેળવ્યો

ભાવનગરથી શ્રી વલ્લભદાસ ફૂલચદના ધર્મપત્ની દર્શનાર્થે આવ્યા તેઓએ શ્રાવિકાશાળાની બહેનોને રૂા ૬૦૦નુ કાપડ ઈનામ આપ્યુ રૂા ૧૦૦ માનવ રાહત કાર્ય માટે આપ્યા રૂપિયા એક હજારને એક (રૂા ૧૦૦૧) પૂ ગુરુદેવની દીક્ષા તિથિની આરાધના માટે શ્રીસઘને અર્પણ કર્યા

કેળવવું તે માટે વિચારણા થઈ પૂજ્યશ્રીની ઉપસ્થિતિમાં જ સૌએ ક્રમશઃ લાભ લેતા સારો એવો ફાળો થઈ ગયો.

વેરાવળનું ચાતુર્માસ ધન્ય ધન્ય બની ગયું કેમ જાણે આ અંતિમ ચાતુર્માસ હોય અને આ તક પુનઃ ન મળવાની હોય તેમ વેરાવળના શ્રાવક શ્રાવિકાઓ જાણે એક સામે એક લાભ લેવા અધીર બની ગયા હતા

ગુરુદેવની લાગણીશીલતા અને જૈન સમાજ પ્રત્યેની હમદર્દી સૌને ઊંડાઈથી સ્પર્શી જતા હતા અતિથિ સ્વાગત તપશ્ચર્યા વ્યાખ્યાનવાણી દાનપુણ્ય સંઘ જમણ જૈનશાળાના ઉત્સવો અને ઇનામો આ બધામાં જરાપણ ત્રુટી રહી નહિ જૈનશાળામાં લગભગ ચાર હજાર રૂપિયાનું તો ઇનામ વહેંચાયું હશે. મુંબઈમાં વસતા તેમજ સ્થાનિક ગૃહસ્થોએ અને સૌ ભાઈઓએ તન મન, ધન ખરચી અને મન પસંદ આરા પીને પૂરો લાભ લીધો હતો આજપણ એ ભવ્ય ચાતુર્માસનું સ્મરણ કરતાં વેરાવળ વાસીને આંખમાં હર્ષના આંસુઓ આવી જાય છે

ગુરુદેવની સજ્જન પ્રત્યેની લાગણીનો એક ઉદાહરણ ટાંકીને આ પ્રકરણ પૂરું કરીશું વેરાવળમાં ગવમેંટ સવીસ કરતા શ્રી બળવંતભાઈ કોઈ કૃત્યવતના આરોપમાં ઝડપાઈ ગયા. જેલ જવાનો પ્રસંગ આવ્યો. બપોરના ગુરુદેવ પાસે આવી રોઈ પડયા. પોતાના અપરાધનો સ્વીકાર કર્યો પૂજ્યશ્રીએ એજ વખતે પ્રભુદાસ જેરામ તથા તુલસીદાસ કલ્યાણજીને બોલાવ્યા તેમના ઉપરી અમલદારને મળીને આ શ્રાવક બન્ધુને અભય મળે તેની વ્યવસ્થા કરવા પ્રેરણા આપી. પેલા બંને ભાઈઓએ આ કામ પૂરું કર્યું જે ખર્ચ અને પૈસા આપવા પડયા. તે શ્રી તુલશીદાસભાઈએ આપી દીધા પેલા ભાઈ ગુરુ

દેવને ચરણે ઢળી પડયા, સદા માટે ધર્મશીલ બની ગયા

ઘણી વાહવાહ અને જાહોજલાલી સાથે વેરાવળ વાસીઓ-એ વિહારનો સદેશ સાભળ્યો ત્યારે તેમના હૃદય પર ગુરુદેવના વિરહનો વજ્રપાત થયો પૂજ્યશ્રીએ પોતાની જન્મભૂમિ વેરાવળના નિવાસીઓ પર પણ સચોટ છાપ પાડી હતી જન્મ-ભૂમિનુ ઋણ જાણે ચુકવ્યુ હતુ આખુ ચાતુર્માસ દિવ્ય હતુ શ્રી માણેકલાલ શેઠનુ અવસાન ગુરુદેવને મન પણ એક વિચક્ષણ ઘટના જ હતી

ચરિત્ર પાઠકને ખ્યાલ હશે કે '૧૦૦૮ સ્વ ગુરુવર્ય શ્રી જયચદજી સ્વામીએ વેરાવળની ભૂમિને એવી ઉત્તમ રીતે ખેડી હતી કે જેમા આગળ સર્વોત્કૃષ્ટ પાક થવાનો હતો એવો લેખકે ઉલ્લેખ કર્યો છે તે ઉલ્લેખ અહીં અક્ષરસ સત્ય બની જાય છે વેરાવળનુ કે દીવ્યમાન ચાતુર્માસ પૂરુ થતા ગુરુ-દેવોએ વિહાર માટે ભેટો બાધી કેમ જાણે જન્મભૂમિને ભેટીને અતિમ તૈયારી કરી રહ્યા હોય!

*

બીજા ભાદરવા સુદ ૫ ઉપર ભાઈઓ બહેનોએ લાપસી છઠ કર્યા. છઠને પારણે લાપસી ખાઈને ઠામ ચોવિહાર કરવાનો હોય છે. તેમાં ૪૭ છઠ થયા. શેઠ પ નાગરદ ગોવિંદજી તરફથી લાપસી છઠના પારણા કરાવી એક એક કુંડી વાટકાનું લાણું અપાણું. શ્રી ભીમજી કેશવજી તરફથી એક એક રૂપિયો અપાયો. લગભગ સો ઉપરાંત મોટી તપસ્યાઓ થઈ હતી. દરેક તપસ્વીઓને લગભગ સોતેર સાતેર ઠામ વાસણ વગેરે મળ્યા હતા. એ સિવાય કેટલીક છુટી તપશ્ચર્યા અને એક આસને આઠ આઠ સામાયિકનું આરાધન કરવામાં આવ્યું.

વેરાવળના ચાતુર્માસ દરમ્યાન જામે ગામના સખ્યાબંધ દર્શનાર્થીઓ આવવાથી ઘણું જ વધારે આનંદ થયું. કેમ જાણે ગુરુદેવના દર્શન આગળ પર દુર્લભ થવાના હોય તેમ વેરાવળમાં સમસ્ત સૌરાષ્ટ્રથી મુંબઈ કલકત્તા અમદાવાદને ગુજરાતના પ્રસિદ્ધ ગામોમાંથી અતિથિઓના ઝુંડના ઝુંડ લાભ લેવા આવી રહ્યા હતા. રાજકોટ, ગોંડલ, જામનગર, જુનાગઢ, ભાવનગર, જેતપુર, બીલખા, મેંદરડા, ધારી, વડીયા, બગસરા, શાહપુર, વીસાવદર, સરસાઈ, સાવરકુંડલા, ખાંભા, ધાટવડ, અમરાપુરી, દેરડી, બરવાળા, કાળાવડ, પડધરી, ખીજડીયા, સરધાર, મોણપુર, વાવડી, ઉંબરી, માળીઆ, હાટીના, માંગરોળ, કેશોદ, માણાવદર, અમરેલી, પોરબંદર, ઘાટકોપર વગેરે સ્થળેથી ભાઈઓ તથા બહેનો ઘણી સંખ્યામાં વારંવાર વેરાવળને આંગણે આવ્યા. સૌએ સારામાં સારો લાભ લીધો. શ્રી વેરાવળ સંઘે અતિથિઓની ઉત્તમ સેવા બજાવી.

ભાઈઓ બહેનોએ મેવા છઠની આરાધના કરી. ૬૦ જેટલા મેવા છઠ થયા. અઠ્ઠાઈઓ અઠમ ગૌતમ પડઘાની પણ તપશ્ચર્યા ઘણી થતી રહી. તે ઉપરાંત છુટક છુટક તપ

શ્ચર્યાઓ ઘણી થઈ સૌને અતર વાગ્યા અને પારણા અપાતા હતા લહાણા, કેશ પૈસાની વહેચણી અને પ્રભાવના પણ પુષ્કળ પ્રમાણમા થતી હતી એક આસને ૧૫, ૧૫ સામાયિક કરી ઘણા ભાઇઓ બહેનોએ આદર્શવ્રત નીપજાવ્યા ચારે તરફ તપશ્ચર્યા અને ઉત્સવનુ વાતાવરણ બની રહ્યુ હતુ ધન્ય છે ગુરુદેવના પ્રતાપી વ્યક્તિત્વને ! તેમના સાનિધ્યથી કેટલા જીવો પુન્ય માર્ગની ઉપાસના કરી શકતા હતા

ચોમાસાની પરિ સમાપ્તિ થવા આવી હતી કારતક સુદી ૧૩ પૂજ્યશ્રીનુ 'માનવ ધર્મ' પર જાહેર પ્રવચન રાખવામા આવ્યુ ૨૦૦૦ માણસોની હાજરી હતી પૂજ્યશ્રીની વાણીથી સૌ તૃપ્ત તૃપ્ત બની ગયા બીજે દિવસે સમસ્ત જૈનોને નવકારસી જમણ આપવામા આવ્યુ શ્રી ફૂલચદ ગોવિદજી, હેકમચદ વસનજી તથા રાયચદ આણદજી આ ત્રણે વ્યકિત ઓએ સઘ જમણનો લાભ લીધો

કારતક સુદી પુનમ ચોમાસી પાખીના દિવસે ચાતુર્માસ પૂર્ણાહુતિનુ પ્રવચન થયુ તે દિવસે ગાયન, સવાદ આદિ સહિત ઘણો લાબો કાર્યક્રમ ચાલ્યો તે દિવસે શ્રી નગીનદાસ કલ્યાણજી તરફથી સ્વ શેઠશ્રી માણેકલાલભાઇના સ્મરણાર્થે બહેનોનો નવો ઉપાશ્રય બાધવા માટે રૂા ૫૧૦૦૧ એકાવન હજાર એકની જાહેરાત થઈ જૈનશાળાના બાળકોને એક હજાર રૂપિયાનુ ઇનામ વહેચવામા આવ્યુ ચોમાસાની સમાપ્તિ સુધી અઠાઈ તપની ઉપાસનાઓ ચાલુ જ રહી કારતક વદી ૧ ના શ્રી ભાનુમતિ બહેનને અઠાઈનુ પારણુ હતું તેમના પારણા નિમિત્તે નવકારસી સઘ જમણ શ્રી કલ્યાણજી ટોકરસી તરફથી આપવામા આવ્યુ હતુ

છેલ્લે છેલ્લે કારતક વદી ૨ મધ્યમ વર્ગના જૈનભાઈઓ અને બહેનો માટે ઉદ્યોગશાળા સ્થાપવી અને ધર્મબન્ધુ વાત્સલ્ય

કેળવવુ તે માટે વિચારણા થઈ પૂજ્યશ્રીની ઉપસ્થિતિમાં જ સૌએ ઉમંગથી ભાગ લેતા સારો એવો ફાળો થઈ ગયો.

વેરાવળનુ ચાતુર્માસ ધન્ય ધન્ય બની ગયુ કેમ જાણે આ અંતિમ ચાતુર્માસ હોય અને આ તક પુન ન મળવાની હોય તેમ વેરાવળના શ્રાવક શ્રાવિકાઓ જાણે એક સાથે એક લાભ લેવા અધીર બની ગયા હતા

ગુરુદેવની લાગણીશીલતા અને જૈન સમાજ પ્રત્યેની હમદર્દી સૌને ઊંડાઈથી સ્પર્શી જતા હતા અતિથિ સ્વાગત તપશ્ચર્યા વ્યાખ્યાનવાણી દાનપુણ્ય સંઘ જમણ, જૈનશાળાના ઉત્સવો અને ઈનામો આ બધામાં જરાપણ ત્રુટી રહી નહિ. જૈનશાળામાં લગભગ બાર હજાર રૂપિયાનુ તો ઇનામ વહેંચાયુ હશે. મુંબઈમાં વસતા તેમજ સ્થાનિક શેઠીયાઓએ અને સૌ ભાઈઓએ તન મન ધન ખરચી અને વ્રત પચ્ચખાણ આરા ધીને પૂરો લાભ લીધો હતો આજપણ એ ભવ્ય સ્મરણ કરતા વેરાવળ વાસીને આંખમાં હર્ષના આંસુ ...નગર, આવે છે ...પુર, મરાપુરી

ગુરુદેવની ભક્તજન પ્રત્યેની લાગણીનો એક ...પુર દાખલો આ પ્રકરણ પૂરૂ કરીશુ વેરાવળમાં લગ્ન માટુંગા કરતા શ્રી બળવંતભાઈ કોઈ રૂસ્વતના આરોપમાં જેલ જવાનો પ્રસંગ આવ્યો. બપોરના ગુરુદેવ તથા રોઈ પડયા. પોતાના અપરાધનો સ્વીકાર કર્યો આવ્યા. એજ વખતે પ્રભુદાસ જેરામ તથા તુલસીદાસ કલ્યાણ તેથિ બોલાવ્યા. તેમના ઉપરી અમલદારને મળીને આ શ્રાવક બળ અભય મળે તેવી વ્યવસ્થા કરવા પ્રેરણા આપી પેલા બને ભાઈઓએ આ કામ પૂરુ કર્યું જે ખર્ચ અને પૈસા આપવા પડયા. તે શ્રી તુલસીદાસભાઈએ આપી દીધા. પેલા ભાઈ ગુરુ

દેવને ચરણે ઢળી પડયા, સદા માટે ધર્મશીલ બની ગયા

ઘણી વાહવાહ અને જાહોજલાલી સાથે વેરાવળ વાસીઓ-એ વિહારનો સદેશ સાભળ્યો ત્યારે તેમના હૃદય પર ગુરુદેવના વિરહનો વજ્રપાત થયો પૂજ્યશ્રીએ પોતાની જન્મભૂમિ વેરાવળના નિવાસીઓ પર પણ સચોટ છાપ પાડી હતી જન્મ-ભૂમિનુ ઋણ જાણે ચુકવ્યુ હતુ આખુ ચાતુર્માસ દિવ્ય હતુ શ્રી માણેકલાલ શેઠનુ અવસાન ગુરુદેવને મન પણ એક વિચક્ષણ ઘટના જ હતી

ચરિત્ર પાઠકને ખ્યાલ હશે કે '૧૦૦૮ સ્વ ગુરુવર્ય શ્રી જયચદજી સ્વામીએ વેરાવળની ભૂમિને એવી ઉત્તમ રીતે ખેડી હતી કે જેમા આગળ સર્વોત્કૃષ્ટ પાક થવાનો હતો એવો લેખકે ઉલ્લેખ કર્યો છે તે ઉલ્લેખ અહીં અક્ષરસ સત્ય બની જાય છે વેરાવળનુ કે દીવ્યમાન ચાતુર્માસ પૂરુ થતા ગુરુ-દેવોએ વિહાર માટે ભેટો બાધી કેમ જાણે જન્મભૂમિને ભેટીને જેમ તિમ તૈયારી કરી રહ્યા હોય!

## વેરાવળથી બગસરા
## ચૈતન્ય પ્રગટાવી ધન્ય બન્યા

### ૮૧

વેરાવળનું અવિસ્મરણીય ચાતુર્માસ સમાપ્ત થતા ગુરુવર્યશ્રીએ પાછો ફેરવી દૂર દૂરના ક્ષેત્રો પર મીટ માંડી છલકતો સાગર જેમ આગળ પેટ ભરીને લઈ લેવો હોય તેમ પ્રથમ પ્રભાસ–પાટણ જવા વિચાર કર્યો જાણે જન્મભૂમિની અંતિમ મુલાકાત હોય! અહો! વેરાવળમાં જન્મ વેરાવળમાં ગુરુવરોની મુલાકાત વેરાવળમાં વૈરાગ્ય પ્રાપ્તિ વેરાવળમાં મુનિપ્રાણ વેરાવળમાં વસતા પ્રાણ વેરાવળમાં ગુરુવર્ય રૂપે આગમન આદિ બધા ચિત્રો એક પછી એક નજર સામે તરવરી રહ્યા. કેટલીક વખત વેરાવળ ક્ષેત્રની સ્પર્શના —બસ હવે શું વેરાવળને સ્પર્શના નહિ થાય! આમ મન ઉદાસીન ભાવે ઊંડુ ઊંડુ ઊતરી જતાં કેટલીક ભાવિ ભાવનાને સ્પર્શ કરી ગયું

વેરાવળવાસી અધીર બની રહ્યા હતા. આજે પૂજ્યશ્રીનુ પ્રસ્થાન તેમની ભક્તિને છેલ્લો ઝટકો થઈ રહ્યું હતુ સૌ જાણે કંઈક આજે કૃતકૃત્ય થયા હોય તેવો સંતોષ હતો ગુરુવરના સાંનિધ્યમાં લાભ લેવા તક મળી અને પૂજ્યશ્રીને પ્રસન્ન કરી તેમની કૃપાદૃષ્ટિ મેળવવા ભાગ્યશાળી બની શક્યા. આથી જીવન સાર્થક થયું હોય તેમ સૌને લાગ્યું ભક્તિનો ઉભરો ઠાલવવા ગુરુદેવના પગલાં મેળવી શક્યા. તેઓ સકળ સંઘ ભાગ્યશાળી બની ગયા અનુભવી રહ્યા આ બધું સુખ છતાં વિહારની વિરહ વેદના જાણે મુખને દુઃખમાં બદલી રહી હતી!

મિલનના સુખ પછી વિયોગનુ દુખ અતિશય વસમુ લાગે છે ઠીક જ કહ્યુ છે કે 'સજ્જનથી દુર્જન સારા' કારણ દુર્જન મિલન વખતે દુખ આપીને વિદાય વખતે સદા માટે સુખ આપીને જાય છે જ્યારે સજ્જન મિલન વખતે સુખ આપી વિદાય વેળા સદા માટે દુખ આપી જાય છે વિયોગ સમરણ નિરતર ખટકતુ જ રહે છે છતા મનુષ્યોને સજ્જન કેમ સારા લાગે છે? સતો કેમ આદરપાત્ર બને છે? એટલા માટે જ કે સજ્જનોથી થયેલા સુખદુખ કલ્યાણના જ કારણ છે દુર્જનથી થયેલા સુખદુખ બને અહિત કરે છે શ્રીમદનુ કોટી કોટી કલ્યાણકર્તા ગુરુવરોની વિદાય શ્રાવક મડળને નયનોમાથી નીર વરસાવે તો તેમા નવાઈ શુ?

પૂજ્યશ્રી જન્મભૂમિ ઉપર એક કરુણા ભરી નજર ફેંકી અને માગળિક કહી આગળ વધ્યા નાના, મોટા, બાળ યુવાન, બહેનો, બાળાઓ, પુખ્તો, આદિ પાટણ સુધી સાથે ચાલ્યા શ્રી માણેકલાલ શેઠ તરફથી વળામણા નિમિત્તે પાટણમા નોકારસી જમાડ્યુ હતુ ઘણા ભવ્ય ભાવે ગુરુદેવોને વિદાય આપવામા આવી

પાટણથી વિહાર કરી પૂજ્યશ્રી ઘાટવડના નાઘેર પ્રદેશમા ઊતરી આવ્યા વચ્ચે વચ્ચે બની શકયુ ત્યા સુધી ચોરવાળના સ્નેહ સચિત હૃદયવાળા શ્રાવક શ્રાવિકાઓ પીછો કરતા રહ્યા દર્શનવાણીનો લાભ ઉઠાવી ભકિત બજાવતા રહ્યા કોડીનારને લાભ આપી પૂજ્યશ્રી ઘાટવડ પધાર્યા અહી ૨૧ દિવસની સ્થિરતા કરી ઘાટવડ સઘને પૂરો લાભ આપ્યો વેરાવળથી ઘણા ભાઈઓ બહેનો દર્શનાર્થે આવતા રહ્યા શ્રી કુવરબાઈ સ્વામિની તિથિ ઉપર અઠમની પચરગી થઈ તેમા ચોરવાળના ભાઈઓ બહેનોએ લાભ લીધો કુલ ૨૮ અઠમ

થયા. સારી ધામધૂમ થઈ ાખી છગનલાલ નાગરદાસ તરફથી તપસ્વીઓને પારણા અને જમણ આપવામા આવ્યા. અઠમના પારણા ન કરતા પાચ બહેનો આમળ વધ્યા અને અઠાઈના પચખાણ કર્યા વેરાવળથી આવેલ શ્રી. નેમચંદ શેઠ અને કથા શ્રીમાળી જ્ઞાતિ તરફથી સામૂહિક જમણ થયુ વેરાવળવાળા શ્રી. જનકભાઈ ગુરુદેવની ભક્તિમાં રસ લઈ રહ્યા હતા તપસ્વી ઓનુ સ્વાગત બહુમાન કર્યું

પૂજ્ય તપસ્વીજી મહારાજની તિથિ આવતા પુન ૧૫ અઠમ થયા વેરાવળના ભાઈઓએ તપસ્વીઓને ઘણી પ્રકારની ઘણી ઘણી મીઠાઈનુ લહાણુ કરી લાભ લીધો. આ ધાંટવડમા આનંદ વર્તાઈ રહ્યો હતો

ઘાટવ થી પુન એજ ગિરના જ ગલના રસ્તે ધોકડવી, કનકાઈ સત્તાધાર થઈને પૂજ્યશ્રી વીસાવદર પધાર્યા વીસાવદર ૧૬ દિવસ સુધી સ્થિરતા થઈ શ્રી. રંભાબાઈ સ્વામી ઠા ૮ મોણીયાથી વિહાર કરી વીસાવદર પધાર્યા આ સુપાત્ર સાધ્વી મડળની ઊ ડી છાપ સૌના મન ઉપર પડતી હતી. પૂજ્યશ્રીના દર્શન કરી આશીર્વાદ મેળવવા અને જ્ઞાન લાભ લેવાની તક મળતા તેઓ ખૂબ જ ખુશ થયા. વીસાવદરમા અઠમની પચરંગી થતા ૩૮ અઠમ નીપજ્યા પારણા લહાણાની ધામધૂમ રહેવા ખૂબ જ આનંદ વર્તાઈ રહ્યો

વીસાવદરથી ધારી માટે પ્રસ્થાન થયુ વેકરીમા પધારવા કલખાણીયા, ધારી અને મિઠાપુરથી આવકો વિનંતિ કરવા આવ્યા. ધારીમાં શ્રી મોતીબાઈ સ્વામીની તબિયત નરમ હતી. બધે પહોંચવુ અશક્ય હોવાથી શ્રી મોટા રતીલાલજી અને શ્રી વીરજી મ. ઠા. ૨ ધારી પધારે અને પૂજ્યશ્રી તથા નાના રતીલાલજી કલખાણીયા પધારે એમ નિર્ણય થયો. બા. બ્ર. પ્રભાકુંવરબાઈ

મ તથા બા બ્ર જયાકુવર મ ના જન્મસ્થાન તરીકે દલ-ખાણીયાને બે દિવસ વધારે લાભ મળ્યો સુલતાનપુરથી જડાવ બહેન તથા વીસાવદરથી હરજીવન કલ્યાણજી ગુરુદેવના દર્શને આવ્યા જડાવ બહેને ત્રણે ગામના દરેક ઘરમા શેર સાકરના પડાનુ લહાણુ કર્યું પૂજ્યશ્રી ગોવિદપુર થઈ ધારી પધાર્યા

ધારીમા પધરામણી થતા આનદ આનદ થઈ રહ્યો શ્રી મોતીબાઈ મહાસતીજી અસ્વસ્થ હોવાથી પથારીવશ હતા પૂજ્યશ્રી પ્રતિદિન કલાકથી દોઢ કલાક તેમને આશ્વાસન, ઉપદેશ આપી સાતા પૂછવામા ગાળતા શ્રી ચપાબાઈ સ્વામી આદિ બપોરના પૂજ્યશ્રીના દર્શને ઉપાશ્રયે આવતા, શાસ્ત્રીય પ્રશ્નો પૂછી ઉત્તર મેળવતા

પ્ર —શ્રી ભગવતીજીમા તુગીયા નગરીના શ્રાવકોએ સ્થવીરોને પૂછ્યુ 'દેવલોકમા દેવ કયા કારણથી ઉપજે છે!'

ઉ —પૂર્વ તપથી, પૂર્વ સયમથી

શ્રી ઉજમબાઈ મહાસતીજીની તિથિ આવતા ૪૭ અઠમ નીપજ્યા સવર પોષા તો ઘણા જ થયા રાજકોટવાળા શ્રી મણીલાલ રમણીકલાલે રૂ ૧૨૫ પારણા માટે આપ્યા ધારીમા ધર્મની ધામધૂમ સરસ રહી શ્રી મહાસતીજી બીમાર હતા એટલે પુન ગુરુદેવનુ ધારી આવવાનુ શકય હતુ છતા વચમા બાબા સુધીનો વિહાર થયો બાબામા નવા ઉપાશ્રયનુ ઉદ્ઘાટન હોવાથી ૧૨ દિવસની સ્થિરતા થઈ ઘણો સુદર કાર્યક્રમ યોજાયો હતો બગસરાવાળા શેઠ નરસેરામ દેવચદના શુભ હસ્તે ઉદ્ઘાટન કરાવવામા આવ્યુ તેઓએ રૂ ૨૫૧ શ્રીસઘને આપ્યા પૂજ્યશ્રીએ ધર્મ સ્થાનકની મહત્તા ઉપર પ્રવચન આપ્યુ નવકારસી સઘ જમણ થયુ

મોળ બહેનો ભાઈઓએ અઠમ તપની આરાધના કરી દુધીમા ને શીવકુવર બેન તરફથી એક એક પાટ મૂકવામા

આવી પુન પૂજ્યશ્રી વીરપુર ખીચા વગેરે થઈને ધારી પધાર્યા આ વખતે ૪૮ દિવસ ધારીમા સ્થિરતા થઈ શ્રી મોતીબાઈ મ ની બીમારી વધતા ગુરુદેવે સ્વમુખે આલોચણા કરાવી તેમને અનશન ભાવ સમજાવ્યા પડિત મરણ અને અ તિમવખતની સમાધિનુ માગ દશ ન કરાવ્યુ ફાગણ વદ ૨ બુધવાર રાત્રીના સવા બે વા ગે મહાસતીજીના આત્માએ આ નશ્વર દેહનો ત્યાગ કર્યો આગલે દિવસે સાજના મહારાજશ્રી એ માગળિક સભળાવ્યુ હતુ બધી શિષ્યાઓના હાજરીમા ઘણી જ સમાધિ સાથે પડિત મરણ નીપજ્યુ હતુ

પૂજ્યશ્રીના હાજરીમા મહાસતીજીનો નિવાણ મહોત્સવ ઘણી ધામધૂમ સાથે થયો હજારો રૂપિયા દાનપણ્ય અને સાત્વિક મા ખર્ચાયા સારી કીમતનુ જરીનું રેશ્મી દ્રવ્ય દેહ પર ઓઢાડવામા આવ્યુ હતુ

ધારી શ્રીસઘે ચાતુર્માસ માટે વિનતિ ખાસ કરી. બા બ્ર. ચ પબાઈ સ્વામીની તબિયત ઘણી જ નરમ રહેતી હોવાથી પૂજ્યશ્રીના હાજરીમા તેમને સાતા રહે ચ પાબાઈ સ્વામીનુ ચ તુર્માસ ધારીમા જ હતુ ગુરુદેવે અશક્યતા બતાવી વસ્તુત ધારી ચોમાસુ કલ્પતુ પણ ન હતુ કેમ જાણે દીક્ષા ભૂમિ અવસરાને કરવા બાકી હોય ! અ તિમ સવ લાભ અવસરાને જ મળવાનો હોય

ગુરુદેવે ધારીથી પ્રસ્થાન કર્યુ બે ચાર દિવસ અમરેલીને લાભ આપી સાવરકુડલા આગમન થયુ સાવરકુડલા આવવાનુ પ્રથમ પ્રયોજન ત્યાં કુવારી બહેનો શ્રી વિમળાબેન તથા શ્રી હસાબેનને દીક્ષા આપવાની હતી શ્રી કૂલકુવરબાઈ સ્વામી ઠા ૫ સાવરકુડલામાં જ બીરાજમાન હતા. તેમની સાથે સ્વ. શ્રી ઉજમબાઈ સ્વામીના શિષ્યા બા. બ્ર. જયાબાઈ મ. છ

હતા આ બને ભાવ દીક્ષિતા તેમના શિષ્યાઓ થવાના હતા. ગુરુદેવ પધારતા જ દીક્ષાનુ મૂહૂર્ત જોવાયુ વૈશાખ વદિ ૫ ને બુધવારનુ નક્કી થયુ જયાબાઈ સ્વામીએ ગુરુદેવને દીક્ષાર્થિ-ઓના ઉપકરણો બતાવ્યા ઘટતા ઉપકરણો ઉમેરવામા આવ્યા. બા બ્ર પ્રભાબાઈ મ ઠાણા ૪ નેસડીથી પધાર્યા

બુદ્ધ જયતિ પર જાહેર પ્રવચન આપવાનુ નિમ ત્રણ મળતા પૂજ્યશ્રી ટાઉન હોલમા પધાર્યા જિલ્લા કલેકટરે ગુરુ દેવને પ્રવચન માટે પ્રાર્થના કરી ભગવાન બુદ્ધનો ત્યાગ અને ભારતીય ઈતિહાસ પર તેમના વ્યકિતત્વનો પ્રભાવ તે ભાવ પર ગુરુદેવે માર્મિક પ્રકાશ નાખ્યો અહી વરસીતપનુ પારણુ ઉજવાયુ ત્યા દીક્ષાની તિથિ નિકટમા આવી ગઈ સાવરકુ ડલા ફરીથી ધમધમી ઊઠયુ બહાર ગામના મહેમાનો આવવા લાગ્યા પૂજ્યશ્રીનો પુણ્ય–પ્રતાપ ચમકી રહ્યો. જાણી કુબેરભાઈને ત્યાથી પ્રથમ ફુલેકુ ચડયુ બીજુ બજ-રીયા હરિબેને લીધુ સાથેસાથ સ્વામિ વાત્સલ્ય જમણ થવા લાગ્યા

દીક્ષાર્થી બહેનોના નામનો જયનાદ ગુ જવા લાગ્યો. કુ ડલાની ગલીઓમા વૈરાગ્યની શરણાઈઓ વાગવા લાગી. બહેનોના મ ગળ ગીતોથી ગુરુદેવોની જય ગવાવા લાગી બધુ કાર્ય વિધિસર થઈ રહ્યુ હતુ ગુરુદેવની હાજરીથી મહા સતીજીનો બોજો ઓછો થઈ ગયો

બે બેન્ડ પાર્ટીના મોટા વાજાઓ બુલ દ અવાજે બજી રહ્યા હતા જાણે સ સારની અનિત્યતાનો જોરશોરથી ઘોષ કરી રહ્યા હોય ! ધુડુમ! ધુડુમ! અવાજે જગતની મિથ્યા આસકિત ઉપર ઘા કરી રહ્યા હતા, અત્યારે સૌ કોઈ વૈરાગ્યના ર ગે ર ગાયા હતા બહારથી આવેલ લગભગ ૪૦૦૦ મહેમાનો જુલુસની શોભામા વધારો કરી રહ્યા હતા

બંને વૈરાગ્ય શીલવતી અલગ અલગ વાહનમાં બેસીને પરસીઝાન થઈ રહ્યા હતા. આ આખી શોભા યાત્રા દીક્ષાર્થી બહેનોના ઘેરથી શરૂ થઈ ગુરુદેવના સ્થાન પાસે આવતા ભાવ દીક્ષિતાઓએ ઉતરીને વંદન કર્યા ગુરુદેવે તેમને સંયમ રસની વૃદ્ધિ માટે આવશ્યક માંગલિક સંભળાવ્યું પછી શોભા-યાત્રા આગળ વધી ગુરુદેવો દીક્ષા સ્થળે પધારી ગયા શ્રી. મહાત્મા ગાંધી ધર્મશાળામાં દીક્ષા આપવાનું ગોઠવ્યું હતું

વિશાળ પંડાલમાં ગુરુદેવો પાટ પર બિરાજ્યા શોભા યાત્રા આવી પહોંચી કુંડલાનું ગગન જયનાદોથી ગાજી ઊઠયું પૂજ્ય ગુરુવર પ્રશાંત ભાવે ઉલ્લાસિત થયેલા જોવામાં આવતા હતા શોભા-યાત્રા સભારૂપે ગોઠવાઈ ગઈ ૧૦ થી ૧૨ હજારની મેદની શાંત ભાવે ગુરુદર્શન કરવા લાગી ગુરુદેવ ખૂબ જ પ્રસન્ન હતા ઘણી દીક્ષાઓ અને ઉત્સવો ગોઠવ્યા પછી સફળ યોજક બન્યા હતા જાણે છેલ્લો જ દીક્ષા ઉત્સવ ઉજવવાનો હોય તેમ ભાવ-વિભોર બની અંતઃકરણનો પૂરો રસ ઠાલવી રહ્યા હતા

દીક્ષાર્થી બહેનો ગાડીમાંથી ઉતરી પ્રથમ ગુરુવરોને વંદન કર્યું માંગલિક સાંભળ્યું ત્યારબાદ બંનેએ થોડું પ્રવચન આપ્યું સમય થતા વેશ પરિવર્તન માટે તેઓ રાવટીમાં આવ્યા ગયા શ્રી. જયાબાઈ સ્વામી પુલકિત ભાવે ભાવ દીક્ષિતાઓને સાંભળી રહ્યા હતા ત્યારબાદ ગુરુદેવની ગંભીર ગિરા આ મહામેદની વચ્ચે વરસી રહી જાણે અષાઢી મેઘના પ્રભાવથી પૃથ્વી સ્નાન કરી રહી હોય ! પ્રવચન સમાપ્તિ થતાં રાજકોટ સંઘના પ્રમુખ શ્રી. દુલભજીભાઈ વીરાણીએ શ્રી સંઘ તરફથી આશીર્વાદાત્મક બે શબ્દ કહ્યા.

બંને દીક્ષાર્થીઓ ગુરુશરણમાં ઉપસ્થિત થતા પૂજ્યશ્રીએ શ્રીમુખથી વિધિવત દીક્ષાપાઠ ભણાવ્યો. યાવત જીવન સામા

ત્વિક ચારિત્ર આરાધ્યુ ગુરુદેવના સાનિધ્યથી આખો પ્રસગ ધન્ય ધન્ય બની ગયો બા બ્ર શ્રી જયાબાઈ સ્વામીના શિષ્યા તરીકે બ નેને જાહેર કરવામા આવ્યા (આટલી નોધ પોથીઓમા ગુરુદેવે ફકત આ અ તિમ દીક્ષાનુ વર્ણન સ્વહસ્તે લખ્યુ છે)

આ દીક્ષા પછી બા બ્ર ચ પાબાઈ મહાસતીજીને વરસીતપનુ પારણુ હોવાથી ઘણા જ ભાવપૂર્વક ગુરુદેવે આલોયણા વિધિ કરાવી અ તિમ છઠની ઉપર દોઢ પહોરનો ચોવિહાર કરાવ્યો શ્રીસ ઘે ઘણા જ ઉત્સાહથી વરસીતપ ઉજવ્યો લગભગ ૨૦૦૦ રૂપિયા ગુરુગોરાણીની તિથિ અને શુભકાર્યમા વપરાયા

ગુરૂદેવે સાવરકુ ડલાથી પગ ઉપાડયો કેમ જાણે આ ભક્તિનગરની અ તિમ ભાવ વિદાય હોય! સાવરકુ ડલાના નરનારીઓ ગદ્દગદિત થઈ ગયા સૌને અ ત કરણમા ગુરુદેવનો રાગ વ્યાપી રહ્યો પૂજ્યશ્રી એ નાવલી નદી પર જાણે અ તિમ નજર ફેકી પ્રકૃતિ કહી રહી કે ગુરુદેવ ! હવે આ ભૂમિ આપના ચરણસ્પર્શથી નાવલીના પુત્રોપાવન કયારે થશે?

સાવરકુ ડલાના ૮૦૦ માણસો પદયાત્રામા સાથે જ હતા સાવરકુ ડલા ગુરુદેવના ભકિત ક્ષેત્રોનુ મુકુટમણિ છે અહી તેનો પ્રત્યક્ષ પુરાવો મળી રહ્યો હતો ગુરુદેવના પ્રસ્થાનથી સૌના હૃદય વલોવાઈ રહ્યા અમૃતવેલમા ડાહીબાઇને વરસીતપ હતો અમૃતવેલમા દેસાઈ ગુલાબચ દ કાનજીએ ૧૨૦૦ માણસો જમાડીને ઉત્કૃષ્ટ લાભ લીધો મહાસતીજી ઠાણા ૧૦ દૂર સુધી વળાવવા આવ્યા હતા સૌના હૃદયમા ઊ ડી અજ્ઞાત આશ કા કેમ જાણે જન્મી રહી હોય! શુ આ અ તિમ દર્શન છે?

ગુરુદેવ લીલીયા દામનગર લાઠી થઈ અમરેલી વિભાગમાં સંચર્યા ઉપરના બધા ક્ષેત્રોમાં છઠ અઠમની તપશ્ચર્યાઓ અને વ્યાખ્યાન વાણીની સારી ધામધૂમ રહી દરેક જગ્યાએ શુભ કાર્યો થતા રહ્યા ખાસ અમરેલી ન જતા મોટા આંકડીયા અને અમરાપુર ઉપર થઈ કુકાવાવ પધાર્યા મોટા આંકડીયામાં શ્રી રંભાબાઈ સ્વામી ઠાણા ૩ ને ગુરુદેવના દર્શનનો લાભ રસ્તે જતા મળ્યો શ્રી જયાબાઈ સ્વામી તથા નવ દીક્ષિતા શ્રી વિમળાબાઈ તથા શ્રી હંસાબાઈનું ચાતુર્માસ ચિતળ હોઈ તે રસ્તેથી નીકળ્યા ગુરુદેવની અંતિમ શિક્ષાઓ હૃદયમાં સંગ્રહી લીધી અમરેલીથી રામજી હંસરાજ કામાણી તથા જવબહેન સાથે ભગવાનજી માવજી તથા ગુલાબબેન કેમાણી ગુરુદેવના દર્શનાર્થે આવ્યા. શ્રી રામજીભાઈએ ગુરુદેવ સાથે વર્તમાન જૈન સમાજની સ્થિતિ સંબંધે વાર્તાલાપ કર્યો પૂજ્યશ્રીની મહાનતા માટે ધન્યવાદ આપ્યો. અમરાપુરસ્થ શ્રી રેચંદભાઈ કાનજી દોશીએ પૂજ્યશ્રીની ઉત્તમ સેવા બજાવી.

કુકાવાવમાં બગસરાના સેંકડો નરનારીઓ પહોંચી ગયા સ્વાગત જમણ ત્યાં હતું બીજે દિવસે પૂજ્યશ્રી કુકાવાવથી વિહાર કરી બગસરા ચાતુર્માસ પધાર્યા જૈનસંઘ જાણે અમૃત સાગરમાં તરવા લાગ્યો.

૨૦૧૨નું બગસરાનું અંતિમ ચાતુર્માસ ધર્મધ્યાનની વૃદ્ધિ સાથે સાથે તપસ્યાનો વરસાદ વરસ્યો.

૮૧

પૂજ્યશ્રી બગસરા પધાર્યા જાણે 'હાશ' એવો અંતર નાદ થયો ધર્મપ્રવૃત્તિના સાગરને પાર કરી તેમાં એકાંત-મહાગમનની તૈયારીનો પડઘો હતો. બગસરાની ભૂમિ અને ત્યાંના ગુરુભક્તિવાળા શ્રાવક સમુદાય પૂજ્યશ્રીને કોઠે વસી ગયેલા હતા. ગુરુદેવને બગસરા ઉપર ખૂબ જ ભાવ અને બગસરાને ગુરુદેવ ઉપર એટલો જ ભાવ 'હાશ' જેવા મધુર શબ્દ મુખમાંથી નિકળે તેમાં નવાઇ શું! આ 'હાશ'ની પાછળ કેમ જાણે સદાની નિરાંત હોય!

બગસરા સંઘને હૈયે આનંદ ઉભરાય રહ્યો હતો પરંતુ આ આનંદની પાછળ વિધાતાના કયા લીલાચક્ર ગોઠવાઇ રહ્યા હતા તે શું માનવી જાણી શકવાનો છે? વાહ વિધાતા? અત્યારે બગસરા શ્રીસંઘને ભરતીની હોડીમાં વહેતો મૂકયો હતો. ગુરુદેવની વાણી-વીણા બની ઊઠી, ભક્તજનોના મન મયુર થનગન નાચવા લાગ્યો. નરનારીઓના હૈયા અસિમ ઉત્સાહમાં તણાવા લાગ્યા. વર્ષાઋતુની મેઘ ગર્જનાઓ સાથે શ્રાવકોના ચિત્તમાં ગુરુપ્રેમના તોફાનો જાગી ઊઠયા.

વાહ બગસરા! તું શૂર તો ખરું જ. ગુરુદેવની રણભેરી બજતા રણ મેદાને ઊતરી પડયું. કર્મશત્રુઓને સંહારવા જાણે બગસરા મહા અભિયાનને પંથે પડયું. સકળ સમાજના તનમાં તપનો વાયુ ભરાઇ ગયો. ચોમાસા પાખી આવતા જ છઠ અઠમના થોકડા થઇ પડયા. પારણા કરવાની ઇચ્છા જ ઓછી થઈ. જે ભાઇઓ બહેનો અઠમમાં હતા તે આગળ વધી રહ્યા.

૩ ભાઈઓ અને ૨૨ બહેનો અઠાઈ તપના આરાધક બન્યા બસ પછી પૂછવુ જ શું ! અઠાઈ નવાઈ દશ અગ્યાર અને સોળની તીકજ (કી) લે ઈ ગઈ એક બે અઠાઈ નહિ પાચ પાંચ અને દશ દશ અઠાઈના ચીકડાવાળી ઘણી બહેનો આગળ આવી પૂજ્યશ્રીની સાથે સાથે વ્યાખ્યાન નાના રતીમુનિ પણ વાંચતા હતા.

પજુષણ પર પહેલાં જ ૪ થી ૪૫ સુધી તપસ્વી નીપજી વૈરાગી શ્રી જનકભાઈએ પણ અઠાઈ તપનુ આરાધન કર્યુ લહાવા લીધાં, સાજી, દાનપુણ્ય વિગેરે વ્યવહારનો ભારે રંગ જામ્યો. ઉપાશ્રય સમસ્ત સંઘનુ મહાકેન્દ્ર બની ગયો. બહેનોને મન તો હોશ હાથ લાગ્યો હતો પ્રાતઃકાળે બહેનો ગીત ગાતી ગાતી દર્શન અર્થે આવતી હતી ત્યારે ગલીએ ગલીએ મંગળ છવાઇ જતુ ત્યાંનથી હઈ વ્યાખ્યાન વાંચણી ગોચરી પાણીનો સમય રાત્રે શાસ્ત્રશ્રવણ પ્રતિક્રમણ એ બધા ધર્મકર્મોમા સૌ કોઇ મસ્ત હતા સકલ સંઘનુ એકજ લક્ષ્ય હતુ ગુરુદેવને શાતા કેવી રીતે ઉપજે ! '

સ્વર્ગસ્થ ગુરુદેવો ૧૦૮ શ્રી જયચંદજી મ. અને તપસ્વીજી મ ની ખેર કરેલી ભૂમિમાં અત્યારે બગીચો ફાલ્યો ફૂલ્યો હતો ભક્તિનો ભારે રંગ જામ્યો હતો. એ બગીચાની શુરુઆત દ્વારા અત્યાર સુધી ઉત્તમ સિંચાઈ થઈ હતી

પજુષણ પર્વનો પ્રારંભ થયો. વ્યાખ્યાનની રંગરેલી વધારે જોશમાં આવી તપસ્વીએ જૈન સમાજનુ એક માણ સમુ બની જાય છે જે કાંઈ જૈન સમાજની ક્ષમતા છે તે તેની તપ વૃત્તિમા વર્તાય છે આવા મહાન ધર્મધુરંધર-ધારક મળ્યા પછી ભક્તોના સંકલ્પબળમા ઘણી વૃદ્ધિ થાય છે નાની નાની ઉંમરના બાળ-બાળાઓએ ઉપવાસ આરંભ્યાં અને સમય પ્રતિક્રમણ પ્રતિદિન પ્રવચન જૈન શાળાનાં બાળકોનો અભ્યાસ વિ. કાર્યક્રમ-આવુ આધ્યાત્મિક દૈનિક મહા આંદોલન ચાલી રહ્યુ

જૈનશાળાના શિક્ષણમા ઘોર ભા થ્ર ઘોર મહાતપસ્વી-રાજ મોટા રતીલાલજી મહા, સારૂ એવુ ધ્યાન આપતા એથી। જૈનશાળા પણ દીપી નીકળી

ચૈત્ર મહિનાની આયબીલની ઓળી માટે ફાળો થતા દરેક તિથિની આયબીલ કરાવવા રૂ ૧૦૦૧ તથા રૂ ૫૦૧ની રકમો મૂકવામા આવી જેમા લગભગ ૪૪૦૦ રૂપિયા થયા દેસાઇ શ્રી જગજીવનભાઈએ જૈન શાળાના બાળકોને ખૂબજ તૈયાર કર્યા હતા જૈન શાળા તરફથી 'રામ પ્રસાદ'નો સવાદ ભજવવામા આવ્યો બાળકોના અભિનય ઘણાજ ભાવવાહી હતા તપશ્ચર્યાના પૂર ઊલટી રહ્યા હતા ૧૦૦ ઉપરાત અઠાઇ નવાઈ થઈ. પ્રતિદિન પર્યુષણમા પાચ દસ અઠાઈના પારણા થઇ રહ્યા હતા પર્યુષણ દરમ્યાન ત્રણ વખત તપશ્ચર્યાનો વરઘોડો નીકળ્યો શાસનડકા વાગી ઊઠયા ધર્મ ધ્વજ ફરકવા લાગી સવત્સરી મહા પર્વ રૂડી રીતે ઉજવાયુ

પર્યુષણપર્વ પછી પણ તપના પૂર ચડતા જ ગયા છઠ અઠમ અને ચોલાના થોકડાં નીપજતા જ રહ્યા પર્યુષણ પર્વ વ્યતીત થતા દર્શનાર્થી અતિથિઓનો પ્રવાહ વહેવા લાગ્યો. કેમ જાણે ગુરુદેવના દર્શન દુર્લભ થવાના હોય! આ ચાતુ--ર્માસમા સખ્યાબધ સઘો મોટી સખ્યા સાથે બગસરાના આગણે આવવા લાગ્યા ગોડલ સપ્રદાયના દરેક ગામના સઘનુ બગસરા આગમન થયુ ગુરુદેવના દર્શનવાણીથી તેઓ તૃપ્તિ અનુભવવા લાગ્યા ગુરુદેવની સુખમુદ્રા નિહાળી કોઇ અગમ્ય શક્તિથી પ્રભાવિત થવા લાગ્યા સૌના દીલ દ્રવી ઊઠયા જેઓ દર્શન કરીને આવતા તેઓ એમ જ કહેતા. ગુરુદેવના દર્શન દુર્લભ છે, લાભ લઇ લો' જાણે તેમના નાડીતત્ર ઉપર કાળની ગતિના પ્રત્યાઘાત પડવા લાગ્યા હતા

સાવરકુડલાથી ૧૪ ભાઇઓ અને ૩૧ બહેનોનો સઘ દર્શનાર્થે આવ્યો ગોડલ, જેતપુર, વેરાવળ, જામનગર વિગેરે

પ્રદેશમાંથી ભક્તજનોનો પ્રવાહ બગસરાના આંગણે વહી રહ્યો હતો. બગસરા યાત્રાધામ બની ગયું હતું. જેઓ આવતા તેઓની સેવા ઉત્તમ રીતે થતી. કલકત્તાથી શ્રી માણેકચંદભાઈ જીવરાજ બગસરા દર્શનાર્થે આવ્યા ને ઉપાશ્રય સમરકામ માટે રૂા. ૨૫૧ શ્રીસંઘને અર્પણ કર્યા. સાવર-કુંડલાથી શ્રી કુબેરદાસભાઈ આવતા રૂા. ૫૦૧ ઉપાશ્રય સમારકામ માટે આપ્યા.

બગસરાના ભાઈઓ બહેનો સેવા માટે ખડે પગે તત્પર હતા. સવારના ચા નાસ્તાનું સ્વાગત ત્યારે માત્ર શ્રી નરસેરામ દેવચંદ તરફથી થતું હતું. બપોર ને સાંજના ભોજનનો લાભ શ્રી. મણિલાલ પાનાચંદે લીધો હતો. યુવક વર્ગ સ્વયંસેવક તરીકે સેવા કરી નામના મેળવી ગયો. સૌના હૃદયમાં એક જ મૂર્તિ રમી રહી હતી ગુરુદેવ! ગુરુદેવ!'

રાજકોટથી શ્રી દુર્લભજીભાઈ વીરાણી તથા શેઠ નરસેરામ હંસરાજ કામાણી પૂજ્યશ્રીના દર્શનાર્થે આવ્યા. ગુરુદેવનો પ્રતાપ તો એવો ને એવો જ પથરાઈ રહ્યો હતો. પરંતુ સુખ-મુદ્રાની કાંતિમાં સૂક્ષ્મ પરિવર્તન થઈ ચૂક્યું હતું. શ્રીયુત નરસેરામભાઈએ દર્શન કર્યા બાદ સૌરાષ્ટ્રથી જમશેદપુર આવ્યા ત્યારે તેઓએ જણાવ્યું કે હવે પૂ. પ્રાણલાલજી મ.ના દર્શન દુર્લભ થશે એમ મને લાગે છે. આવી આંતરિક સ્પર્શના ઘણાઓને થવા લાગી.

બગસરા ચાતુર્માસે તો ચાતુર્માસોની જાહોજલાલીમાં કળશ ચડાવી દીધો. સંવત્સરી પછી ૧૭ તો સંઘ જમણ થયા. તપ ધર્મમાં આરો આંક વાળી દીધો. અપૂર્વ વિક્રમ નોંધાવ્યો. પૂજ્યશ્રીની ઉત્તમ સેવાભક્તિ બજાવી તેમના આત્માને તૃપ્તિ અર્પણ કરી. ગુરુદેવે પણ બગસરામાં દીક્ષા લીધી હતી અને વૈરાગી રૂપે બગસરામાં જ પ્રતિબોધ પામ્યા હતા. તેનો લાભ

બધો કર્જો ચુકાવી દીધો હોય! શ્રી સઘને જ્ઞાન દર્શન ચારિત્ર અને તપના માર્ગે વાળી સાર્થકતા અનુભવી હોય તેમ સૌ શાંતિશ્વાસ લઈ રહ્યા

ખરેખર આ ચાતુર્માસનો લાભ મેળવી બગસરા ધન્ય ધન્ય બની ગયુ એટલુ જ નહિ પરતુ સૌરાષ્ટ્રના જૈન ઇતિહાસનુ એક સુવર્ણપત્ર બની ગયુ "હે બગસરા સઘ! હજુ ધીરજ રાખો ચાતુર્માસનો આવો ઉત્તમ લાભ આપ્યા પછી પણ પૂજ્યશ્રીની દિવ્યતાની અતિમ ઝાખી તમારે જ આગણે થવાની છે પ્રકૃતિના વરદાન રૂપે આ લાભ મેળવવા અને સદાને માટે સુવાસિત થવા તમે ભાગ્યશાળી થવાના છો આ પ્રમાણેની ભવિષ્યવાણી પ્રકૃતિના ભિન્ન ભિન્ન લક્ષણોમાથી પ્રગટી રહી હતી

કાર્તિકી પૂર્ણિમાના દિવસે પૂજ્યશ્રીએ સકલ સઘ સાથે ખમત ખામણા કર્યા ગુરુદેવની નોંધપોથીના અતિમ ચાતુ-ર્માસ સબધી શબ્દો ટાકીને આ પ્રકરણ સમાપ્ત કરીશ

"ચાતુર્માસ સબધમા શ્રીસઘને ખમાવ્યા ચાતુર્માસ પધાર્યા ત્યારથી ચાતુર્માસ પૂર્ણ થતા સુધીમા ધર્મ, ધ્યાન, ધર્મપ્રવૃતિ, તપશ્ચર્યા, ધર્મક્રિયા, દાન-પૂણ્ય આદિ જેવા આત્મલાભના કાર્યો થયા તેની પ્રસન્નતા"

પૂજ્ય ગુરુદેવે "પ્રસન્નતા અનુભવી" એવા શબ્દો ફકત બગસરાના આ અતિમ ચાતુર્માસ માટે જ લખ્યો છે અર્થાત્ તેઓશ્રીના આત્માને શાતિ વળી ગઈ ખરેખર આ પ્રસન્નતાનુ અનુસધાન બધા પાછલા ચાતુર્માસોને સ્પર્શે છે બગસરા અતિમ છે એટલે સ્વત તેની મહત્તા બની રહે છે. ધન્ય છે ગુરુદેવની ગભીરતાને! પૂજ્યશ્રીએ ખમત ખામણા કર્યા પછી બગસરા શ્રીસઘે ગુરુદેવના ચરણોમા ભાવભરી શ્રદ્ધાજલિ અર્પણ કરી

*

# ૨૦૧૨૧૪ હરિભાઇ વૈદ્ય—આવતી દીવાળી કોને જોવાની

## ૮૨

અજસરા ચાતુર્માસ ઘણા જ ઉત્સાહમય વાતાવરણમાં સમાપ્ત થવા આવ્યું. પૂજ્યશ્રીની શરીર સ્થિતિ એવી ન હતી કે ચાતુર્માસ પછી તુરત જ વિહાર કરે. શ્રીસંઘ વધારે લાભ મળવાની આશાથી એક રીતે આનંદ અનુભવી રહ્યો હતો પરંતુ આ આનંદ કેટલા વિષાદમાં પરિવર્તન પામશે તેની કયાં કોઈને કલ્પના હતી. ભાવિના ગર્ભમાં જે વિઘટનની તૈયારી ચાલી રહી હતી તે સૌને અસહ્ય હતી. કદાચ આટલા માટે જ પ્રકૃતિ મનુષ્ય જીવનના ભવિતવ્યતાનો ભાગ ગુપ્ત રાખતી હશે.

કેટલાક લક્ષણો ભાવિના ભાવ સ્પષ્ટ કરી જતા હતા પરંતુ તે સમજવાની શક્તિ સામાન્ય જનમાં ક્યાંથી હોય! દિવાળી વ્યતીત થઈ નવાવર્ષનો પ્રારંભ થયો. નૂતન વર્ષના સંદેશમાં જાણે ગુરુદેવના મુખમાંથી શબ્દો સરી પડ્યા કે "માણસ એક દિવાળી ઉજવે છે નવા વર્ષે સૌને મળે છે નવા વર્ષના પ્રારંભમાં મનુષ્યે એ વિચારવાનું રહે છે કે પોતે ફરીથી આવતા નવા વર્ષના સંમેલનમાં હાજર હશે કે નહિ! આપણે અત્યારે મળ્યા છીએ પરંતુ આવતી દીવાળી જોવાનું અનિશ્ચિત છે. આ ઉદ્‌ગારો કેમ જાણે ગુરુદેવનું એક ગંભીર સૂચન હોય! ધન્ય ગુરુદેવ! કાળને પ્રત્યક્ષ જોવા છતાં અપૂર્વ પ્રેમ અને મૂક મૌન.

ચાતુર્માસ પછીના શાંત દિવસો વહી રહ્યા. ગુરુદેવનું પ્રવચન બંધ રહેતું હતું. નાના રતીલાલજી મ. પ્રવચન આપતા

હતા શ્રીસઘ ગુરુદેવના સ્વાસ્થ્ય માટે ચિંતિત હતો જેતપુર-વાળા શ્રી હરિભાઈ વૈદ્ય બરાબર આવતા જતા રહેતા બગસરા ચાતુર્માસથી ગુરુદેવને એક પ્રકારે સંતોષ વળી ગયો હતો જીવન કાર્ય કેમ જાણે સકેલી લેવુ હોય! ગુરુદેવ દરેક પ્રકારની જવાબદારી સકેલી રહ્યા હતા

બીજી બાજુ ચાતુર્માસ પૂરુ થઈ જવા છતા મહેમાનોનો ધસારો ચાલુ જ હતો એક પ્રકારે આગન્તુક દર્શનાર્થીની સખ્યા વધી રહી હતી બગસરાના ભાઈઓ વારા ગોઠવી હાર્દિક સ્વાગત કાલવી રહ્યા હતા કેમ જાણે ગુરુદેવના અતિમ દર્શન હોય તેમ જે દર્શનાર્થી જતા તે બીજાને દર્શન માટે પ્રેરિત કરતા પૂજ્યશ્રીની તબીયત થોડી થોડી નરમ રહ્યા કરતી હતી

વેરાવળ, જેતપુર, વડીયા, ગોડલ, ધારી, રાણપુર, બીલખા, જુનાગઢ, રાજકોટ, જામનગર, ધોરાજી આદિ ગામોના મહે-માનો ઉભરાઈ રહ્યા હતા સૌના મનમા દર્શન કર્યા પછી એક ધ્રાસકો બેસી જતો 'શુ ગુરુવરના આ અતિમ દર્શન છે!'

આગન્તુક ભાઈઓ ક્રમમુજબ શ્રદ્ધાપૂર્વક દાન પુણ્યનો પણ લાભ મેળવતા હતા વેરાવળથી બદાણી શ્રી વેણીભાઈ આવ્યા તેઓએ બગસરા સઘને ૭૦૦ રૂપિયા ધર્માર્થે આપી લાભ લીધો પૂજ્યશ્રીની જન્મભૂમિ તરફથી કેમ જાણે શ્રી સઘને અતિમ પાઘડી આપવામા આવી હોય!

માગશીર્ષ શુકલ પક્ષમા ગોડલ ગચ્છ ગુરુદેવની પરપ-રાના સાધુ સાધ્વીઓની પૂણ્ય તિથિઓ આવે છે શ્રી. પ્રેમચદજી મ શ્રી દેવકુવરબાઈ મ, ૧૦૦૮ પૂજ્યશ્રી દેવજી મ, યોગીરાજ તપસ્વી શ્રી માણેકચદજી મ, વગેરે મહાપ્રાણ આત્માઓ આજ પક્ષમા દેવલોક વાસી બન્યા હતા

## ૨૦૧૨ ૧૪ હરિભાઇ વૈદ્ય—આવતી દીવાળી કોને જોવાની

### ૮૨

અમલસરા ચાતુર્માસ ઘણા જ ઉત્સાહમય વાતાવરણમાં સમાપ્ત થવા આવ્યું પૂજ્યશ્રીની શરીર સ્થિતિ એવી ન હતી કે ચાતુર્માસ પછી તુરત જ વિહાર કરે શ્રીસંઘ વધારે લાભ મળવાની આશાએ એક રીતે આનંદ અનુભવી રહ્યો હતો પરંતુ આ આનંદ કેટલા દિવસમાં પરિવર્તન પામશે તેની કલ્પના કોઈને કલ્પના હતી ભાવિના ગર્ભમાં જે વિઘટનની તૈયારી ચાલી રહી હતી તે સૌને અસહ્ય હતી કદાચ આટલા માટે જ પ્રકૃતિ મનુષ્ય જીવનના અંતિમતાનો ભાગ ગુપ્ત રાખતી હશે.

કેટલાક લક્ષણો ભાવિના ભાવ સ્પષ્ટ કરી જતા હતા પરંતુ તે સમજવાની શક્તિ સામાન્ય જનમાં ક્યાંથી હોય! દિવાળી વ્યતીત થઈ નવાવર્ષનો પ્રારંભ થયો નૂતન વર્ષના સંદેશમાં આપે ગુરુદેવના મુખમાંથી શબ્દો સરી પડયા કે 'માણસ એક દિવાળી ઉજવે છે નવા વર્ષે સૌને મળે છે નવા વર્ષના પ્રારંભમાં મનુષ્યે એ વિચારવાનું રહે છે કે પોતે ફરીથી આવતા નવા વર્ષના સંમેલનમાં હાજર હશે કે નહિ! આપણે અત્યારે મળ્યા છીએ પરંતુ આવતી દીવાળી જોવાનું અનિશ્ચિત છે' આ ઉદ્‌ગારો કેમ આપે ગુરુદેવનું એક અમીર સૂચન હીતું ધન્ય ગુરુદેવ! કાળને પ્રત્યક્ષ જોવા છતાં અપૂર્વ ધૈર્ય અને ગૂઢ મૌન.

ચાતુર્માસ પછીના શાંત દિવસો વહી રહ્યા. ગુરુદેવનું પ્રવચન બંધ રહેતું હતું નાના રતીલાલજી મ. પ્રવચન આપતા

હતા શ્રીસઘ ગુરુદેવના સ્વાસ્થ્ય માટે ચિતિત હતો જેતપુર-વાળા શ્રી હરિભાઈ વૈદ્ય બરાબર આવતા જતા રહેતા બગસરા ચાતુર્માસથી ગુરુદેવને એક પ્રકારે સંતોષ વળી ગયો હતો જીવન કાર્ય કેમ જાણે સકેલી લેવુ હોય! ગુરુદેવ દરેક પ્રકારની જવાબદારી સકેલી રહ્યા હતા

બીજી બાજુ ચાતુર્માસ પૂરુ થઈ જવા છતા મહેમાનોને ધસારો ચાલુ જ હતો એક પ્રકારે આગન્તુક દર્શનાર્થીની સખ્યા વધી રહી હતી બગસરાના ભાઈઓ વારા ગોઠવી હાર્દિક સ્વાગત ઠાલવી રહ્યા હતા કેમ જાણે ગુરુદેવના અતિમ દર્શન હોય તેમ જે દર્શનાર્થી જતા તે બીજાને દર્શન માટે પ્રેરિત કરતા પૂજ્યશ્રીની તબીયત થોડી થોડી નરમ રહ્યા કરતી હતી

વેરાવળ, જેતપુર, વડીયા, ગોડલ, ધારી, રાણુપુર, બીલખા, જુનાગઢ, રાજકોટ, જામનગર, ધોરાજી આદિ ગામોના મહે-માનો ઉભરાઈ રહ્યા હતા સૌના મનમા દર્શન કર્યા પછી એક ધ્રાસકો બેસી જતો 'શુ ગુરુવરના આ અતિમ દર્શન છે!'

આગન્તુક ભાઈઓ ક્રમસુજબ શ્રદ્ધાપૂર્વક દાન પુણ્યને પણ લાભ મેળવતા હતા વેરાવળથી બહાણી શ્રી વેણીભાઈ આવ્યા તેઓએ બગસરા સઘને ૭૦૦ રૂપિયા ધર્માર્થે આપી લાભ લીધો પૂજ્યશ્રીની જન્મભુમિ તરફથી કેમ જાણે શ્રી સઘને અતિમ પાઘડી આપવામા આવી હોય!

માગશીર્ષ શુકલ પક્ષમા ગોડલ ગચ્છ ગુરુદેવની પરપ-રાના સાધુ સાધ્વીઓની પૂણ્ય તિથિઓ આવે છે શ્રી. પ્રેમચદજી મ શ્રી દેવકુવરબાઈ મ, ૧૦૦૮ પૂજ્યશ્રી દેવજી મ, યોગીરાજ તપસ્વી શ્રી માણેકચદજી મ, વગેરે મહાપ્રાણુ આત્માઓ આજ પક્ષમા દેવલોક વાસી બન્યા હતા

ગુરુદેવ જાણે આ ભવ્ય આત્માઓને અતિમ શ્રદ્ધાંજલી આપી રહ્યા હોય તેમ દરેક તિથિ તેઓશ્રીએ ખૂબ ભાવપૂર્વક ધામધૂમથી ઉજવાં પૂજ્યશ્રી દેવજી મ, તથા તપસ્વીજી મ ની તિથિ માગસર શુદ ૧૩ અને ૧૫ (પૂર્ણિમા) એમ એક એક દિવસને અતરે જ આવે છે એટલે ત્રણ દિવસનો તપોત્સવ બની રહે છે બગસરાના નરનારીએ વિશાળ પ્રમાણમા અઠમ તપની આરાધના કરી જૈનશાળામા ઇનામો દેવામા પૂજ્યવર આ તિથિ ઉજવતા ગભીર ભાવો ધરી રહ્યા હતા

કોઈને સ્વપ્નામા પણ કયા કલ્પના હતી કે પોતાના ગુરુદેવોને શ્રદ્ધાજલી આપતી આ મહાવિભૂતિ પણ આ જ દિવસમા મહાપ્રયાણ કરી જશે ? શુક્લ તેરસ પછી કૃષ્ણ તેરસ સુધી ગુરુદેવશ્રી પ્રાણગુરુનો પ્રાણ પ્રતિષ્ઠા કરી શકશે ? પૂજ્યશ્રીના અત કરણમા કેમ જાણે સવેદન થઇ ચૂકયુ હોય, સ્વઆરોહણની એક એક ભાવના ઘૂંટીને સ્પર્શ કરી દેહ અને આત્માનુ કેવલ ભિન્ન સ્વરૂપ છે તે બતાવતા જાણે તેઓશ્રી સુરમ્ય સકેતના એક એક સોપાન ચઢી રહ્યા હોયની !

દેહનુ નિબળત્વ અને આત્માનુ સાબળત્વ બતાવી આત્માની અતિમ ગતિ સમજાવી. કોટી કોટી દેહો ગળી ગયા છે તૂટી ગયા છે છિન્ન ભિન્ન થઈ અણુ પરમાણુમા પલટાઈ ગયા છે જ્યારે આત્મા અખડ ભાવે અવિભાજ્ય અવસ્થામા વિચરણ કરતો દેહરૂપી પાંજરાને બદલતો આગળ વધી જાય છે તેના એક અશનુ પણ ભિન્ન ભેદન થતું નથી અનતકાળથી આ આત્મા જો સમ્યકભાવે દેહવિલય કરતા શીખે તો તેની પરમપદની યાત્રા પરિપૂર્ણ થાય અને ફરીને ઠેકાણે બેસે માટે બધુઓ ! આ દેહ રહે કે વિલય થાય તેના માટે કોઈ હર્ષ શોક પામવા જેવુ નથી '

ઉપર પ્રમાણેના શબ્દો ગુરુદેવના મુખમાથી નીકળતા જાણે ભક્તજનોને ઇસારો મળી ગયો હોય તેમ તેઓ સાવધાન બની ગયા માગસર વદ ૫ જનો પ્રારભ થયો દિવસ પર દિવસ વીતવા લાગ્યા ગુરુદેવની કાયા ક્ષીણ થઈ રહી હતી ભોજનની રૂચી સુકાઈ ગઈ હતી બહારના કોઈપણ કાર્યમા પૂજ્યશ્રીનુ ચિત્ત રોકાતુ ન હતુ તેઓ અ તર્મુખી બની રહ્યા હતા ગુરુદેવની આવી અધ્યાત્મ વૃત્તિથી કોઇ તેમને જરાપણ ઉપદ્રવ કરતા ન હતા શરીરની વ્યાધીઓ મસ્તક ઊ ચુ કરી રહી હતી કેમ જાણે દેહની વિદાય સમારોહમા આમ ત્રિત હોય

પૂજ્યશ્રીના દ્રવ્ય પ્રાણ પાખો ફફડાવી રહ્યા હતા આ દિવસોમા જે જે ભક્તો દર્શનાર્થે આવ્યા તેમણે અ તિમ દર્શનની લ્હાણ મેળવી લીધી તેજાણી કુબેરદાસભાઈ કુ ડલાથી આવો પહોચ્યા હતા તેઓ ગુરુદેવના અનન્ય ભક્ત હતા જેના પર ગુરુદેવનો અપાર પ્રેમ હતો પચરગી તથા અઠમ તપસ્વીઓના પારણા પર તેમણે સાગમા સારો લાભ લીધો પૂજ્યશ્રીના આશીર્વાદ મેળવ્યા

રાજકોટથી રામજીભાઈ વીરાણીના સુપુત્ર નગીનભાઈ તેમના ધર્મપત્ની ગુણવ તીબેન દર્શનાર્થે આવ્યા તેમના સાળી જસવ તીબહેન પણ સાથે જ હતા તેઓએ પૂજ્યશ્રીના દર્શનનો લાભ મેળવ્યો મહિકાવાળા ભુપતલાલ ટપુભાઈ પોતાના સકલ પરિવાર સાથે દર્શનાર્થે આવ્યા તેઓ તરફથી બગસરા શ્રીસ ઘને લોબ ડના કબાટ માટે રૂા ૫૦૧ પ્રાપ્ત થયા જામનગરથી મગનલાલ હાકેમચ દ તેમજ ભાવનગરથી રમેશચ દ્ર મનસુખલાલ ખારા આવ્યા દર્શન કરી સારો લાભ લીધો

આજે માગસર વદિ સાતમ હતી ગુરુદેવ ભક્તો વચ્ચે જાણે એક અઠવાડિયું પણ રોકાવાના ન હોય તેટલી ઝડપથી

તેમની જીવનલીલા આટોપાઈ રહી હતી જીવનના પાછલ ૫૬૨ વરસની એકધારી ડાયરી–રોજનીશી ગુરુદેવે સ્વહસ્તે લખી છે તે ડાયરી સં ૨૦૧૩ના માગસર વદિ સાતમ સુધી લખાણી છે છેલ્લા ૬ દિવસની જ ડાયરી નથી લખી શક્યા કેવો અપ્રમાદી આત્મા !

છેલ્લા સાતમની નોંધમા શ્રી મગનલાલ હાકેમચંદ તથા રમેશભાઈ ખારાનુ નામ પોતાના જ હાથથી પૂજ્યશ્રીએ લખ્યુ છે ખરેખર તે ગૃહસ્થો પણ શાશ્વત બની ગયા છે જે પૂજ્યશ્રીની પુણ્યમય પોથીમાં અંતિમ લેખનના સાક્ષી બની ગયા ગુરુદેવના સ્વહસ્તે જ ધર્મ ખાતામા લહ્યે તેમના નામ ટાંકી લેવામા આવ્યા છે આવી વિશાળ નોંધપોથીનુ છેલ્લુ વાક્ય છે હરિભાઈ વૈદ્ય આવ્યા

આ વાક્ય કેટલું સૂચક અને જ્ઞાન ગમ્ય છે ! પૂજ્યશ્રીએ વ્યંજનાર્થમા બતાવ્યુ કે વૈદ્ય આવ્યા અર્થાત બીમારીનો વેગ વધ્યો અંતિમ દિવસોમાં વૈદ્ય જ આવે વૈદ્ય આવ્યા અર્થાત યમરાજનો ભટ વાગ્યો નીતિશાસ્ત્રોમાં વૈદરાજને યમરાજની ઉપમા આપવામાં આવી છે

પરંતુ આ વૈદરાજતો હરિભાઈ વાહ ! આવા મહાત્માઓ માટે તો સાક્ષાત હરિ જેવા જ વૈદ્ય આવેને ! સ્તવનોમા શ્રી વિતરાગ દેવને પણ હરિ કહેવામાં આવ્યા છે આવો હરિભાઈ અર્થાત હરિ, ભાઈ થઈને આવ્યા હરિ જેના ભાઈ થાય તેવા મહાત્માઓને મરવાની પણ શી ચિંતા હોય ! આ વૈદ્ય હરિ ભાઈ થઈને આવ્યા અર્થાત ભવ બીમારી હરવા આવ્યા. જેવા વૈદ્ય હોય તેવી બીમારી મટે હરિભાઈ વૈદ્ય જન્મ મૃત્યુ રૂપી જ બીમારી મટાડેને !

આ નાના વાકયનો અધ્યાત્મસાર એ છે કે "હવે અ તિમ સમય છે ડાયરી લખવી બ ધ કરુ છુ સાક્ષાત જિન ભગવાન-રૂપી હરિ મારા બન્ધુ બનીને મનમા પધાર્યા છે તેઓ જન્મ મૃત્યુની વ્યાધિને મટાડનારા વૈદ્ય છે હવે ચિ તા નથી વાહ! ગુરુદેવ! આપના હાથથી કેટલી સુ દર નોધ અ તમા થઈ છે!

જેતપુરના શ્રી હરિભાઈ વૈદ્ય ગુરુદેવની બરાબર દવા કરતા તેમના ઉપર ગુરુદેવને પૂરો વિશ્વાસ હતો જ્ઞાતે તેઓ મોચી હતા પણ બચપણથી વૈદ્ય કામમા લાગેલા હતા પોતે જૈન ધર્મનુ પાલન કરતા હતા આચાર વિચારથી ઘણા જ પવિત્ર પુરુષ હતા તેમના પુત્ર ડાહ્યાભાઇ પણ વૈદ્ય છે તેમના બીજા પુત્રો ડોક્ટર છે પિતા પુત્રે પૂજ્યશ્રીની અપૂર્વ સેવા બજાવી છે ગુરુદેવનો પણ તેમના ઉપર આશીર્વાદ હતો

હે હરિભાઈ તમે પણ ઘણા જ ભાગ્યશાળી બની ગયા છો પૂજ્યશ્રીની લાબી રોજનીશીની પરિસમાપ્તિ તમારા નામથી થવા ભાગ્યશાળી બન્યા છો તમે પણ હરિરૂપ બની ગયા તમે ગુરુદેવની જે ભક્તિ બજાવી તેનુ શ્રેય આ અ તિમ નોધમા તમારુ નામ આવતા તમને મળી રહે છે

સાતમ પછી પૂજ્યશ્રીની નોધ રોજનીશી અટકી જાય છે છેલ્લા ૬ દિવસો ગુરુદેવના બાહ્ય જીવન ઉપર અ ધાર પછેડો પાથરી અ તર જીવનને પ્રકાશી જાય છે આ દિવસો કેવા હતા! કાળ કરાલનો પ જો ગુરુદેવના ગરવા દેહને ગળી જવા આગળ વધી રહ્યો હતો

*

## દેહવિલય માગસર વદિ તેરશને શનિવાર

## ૮૭

પૂજ્યશ્રીનો જીવન દીપ બુઝાઈ જવાની ક્રિયા આરંભી ચૂક્યો હતો. દીપશિખા હલવા માંડી હતી. પૂજ્યશ્રી વધારે શાંત અને ધીર બની ગયા હતા. બગસરાની જનતા પર એક અંધકાર છાયા પોતાની પાંખ ફેલાવી રહી હતી. સૌના અંતઃકરણમાંથી અજ્ઞાત ભાવે ગુરુદેવા ગુરુદેવાનો પોકાર ઊઠતો. ગુરુદેવના મુખ પર આત્માની નવી ઝલક જોઈ શકાતી હતી. તેઓશ્રીએ વ્યવહારિક રીતે પોતાનું સમસ્ત કાર્ય પૂર્ણ કરી હવે અધ્યાત્મદૃષ્ટિએ તેઓ સ્વસ્થ બની ગયા હતા.

વિકરાળ કાળ ધીમે પગલે મર્યાદા ક્ષેત્રમાં પ્રવેશી ચૂક્યો હતો. પૂજ્યશ્રીએ તેને આવતા નિહાળ્યો હતો. મૌન ભાવે ગુરુદેવે તેમનું સ્વાગત કર્યું હતું. યથા સમય કામ કરવાની આજ્ઞા આપી દીધી હતી. ગુરુદેવનું શિષ્ય મંડળ સેવામાં ઉપસ્થિત હતું. શ્રી મોટા રતીલાલજી મ. તથા નાના રતીમુનિ રતિલાલની સેવાસશ્રૂષા દ્વારા ગુરુદેવ મૃત્યુંજય શિખર પર ચઢી રહ્યા હતા. વ્યવહારિક ઋણાનુબંધના સંબંધોથી નિરાળા બની આત્મ ભાવથી અલગ પડી ગયા હતા. પૂજ્યશ્રીનું અધ્યાત્મ તેજ ઝળહળવા લાગ્યું હતું.

સોમવાર, મંગળવાર અને બુધવાર પછી સમાધિમાં વધી ગયા. વૈદ ડોક્ટર સેવામાં હાજર હતા. તેઓ નાડી પરીક્ષા કરતા રહેતા હતા. આજે નવા ધબકારાથી સૌ ચોંકી ઊઠ્યાં હતા. હૃદય ધબકારા સાથે મસ્તક તંત્રનું કેમેસ્ટ્રી ગંભીર ધબકારા સાથે મસ્તક તંત્રનું કેમેસ્ટ્રી પણ

હતુ નાડી ઓધી થઈ મહાપ્રાણ સાથે સઘર્ષ કરી રહી હતી. મહાપ્રાણ શરીરના અગેઅગમા દોડવા લાગ્યો હતો વૈદ્યરાજ આ ઉખડેલા વાયુને ઓળખી શકયા હતા ગોવાળ ખીલેથી એક પછી એક પશુને છોડવા માટે તેમ મહાપ્રાણ અગેઅગના સબધોને લય કરતો આખા શરીરમા વહી રહ્યો હતો અદરમા દેહાદિક ગ્રથીઓ ખોલીને જીવાત્માને મોકળો કરી રહ્યા હતા નાડીમા મહાપ્રાણની હડીયાપટીના પડઘા સાફ સફ સભળાઈ રહ્યા હતા

વૈદ્યરાજ પર ભકત જનોની નજર હતી ડોકટર શાતીલાલભાઈ શુકલ વગેરે પણ આવી રહ્યા હતા, હૃદય પર યત્ર મૂકીને અદર જોવા મથતા હતા તેઓ સાચી સ્થિતિ પારખવા માટે લાચાર હતા દવાની નોધ કરી ચાલ્યા જતા હતા ગુરુવરે શ્રીસઘને અતમા છૂટી આપી હતી અત્યાર સુધી પ્રાય પૂજ્યશ્રીએ દવા લેવી બધ કરી દીધી હતી કોઈ દવાનુ કહેતા તો ના જ પાડતા ખાસ કરીને ડોકટરી ઉપચાર બીલકુલ બધ જ હતા પૂજ્યશ્રી જેતપુરના હરિભાઈ વૈદ્યને જ બોલાવતા દવા ઘણી જ ઓછી લેતા હતા

શ્રીસઘે કલ્પતા ઉપચાર શરૂ કરી દીધા હતા પરતુ હવે ઉપચારને વિશેષ અવકાશ ન હતો ઉપચાર ફક્ત ભકત જનો માટે આશ્વાસન માત્ર હતા લોકોનુ આવાગમન નિરતર વધી રહ્યું હતુ પૂજ્યશ્રીએ જાણે શિષ્ય મડળ સાથે પણ બોલવા કરવાનો વ્યવહાર ઓછો કરી દીધો પોતે પોતાનામા સમાઈ જવા માગતા હોય તે રીતે આવશ્યકતાથી અધિક વાણી અને સમસ્ત ક્રિયાનુ નિરૂધન કરી દેવામા આવ્યુ

પૂજ્યશ્રીના મુખપરની શાતિ અને કાતિ વધારે સ્થિર ગભીર અને અતર્ગામી બની ગયા જોતા જ લાગતુ હતુ કે

પૂજ્યવર દેહાદિક દશામા હોવા છતા વિશેષથી પર વિચારી રહ્યા હતા શુક્રવાર સુધીમા કોઈ નવી સ્થિતિ ઊભી ન થઈ કોઈ નવુ હલનચલન દષ્ટિ ગોચર ન થયુ પરતુ વધુ વધારે ને વધારે શાત પડી રહ્યું હતુ પૂજ્યશ્રીનો અવાજ બદલાઈ ચૂક્યો હતા કેમ જાણે અવાજ ખૂબ જ ગેબી બની ગયો હોય તેવો આભાસ મળી રહ્યો હતો.

શુક્રવાર સાજના ચાર બજતા એવો આભાસ મળવા લાગ્યો કે પૂજ્યશ્રીના આતરપ્રાણ એક મહા વિકટ સ્થિતિમાથી પસાર થઈ રહ્યા છે સાધારણ માણસોને મન એવી કલ્પના ન હતી કે પૂજ્યશ્રીની કોઈ મહા યાત્રાની તૈયારી છે પરતુ સમજનાર સમજી શકે તેવુ હતુ વારવાર તેઓ પૂછતા હતા કે રતીમુનિ! સૌએ પ્રતિક્રમણ કરી લીધુ પ્રતિક્રમણની વિધિ સમાપ્ત થયા પછી સૌ શિષ્યમડળ અને ભક્ત સમુદાય પાસે જ હતા

આજે ઘણા બાઈઓ ત્યાં ઉપાશ્રયમા જ સૂતા હતા. દશ વાગ્યા સુધી થોડી થોડી તકલીફનો અનુભવ હતો. ત્યાર પછી થોડી શાતિ વળી ઈ એક કલાક સુશ્કેલીથી ગયો હશે ત્યા પુનઃ વેદનાનો પ્રારભ થયો એકાએક ગુરુદેવ જાગ્રત થયા. રતીમુનિ, પૂજ્યશ્રીએ મદભાવે અવાજ દીધો મુનિશ્રી હાજર જ હતા. આજ તેઓ ઘણા ચિંતિત હતા ગુરુદેવની તાસીર બદલાઈ રહી હતી કેમ જાણે ઓપરેશન વખતની બેહોશી હોય, તેમ પ્રકૃતિએ થોડી વાર માટે પોતાનુ કામ કરવા જ ગુરુદેવ ને પોઢાડી દીધા હતા

ગુરુદેવ સ્વય પોતાની અદરની સ્થિતિને જાણે પામી ગયા હતા ખરેખર કાળજ્ઞ પુરુષો કાળની ગતિથી અજાણ નથી હોતા. પ્રત્યેક નિશ્વાસની સાથે શરીરની અદરનુ કપ કણઘાટ રૂપે

બહાર આવતુ હતુ પૂજ્યશ્રીનુ મન અન ત શાતિથી ભર્યુ હતુ તેઓએ તો જાણે પોતાનો દેહ કાળને અર્પણ કરી દીધો હતો સમયની ગણતરી પ્રમાણે પૂજ્યશ્રીના આયુષ્યની અ તિમ રાત્રિ હતી તેઓશ્રીના જન્માક્ષર પરથી કોઈ જ્યોતિર્વિદે જન્મોત્રી બનાવી હતી જન્મોત્રીનો કેટલોક સાર ગુરુદેવને તથા તેમના શિષ્યગણને વિદિત હતો

શ્રી જગજીવનજી મહારાજ કયારેક ગ્રહોની મહા દશાની ગણના કરતા ત્યારે પૂજ્યશ્રીએ તેમના જન્માક્ષર બાબત ચર્ચા કરેલી હતી જયારે મુનિશ્રી જગજીવનજી મ ઠાણા ૨ બ ગાળ તરફ વિચર્યા ત્યારે પ્રસ ગોપાત શ્રી તપસ્વીજી જગજીવનજી મહારાજે કહેલુ કે આપણે છૂટા પડયા ત્યાર બાદ જન્મોત્રી પ્રમાણે ગુરુદેવના દશ વર્ષ બાકી રહે છે જો કે આજે બધી સ્થુલ ગણતરી પ્રમાણે મોઢાની વાતો હતી પર તુ પૂજ્ય ગુરુદેવને તે બાબતનુ લક્ષ્ય હતુ જે હોય તે સાચુ પર તુ વિધાતાએ આ દેહના લેખ દેહ પરજ લખી નાખ્યા છે

કાળ ગણના અને સમયની ગતિ પ્રમાણે પ્રથમ શ્વાસ વખતે જ અ તિમ શ્વાસ નક્કી થઈ જતો હોય છે દેહ નિશ્ચિત ક્રમથી પોતાની પર્યાય–સ્થિતિ બદલતો રહે છે જેમ પ્રાત થતા ગોવાળ ગાયો ને ખીલેથી છોડી જાય છે તેમ કાળ પુરુષ સમય થતા શરીરના ખીલા સાથે બાધેલા મન પ્રાણ ઇન્દ્રિયો રૂપી પશુઓ ને છોડી મૂકે છે દેહનો સ્વામી જતા દેહ મ્લાન બની નિસ્તેજ થઈ મૃત્યુ ને વરે છે મહપુરુષો ને મૃત્યુ જ કયા છે? મનુષ્ય અજ્ઞાન દશામા જ મરતો હોય છે જ્ઞાન દશા પ્રગટતા જ સદા ને માટે તેના મૃત્યુનો લય થાય છે

પૂજ્યશ્રી આ બધુ જ્ઞાન ઘોળી ને પી ગયા હતા એટલે અ તિમ ઘડીઓમા અન ત સ્થિરતા થવી સહજ હતી વળી

દેહાદિક છોડવાનો સમય તેમની નજરમા જ હતો મૃત્યુ સમય દેહાદિક બધાનુ કારણ બને જ છે

ઘડીઘડીના ઘડીયાળા વાગતા હતા બાર અને એક બજતાં સૌ કોઈ જાગ્રત થઈ ગયા હતા

પૂજ્યશ્રી થોડી થોડી વારે સમય પૂછતા જતા હતા સમય પોતાની ગતિથી આગળ વધી રહ્યો હતો સમ સમયતિ ગચ્છતિ ઇતિસમય સમ્યક પ્રકારથી જે વહી રહે તે સમય. ચાર બ રતા બજતા ગુરુદેવનુ શરીર એકદમ નરમ પડી ગયુ પરંતુ હાજર રહેનારને એવી કલ્પના ન હતી કે આ અંતિમ પ્રહરની યાત્રા છે પૂજ્યશ્રી બરાબર સભાનમા હતા. બુદ્ધિ નિર્મળ ભાવે કામ કરી રહી હતી

ચાર બજતા પુન બધુ ખામોશ થઈ ગયું અને પૂજ્યશ્રી ભાવે પુન થોડુ જ પ્યા. પરંતુ આ લૌકિક જપ ન હતો. પરંતુ મહા સમાધિની પૂર્ણ તૈયારી હતી જપતાની સાથે જ પૂજ્યશ્રી ભાવે એક પ્રકાશમય સૃષ્ટિના અતિથિ બની ગયા ભાવે કોઈ મહા તેજસ્વી લોકમા વિચરણ કરવા લાગ્યા, તેઓ ભાવે સ્વસ્થ ભાવે હવામા તરવા લાગ્યા. થોડીવારમા ભાવે પ્રકાશ વેરતા બે રાજહંસ ગુરુદેવની પાસે આવી ગયા તે હંસોએ બને તરફથી ગુરુદેવને સહારો આપી ભાવે ઉચકી લીધા

હંસની સાથે તેઓ મુક્તગિરિના શિખર પર ગયા ચારે તરફ અનંત વિસ્તારમાં રજતમય આભર પાથરી હતી. નવા તેજસ્વી પ્રકાશમાં ભાવે ગુરુદેવ, હંસ અને ગિરિ શિખરના અગ્રો મોતીની જેમ ચમકી રહ્યા હતા શિખરની તળે ઠીમ થોડુ માન સરોવર અમૃત જેવા પાણીથી હિલોળા લઈ રહ્યુ હતુ ગુરુદેવને લઈને હંસ સરોવરની પાસે પહોચ્યા.

ઓમ શાતી શાતી એજ વખતે ઘડીયાળમા પાચના ટકોરા થયા ગુરુદેવે આખ ઉઘાડી ટાઈમ થતા નાના રતીમુનિએ પ્રતીક્રમણ કરાવ્યુ પૂજ્યશ્રીએ પણ શાતીથી સાભળ્યુ મહા તપસ્વીરાજ મોટા રતીલાલજીને મૌન હતુ વૈરાગી જનકરાયભાઈ સહીત ૧૨-૧૩ માણસો ત્યારે હાજર હતા પુજય ગુરુદેવ અ તિમ વેળાનો એટલે મરણાતિક વેદનાનો અનુભવ કરતા-સાથે સાથે મહાપવિત્ર નવકારમત્રનુ સ્મરણ કરતા કરતા સવત ૨૦૧૨ માગસર વદી તેરશના દીન શનીવારે તા ૨૯-૧૨-૫૬નાર સવારે સાડા સાત વાગ્યે કાળ ધર્મ પામ્યા

*

# અંતિમ ઝાંખી

## ૮૬

બગસરાના ખૂણે ખૂણે પાંચ મિનિટમાં ખબર ફેલાઈ ગઈ કે વાણીયા લોકોના ગુરુ જૈનાચાર્ય શ્રી પ્રાણલાલજી મ. કાળધર્મ પામ્યા છે. જૈન સમાજ તો હલી ઊઠ્યો હતો. તેમણે જબર આંચકો અનુભવ્યો હતો. જેમ ભૂમીના પેટમાં ધરતીકંપ થાય અને આખી ધરતી ધ્રુજી ઊઠે તેમ શ્રીસંઘમાં એક પ્રકારે ધરતીકંપ થયો હતો.

નાના મોટા સૌ ઉપાશ્રય પ્રતિ દોડી રહ્યા હતા. જાણે ગામ લુંટાણું હોય અને સૌ અસ્તવ્યસ્ત ભાગતા હોય તે રીતે અવ્યવસ્થિત દશામાં ઉપાશ્રય તરફ લોકો ભાગવા મંડયા. શ્રાવિકા સમુદાય જે ભક્તિનો સાગર હતો તેમાં કોહરામ ઉછાળો આવી રહ્યો. વિરહના મોટા ભરતી ઓટ થવા લાગ્યા. જાણે સૌ આભા બની ગયા.

સવારનો સમય હતો. ચા-પાણીના પ્રોગ્રામ ચાલતા હતા. ખબર મળતા સ્ત્રી વર્ગે ચૂલા અને રસોઈના સમસ્ત કાર્યો સંકેલી લીધા. અધૂરી અવસ્થામાં જ ચાલુ કાર્ય બંધ કરી ભક્તિ હૃદય જાણે પોતાનો કાબુ ગુમાવી રહ્યા. એ રીતે હા! ગુરુદેવ! હા, હા ગુરુદેવ! એમ સૌ ઝંખી રહ્યા.

સૌના મન પર અચાનક જાણે એક કારમો વજ્રપાત થયો. ગુરુદેવના કાળધર્મ પામ્યાના સમાચાર દૂર દૂર સુધી ફેલાઈ ગયા. જૈન સમાજ રૂપી સમુદ્રમાં આ આઘાતજનક તરંગ લહેરીઓ ત્યાં સુધી ગરજવા લાગી. આઘાતના ઊંચા મોજા

આસમાન સુધી ઉછળવા લાગ્યા આઘાતનુ એક વિરાટ મોજુ સૌરાષ્ટ્રના ખૂણે ખૂણે ફરી વળ્યુ આધુનિક સાધનો અને છાપાઓ દ્વારા મુબઈ અને કલકત્તા, તથા દૂર દૂર પરદેશમા પણ સમાચારો પહોચી વળ્યા જેમ જેમ ભક્તગણ સદેશો સાભળતા ગયા તેમ તેમ પ્રત્યાઘાતનો રગ ઘેરો થતો ગયો જાણે સ્વચ્છ આકાશમા ઘટાટોપ વાદળા છવાઈ ગયા કાળની ગતિ ઘણી જ વિચિત્ર છે ? સુખજનક ને દુખજનક સદેશના ફુવારા કાળકુજમાથી ઝર્યા જ કરે છે

બગસરા આખુ હલી ઊઠયુ હતુ હજારો નરનારીઓના વૃદ ઉપાશ્રયના દરવાજા પર ખડા થઈ ગયા હતા સૌ ગુરુદેવના અતિમ દર્શન માટે પડાપડી કરી રહ્યા હતા વ્યવસ્થાપક લોકો ઘણા સયમ સાથે કામ લેવા છતા તેમના કલેજામા ધીરજ ખૂટી રહી હતી તેઓ વચમા વચમા વિયોગ સાગરમા ખોવાઈ જતા હતા આટલી બધી ભીડ છતા ઉત્તેજનાની જગ્યાએ એક ગભીર મૌન છાયા સૌના ઉપર ફરી વળી હતી

ભક્તજનોના મૂક હૃદયો જાણે ઊડે સુધી ઘવાયા હતા જાણે ઘીમાથી રકત વહી રહ્યુ હતુ આખમાથી અશ્રુધારાઓ સતતપણે વહેતી થઈ હતી છાતીફાટ આક્રદ જાણે ચારે બાજુથી ફૂટી પડશે એવો ભય સેવાઈ રહ્યો હતો મહાન સતના વિયોગમા આક્રદ થાય નહિ તે સમજ રૂપી બધ (પાળ) આક્રદના પૂરને જાણે ખાળી રહ્યો હતો હૈયે હૈયુ છલકાઈ રહ્યુ હતુ 'હા ? ગુરુદેવ ?' ના મૂકધ્વનિ દિશેદિશાને ભરી રહ્યા હતા

જોત જોતામા સૌરાષ્ટ્રના ગામે ગામથી શ્રાવક શ્રાવિકાના જૂથના જૂથ બગસરાને આગણે ઠલવાવા લાગ્યા મોટર, બસ, લોરી ટ્રક, કાર, ગાડા રેલવે જે સાધનો જેને મળી શકયા તે દ્વારા

ગામે ગામથી હજારો લોકો પરિવાર સાથે અંતિમ દર્શન માટે જાણે તણાઈ આવ્યા દૂર દૂરના લોકો ટ્રેન પ્લેન કે બીજા સાધનો મારફત બગસરા તરફ ધસી રહ્યા. ગુરુદેવના કાળધર્મ પામ્યાના આઘાત જનક સમાચારે જાણે માનવ મહેરામણને ઉશ્કેરી મૂક્યો હોય તેવુ દૃશ્ય નજર સામે પ્રગટી રહ્યું

બગસરા જેવું નાનું કેન્દ્ર જાણે આટલા મોટા જન સમુદાયના પ્રવાહને સંભાળી શકશે કે કેમ તેવી ભીતિ સેવાઈ રહી બગસરાનો એક એક યુવક ગભરાએલે હૃદયે પણ પોતાના ફરજ સ્થાન પર અડગપણે ખડે પગે હતો.

મુંબઈ જેવા શહેરમાં ગુરુદેવ પ્રત્યેની ખાસ ભક્તિવાળા સેંકડો અને હજારોની સંખ્યામાં ભક્તજનો વસે છે પૂજ્યશ્રીના કાળધર્મ પામ્યાના સમાચારથી તેઓ ઘણા જ વિહ્વળ બની ગયા સૌને એક જ ભાવ ઉભરાયો કે પૂજ્યશ્રીના અંતિમ દર્શનનો લાભ મળે એ જ વખત શ્રી દુર્લભજીભાઈ ખેતાણીના નેતૃત્વ નીચે ભાઈઓએ એક ચાર્ટર પ્લેન કર્યું એરોપ્લેન દ્વારા તેઓ સૌરાષ્ટ્ર પહોંચી ગયા વેરાવળનું ડેપ્યુટી મંડળ (શેઠીયા) પણ સમયસર પહોંચી ગયું

બગસરામાં સારો એવો જનસમુદાય એકત્ર થઈ ગયો સૌના હૃદય પર ઊંડી ચોટ લાગી રહી હતી શું આપણા લાલજી મ. કાળધર્મ પામ્યા! જાણે સૌના મન નકારી રહ્યા હતા. બને જ નહિ! સૌરાષ્ટ્રનો સિંહ શું ગર્જના છોડી દે? સૌરાષ્ટ્રમાં આવી સ્થા જૈનોની જનમેદનીમાં તો ગુરુદેવ આપણા લાલજી મ નું જ નેતૃત્વ હોય! કેમ જાણે આજ વગર સેનાપતિની સેના જેવો જન સમુદાય અસ્તવ્યસ્ત થઈ રહ્યો હોય તેવું લાગતું હતું

લગભગ સૌરાષ્ટ્રના ખૂણેખૂણેથી અને ગામેગામથી ભકત જનો પહોંચી ગયા હતા એટલે અગ્રેસર ભાઈઓએ બગસરા શ્રીસઘને અ તિમ મહાયાત્રાની તૈયારી માટે પ્રેરણા આપી

કાળધર્મ પામ્યા પછી પૂજ્યશ્રીના પવિત્ર દેહને પર પરાની રીત પ્રમાણે ચ દન અર્ચિત ભાલ સાથે પાટ પર પધરાવવામા આવ્યો હતો હજારો લોકો જાહેર દર્શન કરી શકે તેવી વ્યવસ્થા હતી પૂજ્યશ્રીનુ કાતિમય સુખમ ડળ કરમાવાને બદલે અત્ય ત તેજ પ્રગટાવી રહ્યુ હતુ જોનારને મન લાગતુ કે ગુરુદેવ જાણે સમાધિમા બેઠા છે અ તર જ્ઞાનનો પ્રકાશ ફેલાય રહ્યો છે

સ ૨૦૧૩ માગસદ વદી ૧૩ શનિવાર તા ૨૯-૧૨ ૫૬ ના સાડા આઠ વાગે પ્રાત કાળે ગુરુદેવ સ્વર્ગવાસી થયા ત્યારથી લઈ ૨૪ કલાક સુધી દ્રવ્યદેહ દર્શનાર્થે રાખવામા આવ્યો પર તુ દેહની પર્યાયમા જરા પણ અશુભ ભાવ કે અશુચિ પ્રગટ ન થતા પવિત્રતાની સૌરભ વધારે ને વધારે મ્હેકતી રહી ચારે બાજુ ધૂપ બની અને કુમકુમના સાથીઆ પૂરવામા આવ્યા હતા સ્વય સેવકો અહર્નિશ ખડેપગે ચોકી કરી રહ્યા હતા બગસરાની જનતા અને બહારના હજારો લોકો લાબી કતારોમા અ તિમ દર્શન અર્થે ધસી રહ્યા હતા સૌ હાથમા અક્ષત કણ લઈને ક્રમશ આવી રહ્યા હતા અક્ષતના વધાવા સાથે પૂજ્યશ્રીના ચરણમા નમન કરી અશ્રુધારા વહાવતા આગળ વધી રહ્યા હતા અપૂર્વ શાતિ સાથે હજારો લોકોએ મહાસમાધિના દર્શન કર્યા

બીજી બાજુ માડવીની જબર તૈયારી થઈ રહી હતી કામ ખૂબ જ ગીક્ર થઈ રહ્યુ હતુ બગસરા શ્રીસ ઘ અને પ્રજાજનોએ નિર્ણય કર્યો હતો કે પૂજ્યશ્રીના દ્રવ્ય દેહને ખૂબ જ શાહી

દબદબા સાથે થઈ જવો. માંડવી ખૂબ જ કિંમતી અને રજવાડી ઢબે તૈયાર કરવા શોભા અને શણગાર સાથે વાજિંત્રોની ગજનાદો ગગન ગજાવી મૂકે ખરેખર માંડવાને તૈયાર કરવા અનેક કારીગરો કામે લાગી ગયા હતા. સાવરકુંડલા અને રાજકોટની બે પાર્ટીઓ આવી પહોંચી હતી.

કેટલાક સમજદાર ભાઈઓએ સાદાઈ સાથે સમશાન યાત્રાના કાર્યક્રમનો પ્રસ્તાવ મૂક્યો હતો. પરંતુ ભક્તિમાં ઘેલા બનેલા અને ગુરુદેવ પ્રત્યે અત્યંત ઉત્કટ અહોભાવવાળા ભાઈઓએ અત્યારે તે વાત સાંભળી નહિ. તેમના મતને કોરે ઠેલી દેવાયો. ભક્તિથી છલકાએલા હૃદય કંઈક કરી છૂટવા માગતા હતા ગુરુદેવની મહાયાત્રાને ભવ્યભાવે નિહાળવા ઇચ્છતા હતા. જાણે ગુરુદેવ પ્રત્યેની ભક્તિના ઓરતા હજુ અધૂરા હોય!

બગસરા ધીરજે પોતાના લાડીલા પ્રાણને જે રીતે દીક્ષા આપી હતી અને અત્યાર સુધી લાડ લડાવ્યા હતા તે અમાપિયા જેવો સંઘ અને સૌરાષ્ટ્રની આ જનતા સૌરાષ્ટ્રના આ ગાજતા સિંહને કંઈ કહેજે અને મૂંગે ભાવે લઈ જવા માગતા ન હતા. ભલે બાજુ ભવ્યતાના પડઘા પડે અને ગુરુવરનો જે ઠાઠ અને દાવરો હતો તેવા જ શાહી પડઘમો વચ્ચે તેમની પવિત્ર કાયાને ફરફરતા નેજા વાળી માંડવીમાં પધરાવી ગગન ગજ નાદો સાથે નિહાળવા ઇચ્છતા હતા.

એક સમયમાં હજારોના ખર્ચે સુંદર અષ્ટકોણ વાળી મહામંદિર જેવી માંડવી તૈયાર થઈ ગઈ માંડવીના દરેક શિખર પર કેસરી રંગની ધજાઓ ફરફરવા માંડી. સુવર્ણ લહેરી વાળી કોર અને કાંગરાઓ માંડવીમાં સજીવતા ભરી રહ્યા હતા. પરંપરાની ભાષામાં આ માંડવીને વિમાન કહેવામાં

આવે છે હજારો નેત્રોએ મહાશ્રદ્ધા સાથે નતમસ્તક બની વિમાનના દર્શન કર્યા શ્રી બગસરા સઘે સચિત અભિલાષા પ્રમાણે તૈયાર થએલ વિમાન હાજર કર્યું શ્રી સઘની આજ્ઞા થઈ કે હવે પૂજ્યશ્રીના દ્રવ્ય દેહને વિમાનમા પધરાવવામા આવે

—ચારે બાજુ માણસોના ઝુડ અને સમૂહ ઉભરાઈ ગયા પડાપડી થઈ રહી ઘવાએલ જનસમૂહ પોતાના અશ્રુપ્રવાહને ખાળી ન શકયો "જય જય નદા! જય જય ભદ્રાનો એક મહા નિનાદ થયો હજારો કઠમાથી" શ્રી પ્રાણલાલજી મહારાજની જય" નો પડઘો બગસરાના આકાશમા ગર્જી ઊઠયો એજ વખતે પૂજ્યશ્રીના અપ્રતિમ દેહને વિમાનમા પધરાવવામા આવ્યો આ વખતે લોકો પોતાના હૃદયનો કાબૂ ગુમાવી બેઠા વિરહ આઘાતથી જાણે જન સમૂહ મૂર્છિત બની ગયો હિબકારા અને ચીસકારાનુ જાણે એક કરુણ આક્રદ સભળાઈ રહ્યુ

*

## ૮૫

જય જય નંદા! જય જય, ભદ્રા શબ્દોથી ગગન ગાજતું હતું. પૂજ્યશ્રીની પવિત્ર કાયાને હજારો હસ્ત ઉંચકવાને આતુર હતા. શિખરબંધ પાલખી કોઈ દેવ વિમાનની યાદ કરાવતું હતું. પાલખીના ચારે ખૂણે સુવર્ણમય ઈંડાં મૂકવામાં આવ્યા હતા. ખરેખર આ માંગલિક કળશ હતા. વચમાં એક મોટું ઈંડું ચઢાવવામાં આવ્યું હતું. વિમાન ઘણું જ રમણિક અને દેદીપ્યમાન હતું. ભક્ત જનોના હૃદયને વિમાન ખેંચી રહ્યું હતું. પાલખી પર ફરફરતી ઈન્દ્રધ્વજ ગુરુદેવની યશગાથા ગાઈ રહી હતી. જરી અને કીનખાબના પડદાઓ ચમકી રહ્યા હતા.

ગુરુદેવના દેહને વિમાનના મધ્યભાગમાં સિંહાસન પર બેસાડવામાં આવ્યો હતો. હજારો તૃષિત નેત્રો પુનઃ ગુરુદેવના અંતિમ દર્શન કરી શકે એ રીતે ત્રણે બાજુથી મુખારવિંદ જોઈ શકાતું હતું. સવારના દશ બજતાં નરનારીનાં વૃંદોનાં વૃંદ એકત્ર થયાં હતાં. વિમાનમાં દેહની પધરામણી થતાં સૌના નેત્રોમાંથી અશ્રુપાતની ગંગા વહી રહી. સમગ્ર ગુરુદેવની અંતિમ વિદાય વસમી થઈ પડી. અનંત નીંદ્રામાં પોઢેલા ગુરુદેવની અખંડ શાંતિ અને મુખ છવાએલું પ્રશાંત મૌન જાણે છાતી ચીરી નાખતું હોય તેવું નક્કર હતું. બેંડ વાજાંઓ મહીં ગાયા પકુક–પકુક... ના અવાજે અને શરણાઈના કરુણ સ્વરોએ વિયોગના રંગને ખૂબ જ ઘેરો કરી દીધો.

ફરીથી એક ભયાનક ગર્જના થઈ જય, જય નંદા અને સંઘપતિની આજ્ઞા થતાં વિમાન અવકાશમાં તોળાઈ

ગયુ હજારો ખભા પર તે અવલબિત થયુ ખભા દેવા માટે પડાપડી થઈ રહી બધુ વ્યવસ્થિત અને અનોખી રીતે થઈ રહ્યુ હતુ ગુરુદેવની ઉપસ્થિતિ જાણે સૌના હૃદયને વશ કરી રહી હતી જનતા બધુ ભાન ભૂલી એક તરગમા તલ્લિન હતી ગુરુદેવનો વસમો વિયોગ અને હૃદયવેધક વિરહ અસહ્ય બની ગયો હતો

બેન્ડપાર્ટીની અવનવી કરુણ સુરાવલી સાથે વિમાન બગસરાના રસ્તા ઉપર ફરતુ રહ્યુ હૈયે હૈયુ દબાય તેવી ભીડમા જનતા હૃદય દ્રાવક જયકાર કરતી રહી વિમાનની ફરકતી ધજાઓ અગણિત નેત્રોમા સમાઈ ગઈ હરેક ગલી અને રવેશ જનતાની ભારે ભીડથી ઉભરાઈ ગયા હતા ઠેર ઠેર વિમાન પર પુષ્પ વૃષ્ટિ થઈ રહી હતી અક્ષત વરસી રહ્યા હતા સુવર્ણ અને ચાદીના ફૂલ ઉડાડવામા આવતા હતા

વિમાન પાસે આવતા લોકો નત મસ્તક બની જતા હતા સમશાન યાત્રાની લાબી કતાર ગુરુદેવની પ્રભુતાના દર્શન કરાવતી હતી ત્રણ કલાક સુધી હજારો લોકોના સરઘસે બગસરાના બધા માર્ગોપર ભ્રમણ કરી પુનિત આત્માને ભારે શ્રદ્ધાજલિ અર્પી

ગુરુવર શ્રી પ્રાણલાલજી મહારાજે બગસરામા જ દીક્ષા લીધી હતી બગસરામા જ કાળધર્મ પામ્યા જે જગ્યાએ દીક્ષા આપવામા આવી હતી તેજ જગ્યાએ અગ્નિ સસ્કારનો નિર્ણય કરવામા આવ્યો હતો સાતલ્લી નદીના કિનારે જગલભાગમા આ સ્થાન આવેલુ છે જે જગ્યાએ હસતે વદને મુનિવરને દીક્ષા અર્પી હતી તે જગ્યા અત્યારે મૌન ધારણ કરી શોક મગ્ન બની ગઈ હતી નદી સાતલ્લી દીક્ષાની સાક્ષી હતી તેને આજે ગુરુદેવની અતિમ યાત્રામા સાક્ષી બનતા જાણે વસમુ

લાગતું હોય તેમ મંદ પ્રવાહની બની હતી. વૃક્ષ પર બેઠેલા પક્ષીગણ કિલ્લોલ છોડીને જાણે શાંત બની ગયો હોય તેવું મૌન છવાયું હતું.

કાનના પડદા ભેદી નાખે તેવા ગગનભેદી જયનાદો સાથે વિમાન અંતિમ સ્થાને આવી પહોંચ્યું. અગ્નિદાહની ઘડી નજીક આવતા ભક્ત હૃદયો રડી ઊઠયા. આક્રંદની એક કારમી વ્યથા સૌના ચહેરા પર પ્રસરી ગઈ. 'હા, હા કાર' જેવા ભાવો વ્યાપી ગયા. શૂન્યતાએ જાણે સૌના મન ભરખી લીધા. રામબાગ અને ભૂતનાથના બગીચાઓથી સુશોભિત સાતલ્લીનો કિનારો અત્યારે જાણે રડી ઊઠયો. વિયોગના કાળા વાદળા મન ગગનમાં અંધારું પાથરી રહ્યા હતા.

વિમાન માડવી ચિતા સ્થળ પાસે આવી અટકી. શોક વિહ્વળ જન સમુદાય મર્યાદા રાખી ન શક્યો. કલાકો સુધી ધરબાયેલો શોક અત્યારે માઝા મૂકતો હતો. ગુરુદેવના અંતિમ દર્શન માટે ભારે ધસારો થયો. પોલીસ વ્યવસ્થા અને સ્વયં સેવકોના હાથ વ્યર્થ બની ગયા. ભગીરથ પ્રયત્ન છતાં મર્યાદા રેખા તૂટી રહી. શોક ઘેલા માનવીઓ ગુરુદેવના છેક છેલ્લા દર્શન માટે આતુર બની ગયા. કુસુમ ભરતી બહેનોનું ચિત્ર મહાકરુણ હતું.

ફરીથી એક મહાનાદ થયો. ગુરુદેવનો દેહ વિમાનમાંથી ઊંચકાયો. કઠોર કાળજે પુનિત શબને ચિતા પર ગોઠવી દેવામાં આવ્યું. ચંદન અર્ચિત લલાટ અને અનુપમ મસ્તક હજુ પણ પોતાનો ભારે પ્રભાવ પાથરી રહ્યું હતું. ઉત્તર તરફ મસ્તક મોઢવવામાં આવ્યું હતું. ચંદનના શુદ્ધ કાષ્ઠ અને પવિત્ર પદાર્થો ચિતાપર ચઢાવવામાં આવ્યા હતા. આખરે કઠોર ઘડી આવી પહોંચી. ગંભીર મૌન અને શાંતિ ફરીથી છવાઈ ગયા.

ઉપસ્થિત રહેલા માનવીઓના હૈયા જાણે વિહ્વળ દશામા ધબકવા લાગ્યા

મુબઈથી સ્પેશિયલ પ્લેનમા આવેલ સુખડ, સૌરાષ્ટ્રના નગરોથી આવેલ ચદન, કાષ્ટકપુર, ઘૃત, અગર વગેરે સુગ-ધિત પદાર્થો ગુરુદેવના દેહ સાથે ચિતાપર ગોઠવાઈ ગયા હતા વિમાન–માડવીમા ગુરુવરના દેહપર નવ કિમતી પછે-ડીઓ ઓઢાડવામા આવી હતી તે સકલ સામગ્રી ચિતાપર સમર્પિત કરવામા આવી હતી

બસ જોત જોતામા ગુરુદેવના સાસરિક કૌટુબિક સતા નોના હાથે અગ્નિદાહ આપવામા આવ્યો ભરપુર જ્વલન સામ ગ્રીથી ભરેલી ચિતા ભડભડી ઊઠી શાતિની આડ તૂટી ગઈ હજારો હૃદય ભેદક જય નાદો વચ્ચે ગુરુવરની કચન કાયા ભસ્મ થવા લાગી અગ્નિની પ્રચડ જવાળાઓમા ગુરુવરનો દેહ લુપ્ત થતો ગયો અલ્પ સમયમા પૂજ્યશ્રીના નશ્વર દેહ પુદગલમા વિલીન થઈ ગયો સમસ્ત જનતા અખડ અશ્રુ-ધારાએ રડી રહી હતી

ધીરે ધીરે જનતા ઓસરવા માડી જતા જતા લોકોએ ભારે હૃદયે ચિતા સામે દષ્ટિ ધરી મૂક શ્રદ્ધાજલી સમર્પણ કરી અહા? હવે ફરીથી તે સૌરાષ્ટ્ર કેસરી કયા મળવાના? મનનો આ ગૂઢ પ્રશ્ન મનમા જ સમી જતો દેવતાઓને પણ ઈર્ષા ઉપજાવે તેવુ ધન્ય જીવન સતોને મળે છે પરમ શાતિ ભર્યુ સુખ મડળ હજુ પણ જાણે લોક હૃદયને સમતા અને સમાધિનો સદેશ આપી રહ્યુ હતુ જનસમૂહ પાછો ફર્યો ત્યારે સૌના ચિતમા આભાસ થઈ રહ્યો હતો ચાલનાર ગજેદ્ર ગધ હસ્તી ચાલ્યો ગયો છે હવે ખાલી કેડી રહી ગઈ છે જે કેડીમા હજુ પણ પુનિત પગલા ભૂસાયા નથી

જે સ્થાને દીક્ષા આપવામા આવી હતી તેજ સ્થાન હતું કે જ્યા પૂજ્ય ગુરુદેવનો દેહલય થયો અહો એ સ્થળ પણ ગૌરવ અનુભવી રહ્યુ હતું તે પૃથ્વી જાણે પોતાના પ્રિય પુત્રને ગોદમા લઈ ગવિષ્ઠ બની ગઈ હતી જાણે તે કહી રહી હતી આજ સ્થળેથી લાલ પર અમુત લગાવી એક દિવસ આ બાળ યોગી જગતને ત્યાગ અને વૈરાગ્યનો સદેશ આપવા ચાલ્યો હતો સમગ્ર સૌરાષ્ટ્રની ધરાને ખૂદીને ગામડે ગામડે જ્ઞાન દીવડા પ્રગટાવી આજે પુન ચિર શાતિ લેવા મારામા સમાઈ ગયો છ તો તમા આશ્ચર્ય જેવુ શુ છે ? હે, માનવીઓ ! હવે જાઓ, તમારા મનના મેલ ઉતારો આ યોગીના દિવ્ય સદેશનુ સ્મરણ કરો હવે એને શાંતિથી સુવા દીઓ જૈન શાસનનો આ લાડકવાયો પોતાનુ અમૃતગાન સભળાવી સમાધિમાં સ્થિર છે બહેનો ! હવે તમારા રૂદન બધ કરો ઘેર જાઓ મેઘાણીજીની કવિતા મનમા ઉચ્ચારજો

સુતો છે અહી કોઈનો લાડકવાયો ઇત્યાદિ

જ્યારે જનવૃન્દ પાછો ફર્યો અને જનતા વિખરાઈ ગઈ ત્યારે સધ્યા ઢળી ચૂકી હતી અધકાર ધીરે ધીરે પૃથ્વી પર પર નિડર બનીને ઉતરી આ યો હતો દિશાઓ ગભીર બનીને શૂન્યાકાર પામી હતી પક્ષીઓના કલરવ અટકી ગયા હતા લોકોએ પુન સાતલ્લી નદી પાર કરી ત્યારે તેના જળ ધીમા પડી ગયા હતા તેના ઊડા પાણી જાણે લોકોને ઘોર વિયોગનો સકેત આપી રહ્યા હતા ભગસરાના ઝાખા દીવાઓ પ્રકાશવા માટે જાણે નકારતા હોય તેમ ટમટમી રહ્યા હતા લોકોએ ઘોર નિરાશામા નિશ્વાસ છોડ્યો હોય તેમ ગરમ હવાની એક કઠોર લહેરી પસાર થઈ ગઈ ભગસરા જાણે શૂન્ય થઈ ચૂક્યુ હતુ

સમાપ્ત

## પાઠશાળા અંગેનો
## શ્રી. દુર્લભજીભાઇ ખેતાણીનો અનુભવ

૮૬

અમરેલીમા દશાશ્રીમાળી બોર્ડિંગના કાયાપલટનુ કામ હતું તે થયા પછી ત્યાથી કેટલાક મિત્રો પૂ શ્રી પ્રાણલાલજી મ ના દર્શનાર્થે ધોરાજી જતા હતા મને પણ મિત્રોએ સાથે જોડયો

દર્શન કરીને ઉપલે માળે પાઠશાળાના સચાલકોની કારોબારીની મીટિંગ હતી ત્યા અમે સહુ ગયા સહુના આગ્રહથી અમારી મડળી ત્યા ચાલતા કાર્યમા ચર્ચા સાભળવા બેઠા

પાઠશાળાનુ કામ જેતપુરમા ચાલતું હતુ તે ખોળભે ચડયુ હતુ પુસ્તકાલય, ભડાર વિગેરે ધોરાજીમા પડયો હતો. તેની સારસભાળ કવચિત્ લેવાતી હતી એવા સજોગોમા સત્તાનો દોર સાચવી રાખવાની ઇચ્છાવાળા અને સસ્થા સારા પાયા પર મૂકવાના વિચારવાળોની વચ્ચે મતભેદ ચાલતો હતો તેમા જૂની પેઢીવાળા વૃદ્ધોના ડખાના કારણે કામ પાટે ચડતુ ન હતું.

એમ કરતા સાજના પાચેક વાગ્યા ચોવીહારની બાધાવાળા ચર્ચાને સકેલવાની વાત લાવ્યા કશુય પરિણામ આવ્યુ નહિ તેથી ખાલી હાથે નારાજી સાથે ઉઠવાનુ કેટલાક સભ્યોને ગમ્યુ નહિ

મારા તરફ બે ચાર જણાની નજર હતી મને કહ્યું "આમા કઈક મદદ કરો તો સારુ તુ પણ તપસ્વીજીના ચેલાનો દીકરો છે" મે હાજર જવાબ આપ્યો "આવી ધાધલમા મારો ગજ ન વાગે માટે મને તેમા જોડો નહી

મારા પર જેમને વિશ્વાસ વધુ પ્રમાણમાં હતો તેમણે પરબારો નિર્ણય લેતા હોય તેમ કહ્યું આપણે સહુ વાળુ કરીને આવીએ અને દુલભજીની શાકબારી નીચે ફરીથી ચર્ચા કરી કંઈક કામ કરીને ઊઠીએ 'કોઈ કાઈ બોલ્યુ નહિ. બધાઓ સમ્મત છે એવું વાતાવરણ બની ગયુ

હું તો પાછો જલદી ઘર તરફ જવાનો હતો. તેને બદલે રાત રોકાવાના નિર્ણય પર આવી ગયો

સહુ વાળુ કરીને આવ્યા અને પછી નવેસરથી મીટિંગ ભરાઈ અને પ્રમુખસ્થાન માટે કહેવામા આવ્યુ મે કહ્યું કોઈ વગર સમજે હાવે તેમ બોલબોલ કરશે તો બપોરની સભાની જેમ કોઈ જાતના પરિણામ વગર ઊઠવુ પડશે. માટે કૃપા કરીને વ્યવસ્થા સમ્ભાળવામા મને સહકાર આપશો તો કંઈક કામ કરી શકીશુ સહકારનો સુર બધા તરફથી આવ્યો. શાંત વાતાવરણમા સભા ચાલી સૌએ રૈયા હાલવ્યા કામ નથી થઈ શકયુ માટે બગડયુ છે તેમા બે મત ન હતા મે કહ્યુ 'હવે નવેસરથી બધારણ ઘડીએ અને પૂ વાપસવીજીની આ સસ્થાને પુનર્જીવન આપીએ, તોજ કંઈક કર્યુ' કહેવાય

ચર્ચા બધ થઈ બધા એક મતે નવા બધારણ માટે તૈયાર થયા એક પછી એક કલમો લખાતી ગઈ અને મજૂરી મળતી ઇઈ ઝડપી રાત વીતી ગઈ હતી પણ કામ તો હતુ બાકી હતું નીચે પૂજ્ય પ્રાણલાલજી મ આ વાત મને બહુ આતુરતાથી પરિણામ સાંભળવા જાગ્રત રહ્યા હતા લગભગ એક વાગે બહુજ આનદી વાતાવરણમાં કામ પૂરૂ કરીને સહુ ઊઠયા.

મારા સાથે આસરે પાંચ વરસ સુધી આ પાઠશાળાના કામનો બોજો નાખવામાં આવ્યો. જે મે રાજીખુશીથી સ્વીકારી લીધો. આ કીસ્સાને હુ અકસ્માત કહુ છુ નીચે ઊતરવા

હતા ત્યા મહારાજશ્રીએ મારા માટે રાખેલ દુતે કહ્યું, "થોડી વાત કરવી છે તો મળીને જવાનુ રાખશો

હુ તો તેમના દર્શન અર્થે ઓરડીમા ગયો ત્યા અમારા સિવાય કોઈ ત્રીજુ ન હતું તેમનો મારા પ્રત્યે ભાવ તો હતો તેથી તે રાત્રે થયેલા આકસ્મિક કિસ્સામા જે પાઠ ભજવ્યો હતો તેની વાત તલેતલ સાભળવી હતી તેઓશ્રીનુ હૈયુ હર્ષથી ઉભરાતુ હતુ

મને પ્રેમથી બાથમા લઈ છાતી સરસો ચાપ્યો ઝળઝળીયાભરી આખે બે મિનિટ સુધી બને બોલ્યા વગર શાત રહ્યા મે વિનતી કરી "હુકમ કરો" તેમણે કહ્યુ "ગુરુ-મહારાજની આ સસ્થા ઊચે ન આવે ત્યા સુધી પાચ વરસ તેની લગામ તારે ન છોડવી હુ પ્રેમવશ હતો મુગે મોઢે મે કબૂલ કર્યું અને તેમણે ઘણા સતોષ સાથે વાસો થાબડયો

પ્રસગ વીતી જાય છે અને તેની છાપ માણસના દિલમા રહી જાય છે હુ જેતપુર ગયો ત્યા નાથાલાલભાઈ કામદારને મળ્યો પાઠશાળાની વાતો પૂછી ત્રણ છોકરા સસ્થામા હતા ગરીરે સુકલકડી જેવા અને મોઢાપર હોસ વગરના

વિશાળ પાઠશાળાનુ મકાન, દરબારશ્રી લક્ષ્મણવાળાનો ડેલો એમા અદર જઈએ તો સામે આવીને ખાવા દોડે એ બધા સ્વપ્ના તુલ્ય પ્રસગોને મે વિસારે પાડયા જેમ તેમ કરીને પાઠશાળાને વડિયા લાવવાનુ વિચાર્યું અને જેતપુરના વિચારવત માણસોએ 'હા' પાડી પણ કાઈ મિલકત દેવાની સાફ ના પાડી

મે માગ અનેક મકાનોમાથી એક મકાન પાઠશાળા ચલાવવા માટે કાઢી આપ્યુ અને ધીરે ધીરે કામ ચાલુ કર્યું

સસ્થાના સદ્ભાગ્યે જુનાગઢના વકીલ જેઠાલાલભાઈ રૂપાણીએ મને સાથ આપ્યો તેને લીધે રાવસાહેબ મણીલાલભાઈ પણ આવતા જતા થયા પાઠશાળા આદર્શ બનાવવાની મહત્વા કાક્ષામા સહુના સહકાર મળ્યા

છોકરાઓની સખ્યા છત્રીસની થઈ સવારમા ધાર્મિક શિક્ષણ અને દિવસે ગામની સ્કૂલમા ભણવા જવાનુ હતુ હવાપાણી ઘણા સારા હતા એટલે છોકરાઓ કિલ્લોલ કરતા શરીરશ્રુ જેવા થયા

વખત જતે ધરનુ મકાન બાધવાનો વિચાર કર્યો પણ કે ન મળે. જેતપુરના મકાન તરફ નજર ગઈ જેની કિંમત તે વખતે દોઢ લાખ રૂપિયા જેવી ગણાતી હતી પણ સ્થાનિક માણસો જૂના અને જબરા તેઓ કઈ ખીલી ખસવા દીયે તેવા ન હતા મારુ નિશાન ખાલી ગયુ પછી મિત્રો સાથે વિચાર વિનિમય કરતા વડિયા ધાર ઉપર નવુ મકાન બાધવાનો નિશ્ચય કીધો.

સસ્થા ઉન્નતિને પથે જતી દેખી, ગોડલના સાહેબ ગામના સભ્યો કમિટી વખતે હાજર થયા રાત્રે અગિયાર વાગ્યા સુધી ત્રણ ત્રણ દિવસ મીટિંગ ચલાવી સતોષકારક નિવેડો લાવતા સુધબળ આવ્યુ સસ્થાનુ વાતાવરણ બહુ સુધર્યુ જગ્યા લઈને મકાન બાંધવાનુ શરૂ કર્યુ

વીરાણી શામજી બાપાના સુપુત્રો શ રા વીરાણી ભાઈઓ તરફથી ગૌશાળા માટે પૈસા મળ્યા નગરજનોએ હાઈસ્કુલ મેટ્રિક સુધી આગળ વધાવવામા ખર્ચ ખમ આપવાની કબૂલાત આપી પાઠશાળા નિમિત્તે હાઈસ્કુલ વ્યવસ્થિત થાય થઈ ગઈ પછી તો પુસ્તક ભડાર જેતપુરથી લાવવામા સહકાર મળ્યો લાઈબ્રેરી પણ સુદર બની થઈ મકાનનો ખર્ચ જેમ જેમ વધારતા ગયા તેમ તેમ વધનો મળતા ગયા.

બોર્ડિંગ તથા શાસ્ત્રાભ્યાસ માટે પડિત રોશનલાલજીની નિમણૂક થઈ ત્યારથી આજસુધી તેઓ એકધારી સસ્થાને સારી રીતે સેવા આપતા રહ્યા છે જેમા સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા અભ્યાસનો લાભ લઈ રહ્યા છે પાઠશાળાની કીર્તિ જોરથી જામવા અને વધવા માડી

હુ હવે સસ્થા છોડવાની તૈયારીમા હતો પણ સસ્થા કરજમા હોઈ તે છોડી શકયો નહિ હવે બીજો અકસ્માત થયો.

હુ મુબઈથી કલકત્તા ગયો ત્યાથી એક દિવસમા પાઠ-શાળાને પચીસ હજાર રૂપિઆ મળ્યા ત્યાથી રાજકોટ આવ્યો, ત્યા મિત્રોને વિનવ્યા અને બીજા સાડત્રીસ હજાર રૂપિયાના વચનો મળ્યા

પૂજ્ય પ્રાણલાલજી મ નુ ચોમાસુ વડીયામા હતું અને સમસ્ત સૌરાષ્ટ્રના ભાઇઓ બહેનો પર તેમનો પ્રભાવ ઘણો હતો મારો વીલ પાવર (ઇચ્છાશક્તિ) તેઓશ્રીના આત્મબળ પર નિર્ભર હતો પાઠશાળા માટે સમેલન ભરાવાનુ હતુ ત્રણ દિવસ બાકી હતા હુ અને મિત્રો આસમાન જમીન એક કરવા મથતા હતા.

સમેલન શરૂ થયુ પૂજ્યશ્રીનુ પ્રવચન થયુ મારે તો મોટા ફંડ માટે અપીલ કરવાની હતી થાકેલે શરીરે મે બધુ કરી છૂટવા સારુ પરિણામ લાવવાની હામ ભીડી હતી મોટા ઊભા કરેલા સમીઆણામા પ્રખદા ઘણી હતી અને સુદર વાતાવરણ જામ્યુ હતુ મારી અપીલને વિરાણી સહિત જનતાએ વધાવી લીધી અને સવા લાખ રૂપિયા તો લખાઈ ગયા પણ કોઈ પુણ્ય ઘડી એવી હોય છે, જ્યારે કઈક અવનવુ બને છે શ્રી કેસુભાઈ પારેખે મારી બીજી અપીલના જવાબમા બીજા એકસઠ હજાર રૂપિયાનુ વચન આપ્યુ અને પછી બીજી રકમો આવવા માડી.

અને હું અકસ્માત ત્રીજો કહું છું તેજ દિવસે લોકોની નાની મોટી રકમો મળીને બે લાખ ત્રીસહજાર રૂપિયા જેવી રકમ વરિયા આમે થઈ ચૂકી અને આપણે ત્રીજો અકસ્માત કેમ ન કહીએ? પણ આ બધો યશ આ સાધુ પુરુષ સ્વ પ્રાણલાલજી મ.ના આત હું માનું છું હું તો સાક્ષી હતો આ બધો પ્રભાવ સદ્ગુરુ પ્રાણલાલજી મ નો જ છે ગુરુભક્તિ જેમના અંગમા રગેરગ વ્યાપેલી હોય વિદ્યાના દાન માટે જેમણે ભેખ લીધો હોય સમાજકલ્યાણનો મજીઠિયો રંગ જેને લાગ્યો હોય ત્યાંજ આવું બને

સમાજ માટે આ પ્રસંગ શિક્ષાપ્રદ કઈ રીતે છે? સ્થાનકવાસી જૈન સમાજને ધર્મ ભાવના, આત્મિક કલ્યાણ અને લૌકિક ધર્મને જીવત રાખવાના અવલંબન રૂપ જો કોઈ હોય તો તે માત્ર જીવન મૂર્તિરૂપે સાધુ સાધ્વીઓજ છે સમાજની આંખો નહિ ઊઘડે તો આ સમાજની આવતી કાલ-અંધારામા ગોથા ખાતી હશે. વિચારવાનોએ આ સૂચન તરફ લક્ષ કરવા જેવું છે

શ્રાવકોએ સાધુ સાધ્વીજી માટે શાસ્ત્ર અભ્યાસના યોગ્ય સાધનો જોડવી તેમને શાસ્ત્ર સજ્જ બનાવવા માટે સારી પાઠશાળાઓ સ્થાપવી પડશે. વધુ નહિ તો હિંદુસ્તાનની ચાર દિશામાં ઉત્તર દક્ષિણ પૂર્વ ને પશ્ચિમમાં યોગ્ય સ્થળે મહાશાળાઓ એવા પ્રકારની સ્થાપિત કરવી જરૂર છે કે જ્યા સારામાં સારી લાઈબ્રેરી શાસ્ત્રોનો ભંડાર રહેતો હોય અને ઉત્તમ પ્રકારના પંડિતો માગધી અને સંસ્કૃતનું પઠન પાઠન કરાવનારા હોય

એક સુપ્રીમ બોડી-ઉત્તમ કક્ષાની સમિતિ તેના પર દેખરેખ રાખનારી હોય તે અભ્યાસીઓની પરીક્ષાઓ લેવરાવે

અને યોગ્યતા પ્રાપ્ત કરે તેને સર્ટિફિકેટ (પ્રમાણુપત્ર) આપે આવી રીતે પ્રમાણિત થએલ સાધુ સાધવીઓ જ પાટ પર બેસી પ્રવચન કરી શકે રામકૃષ્ણુ મીશનના સન્યાસીઓ જેમ સર્વ ધર્મના અભ્યાસી હોય અને જગતના ગમે તે સમાજની વચ્ચે જઈને ધર્મ સબધી વાર્તાલાપ કરી શકે, એવી ઓછામા ઓછી લાયકાત ધરાવનાર આપણા સાધુ સાધવી હોવા જોઇએ

આવુ કરવા માટે નમૂના રૂપ આજે વડિયા પાઠશાળા સમાજ સમક્ષ તૈયાર છે તેમા અનેક સાધનોનો ઉમેરો કરીને સમાજ તેના પર લક્ષ કેન્દ્રિત કરે એવી ઉત્કૃષ્ટ ભાવના સાથે આ સૂચન કરવામા આવ્યુ છે

## લાભ ચદ્ર જી મહારાજશ્રીનો અભિપ્રાય

સ ૨૦૨૩ના ચૈત્ર શુદ ૧૩ (દ૦) દુર્લભજી કેશવજી ખેતાણી

---

ઘણા વરસથી છઠછઠના અને હાલમા અઠમ અઠમના પારણા કરનારા બા બ્ર બાલયોગી આદર્શ સત વોર મહા તપસ્વી, અલ્પ નીદ્રાવાળા, અનેક ધાર્મિક પુસ્તકોના લેખક પ્રીય વ્યાખ્યાની શ્રમણુ સઘીય પૂજ્ય લાભચદ્રજી મહારાજ શ્રીની દષ્ટિએ લખાયેલ લખાણનો સાર સગ્રહ કર્તા રતીમુનિ

આ જગતમા અનેક જીવો જન્મે છે અને મરે છે પણ જેઓ કાઇક સ્વ તથા પરના આત્માનુ સાર્થક કરી જાય છે તેઓનીજ ગણના આત્મહિત માટે ઉપયોગી છે તે પૈકી પૂજ્ય માણુલાલજી મહારાજશ્રી પણ આત્મ સાર્થક કરી ગયા છે તેઓ ધર્મના પ્રાણ અને સમાજના સાચા સુકાની હતા સેવામા રક્ત હતા સરલતા, નીખાલસતા, ગભીરતા, સહનશીલતા, સમભાવ એ કુદરતી બક્ષિસ રૂપે તેમનામા જોવામા આવતા આત્માના તેઓ સાચા ઝવેરી હતા સમર્થ મહાત્મા જય માણેક ગુરુદેવ

ણી પારખવાની શક્તિ તેઓને મળી હતી—પરિચયમા આવનાર જન જનના માનસને પારખનારા હતા

સાવરકુન્ડલા મુકામે ૨૩ દિવસ સુધી સાથે રહેવાનો અમારે મોકો મળ્યો હતો. તે સમયે સૂક્ષ્મ દ્રષ્ટિએ અભ્યાસ કરતા એક નિર્ણય પર હુ આવેલો કે આ મણુ જૈન સમાજનો તેજસ્વી સાચો સીતારો છે તેમણે જ્ઞાન પ્રકાશ માટે અથાગ પરીશ્રમ કરેલો છે વઢીયારમા તપસ્વીજી જૈન વિદ્યાલય તથા પૂ ડુંગરસિંહજી મ. ના નામથી ચાલતા પુસ્તકાલયો જામનગર ગોડલ રાજકોટ. રાણપુર જે દેખાય છે તે એમના પુરુષાર્થનુ પરિણામ છે—

સારા માણસની કિંમત તેમની ગેરહાજરીમા પણ વધારે અંકાય છે તેમ આ પુરુષ માટે પણ તેમ હુ માનુ છુ

સ્થુલ શરીરરૂપે આજે તેઓ આપણી સમક્ષ નથી પણ સદ્ ક્રત ય રૂપી સુવાસ તેમની આપણી સ મુખ છે

આવા જૈનના સીતારા માણસી આરા પ્રાણ સુસતને કોટી કોટી વ દન એજ લાભમુનિ શ્રમણ સ ઘીય

અમદાવાદ સ વત્સરીપર્વ ૮–૯–૬૭



પૂ પ્રાણુલાલજી મહારાજ કાળધર્મ પામ્યા ત્યારે નીચેના અખબારોમા સ્વ. વિષે જૈનપ્રકાશ મુબઈ, સ્થા. જૈનપેપર અમદાવાદ, રત્નજ્યોત સુરેન્દ્રનગર, જયહીદ રાજકોટ, નૂતન સૌરાષ્ટ્ર રાજકોટ, નવરોઝ કલકત્તા, પેપરોમાં જીવન ઝરમર પ્રગટ થઇ હતી. અહી જૈન પ્રકાશમાં આવેલ સમાચારો પ્રગટ કરીએ છીએ.

આ દુખદ શોક-સમાચાર મળતા સ્થા **જૈન** સમાજમા ખાસ કરીને સૌરાષ્ટ્રમા શોકની લાગણી પ્રસરી ગઈ છે પ્રખરવકતા પૂ રત્ન પ્રાણુલાલજી મહારાજશ્રી ગોડલ સપ્રદાયના પૂજ્યશ્રી જયચદ્રજી મહારાજશ્રીના પ્રિય શિષ્ય હતા તેઓશ્રી પ્રખરવકતા અને સૂત્ર-સિદ્ધાન્તના સારા જાણકાર હતા તેમની વાણીમા અપૂર્વ માધુર્ય અને ઓજસ હતુ વસ્તુ-પ્રતિપાદન કરવાની અપૂર્વ 'કળા' હતી **જૈન**-શિક્ષાના પ્રચાર તથા જ્ઞાનભડારની રક્ષા પ્રત્યે તેમનુ ખાસ લક્ષ્ય હતુ વડિયામા સ્થા **જૈન** વિદ્યાલયનો જે વિકાસ આજે જોવામા છે એ એમની જ્ઞાનસાધનાનુ પરિણામ છે સૌરાષ્ટ્રમા **જૈનધર્મ**નો પ્રચાર કરવામા તેમનુ અગ્રગણ્ય સ્થાન હતુ પૂ મુનિશ્રી જયતિલાલજી મ સા કે જેઓ આજે બગાલ, બિહાર, ઓરિસામા જૈનધર્મનો અપૂર્વ પ્રચાર કરી રહ્યા છે તેઓ પણ પૂ રત્ન પ્રાણુલાલજી મહારાજશ્રીના જ પ્રિય શિષ્ય છે પોતાના શિષ્યને જ્ઞાનાર્જન માટે બનારસ જવાની અનુમતિ-આજ્ઞા આપી જ્ઞાનનો માર્ગ પ્રશસ્ત કર્યો હતો જ્ઞાન પ્રચાર જ્ઞાન-ભડારની રક્ષા, અને ચતુર્વિધ શ્રીસઘની પ્રગતિ માટે તેમનુ ખાસ લક્ષ્ય રહેતુ ગોડલ સપ્રદાયના પ્રતાપી પૂજ્યશ્રી ડુગરશી મહારાજશ્રીનુ સમૃદ્ધ જીવન-ચરિત્રનુ પ્રકાશન તેમની

પ્રેરણા અને પ્રયત્નશીલતાનું જ પરિણામ હતું. પવિત્રરત્ન પૂ. પ્રાણલાલજી મ. સા. ના દુઃખદ સ્વર્ગવાસથી ગોંડલ સંપ્રદાયને તથા સ્થા. જૈન સમાજને જે ખોટ પડી છે તે જલ્દી પૂરી શકાય એમ નથી. પૂજ્યશ્રી પુરુષોત્તમજી મ. સા. ને તથા સૌરાષ્ટ્રના તથા બૃહદ ગુજરાતના ચતુર્વિધ શ્રીસંઘોને આ શોક-સમાચારથી આઘાત પહોંચે એ સ્વાભાવિક છે. સ્વર્ગસ્થ પુણ્યાત્માને અપૂર્વ શાન્તિ પ્રાપ્ત થાઓ અને તેમના પુનિત પગલે ચાલવાનું બળ પ્રાપ્ત થાઓ એ મદાજતી છે.

( જૈનપ્રકાશ ૧-૧-૫૭)— શાન્તીલાલ વનમાળી શેઠ



પૂ. પ્રાણલાલજી મહારાજ શ્રી કાળધર્મ પામ્યા તે નિમિત્તે દિલગીરી દર્શાવતા બસો ઉપરાંત તારો આવ્યા તેમાંથી અમુક તારોની અહીં નોંધ લીધી છે.

મુંબઈ માટુંગા વીલેપાર્લે કાંદીવલી

મલાડ દાદર વગેરે મુંબઈ એરિયાના સીત્તેર તારો આવ્યા

તેમાંથી અમુકની નોંધ કરી છે

મુંબઈ શ્રી કાઠિયાવાડ દશાશ્રીમાળી જૈનસંઘ

મુંબઈ ,, દશાશ્રીમાળી જૈન ભોજનાલય

,, ઘાટકોપર સંઘ

,, જૈન સંઘ

,, માટુંગા સ્થા જૈન સંઘ

,, કુંડલા જૈન મંડળ

,, દુર્લભજી કેશવજી ખેતાણી ભાઈઓ

,, જેચંદ જમનાદાસ તેજાણી પરિવાર

,, કુબેરદાસ પાનાચંદ તેજાણી પરિવાર

,, છગનલાલ કામદારભાઈઓ

,, કાંદીવલી જૈન સંઘ

,, રામજીભાઈ શામજીભાઈ વીરાણી

,, રામજીભાઈ હંસરાજ કામાણી

,, નરભેરામ હંસરાજ કામાણી

,, દોશી બ્રધર્સ

,, કાલીદાસ હેમચંદ મેઘાણીભાઈઓ

,, કાન્તીલાલ વીઠલદાસ આટકીયાભાઈઓ

,, ભાઈલાલ મોતીચંદ દડીયાભાઈઓ

,, નંદલાલ પોપટલાલ વીરાણીભાઈઓ

,, વેગવલના ભાઈઓ બહેનો

,, મલાડ જૈનસંઘ

,, દાદર જૈનસંઘ

,, સોમચંદ મીઠાભાઈ વેરાવળવાળા

